Regiscred No. B. 1654.

॥ श्रीगौतमायनमः ॥

સુરત જૈન વનિતાવિશ્રામને અંગે પ્રકટ થતું માસિક

# મહિલા ભૂષણ.

सद्गुणनीतिविधायकलेखै रुचिरं प्रकाश्यते धन्यम्
महिलाभूषणमेत , स्वस्त्रीहितकृते सततम ॥

પુસ્તક ૪ થું. અંક ૧ લો. જ્યેષ્ઠ સંવત ૧૯૭૮.




વાર્ષિક લવાજમ રૂ. ૨. પોસ્ટેજ સાથે અગાઉ-થીજ.

સંપાદિકા:—બ્હેન રૂક્મિણી શેઠ સા૦ હીરાચંદ મોતીચંદની વીધવા.
ગોપીપુરા-સુરત.

# વિષયાનુક્રમણિકા.



## શ્રી જૈન વનિતાવિશ્રામનો હેતુ.

આ સંસ્થાનો મુખ્ય હેતુ એ છે કે જૈન વિધવા બ્હેનો આ સંસ્થાનમાં રહી સાધુ જીવન ગાળે, ધર્મનીતિ સબંધી જ્ઞાન પામે, તેઓનું નિરૂદ્યમી જીવન ઉદ્યોગી બને, તેઓ કર્તવ્યપરાયણ થાય, તથા તેઓની માનસિક તથા આધ્યાત્મિક સ્થિતિ સુધરે કે જેથી તેઓનું જીવન આપોઆપ શાંતિવાળું ગૌરવવાળું તથા આત્મશ્રદ્ધાવાળુ બને અને તેઓ પોતાના કુટુંબને સહાયક, તથા સમાજને પણ ઉપયોગી થઈ પડે. તે ઉપરાંત સ ..વા શ્રાવિકા બ્હેનો તથા જૈન કન્યાઓને ધર્મનીતિની તથા વ્યવહારિક કેળવણી આપવી કે જેથી તેઓ ઉત્તમ ગૃહિણી તથા માતા બને અને કર્તવ્યનિષ્ટ થાય.

ઠે૦ ગોપીપુરા–સુરત.


આ પત્ર સુરત–ચૌટાના પુલ ઉપર ટાંકી પાસે આવેલા "શંકર" પ્રિન્ટીંગ પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યું અને બ્હેન રૂકિમણી હીરાચંદ મોતીચંદની વાવવાએ ગોપીપુરા સુરતમાંથી પ્રગટ કર્યું.

# મહિલા ભૂષણ.

પુસ્તક ૪ થું. જ્યેષ્ઠ, સંવત ૧૯૬૯. અંક ૧ લો.

## कर्तव्य.

પદ (આભમાં ઝીણી ઝબુકે વીજળી રે એ રાગ,)

ભૂષણ આદર્શ ગૃહિણી ઉર ધરોરે.
સદ્‌ગુણો અંતરમાંહિ ઉતારો–મહિલાઓ ગુણ ગ્રાહી થજો ખંતથીરે–૧
સહન શીલ સંતોષી નિર્મળ થવુંરે,
નમ્ર વીવેકી બનો ઉત્સાહી–મહિલાઓ ગુણગ્રાહી—૨
સેવા ભક્તિ ભાવ સ્વીકારજોરે.
દીન દુઃખીની દયા લાવી દીલ–મહિલાઓ ગુણગ્રાહી—૩
ધર્મ દાન શિયળ સંભાળજોરે.
શાસ્ત્ર તણી આજ્ઞા અનુસાર–મહિલાઓ ગુણગ્રાહી—૪
ગૃહસ્થાશ્રમ શિક્ષણ ઉરે ધરોરે.
ભારત સુંદરીઓ ધરી ઉલ્લાસ–મહિલાઓ ગુણગ્રાહી—૫
ક્રોધ માન માયાને નીવારજોરે.
ક્લેશ કંકાશને કરી દૂર–મહિલાઓ ગુણગ્રાહી—૬
સદ્‌વિદ્યા વિનય તપજપ કરીરે.
મહિલાભૂષણ શોભાવી સદાય–મહિલાઓ ગુણગ્રાહી—૭

संपादिका.

# मातृत्व भावना.



શિખરણી.

અરેરે! વિશ્વોના કૃત્રિમ સઘળા ભાવ તજીને,
સુખે લીધી શાન્તિ જીવન છળભેદો વિરમીને;
મધુરૂં તે લાગ્યું તુજ હૃદયને ઈષ્ટજ દીસે,
અરે વ્હાલી માતા? તુજ વિરહમાં આગ ઝળકે. ૧
નથી હૈયે સોસ્યાં અતિ ગહન આવાં દુઃખ અને,
અરેરે? દિલાસો સ્વજન પરથી ના મળી શકે;
મધુરી આ સ્થિતિ તુજ હૃદયને લાગતી ભલે,
અરે? આ સંસારી તુજ વિરહને ના સમજશે. ૨
મને પાળી પોષી જીવન પથમાં ઉન્નત કરી,
અનેરાં સુપાઠો વિધ વિધ ભણાવ્યાં શ્રમ થકી;
દિલાસો દુઃખોમાં મુજ હૃદયને ત્યાંથી મળશે,
અરેરે તે માતા! તુજ સમીપનાં સુખ ત્યજતો. ૪
અરેરે! આ રોવું જીગર બળવું યોગ્ય ન દીસે,
પરંતુ તે મારૂં હૃદય કુમળું ખમી ન શકે;
અશ્રદ્ધા ના ધારૂં કુદરત તણા કાર્ય પરની,
વિયોગે હું માતા? તુજ નવનવા સ્નેહ ચિતરૂં. ૫
નથી સેવ્યા પ્રિતે અહર્નિશ તારા ચરણને,
નથી સંતોષ્યો મેં તુજ હૃદયના સ્નેહ રસને;
મહા કષ્ટો વેઠી હૃદય તુજ રાખે રસ ભિનું,
અરે વ્હાલી મૈયા? તુજ વિરહથી આ બધુ લીધું. ૫
હવે હું યાચું છું તુજ સમીપમાં માફી મળશે,
બધી આશા ત્યાગી તુજ હૃદયને સુખ મળશે;
પ્રભુ પાસે યાચું તુજ હૃદયની શાન્તિ સઘળે,
અરે વ્હાલી મૈયા? મધુર મીઠી આશા ઝળકશે. ૬

જસરાજ હરગોવિંદદાસ શાહ.
શાન્તિ ભુવન વિરમગામ.



# "સુંદરતા શામાં રહેલી છે ?"

લેખક મુનિશ્રી કસ્તુરવિજયજી.

અખિલ વિશ્વના વતનીઓ સુંદરતાની શોધમાં સમગ્રજીવનનું જોર ખોઇ નાંખે છે. છતાં સુંદરતા મેળવવા ભાગ્યશાળી નિવડી શકતા નથી. કેટલાક અસુંદરને પણ સુંદર માની આનંદિત થાય છે, પરંતુ તેમને પરિણામે નિરાશ થવું પડે છે.

દુનિયામાં સાચી સુંદર વસ્તુ તેજ કહી શકાય કે જે વસ્તુ પરિણામે સુંદરતાનો પરિત્યાગ ન કરે અને પોતાના આશ્રિતને સુંદર બનાવે. સાચું સોનું તેજ કહી શકાય કે ઘસવાથી કાપવાથી કે તપાવવાથી સુવર્ણપણાનો પરિત્યાગ ન કરતાં ઘરેણાં બનાવી પહેરનારને દીપાવે. સાચું અમૃત તેજ કહી શકાય કે પાન કરનારને અમર બનાવે.

કાચના મણકાની માળા પહેરનાર કરોડપતિ પોતાની ઐશ્વર્યતાની ખ્યાતિ ખોઈ નાંખે છે. જો કે કાચમાં ચમક સારી હોય છે પણ તે રત્નનું કામ સારી શકતો નથી. રત્નની સુંદરતા તથા ગુણો રૂપાળા કાચના મણકામાં હોઈ શકતાં નથી, એટલાજ માટે સુંદર માની ગળામાં ધારણ કરનાર માનવીને હલકાઓની ગણત્રીમાં ગણાવે છે.

કેવળ ગોરી ચામડી અને માંસના ભરાવવાળું માનવી સુંદર કહી શકાય નહીં. આત્મા અસુંદર અને દુર્ગુણી છે તો પછી ગમે તેટલો રૂપાળો માનવી કેમ ન હોય તેની ગણત્રી અસુંદરમાંજ થઇ શકે છે. જેના સંસર્ગથી પોતાનું જીવન અમૃતમય બને, પોતાનો આત્મા ઉજ્વલ કાંતિમય બને તે પછી શરીરથી શ્યામ હોય, કૃશ હોય અથવા દૈવથી અપંગ ગમે તે દિશામાં વિચરતો હોય, છતાં સાચો સુંદર તેજ કહી શકાય છે.

બ્રહ્મચર્ય શિયળ, સંતોષ, સદ્વર્તન આદિ પોતાના અમૂલ્ય ઝવેરાતને નશ્વરરૂપના બજારમાં જુગુપ્સિત વિષયકોડીના મૂલ્યે વેચી નાંખનાર જેવો દુનિયામાં કોઇપણ મૂઢ નથી પતંગીયું દીપશિખાને સુવર્ણશિખા માની આનંદ મેળવવાને ઝંપલાય છે, પણ સાચી સુંદરતાના અભાવે પોતાની આશાના સાથેજ બળી મરે છે. આજ પ્રમાણે આત્મા અસુંદર પણ શરીરની સુંદરતાએ સુંદર માની લેનાર મૂઢ માનવીની દુર્દશા થાય છે

આત્માની સુંદરતાને લક્ષ્યમાં રાખી ગવેષણા પૂર્વક સહવાસમાં વસનાર સાચી સુંદરતાના સંયોગથી સર્વોત્કૃષ્ટ સુંદર બની શકે છે. કેવળ શરીરની સૌંદર્યતામાં સપડાયલા પોતાના આત્મા તથા શરીરને અસુંદર બનાવી અસુંદર યોનિયોમાં પ્રવેશ કરીને અસુંદર આકૃતિઓના આશ્રિત થાય છે દુનિયામાં જેટલું અસુંદર તથા અપ્રિય અનુભવાય છે તથા જોવાય છે તે સર્વ અસુંદરતાના સંસર્ગનું ફળ છે. અનેક ભવોમાં ઉત્સાહપૂર્વક અનુકૂળ પોષકપદાર્થ દ્વારાપુષ્ટ કરાયલા. સર્વથા પ્રકારે પૂર્ણ તથા પુષ્ટ બની પોતાના પોષણકર્તાને તૃપ્ત રાખી તેને દેહાંતદંડની શીક્ષા કરીને દોઝગમાં નાંખનારા, અમેયદુખદ વિષયોના પુનઃ પોષણ માટે જે મૂઢ માનવીઓ તથા અબળાઓ પોતાની આંતરિય તથા બાહ્ય ધન સંપત્તિ ખોઇ નાંખે છે તેઓ અનંતાકાળે પણ સુંદર તથા પવિત્ર વસ્તુઓ મેળવીને પોતે સુંદર તથા પવિત્ર બનવા ભાગ્યશાળી થઇ શકતા નથી.

વ્હાલી બેન ! તારા જીવનમાં જે ચિંતા છે તે તને લાગે છે કે બીજા જીવોના તારા પ્રત્યેના અમુક જાતના વર્તનથી ઉદ્દભવેલી છે, માટે તેમાં તું શું કરી શકે ! પણ બ્હેન ! આ સ્થળે સ્મરણમાં રાખવું કે તમારા સુખદુઃખમાં બીજા જીવો તો નિમિત્ત માત્ર છે. તારી હાલની સ્થિતિ તે તારા પૂર્વે કરેલાં કર્મોનું પરિણામ છે, આપણે પૂર્વેભવોમાં કોઇક જીવોને સતાવ્યા હોય. તો તે જીવો આપણા સંબંધી તરીકે આવે અથવા બીજી કોઇપણ રીતે આપણા પ્રસંગમાં આવે, અને આપણને દુઃખનું કારણ થઈ પડે. હવે તે તે જીવો પ્રત્યે દુઃખ લગાડ્યા વિના, અથવા તે નિમિત્તે ચિંતા કર્યા વગર આપણા મનના વળણને ફેરવવું. દરેક જીવ આપણા સંબંધમાં આપણા પૂર્વ કૃત કર્મને લીધે આવે છે, પણ તે જીવ આપણને કાંઇક શીખવવા માટે પણ આવે છે. એ વાત ભુલવી જોઇએ નહિ. આપણું કોઈ સ્વજન ક્રોધી હોય, અને તેનાં વચનોથી આપણને દુઃખ થવાનો સંભવ છે, પણ જો આપણે એમ વિચારીએ કે તે આપણને સંયમનો પાઠ શીખવે છે, તો આપણે તેને શત્રુરૂપ ગણવાને બદલે મિત્રરૂપ ગણતાં શીખીશું. કારણ કે તેટલે અંશે તે આપણો ઉપકારક છે. કોઈક આપણી નિંદા કરતું હોય, ત્યારે આપણે આ પ્રમાણે વિચાર કરવો. જો આપણામાં કાંઇ પણ નિંદાને ઉત્પન્ન કરે તેવું કારણ હોય તો દૂર કરવું. અને જો ખોટીજ નિંદા થતી હોય, તો પછી જે દોષ આપણામાં નથી, તેને વાસ્તે દીલગીર શા સારૂ થવું ? વળી નિંદકો પણ એક રીતે આપણા ઉપકારક છે, કારણ કે આપણી નિંદા થાય, તેવું કાર્ય કરવા પ્રત્યે આપણું સ્હેજ પણ વળણ હોય તો આ નિંદક મિત્રોના પ્રભાવથી આપણે તેવું કાર્ય કરતાં અટકીએ છીએ.

વળી આપણે પોતે તો આપણાં દુઃખનાં ઉત્પાદક નથીને તેનો વિચાર કરવો. કારણ કે ઘણીવાર આપણે પોતેજ તે દુઃખના કારણભૂત હોઇએ છીએ, અને દોષ બીજાને શિર ઢોળીએ છીએ. માટે દુઃખના કારણભૂત ઇર્ષા, દ્વેષ, અનુદારતા પરદોષ દૃષ્ટિ વગેરે જે કાંઇ અશુભ તત્ત્વ આપણામાં હોય તે દુર કરવા પ્રથમ આપણે પ્રયત્ન કરવો. આપણા હૃદયમાંથી જ્યાં આવા અશુભ ભાવો જતા રહેશે, એટલે મન ઉપરથી મોટો બોજો ચાલ્યો જશે, અને દુઃખ કદાચ રહેશે, તોપણ દુઃખમાંથી તેનો ડંશ ચાલ્યો જશે.

વળી આ સાથે સ્મરણમાં રાખવું કે જે જે બનાવ આ વિશ્વમાં બને છે. તે સારા વાસ્તેજ બને છે જે બનાવ બને તે આપણને તે સમયે પ્રતિકૂળ પણ લાગે, પણ પાછળથી-એ વર્ષ પછી તેનો આપણે વિચાર કરીએ તો આપણને જણાશે કે તે પ્રતિકૂળ પ્રસંગ પણ આપણા કલ્યાણ વાસ્તે હતો. આપણા જીવનમાં અત્યાર સુધીમાં જે જે પ્રસંગો બન્યા, તે સર્વે આપણા આત્માના હિત વાસ્તે હતા, તો પછી અત્યારે જે પ્રતિકૂળ બનાવ અથવા બનાવો બની રહ્યા છે, તે પણ ક્યાં આપણા કલ્યાણ વાસ્તે ન હોય ? માટે યાદ રાખો કેઃ—

બનાવો જે બને વિશ્વે, બને હિત કારણે સર્વે,
નિયમ એવો દયાળુનો, વિધિ એવો કૃપાળુનો,
કરી વિશ્વાસ તે નેમે, દુઃખોથી જીવ વિરામેઃ

પ્રતિકૂળ પ્રસંગો આપણને શિક્ષા કરવા નહિ પણ શિક્ષણ આપવા આવેલા છે, એવો વિચાર કરી તેમાંથી શીખવા યોગ્ય પાઠ શીખો, અને નિરર્થક તમારા આનંદ સ્વભાવનો ભોગ આપી દુઃખી ન બનો, અને આસપાસના મનુષ્યોને દુઃખી ન બનાવો.

## ચિંતાનો ચૂરો.

ચિંતા એ ચેપી રોગ જેવી છે. તે એવી રાક્ષસી છે કે આપણું બધું સત્ત્વ ચુસી આપણુંને નિઃસત્ત્વ બનાવી દે છે. વળી એક ચિંતાતુર મનુષ્ય આસપાસના સર્વ મનુષ્યોને ચિંતાતુર બનાવે છે. માટે તેમ કરવાનો આપણુંને શો અધિકાર છે? બ્હેન! તારૂં નામ પદ્મા છે. પદ્મ એટલે કમળ. કમળ જેમ જળમાં રહેવા છતાં નિર્લિપ્ત રહે છે. અને નિરંતર જળની ઉપર રહે છે, તેમ તારે પણુ પ્રતિકૂળ પ્રસંગોની ઉપર રહેતાં શીખવું. કારણુ કે તારે આ સૂત્ર ગોખી રાખવું કે **इदमपि गमिष्यति** આ પણુ ચાલ્યું જશે. કાંઇક સુખના તેમજ દુઃખના પ્રસંગો ચાલ્યા ગયા, તેમ આવા પ્રસંગો પણુ ચાલ્યા જશે, પણુ તેની ચિંતા કરવાથી મનોબળ ઢીલું થઇ જાય છે. અને તે પ્રસંગ લંબાતો હોય એમ લાગે છે, પણુ સુખ વખતે સમય ક્યાં ચાલ્યો જાય છે, તેનું ભાન પણુ રહેતું નથી. માટે પ્રિય બ્હેન! જો તારે ચિંતામાંથી બચવું હોય તો તારાં દુઃખનો વિચાર નહિ કરતાં તમે જે કાંઈ અનુકૂળ સાધનો સુખજનક સાધનો—મળ્યાં હોય તેનો વિચાર કરો. એટલે તમારો સમય બહુ ત્વરાથી પસાર થઇ જશે, અને દુઃખ પણુ કાંઇ સદાકાળ ટકતું નથી. કવિ કાલિદાસ લખે છે કે:—

**कस्यैकान्तं सुखमुपनतं दु:खमेकान्ततो वानीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण ॥** કોને એકદમ સુખ મળ્યું છે? તેમજ કોને એકદમ દુઃખ મળ્યું છે? ચક્રના ચાકની માફક દશા ઉંચે નીચે જાય છે માટે જરાપણુ ગભરાવવાનું કારણુ નથી.

વળી એક વિચાર શ્રેણી તમારી આગળ રજુ કરૂં છું. તે પર ચિંતન કરજો. તું પોતે દિવ્ય છે. તુંમાં એક અનંત શકિત, અનંત જ્ઞાન અને અનંત પ્રેમ રહેલાં છે. તે અત્યારે છુપાં છે. પણુ તેનો વિચાર અને ચિંતન કરવાથી તે શક્તિ, જ્ઞાન અને પ્રેમ તારામાં ખીલશે, પણુ જો તુ તારી નિર્બળતાનો વિચાર કર્યા કરીશ તો અનેક રીતે દુઃખી થઇશ. માટે ધર્ય ધર, આવેલાં દુઃખો વીરતાથી સહન કર, અને તારા દિવ્ય સ્વભાવનો ખ્યાલ લાવ, રાજપુત્રી છું અત્યારે તું દરિદ્રીના વેષમાં છું, તું તારૂં રાજપુત્રીત્વ ભૂલી ગઈ છું, તેથી તું ખરેખરી દરિદ્રી હોય એવું તને લાગે છે. પણુ આ ભ્રાન્તિ ટાળવાની જરૂર છે. તે વાસ્તે યાદ રાખજે કે:—

किं नाम रोदिषि सखे, त्वयि सर्वशक्तिः
आमंत्रयस्व भगवन् भगवत्स्वरूपम्
त्रिलोकमेतदखिलं तव पादमूले
आत्मैव हि प्रभवते न जडः कदापि ॥

હે સખિ! તું કેમ રૂવે છે! તારામાં સર્વશક્તિ રહેલી છે. હે ભગવતી! તારા દિવ્ય-સ્વરૂપને આમંત્રણુ કર. આ અખિલ ત્રણુ લોક તારા પગ આગળ આવીને પોતાનો પ્રભાવ જણાવશે.

માટે પદ્માશરીરમાં રહેલા હે આત્મન્! જાગ્રત થા. સૂર્ય સમાન તારા દિવ્યસ્વરૂપનો વિચાર કર-ચિંતન કર-રટણુ કર એટલે ચિંતાના વાદળો તે સૂર્યનાં કિરણો નહિ સહન થવાથી સ્વયમેવ વિલાઈ જશે, અને તારો આત્મરૂપ સૂર્ય પૂર્ણ તેજથી પ્રકાશશે.

આ પત્ર તારો વ્યાધિ તેમજ આધિ દૂર કરવામાં મદદગાર થાઓ એવી આશા સાથે વિરમું છું.

લી૦ તારી સદાની સખી

"પ્રેમલીલા".



ધન વૈભવ પ્રાણ શરીરથી,
ગણતી શિયળ વિશેષ;
એ ધર્મશીલ શોભિતો,
અમ સલુણો સોરઠ દેશ.

૮

જ્યાં ગુણવંતી ગોરીઓ,
લેતી ગોરા રૈસ રાસ;
તેનાં મીઠા પડછંદા,
ઝીલે ચંદા આકાશ;
જ્યાં નેપૂરનાં ઝંકારે,
ખેંચાતા પ્રેમ રસેશ;
એવો મોસ્તમ રંસ ઘેલો,
અમ સલુણો સોરઠ દેશ.

૯

જ્યાં કપાસ ઊન ઘણી,
થાતી મોટી નિકાસ;
જ્યાં વણાટ કારીગીરી,
ને ખેતી વાડી ખાસ;
ને ત્રણ બાજુએ દારયો
ઘુઘવતો ઘોર વનેશ.
એવો રૂડો રઢિયાળો,
અમ સલુણો સોરઠ દેશ.

૧૦

ભોળા શ્રદ્ધાળુ લોકો,
પ્રભુ ભજતા દીનદયાળ;
સાદા સીધા જીવનીઆ,
હૈયા સાચા હેતાળ.
આચાર વિચારો ઊંચા,
જ્યાં આડંબર નહિ લેશ;
એવો અણુ દીઠો મીઠો,
અમ સલુણો સોરઠ દેશ,

વલ્લભજી ભાણજી મહેતા.

## વંદે માતરમ્.

હરિગીત.

દેશના જય સ્તોત્રનો ગુરૂ મંત્ર વંદે માતરમ્;
રાષ્ટ્રના ઉદ્ધાર શ્રુતિનો પ્રણવ વંદે માતરમ્.
મૃતદેહની સંજીવની જડીબુટ્ટી વંદે માતરમ્;
જનતા તણું જીવન રસાયન શુદ્ધ વંદે માતરમ્.
દેશ દેહ વિરાટનો મહા પ્રાણ વંદે માતરમ્;
સત્યાગ્રહી જીવન તણી રસેલ્હાણ વંદે માતરમ્.
સ્વરાજ્ય અમૃત વેલડીની કલમ વંદે માતરમ્;
યુધ્ધે ઘવાયેલ વીરનો છે મલમ વંદે માતરમ્.
માતૃ ભકિત દીલરૂબાનો તાર વંદે માતરમ્;
મધુર મોહન મોરલી રણકાર વંદે માતરમ્.
મેરા મહાસાગરતણો ઘુઘવાટ વંદે માતરમ્;
જગત ભરના વાયુનો સુસવાટ વંદે માતરમ્.
ભક્તિ પાતા મુક્તિ દાતા કવચ વંદે માતરમ્;
જગત જેતા કુશળ નેતા ધન્ય વંદે માતરમ્.

વલ્લભજી ભાણજી મહેતા.

## પવિત્રતાના પંથે.

(લેખક રા. રા. વસંત નંદન.)

પવિત્રતાના પંથમાં વિહરનારી પક્ષિણી !

તારો, પત્ર મળ્યો. મને તારો પત્ર વાંચી અતિ આશ્ચર્ય થાય છે. તારામાં આટલું બધું બીકણપણું શાથી છે, તે મારાથી સમજાતું નથી. જ્યાં પવિત્રતા છે, ત્યાં તો નિર્ભયતા હોવી જોઈએ. પવિત્રતાની શક્તિ અલૌકિક છે તે છતાં તું કેવળ ભીરૂ (બીકણ) લાગે છે, એ શું ! આથી તારી પવિત્રતા ઉપર હું આરોપ મૂકવા માગતો નથી; પણ તારા સ્વભાવમાં કયાં ખામી છે, તે જણાવવા માગું છું: પવિત્રતા બે પ્રકારની છે, એક નિષેધાત્મક અને બીજી નિશ્ચયાત્મક. નિષેધાત્મક વૃત્તિવાળા જીવો સર્વદા પાપકર્મથી અને પાપનાં સ્થાનોથી દૂર ભાગે છે, અને તે તેમના હિતની વાત છે. જ્યાં સુધી મનુષ્યમાં અશુભની સામે થવા જેટલું બળ ન આવ્યું હોય ત્યાં સુધી આવી વૃત્તિ તથા વર્તન રાખવું એ ઇષ્ટ છે; કારણ કે તેથી જીવ અનેક પ્રકારના જોખમી બચી જાય છે, આ કારણથીજ બ્રહ્મચર્ય પાલન માટે જૈન ધર્મે નવ પ્રકારની વાડો

(રક્ષણ કરનારા તુલ્લાઓ) બાંધી છે. એક અંગ્રેજી લેખક લખે છે કે Chastity that requires to be often guarded is no chastity જે પવિત્રતાનું વારંવાર રક્ષણ કરવુ પડે, તે પવિત્રતા કહેવાયજ નહિ. માટે હવે બીજા પ્રકારની પવિત્રતા જે નિશ્ચયાત્મક પવિત્રતા છે તે ખીલવવાનો સમય તમારા જીવનમાં આવી રહ્યો છે.

મારે અમુક જાતની અપવિત્રતાથી બચવું છે, એવા વિચારો કરવાને બદલે પવિત્ર વસ્તુઓના વિચારો કરો, તમારી લાગણીઓને પવિત્ર બનાવો, તમારાં વચનોને કેવળ પવિત્ર રાખો અને જો આ પ્રમાણે તમારા વિચારો, લાગણીઓ અને વચનો પવિત્ર હશે, તો તમારા કાર્યો આપો આપ પવિત્ર બનશે, અને એ પવિત્ર કાર્યોમાંથી તમારામાં અદ્‌ભુતબળ પ્રકટશે. અત્યારે લોકો તમે ભલાં છો, એમ કહે છે; પણ મારા કથન મુજબ વર્તન રાખતાં લોકોમાં તમારી પવિત્રતાની એવી છાપ પડશે કે અપવિત્ર મનુષ્યો પણ તમારી પવિત્રતાનો પ્રભાવ સ્વીકારશે, તમારી પવિત્રતા સ્વયમેવ બોલવા લાગશે. અત્યાર સુધીની તમારી પવિત્રતા નિષેધાત્મક છે. તમે અપવિત્રતાથી બચ્યા છો, એટલે અંશે તમે પવિત્ર છો, પણ હવે તો તમારી પવિત્રતા એવી બળ વતી બનાવો કે તે પવિત્રતાનાં કિરણો તમારા દરેક અંગમાંથી કસ્તુરીની સુગંધ માફક ચારે બાજુએ ફેલાય, અને તમે બોલ્યા ચાલ્યા વિના, ઉપદેશ આપ્યા વિના પણ તમારી પવિત્રતાનો પ્રભાવ તમારા સંબંધમાં આવતા સર્વ જીવો પર પાડી શકો. પ્રિય બ્હેન! એવો દિવસ તમારા જીવનમાં ક્યારે આવશે ! તમે આત્માની પવિત્રતાનું ચિંતન કરો. આત્મા પવિત્ર છે, હું તે આત્મા છું. માટે હું પવિત્ર છું, એવું સદા સર્વદા ચિંતન કરો. એ ભાવનાઓ તમારા મનમાંથી સતત વ્હેવા દો, એટલે આખા વિશ્વમાંથી પવિત્રતાનાં આંદોલનો તમારા ભણી ખેંચાઈ આવશે. તમે પવિત્રતાના મધ્યબિન્દુરૂપ થશો. તમારી અનેક બ્હેનોને તમારૂં જીવન આદર્શરૂપ થશે. નિષેધાત્મક પવિત્રતા કેવળ પોતાનું સાચવી બેસી રહે છે. પણ નિશ્ચયાત્મક પવિત્રતા જાતે તો બચે છે, પણ હજારોને તારે છે. જગતમાં અનેક પતિવ્રતા સ્ત્રીઓ હોવા છતાં શા સારૂ લોકો સતીઓનાં વખાણ કરી પ્રાતઃકાળમાં તેમને નમે છે ! તેમનામાં નિશ્ચયાત્મક પવિત્રતા હતી, જે અણીના પ્રસંગે ટકી રહી. એટલુંજ નહિ પણ તેણે તે પવિત્રતાનો નાશ કરવા મથનાર ઉપર પણું પોતાનો પ્રભાવ દેખાડવો એવી પવિત્રતાની જગતને વિશેષ જરૂર છે. એક દીપક અનેક દીપકને પ્રકટાવી શકે છે. તમારે કેવળ એકજ બાજુએ પ્રકાશ આપે એવા કોડીયાના દીવા સમાન થવાનું નથી, પણ તમારે તો ચારે બાજુએ ઉપર તેમજ નીચે સર્વ દિશાએ પ્રકાશ આપનાર દીપક સમાન થવાનું છે. તમારે વાસ્તે એક ઉજ્જ્વળ ભવિષ્ય હું જોઈ શકું છું. તેથીજ આ પત્ર તમને હું લખું છું. તમને તમારા ગૌરવનું હજી ભાન નથી. કારણ કે તમે ઘર ખુણે ભરાઈ રહ્યા છો. પણ તમારામાં છુપી રહેલી પવિત્રતાની જ્યોત મારા જોવામાં આવી છે, ત્યારથીજ હું તેનો પૂજક બન્યો છું. અને મારી ભાવના સતત એજ વર્ત્યાં કરે છે કે તમારી તે જ્યોતને વધારે પ્રબળ બનાવો, તેને નિષેધાત્મકને બદલે નિશ્ચયાત્મક બનાવો, અને જરૂર તમારા દીપકમાંથી અનેક આત્માઓ પોતાની જ્યોત જગાવી પવિત્રતાના પંથે પૂર્ણ વેગથી વિહરશે.

લી૦ સદાનો શુભેચ્છક.

"આત્મબંધુ"

# રૂઢીનો ત્યાગ.

બોલવા કરતાં કરી બતાવવું એ વધારે સારૂં છે. અને કિંમત પણ તેનીજ છે. મારૂં તો એમ પણ માનવું છે કે-જે-આપણાથી થનારૂં ન હોય-તે આપણે કરીશું એમ મિથ્યા બોલીએ તો આપણી વર્ચસ્વશક્તિ-વાણી બળ ક્ષીણ થાય છે. તેથી ઉલટું જે આપણે કરવા માગતા હઇએ તે વગર બોલ્યે કરી બતાવવું એ ઘણું ઉપયોગી ને આદરણીય છે. અર્થાત જે રૂઢીને તમે ત્યાજ્ય ગણતા હો તે રૂઢીની હાનિ તમે ગાયા કરો-તે રૂઢી તજવા તમે બોલ્યા-લખ્યા કે લોકોને સમજાવ્યા કરો તેના કરતાં પ્રસંગ મળ્યે તમે જાતેજ-હર ભોગે-તે રૂઢીને તજી દો. અને પછી તમારા વચનમાં જુદુંજ બળ આવશે તે જૂઓ. આચરણ વગરનો ઉપદેશ શી અસર કરે ! ગાણુસ દાખલો જોઈ વધુ સુધરે છે માટે રૂઢીનો ત્યાગ કરવાનું બીજાને તમે ક્યારે સમજાવવા લાયક થાઓ કે જ્યારે તમે પોતે તે રૂઢીને કોઇ પણ ભોગે તજી શક્યા હો. 'મોં કરે તો અમે કરીએ' એવો શુષ્ક જવાબ આપનાર કદીજ સંગીન ફેરફાર-સમાજ સુધારો-ન કરી શકે. હાલતો આથી બીજું કંઇજ લખવું ગ્યોગ્ય ધારતો નથી બોલો તેટલું પાળો સાથેજ 'પાળો તેટલુંજ બોલો' એ વધુ ઉમદા લાગે છે. એજ.

અંબાશંકર નાગરદાસ પંડ્યા.

# ઉન્નતિનું ખેદજનક વૃત્તાંત.

લેખક:—મુનીમહારાજ .શ્રીકસ્તુરવિજયજી.

• આજકાલ ઉન્હાળાના દિવસો હોવાથી સ્હવારના દરરોજના હું બ્હાર ફરવાને માટે બે ત્રણ માઇલ સુધી જાઉં છું. આજ પણ હું નિત્ય નિયમ પ્રમાણે મળશકામાં ઉઠી વસ્ત્ર પહેરી ઘરના આંગણામાંથી બ્હાર પગ મૂકું છું, કે તરતજ એક બિલાડી મ્હારા જવાના માર્ગમાંથી આડી ઉતરી ગઇ, તે બિલાડીને જોતાંજ મ્હારા મનમાં ધ્રાસકો પડયો, કે આજ કોઈ અશુભ સમાચાર મળશે, અને અને આખો દિવસ ઉદાસિનતા ભોગવવી પડશે. આ પ્રમાણે વિચાર આવતાં છતાં હું અમંગળને દૂર કરવાને માટે પરમાત્માનું સ્મરણ કરતો કરતો ગામની બ્હાર નીકળ્યો અને સીધો જંગલનો રસ્તો લીધો અનેક પ્રકારના વિચારોમાં મશગુલ બની પ્રાકૃતિક સૃષ્ટિ સૌંદર્યતાને નિહાળતો નિહાળતો પ્રાતઃકાળિન જંગલમાં આવેલા વિવિધ જાતિના વૃક્ષોને સ્પર્શ કરીને આવતા પ્રાતઃકાળિન મંદમંદ અને શીતળ વાયુના સેવનથી સ્વચ્છ થયેલા મ્હારા મસ્તિષ્કમાં એક એવો વિચાર ઉત્પન્ન થયો. કે દુનિયાના ગમાર્ગો જેવી રીતે ઐહિક કાર્યોમાં કટિબદ્ધ થઇ પોતાના આરંભેલા કાર્યોમાં કેટલેક અંશે સફળતા પ્રાપ્ત કરી રહ્યા છે તેવીજ રીતે પારમાર્થિક કાર્યોમાં ઘણા પછાત પડેલા છે. આ પ્રમાણે બાહ્યદ્રષ્ટિથી જોતાં આપણને માલમ પડે છે, પણ ખુબ વિચાર કરી આભ્યંતર દ્રષ્ટિથી જોઇએ છે તો તેઓના કાર્યોનો મ્હોટો ભાગ પારલૌકિક કાર્યોને સાધી રહ્યા છે. પરોપકારિતા, દયાળુતા, સરળતા, નિરભિ-

માનતા અને સમભાવના આદિ કાર્ય જે પારલૌકિકકાર્યોની સાથે સંબંધ ધરાવે છે તેઓમાં તેઓએ ઘણી સફળતા પ્રાપ્ત કરી છે. પણ મ્હારા અનુભવ પ્રમાણે દુનિઆના કેટલાંક સમાજો કરતાં જૈનસમાજ ઐહિક તથા પારલૌકિક કાર્યોથી ઘણો વંચિત રહેલો છે ત્હેનું શું કારણ હશે? આ વિચારમાં હું મ્હારા નિત્યનિયમના ગમન કરતાં વધારે દૂર નિકળી ગયો. એટલામાં રૂદન કરતી એક સ્ત્રીનો અવાજ મ્હારા કાને પડયો તે સાંભળતાંજ હું ચમકી ઉઠયો અને તત્કાળ મ્હારૂં લક્ષ્યબિંદુ વિચારને છોડી સ્ત્રીના કરુણ શબ્દનું થયું. હું ત્યાંથી ઉતાવળે પગે જે તરફથી શબ્દ આવતો હતો તે તરફ ગયો. આગળ જઇને જોઉં છું તો કેટલાક ઉઘાડા માથાવાળાઓ અવિદ્યાની, અભિમાનની, યશની, ઇર્ષ્યાની, તથા દ્વેષની મ્હોટી મ્હોટી લાકડીઓ લઇને અને બીજી તરફ કેટલાએક ઢાંકેલા માથાવાળા પણ પૂર્વોક્ત અવિદ્યાના આદિ શસ્ત્ર ગ્રહણ કરી એક સ્ત્રીને એવી રીતે જર્જરીત કરી નાખી છે કે બિચારી પોતાના શરીરમાંથી નિકળતા લોહીથી ખરડાઈ જઇ જમીન ઉપર પડી પડી કળાકળાટ કરી રહી છે કે આ દુષ્ટોના હાથથી મને મુક્ત કરો. મ્હારી કોઈ રક્ષા કરો. આ પ્રમાણે દૃશ્ય જોઇ જેટલામાં હું તે સ્ત્રીને શાન્તવન કરવા જતો હતો તેટલામાં કેટલાક ઉઘાડા તથા ઢાંકેલા માથાવાળાઓ દોડતા આવ્યા અને પૂર્વોક્ત એકત્રિત થયેલા દલને સમઝાવવા લાગ્યા. પણ તેઓ માને શાના તે તો એકદમ પોતાના શસ્ત્રો લઇને પાછળથી આવેલા દલ ઉપર ટૂટી પડયા, પાછળથી આવેલા દલની પાસે પૂર્વોક્ત શસ્ત્રો નહીં હતાં તેઓની પાસે તો ફક્ત પોતાની રક્ષા માટે વિદ્યા સમ્પતા, નિરભિમાનતા, શાંન્તતા આદિ સાધનો હતાં જેથી પેલું શસ્ત્રવાળું દલ વિશેષ ફાવી શકયું નહીં પણ તે દલ પુષ્કળ હોવાથી અને પાછળથી આવેલું દલ ઘણુંજ અલ્પ હોવાથી કેટલુંક નુકશાન પહોંચાડી શકયું. શસ્ત્રવાળું દલ શસ્ત્રરહીત દળને ટુંકારા, તથા અપશબ્દોનો ઉપહાર આપીને ત્યાંથી ગામ તરફ ચાલ્યું ગયું અને તે સ્થળે હું પેલી સ્ત્રી તથા પાછળથી આવેલું દળ રહ્યું. શસ્ત્રવાળા દલના જવા પછી મેં પેલી સ્ત્રીને શાંત કરીને પૂછયું કે બ્હેન આ શું મામલો છે મારી સમજમાં નથી આવતું માટે તું પોતાનું સર્વ વૃત્તાન્ત મારી આગળ કહે હું ત્હારી સ્થિતિ જાણવાને ઘણો ઉત્સુક છું માટે તું પોતાનું વૃત્તાન્ત કહી મારી વૃત્તાંત જાણવાની અભિલાષા પૂર્ણ કર. જેથી હું પણ ત્હારા દુઃખમાં ભાગ પડાવી ત્હારૂં દુખ દૂર કરવાને બનતો પ્રયાસ કરીશ. આ પ્રમાણે મારૂં કહેવું સાંભળી પેલી સ્ત્રી બોલી.

ભાઈ તું મ્હારૂં વૃતાંત સાંભળવાને આતુર છે તો ધ્યાન દઇને સાંભળ. મ્હારૂં નામ ઉન્નતિ છે. દરેક સમાજમાં મારી સારી પ્રતિષ્ઠા છે. મ્હને એક દેવી તરિકે માને છે. પ્રતિદિન મ્હારી પુષ્ટિને માટે મ્હોટી મ્હોટી સભાઓ, પરિષદો અને કમિટીઓ કરીને અને સારા સારા પ્રસ્તાવો પાસ કરીને અમલમાં મૂકે છે. વિશેષ કરીને યુરોપવાસિઓએ મ્હને મ્હોટું માન આપી મ્હારી સારી રક્ષા કરી છે. હિંદુસ્થાનિઓમાં પણ દરેક સમાજમાં મ્હને આમંત્રણ મળવા લાગ્યું અને હું દરેક સમાજમાં ફરવા લાગી. પારસી સમાજમાં મ્હારી સારી પ્રતિષ્ઠા થઇ તેઓ હંમેશા પોતાની સમાજમાં સ્થિર રાખવાને માટે મ્હોટી મ્હોટી યોજનાઓ ઘડી છે. તેમજ બીજી પણ હિંદુસ્થાનની સમાજોએ મ્હને આમંત્રણ કરી પોતાના માથા ઉપર ઉંચકી લીધી છે. દેશાઇ, કાયસ્થ આદિ સમાજોએ મ્હારૂં રક્ષણ કરવા પાછી પાની નથી ભરી તે દિવસે દિવસે આગળ વધતા જાય છે. કેમકે મ્હારી બ્રુદ્ધિ તથા મ્હારા જીવનનો આધાર મ્હારી વિદ્યાબ્હેન છે જ્યાં જ્યાં એ મ્હારી વિદ્યાબ્હેન રહે છે ત્યાંથી મ્હારૂં નીકળવાનું મન નથી થતું. મ્હને કોઇપણ સમાજમાંથી નિમંત્રણ આવે છે તો હું સાફ કહી દઉં છું કે જો મ્હારી વિદ્યાબ્હેન આવશે તો હું ખુશીથી

ત્હમારી સમાજમાં આવીશ, નહીં તો હું કોઇપણ દહાડો ત્હમારી પાસે આવવાની નથી. જ્યારે આહવો ઉત્તર કોઇપણ સમાજવાળા સાંભળે છે ત્યારે પહેલાં મ્હારી વ્હેનની તે લોકો ઘણી સેવા કરે છે. પછી જ્યારે મ્હારી વ્હેન તે લોકોની અસીમ સેવાથી પ્રસન્ન થઈ તેઓને ત્યાં રહેવા લાગે છે ત્યારે પછી મ્હારી વ્હેન મ્હારા આમંત્રણ માટે મ્હોટી મ્હોટી સભાઓ, તથા પરિષદો ભરાવી મ્હને આમંત્રણ કરવાની પ્રેરણા કરે છે તે લોકો પણ સભાઓ ભરી પરસ્પર પ્રેમ વધારી, ઐક્યતા કરી એક બીજાને ચાહી પરોપકાર કરી, અને કેટલાએક પ્રસ્તાવો પાસ કરી મ્હને નિમંત્રણા કરે છે એટલે હું શીઘ્ર તેઓના સમાજમાં સામિલ થઇ મ્હારી વિદ્યાવ્હેનને જઈ મળું છું આ પ્રમાણે નિરંતર હું પૂર્વોક્ત સમાજોમાં આનંદથી દીવસો ગાળવા લાગી. એક દીવસ એહવો આવ્યો કે પર્વોક્ત સમાજોમાં આનંદથી નિવાસ કરતી મ્હને જૈન સમાજવાળાઓએ જોઇ તેઓનું મન મારા તરફ આકર્ષાયું. એટલે જૈન સમાજમાં રહેલા કેટલા છોડ જૈન સમાજશ્રેષ્ઠીઓએ સભાઓ ભરી મ્હારા નિમંત્રણના નિયમો જેમકે ભ્રાતૃભાવ ઐકયતા આદિ મ્હારી વિદ્યાવ્હેનના ભક્ત કહી સંભળાવ્યા ત્હેમાં વિશેષ કરીને મુખ્યનિયમ વિદ્યાની સેવા કરવી એ ઉપર સમાજનું વધારે લક્ષ ખેચ્યુ. છતાં પણ સભાઓમાં નિયમો, પ્રસ્તાવો પાસ કરી અમલમાં કોઈપણ નહીં લાવ્યા એટલે હું તેઓથી દૂર રહેવા લાગી કેટલાએક મ્હારી વ્હેનના ભક્તોના નિમંત્રણથી હું તેઓને ત્યાં તો કોઈ કોઈ વખત જતી પણ. સમાજમાં રહેલા મ્હારી વ્હેનના શત્રુઓથી બ્હીને હું જતાં મ્હારી વ્હેન રહેતી ત્યાંથી જતી, અરે ભાઈ વધારે શું કહું ? ત્હમને આ સમાજનું પૂર્ણ વૃતાન્ત નહિ સંભળાવું તો પણ કેટલુંક ત્હારા આગળ કહું છું તે સાંભળ કેમકે થોડું ઘણું વૃતાન્ત સંભળાવ્યા વગર મ્હારી આ દશા પ્રાપ્ત થવાનું ભાન ત્હને નહીં થશે. આ સમાજથી જ્યારે હું દૂર રહેવા લાગી ત્યારે કેટલાએક મ્હારી વ્હેનના દુશ્મનો ઉદરાર્થી ધર્મધૂર્ત અભિમાની યશના લોભી માયાવીઓએ માયાની જાળમાંથી લોકોને જાળમાં સપડાવવા લાગ્યા પરસ્પર ઇર્ષ્યા, દ્વેષ, અનિષ્ટચિંતવન, અધઃપતન, તિરસ્કાર, નીંદા, આદિ લોકોના હૃદયમાં ઠાંસી ઠાંસીને ભરવા લાગ્યા કેમકે જ્યાં ક્રોધ ઇર્ષ્યા સાથે લોકોનો પરિચય નહી કરાવે ત્યાં સુધી પોતાનું ધારેલું કાર્ય તેઓ પાર નથી પાડી શકતા.



# ઉન્નતિજનક વિચારો.

થોડું પણ સત્ય બહુ બળવાનું અને અસરકારક હોય. છે. સર્વ સત્યમાંજ પ્રતિષ્ઠા પામે છે. માટે તમારા જીવનને સત્યથી ભરપુર કરશો.

જગતને નિભાવનાર એકજ છે. અને તે સર્વનું દરેક ક્ષણે રક્ષણ કરે છે

સત્યાચરણી–સદા ચરણી હમેશાં નમ્ર હોય છે. તેથી તે પોતાની ખામીઓ દિવસે દિવસે વધારે સમજતો જાય છે. શત્રુના પુષ્પ ગુણ જોવામાં લાભ છે. તેમાં નીતિ તો છેજ.

સ્વસ્વરૂપમાં અભેદભાવ કાયમ જોતા પરમ પ્રસન્ન રહેશો.

ઈશ્વર તો કેવળ સત્ય અને શાંતિનોજ બેલી છે. તેથી જો આપણે આપણા મનોરથો સિદ્ધ કરવા માગતા હોઇએ તો આપણે શાંતિ કેળવવી.

નિશ્ચિંત રહો. પ્રારબ્ધનું કંઇ જતું નથી. જેના ભોગનું હશે તેનેજ મળશે. વૃથા મોઢમાં પડશો નહિ.

જે ક્રિયાનો પ્રતિઘોષ ન થાય તે ક્રિયાનો છેવટ નાશ થાયજ. એ અનિવાર્ય કાયદો છે એ જાણે તે કદી વેર લેવાનો વિચારજ ન કરે.

મનુષ્ય નીડર ને નિસ્વાર્થ હોવો જોઇએ. સત્યપરાયણ અહિંસક નિડર ને નિસ્વાર્થ મનુષ્ય પોતાના અંતરાત્માને પૂછી સુખેથી આગળ ધપે જાય.

જે વેપારી પાકેલી હુંડી પાછી વાળે તેની સાથેનો વ્યવહાર બંધ કરવાનો સમાજનો હક છે. આ સંબંધ ત્યાગમાં ન્યાત બહિષ્કાર કે સેવા બહિષ્કાર નથી આવતો. પણ કેવળ વ્યાપાર ત્યાગ આવે છે.

સ્વેચ્છાનું મરણ એજ મુક્તિ છે. હિંદુઓની માન્યતા મુજબ તો ઉંચામાં ઉંચી મોક્ષદશા એજ છે. કે જે માણસ સ્વેચ્છા પૂર્વક પોતાના શરીરને અર્પણ કરી દે અને શારીરિક સુખ દુઃખને વિષે તદન ઉદાસિન બને.

સર્વ પ્રકારની શારીરિક સજા નાબુદ કરવી એ હરકોઇ સુધરેલી કહેવડાવનારી સરકારના તંત્રનો મુળાક્ષર છે.

નિરાશા એ આપણી અણસમજનીજ નિશાની હોઈ શકે.

સત્કૃત્યનું શુભ પરિણામ આવેજ. દુષ્કૃત્યથી નાશ થાયજ, આ નિયમ વ્યક્તિને વિષે જેટલો સાચો છે તેટલોજ સમાજને વિષે પણ સાચો છે.

સાચું જોતાં આધ્યાત્મિક પ્રવૃતિમાં અપજશ જેવી વસ્તુજ નથી.

જ્યારે જ્યારે ધારેલું પાર નથી ઉતરતું ત્યારે ત્યારે અંતર્મુખ થવાની, આત્મપરિક્ષણ કરવાની એક અમલ્ય તક આપણને મળે છે. જેમ માણસ માંદો પડે છે તેથીજ વૈદને અનુભવ મળે છે તેમજ જ્યારે ભૂલ થાય છે ત્યારેજ આધ્યાત્મિક સૃષ્ટિના સ્થુલ અને સુક્ષ્મ નિયમોનું આપણને દર્શન થાય છે.

આપણે પુણ્યનું ફળ માંગીએ અને પુણ્ય સંગ્રહ કરવાની ના પાડીએ તે કેમ ચાલે ?

આધ્યાત્મિક સૃષ્ટિના નિયમ અટળ છે. અધિરા થવા કરતાં આપણે આત્મસંશોધન કરીએ તો વધારે લાભ થાય અને ફળસિદ્ધિ નજીક આવે.

આપણી હીલચાલમાં જેટલે અંશે સત્યતાનો અંશ છે તેટલાજ અંશે ફળ આપણને મળે છે. ગમે તેમ કરી પરિણામ લાવવાની ઉતાવળ કરવાં કરતાં આપણે દરેક જણ પોતપોતાનું અંતર તપાસીએ. ત્યાં ભૂલ હોય તો સુધારીએ, દંભ હોય તે દૂર કરીએ, મેલ હોય તે બાળી નાંખીએ. દ્વેષ હોય તે ભૂલી જઇએ નબળાઇ હોય તે તજી દઇએ અને પશ્ચાતાપથી પાવન થઇ ઇશ્વર પાસે ફરીથી આશિર્વાદ માંગી લઇએ.

જ્યારે જ્યારે દાખલાનો જવાબ બરાબર આવતો નથી ત્યારે ત્યારે વિદ્યાર્થી પોતાનો દાખલો ફરી ફરી તપાસે છે. જ્યારે જ્યારે ધાર્યું પરિણામ નથી આવતું ત્યારે ત્યારે વિજ્ઞાનશાસ્ત્રી પોતે કરેલો પ્રયોગ ફરી તપાસી જુએ છે. અને જ્યારે જ્યારે જીવનયાત્રામાં અપયશ આવે છે ત્યારે ત્યારે ધાર્મિક માણસ અંતર્મુખ થઈ પોતાની ભૂલ તપાસે છે. અને પોતાની તપશ્ચર્યા વધુ તિવ્ર કરે છે. વિશ્વામિત્ર આમજ કરેલું દેવોએ એજ માર્ગ સ્વીકારેલો રાજા ભર્તુહરિએ અનેકવાર આત્મપરિક્ષણ અને આત્મશુદ્ધિ કરી હતી એમ કહેવાય છે. સિદ્ધિનો ઉપાય આત્મપરિક્ષણ અને તપશ્ચર્યા એજ છે, એમ અનુભવી ઋષિમુનીઓ કહેતા આવ્યા છે. આજે આપણે પણ તેમજ કરીએ તો આપણો વિજયજ છે.

# મહિલા ભૂષણ.

---

ભૂમંડલના ભિન્ન ભિન્ન પ્રકારનાં ભૂષણોની સંખ્યા ગણી શકાય નહિ. જડ ભૂષણો કરતાં તેના પહેરનારની કિંમત વધારે તો ખરીજ પરન્તુ વાસ્તવિક દ્રષ્ટિએ આધુનિક સૃષ્ટિમાં એ ક્રમ ઉંધી રીતે ચાલી રહ્યો છે. ઇતિહાસનાં પાનાંને અલંકૃત કરનારી સતી સાધ્વી સ્ત્રીઓ હીરા માણેક અને મોતીનાં આભૂષણો પહેરીનેજ પોતાનું નામ અમર કરી ગઇ હોય એવું તો ક્યાંયે જણાતું નથી; પરન્તુ આધુનિક મહિલાઓ તો એમજ માની રહી છે કે 'જો આપણે આભૂષણો ધારણ નહિ કરીએ તો લોકો આપણી કિંમત કરી નાંખશે.' વાત ખરી કે જ્યાં અજ્ઞાન વસતું હોય હોય ત્યાં ભૂષણ એટલે શું એનો સ્પષ્ટ અર્થ સમજાવવામાં નથી આવ્યો ત્યાં પોતાની ઉન્નતિ કિંવા અવનતિ ભૂષણોના ભાવે અને અભાવે અંકાય છે. પરન્તુ દુનીઆમાં તેવાં ભૂષણોની કાંઈ કિંમત કદાચ હોય તો પણ તે માનુષિક ભૂષણની અપેક્ષાએ તો તુચ્છ અને સ્વલ્પ મૂલ્યનાંજ છે. સતી સીતાના જીવનની રૂપરેખા નિહાળતાં કોઇ સુજ્ઞ તેનાં અલંકારોને લીધેજ તેને સતી અને સુશીલા કહેશે નહિ ધારો કે કોઇ પણ કારણે તેની પાસે ભૂષણ ન રહ્યાં તો તેથી શું તેના સતીત્વમાં ખામી આવી એમ કોઇ પણ માની શકશે ? રાવણ સીતાનું હરણ કરી જતો હતો તે સમયે સીતાએ માર્ગ દર્શાવવા પોતાનાં સર્વ આભૂષણો એક પછી એક રસ્તામાં ફેંકી દીધાં અને રાવણને ત્યાં અલંકારહીન થઈને ગઈ. આભૂષણો ગયાં-ખોવાયાં તેથી શ્રી રામચંદ્રની પ્રીતિમાં ઘટાડો થયો એમ કોઇ કહી શકશે ?

ભારતની મહિલાઓએ પોતાનાં અસલ આભૂષણોનો ત્યાગ કરી જ્યારથી કેવળ બાહ્ય આડંબર રચવામાં પોતાની જીંદગીની સાર્થકતા માની ત્યારથીજ આ દેશની અધોગતિનો આરંભ થઇ ચૂક્યો. મહિલા એ સકળ વિશ્વનું ભૂષણ છે અને વિશ્વનાં ભૂષણોને ઉત્પત્તિ કરનાર ખાણ છે. જે પોતે ભૂષણરૂપ હોય તેને અન્ય ભૂષણોની અપેક્ષા રહેતીજ નથી. અગ્નિને શુદ્ધ કરનાર વસ્તુ દુનીઆમાં કોઈ નથી. અગ્નિ પોતે બીજી વસ્તુઓને શુદ્ધ કરી શકે છે. પાણીને પવિત્ર કરનારી વસ્તુ બીજી કોઇ હોઈ શકે નહિ. પાણી પોતેજ અન્ય વસ્તુઓને શુદ્ધ કરનારૂં હોઇ પોતાની શુદ્ધિની તેને જરૂર હોય નહિ વિશ્વવંદ્ય જનનીઓ, જગતના મહાપુરૂષો અને નરરત્નોની જન્મ દાત્રીઓ શું બાહ્ય ભૂષણો પર મોહી નજ ખોઈ બેસવા ઇચ્છશે કે ? જે વીરાંગનાઓએ ઇતિહાસની સ્થિતિમાં પરિવર્તન આણ્યું, અને દુનીઆને પોતાનો ચમત્કાર દાખવ્યો તે વીરાંગનાઓની વારસ આજની-આર્ય મહિલાઓ કેવળ વસ્ત્ર અને આભૂષણોનેજ પોતાની જીંદગીનું ધ્યેય માની બેસવામાં શું ગંભીર ભૂલ નથી કરતી ? માનનીય મહિલાઓએ જાણવું જોઈએ કે તેમણે પોતેજ સંસારના અલંકારરૂપે સંસારને અને ગૃહસંસારને દીપાવવાનો છે. અમાવાસ્યાની અંધારી રાતે દીપાવલિના દીપકોથી જગત્ સર્વ જ્યોતિર્મય થઇ રહે છે, આબેહુબ તેવીજ રીતે મહિલાઓએ નીરસ, નિરર્થક અને તમોરૂપ થઈ પડેલા જીવનમાં પ્રેમરૂપ શુદ્ધજ્યોતિ પ્રગટાવવાની છે. શાસ્ત્રકારો સચોટ જણાવી ગયા છે કેઃ-' न गृहं गृहमित्याहुः गृहिणी गृहमुच्यते ' ચાર ભીંત અને ચાર થાંભલાનેજ ઘર ન કહેવાય; બારી બારણાંવાળા ઘરને પણ નજ કહી શકાય. ખરૂં ઘર તો ઘરમાં રહેની ધણીઆણીજ કહેવાય કે જેના વડે ઘરના ચારે ખુણા દેદીપ્યમાન દેખાય છે. ઘરની દરેક

વસ્તુ જીવન્ત ભાસે છે. ઘરનાં ઉંદરડાં અને બિલાડાં પણ સુખપૂર્વક ગૃહિણીનો આભાર માની રહે છે. પ્રત્યેક વસ્તુ જાણે ગૃહિણીનું સ્વામિત્વ સ્વીકારતાં ન હોય તેમ ગૃહિણીના કરસ્પર્શનું સુખ અનુભવે છે. એક શબ્દમાં કહીએ તો 'ઘરમાં અપૂર્વ આનંદ પ્રસરી રહે છે.' અત્યારના હિંદુ સંસારમાં અને સમાજમાં, મહિલાઓ! આપને કેવું સ્થાન મળ્યું છે તેની પણ કાંઇ આપને જિજ્ઞાસા થાય છે ખરી? હિંદુ સમાજે તમારી કદર ઘટાડી પોતાની કદર પણ ખોઇ બેઠો છે. બારણા પાછળની ભારણીની ઉપમા સ્ત્રીને આપનાર સમાજ કોઈ પણ દિવસ પોતાની ઉન્નતિની આશા રાખી શકે ખરો કે? દ્રૌપદીના વસ્ત્ર હરણની હકીકત આજે હીંદુ સમાજને સંસાર સમક્ષ નીચું જોવડાવે છે. કુમારી સ્નેહલતાનું આત્મબલિદાન હીંદુ સમાજને કાળીટીલી કરી ગયું! બાળવિધવાઓ હીંદુ સમાજનું પોકળ દેખાડી રહી છે. વૈધવ્ય વેદના હીંદુ સમાજને શાપ સમાન થઈ પડી છે. વેશ્યાવૃદ્ધિ હીંદુ સમાજનો ભાવિ નાશ ભાખી રહી છે. કોઇ કહી શકશે કે હીંદુ સમાજ આ હડહડતી હિંસાનો શો જવાબ આપી શકશે?

મૃતપ્રાય આર્યજાતિના ભૂષણરૂપ મહિલાઓ પોતાનુંજ ભૂષણ ગુમાવી બેઠી છે. બહારનાં ભૂષણનો યથા શકિત ત્યાગ થાય તોજ આંતરિક ભૂષણો તરફ ધ્યાન દોડી શકે. સૌજન્ય પતિપરાયણતા, સ્નેહ, દયા, સુશીલતા એ સર્વે સ્ત્રીમાત્રનાં ભૂષણ છે. એ ભૂષણોવડે સ્ત્રી ઉભય કુળનો, સમાજનો અને સમસ્ત સંસારનો ઉદય કરી શકે છે. ઘ્હેનો, હીરા, માણેક, પન્ના વગેરે ભૂષણો ધારતી. અને 'બાળને મારતી, ધણીને ધમકાવતી, ફુવડ રંડા કરે ક્લેશ રૂડિ' એવા ગુણ સ્ત્રીને કહિએ શોભે ખરાં? કેશુડાના ફૂલ અત્યંત રૂપવાળાં હોય છે પરન્તુ સુવાસહીન હોવાથી તે મનુષ્યને પ્રિયકર નથી; ગુણહીન વસ્તુઓ દેખાવમાં અત્યંત સુંદર હોવા છતાં મનુષ્યનો કાંઇ પણ ઉપકાર કરી શકતી નથી. ખરી આર્યમહિલા બાહ્ય આભૂષણને હમેશાં નિરપેક્ષ દૃષ્ટિએજ જુએ છે, અર્થાત્ તેને મન બહારના અલંકારો એટલાં મૂલ્યનાં નથી જેટલાં ગુણરૂપ અલંકાર નવયુગનો યોગી એક કટિવસ્ત્રમાત્રમાં સંતોષ માની સમસ્ત સંસારને ડોલાવી રહ્યો છે. એને મન તો એનો દેશ એજ એનું ભૂષણ, એને મન તો સત્ય એજ મોટું ઘરેણું છે અને અસત્ય એજ મોટામાં મોટું પાપ છે. એજ યોગીની સહધર્મચારિણી નાકમાં નથ પહેર્યા વગર, ઉત્તમમાં ઉત્તમ રેશમી સાડી ઓઢયા વગર પણ એક ખાદીનું વસ્ત્ર પહેરીને પણ દેશાન્તરમાં દેશોદયનાં આંદોલનો પ્રેરી રહ્યાં છે. કોઈ કદિ એમ કહી શક્યું છે કે અલંકારહીન હોવાથી એ નવયુગના યોગીની સહધર્મચારિણી દેશસેવાનું કાર્ય કરવાને અસમર્થ નીવડ્યાં છે? કોઇ સમાચાર પત્રે પણ એવી ટીકા કરી હોય એવું જણાતું નથી. સાદું જીવન અને ઉચ્ચ વિચાર ભારતીય મહિલાઓ દિનપ્રતિદિન વિસરતી જાય છે. જેના ઘરમાં નાણાંની રેલમછેલ કરી દેવા પ્રભુએ કૃપા કરી હોય તેણે તો એજ ધ્યાનમાં રાખવાનું છે કે 'પરોપકાર અને પરમાર્થ માટેજ તેમની સંપત્તિ' છે. કદાચ આ બાબતમાં આપ સંમત ન થાઓ એ સંભવ છે. તો પણ સંપત્તિનો ઉપયોગ કેવળ પોતાનેજ શણગારવામાં નથી, અનેક વસ્ત્રાભૂષણો ઘરમાં વિદ્યમાન હોવા છતાં અનેકાનેક અન્ય વસ્ત્રો તથા નવા નવા પ્રકારનાં ઘરેણાં ઘરમાં એકઠાં કરવામાંજ નથી પરન્તુ પોતાને ચાલી રહે એટલું રાખી શેષનો સન્માર્ગે વ્યય કરવામાંજ છે એ બાનમાં બે મત હોઈ શકેજ નહિ. નીતિશાસ્ત્રો કહી ગયાં છે કે:—

'यद् ददासि विशिष्टेभ्यो यच्चाश्नासि दिने दिने ।
तत्ते वित्तमहं मन्ये शेषं कस्यापि रक्षसि ॥'

અર્થાત્ જે કાંઈ આપ્યું (સુપાત્રે) તે અને જે કાંઇ ભોગવ્યું તેટલું તો તમારૂંજ થઈ ચૂક્યું પરન્તુ ધનલાલસાથી, લોલુપતાને વશ થઈ જે કાંઇ ભોંયમાં દાટી રાખ્યું તેનો ઉપભોગ કરનારો કોઈ બીજોજ છે. આ ઉપરથી આપણે એમ નથી સમજવાનું કે આપદ્ સમય માટે આપણે સંચય ન કરવો. મહિલાઓની સંચય વૃત્તિ કાંઈ જેવી તેવી હોતી નથી પરન્તુ તે સંચયવૃત્તિને કારણે દાન, ધર્મ, ઇત્યાદિને કોરાણે મૂકી શકાય નહિ. મહિલાનું મોટું ભૂષણ વિવેકયુક્ત દાન છે. દાન, ભોગ, અને નાશ એ ધનની ત્રીજી ગતિ થાય છે. મહિલાઓના દાનવડે આજે ભારતના અનેક જીવોનાં પેટ ભરાય છે. એ દાનપ્રણાલી થકીજ આજે ભારતવર્ષ કાંઇક જાગતું જણાય છે.

કેવળ દાન કરીનેજ સંતોષ માનવાનો નથી. દાન એ ભૂષણ તો ખરૂં પરન્તુ તેની સાથે જો બીજાં ભૂષણ ન હોય તો કાંઇક અણુઘટતું થઇ જવાનો સંભવ રહે. કપાળે ચાંલ્લો હોય અને હાથમાં બંગડી ન હોય તો ખરાબ દેખાય; હાથમાં બંગડી હોય અને પગમાં સાંકળાં અથવા કપાળે ચાંલ્લો ન હોય તો પણ ખરાબ દેખાય. એવીજ રીતે કેવળ દાનરૂપ ભૂષણજ ધારણ કર્યું હોય અને ગૃહિણી તરીકેની બીજી ફરજો અદા કરવામાં ન આવે તો ગંભીર પ્રમાદમાં પડી જવાય. દાનનો નિયામક વિવેક, વિવેકનો નિયામક બુદ્ધિ અને બુદ્ધિની ઉત્પત્તિ અને વૃદ્ધિ કરનાર વિદ્યા. એટલાજ માટે શાસ્ત્રકાર કહે છે કે, **'विद्याधनं सर्वधनप्रधानम्'.** સદ્‌વિદ્યા પ્રાપ્ત કરવી એ સ્ત્રી અને પુરુષ ઉભયનું કર્તવ્ય છે. વિદ્યાવિહીન નરનારીને કેટલા પશુની ઉપમા આપે છે તે ભૂલ છે. હું તો વિદ્યાવિહીન વ્યક્તિને કંઈ ઉપમા આપવી એજ સમજી શકતો નથી. પશુઓની ઉપયોગિતાથી આપણે અજાણ્યા નથી. પરન્તુ વિદ્યા વગરનો માણસ શું શું ઉંધું ચત્તું કરે છે એ થોડાનેજ ખબર છે. કહેવત છે કે 'વિદ્વાન શત્રુ સારો પણ મૂર્ખ મિત્ર ખોટો' સત્ય છે. વિદ્વાન્ પુરુષ અને વિદુષી સ્ત્રી હમેશાં પોતાનું કાર્ય સ્વાર્થ અને પરમાર્થ લક્ષમાં રાખીનેજ કરશે. જ્યાં તેમનું રહેઠાણ થશે ત્યાં સદ્‌ગુણોનો સંચાર થતાં વિલંબ નહિ થાય. મનોહર પુષ્પોની સુગંધિ માફક તેમની પ્રતિમા દૂર દૂર પ્રસરશે. આધુનિક વિદ્યાવિહીન સ્થિતિ જોતાં શત્રુની આંખમાં પણ ઝળઝળીઆં ભરાઈ આવે છે. વિદ્યાના અભાવે દાંપત્ય સ્નેહન મળીઆં સૂકાતાં ચાલ્યાં; કુટુમ્બકલેશ અહીં સુધી વધ્યો કે દમ્પતીને સરકાર દરબાર કરવાનો સમય આવી પહોંચ્યો. મહિલાઓ, તમારૂં ભૂષણ તમે શા માટે કલંકીત થવા દો છો? હીરાની કિંમત અંદર પડેલા ડાઘને લીધે ઓછી થઇ જાય છે; મોતીનો ચળકાટ ઉડી જવાથી મોતીનું મૂલ્ય અડધું થઈ જાય છે. તમે તમારૂં સંપાદન કરો અને સદ્‌વિદ્યારૂપ ઉત્તમ અલંકાર પ્રાપ્ત કરશો તોજ સંસારમાં ફાવી શકશો અને સાફલ્ય મેળવી શકશો અન્યથા આહાર, નિદ્રા, ભય, ઇત્યાદિ જેમ સઘળાં પ્રાણીઓને માટે છે તેમ તમારે માટે પણ છે. પશુ અને આપણામાં અત્યારની સ્થિતિમાં કાંઈ વિશેષ ભેદ પ્રતીત થતો નથી. રૂપ, રંગ અને આકૃતિનો ભેદ માની શકાય. મહિલા–ભૂષણોની યાદીમાં વિદ્યા એ સૌથી શ્રેષ્ઠ ભૂષણ અને વિવેકયુક્ત દાન એ બીજા નંબરે આવતું ભૂષણ છે. શરીરના અલંકારો તો ઘણા છે પરન્તુ સ્થળસંકોચને કારણે કેવળ એજ જણાવી અન્ય અંકમાં અન્ય આભૂષણો સંબંધી ચર્ચા કરવાની ધારણા છે.

સુરત. સાહિત્ય સદન,
વાણીઆશેરી, મહીધરપુરા. } રમણીકલાલ ગીરધરલાલ મોદી, એમ. એ.



# શ્રી જૈન વનિતા વિશ્રામ.

## ગયા વર્ષમાં મહિલાભૂષણમાં આશ્રમને મદદ રૂા. ૧૦૧) આપનાર સદ્‌ગૃહસ્થોના ફોટા મુકાયા તેનાં નામ.

૧ રાવસાહેબ શેઠ હીરાચંદ મોતીચંદ ઝવેરી.
૨ શેઠ દેવકરણ મુલજી મુંબઈના જાણીતા દાનવીર જૈન.
૩ શેઠ નગીનચંદ કપુરચંદ ઝવેરી સુરતના જાણીતા દાનવીર જૈન.
૪ શેઠ ચીમનલાલ લલ્લુભાઈ સુરતના જાણીતા જૈન મુનસફ સાહેબ.

### નવીન યોજના.

હવે પછી આ વર્ષથી એવી ગોઠવણ રાખી છે કે પાંચસોથી હજાર સુધી રૂા. આપનાર સદ્‌ગૃહસ્થ અથવા સુજ્ઞ બ્હેનોના ફોટા માસિકના પુઠાપર આવશે. ૧૦૧) રૂપીઆની ગોઠવણથી અંદર માસિકમાં ફોટા આવે છે તેમજ કાયમ રહેશે.

## જરૂરીયાત જાણવા જોગ વિગત.

### ગયા વર્ષમાં સુજ્ઞ બન્ધુઓ તથા સુશીલ બ્હેનો આશ્રમની મુલાકાતે પધારેલા તેના નામ.

સૌ. પુજ્ય માતુશ્રી કસ્તુરબા ગાંધી. સૌ. સુજ્ઞ બ્હેન ભક્તિબા.
શ્રીયુતઃ કલ્યાણજીભાઈ
સૌરાષ્ટ્ર પેપરના અધિપતિ.
રા. રા. ભાઈશ્રી પાર્વતીશંકર મણીશંકર ભટ, ફર્સ્ટક્લાસ સબજડજ સાહેબ અમદાવાદ.
રા. ઝવેરી મણીભાઈ મગનભાઈ અમદાવાદ.
મીસીસ ન્હાનાલાલભાઈ કવિ,
ગં. સ્વ. મગ્નબ્હેન મુંબઈ શ્રાવિકાશ્રમના વ્યવસ્થાપિકા.
સૌ. બ્હેન કેવળી તથા સૌ. બ્હેન જાસુદ.
ગં. સ્વ. માતુશ્રી ગંગાબાઈ તે શ્રીયુત્ દયાળજીભાઈના માતુશ્રી.
પાલણપુરના વકીલ મયાચંદભાઈ.
અમદાવાદના વકીલ.
લીંબડી જૈન બોર્ડીંગના સેક્રેટરી.
પરમપુજ્ય મહારાજ શ્રી કેશરવિજયજી મહારાજ.
પન્યાસ શ્રી દેવવિજયજી રિદ્ધીમુનીજી.

શ્રીયુત જવેરી ફકીરભાઇ નગીનચંદ તથા જવેરી બાલુભાઇ ભગવાનદાસ તથા ગં. સ્વ. બાઈ રૂકિમણી બાઈ તે શેઠ નગીનચદ કપુરચંદની વિધવા તથા ગં. સ્વ. બાઇ હીરાકુંવરબાઇ તે શા. પાનાચંદ તારાચંદની વિધવા.

ગુરૂણી શ્રી ગુણસરીજી તથા તેમના સાથે ચાર સાધ્વીઓ.

## ગયા વર્ષમાં જૈન વનિતા વિશ્રામને સુજ્ઞ બંધુઓ તથા બ્હેનોની વર્ષગાંઠની ખુશાલીમાં દર વર્ષે મળેલી મદદની વીગત.

૨૫) શેઠ દેવકરણ મુલજી પોતાની વર્ષગાંઠની ખુશાલી.
૨૫) શેઠ ભગવાનદાસ હીરાચંદના પુત્ર મોહનભાઇની વર્ષગાંઠ.
૨૫) શેઠ ફકીરચંદ નગીનચંદ ઝવેરીના પુત્ર અમરચંદભાઇની વર્ષગાંઠ.
૨૫) શેઠ હીરાચંદ મોતીચંદના પુત્ર કુન્દનલાલભાઇની વર્ષગાંઠ.
૨૫) શેઠ નથુભાઇ કીરપારામ જુનાગઢવાલા.
૨૫) ગં. સ્વ. બ્હેન સરસ્વતી તે શેઠ શોભાગચંદ તલકચંદની પુત્રી.
૨૫) શેઠ નથુભાઈ કીરપારામના પુત્ર ચી. ચીત્તરંજનની વર્ષગાંઠની ખુશાલી.
૨૫) શેઠ નથુભાઇ કીરપારામના પુત્ર ચી. હર્ષદરાયની વર્ષગાંઠની ખુશાલી.
૨૫) મુનસફ સાહેબ ધનસ્યામદાસ દ્વારકાદાસની વર્ષગાંઠની ખુશાલી. આગ્રાવાળા.
૨૫) સદ્‌ગત શેઠ તુલશીદાસ મોહન કરાંણી.
૨૫) ભાઇ ધનરાજ જે. પરમારની પુત્રીની વર્ષગાંઠની ખુશાલી.
૨૫) શેઠ જેસીંગભાઈ મોહનલાલ દલાલના પુત્રની વર્ષગાંઠની ખુશાલી.
૨૫) શા. મગનભાઇ દેવચંદના પુત્ર મનુભાઇની વર્ષગાંઠની ખુશાલી.
૨૫) ચી. ભાસ્કરરાવ જમનાદાસની વર્ષગાંઠ.
૨૫) શા. દુસરીમલ્લ છોગમલ્લજીની વર્ષગાંઠ.
૨૫) શા. સાકરચંદ મોકમચંદની વર્ષગાંઠ.
૨૫) શેઠ પ્રભુદાસભાઈ શેશકરણ તરફથી શ્રી વીરપ્રભુની જયંતીની ખુશાલી.
૨૫) જુનાગઢના ડેપ્યુટર સાહેબ ત્રીભોવનદાસના પુત્ર જગજીવનદાસના સ્મણાર્થે. હ. બ્હેન વિજીયર.
૨૫) શા. બાલુભાઈ કલ્યાણચંદના સ્મણાર્થે. હ. બ્હેન હીરાકોર.
૨૫) ભાઇ જગમોહનદાસ જેઠાભાઇની વર્ષગાંઠ કલકત્તા.

---

# જૈન વનિતા વિશ્રામની હકીકત.

---

આ વર્ષમાં ઉમર લાયક થવાથી તેના વાલીઓ લઈ ગયેલ બાળાઓનાં નામ.

| | | |
|---|---|---|
| ૧ ચંદન ચીમનલાલ. | ૬ જાસુદ મુલચંદ. | ૧૧ મણી અંબારામ. |
| ૨ રતન લખમાજી. | ૭ કમળા મણિલાલ. | ૧૨ બીબી ભાણાભાઈ. |
| ૩ મોંધી ભાઇલાલ. | ૮ લલિતા છગનલાલ. | ૧૩ ગજરાબ્હેન નાનચંદ. |
| ૪ સરસ્વતી મનસુખલાલ. | ૯ સંતોક મોતીચંદ. | ૧૪ ચદન કસ્તુરચંદ. |
| ૫ કપીલા મનસુખલાલ. | ૧૦ લીલાવતી ઉકાજી. | ૧૫ ગજરા હીરાચંદ. |



# મહિલા ભૂષણ માસિક વિષે મળેલા અભિપ્રાય.

મહિલા ભૂષણ આ નામનું નવું પ્રગટ થતું માસિક પુ. ૨ જુ અંક બીજો જુલાઇ ૧૯૨૨નું મળ્યું છે. તે સુરત જૈન વનિતા વિશ્રામ તરફથી પ્રગટ થાય છે. વાર્ષિક મૂલ્ય રૂ. ૨) પોસ્ટેજ સાથે રાખેલ છે. પ્રથમ ત્રીમાસીક શ્રાવિકાસુબોધ નીકળતું હતું. તેનુંજ આ રૂપાંતર છે. માસિકના લેખો જોતાં તે ખાસ સ્ત્રી વર્ગને વાંચવા લાયક છે લેખો બહુ ઉપયોગી છે આ અંકના લેખો પૈકી સરલા કે શારદાવાળો લેખ બહુ અસરકારક છે. આવા લેખો દરેક અંકમાં આવવાની જરૂર છે. મુનીરાજ શ્રી કર્પુરવિજયજીવાળો લેખ પણ જૈનવર્ગને ઉપયોગી છે. દયાનું ખરૂં સ્વરૂપ સમજવાની સ્ત્રી વર્ગ અને પુરૂષ વર્ગને બન્નેને ઘણી જરૂર છે માસિકનું લવાજમ કાંઇક વધારે છે. પણ તેનો આધાર ગ્રાહકો ઉપર ગ્રાહકોની સંખ્યા વધશે તો જરૂર લવાજમ ઘટવા સંભવ છે. અમે તેની ફતેહ ઇચ્છીએ છીએ. સંપાદિકા બ્હેન રૂક્મિણીનો આ પ્રયાસ સ્તુત્ય છે.

**શ્રી જૈન ધર્મપ્રકાશ.**

સુરત જૈન વનિતા વિશ્રામને અંગે પ્રગટ થતાં આ માસિકના વર્ષ ત્રીજાનો બીજો અને ત્રીજો અંક બે અમને અભીપ્રાયાર્થે મળેલા છે. સંપાદિકા રૂક્મિણી બેનના આ પ્રયાસને અમે પ્રસંશીએ છીએ. નિતીશતકના એક શ્લોકને પુરૂષને ઠેકાણે મહિલા શબ્દનો ફેરફાર કરી મુદ્રા લેખ તરીકે મૂકયો છે બીજા અંકમાં ભણેલી ને અભણ સ્ત્રીનો સંવાદ છે. એકંદરે સ્ત્રી વર્ગને ઉપયોગી કંઇક અંશે થઈ શકે તેવા લેખો એમાં આવે છે. અને એક બ્હેનનો આ પ્રયાસ છે તે દૃષ્ટીએ ઉત્તેજનને પાત્ર છે,

**સમાજ જીવનમાં પુ. ૫. અંક ૧. ૧૯૨૨ સપ્ટેંબર.**

**મહિલા ભૂષણ માસિક.**

ગુજરાત વગેરે બાજુથી આજકાલ અનેક માસિકો પ્રગટ થાય છે. તેમાં સ્ત્રી અધિપતીથી પ્રગટ થતાં માસિકો બહુજ થોડાં હશે.

ઉપલું માસિક બ્હેન રૂક્મિણી હી. ઝવેરીની આગેવાની હેઠળ અને જૈન વનિતા તરફથી પ્રગટ થાય છે. આ માસિકના અંકો ઉપરથી માલમ પડે છે કે તેમાં સારા ઉપયોગી ટુંકા લેખો પ્રગટ થાય છે. પણ હજુ તેમાં ઉપયોગી સ્ત્રી ઉપયોગી લેખોની ખુટ છે. તે ખુટો તંત્રીઓ પુરી પાડી શકશે કારણ એ માસિક જ્યારે સ્ત્રીના તંત્રીપણા હેઠળ પ્રગટ થાય છે તો તેમાં દરેક સ્ત્રી લેખકોનેજ ઉત્તેજન આપવું યોગ્ય છે. ને દરેક સંસારિક વ્યાવહારીક યાને સ્ત્રી ઉપયોગીને સ્ત્રીઓની ઉન્નતી થાય તેવા લેખો સ્ત્રીઓનીજ કલમે લખાવવા લેવા જોઈએ. જો આવું કીંમતી કામ નતીજ દીશાથી શરૂ કરવામાં આવશે. તો દરેક સમજુ માણસ પોતાના ઘરમાં એકેક નકલ લેવાને લલચાશે. એમાં સંદેહ નથી.

આ માસિકમાં માત્ર સ્ત્રીઓને બાળકોને ભરના અનેક ઉપયોગી લેખોની જગ્યા કરવામાં આવે તો કરોડોની હીંદુ વસ્તીમાં તેનો ફેલાવો થાય એવું અમો અનુમાન કરીએ છીએ.

**જ્ઞાનવર્ધક અને માસિક મિત્ર.**

મહિલા ભૂષણ સંપાદિકા. ગં. સ્વ. બ્હેન રૂક્મિણી ગોપીપુરા સુરત વા. લ. રૂ. ૨-૦-૦ જુલાઈ. ઓગષ્ટ ૧૯૨૨ સ્ત્રીઓનું જીવન ઉચ્ચમય બનાવવાના ઉદ્દેશો જણાય છે. રાષ્ટ્રિય સ્ત્રી સાહિત્યનો અભ્યુદય આથી પણ વધું થાય એમ ઇચ્છીએ છીએ.

મસ્તાન પુ. ૧. અકટોબર ૧૯૨૨ અંક ૪ થો.

મહિલા ભૂષણ સુરત જૈન વનિતા વિશ્રામને અંગે પ્રકટ થતું માસિક ત્રણ વર્ષ થયાં આ માસિક ઉપયોગી અને ઉપદેશક લખાણોથી પ્રકટ થાય છે. સ્ત્રીઓનો સંસાર સુખરૂપ થવામાં જરીરની ટાપટીપ કે વાક્ ચાતુરી વીગેરે કારણરૂપ નથી પણ તેનું હૃદય સદ્ગુણોથી ભરપુર થવું જોઈએ જેથી વર્તન એની મેળે સુધરી જાય. હૃદયને સદ્ગુણોથી ભરપુર કરવા માટે નિરભિમાન રહી શાંત ચિત્તે સારી શિખામણો સાંભળવી અને આવાં માસિકો વગેરેના વાંચનથી પોતાના કર્તવ્યને સમજવું એજ મુખ્ય કારણ છે. અમે આ માસિકની ઉત્તરોત્તર અભિવૃદ્ધિ ચાહીએ છીએ અને તેનું સંચાલન કરનારી બહેનોનો શ્રમ સારી રીતે ફલિત થઇ દેશને તેનો લાભ મળે એમ ઇશ્વર પાસે માંગીએ છીએ. અંકુશ પુ ૯. અંક ૧ લો. કાર્તિક ૧૯૭૯.

---

ૐ

# કન્યા વિક્રય!

### કવ્વાલી.

સ્વાર્થની ના રહી સીમા કલિનું જોર બહુ જામ્યું<br>
પેટની પુત્રી વેચાણે જરીના દીલ દુઃખ પામ્યું,<br>
પાળો પોષી ઉછેરો શું બાળકો વેચવા માટે?<br>
અધિક કિંમત શું પૈસાની અરે છે કન્યકા સાટે!

દ્રવ્યના તેજમાં અંધા બની શું બાળકી આપો!<br>
ત્યજી વાત્સલ્યતા પાપી બની કન્યા ગળું કાપો,<br>
જુઓ ના સ્વાર્થના સાધુ:કષ્ટ શું બાળકી માથે;<br>
નથી કયમ હૃદય ચીરાતું સિંદળ બાંધો મડા હાથે.

બીબી ઘર જોગ થાયે ત્યાં મીયાં તો ઘોરમાં પોચે,<br>
પછી બાળા બિચારીએ મૂકી નિશ્વાસને રોશે;<br>
નવલ શુભ બુધ્ધિની બાળા બાપનું માગણું દેવા,<br>
મુંગે મોઢે થતી તૈયાર દુખને કષ્ટ સહુ સહેવા.

નોટ જડ કાગળો કેરી ચલાવે આજ અંગ્રેજો,<br>
હાય! હિન્દુ અધમ હુંડી સજીવ કન્યા વટાવે જો.<br>
ફરે કન્યા તણે નાણે પ્રથમ તો રોજ મદમાતા,<br>
કર્મ ભોગે રડી અંતે નર્કના કુંડમાં જાતા.

દીકરીના લઈ નાણા બન્યો ધનવાન ના કોઈ,<br>
દુષ્ટતા જગતમાં છાપી અકલને આબરૂ ખોઈ.<br>
લિયો ના દ્રવ્ય કન્યાનું હલાહલ ઝેર એ જાણો,<br>
'બાલ' ના વેચવા કાજે સંતતિ સૌખ્ય પરમાણો.

બાલમંદિર, જામનગર. 'બાલકવિ'

---

# उपाधिरहित हृदयस्थान इष्टने प्रत्यक्ष करनार होवाथी विवेकी वृत्तिने तेज रूचे छे.

પદ ગરબો. ( રજનિ શરદની રળીયામણી રે, એ લય. )

ચન્દ્ર:

હે—રસિલિ કુમુદિનિ ! સોહામણી રે,
તને શોધવા ચઢયો હું તો આકાશમાં, આશાએ તને૦
હે—શાથી સંગી બની સરવરતણી રે,
છૂપી આવા કાં એકાન્તાવાસમાં; લપાઇ છૂપી૦
હે—તને શોધી ગિરિના નિવાસ,
જોયું સિન્ધુ–સરિતા આસપાસ,
દીઠા ત્યાં ન તુજ વિલાસ, શોધવા૦
કહે પ્રિય કુમુદિનિ ! કહે મને, શું જપતી કાંઇ જાપ,
નાનકડા સરવરતીરે, બેઠી બની ચુપચાપ હે રસિલિ૦

કુમુદિની:

હે—મારા સૌભાગ્યશૃંગાર ચન્દ્રમા રે,
તને જપતી હું શ્વાસપ્રશ્વાસમાં અખંડ તને૦
હે—જોતી વાટ, મારો મુકુટ આવી મધ્યમાં રે,
ક્યારે ખેલશે એ તારલાના રાસમાં, આકાશે ક્યારે૦
બીજાં જલ પ્રવાહી તરંગ રે' ખાસ,
તેમાં જોઇ ન શકું તારૂં આસ્ય,*
મારાં મનગમતાં હાસ્ય; જપતી૦
બીજાં અસ્થિર જલવિષે, બિમ્બ ન લહું તુજ સ્પષ્ટ,
શાન્ત–સ્થિર જલમાં તુંથી, મેળવું દ્રષ્ટેદ્રષ્ટ;
રમ્ય સ્થલો શા કામનાં, શું કરૂં ગિરિનું શૃંગ;
ચહું માત્ર હું વાલમા ! અવિચ્છિન્ન તુજ સંગ,—

શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી.

---

* મુખ.

---

## સુરત જૈન વનિતાવિશ્રામને ચાલુ માસમાં મળેલી મદદ

શા. મહાસુખભાઇ લલ્લુભાઈ ઠે. શાંતિનાથનીપોળ અમદાવાદ તરફથી હા. ભાઈ ગોકળભાઈ સાકરચંદ મારફતે એક સેકંડહેન્ડ સીવવાનો સંચો ભેટ મળ્યો છે.

---

Regisered No. B. 1651.

॥ श्री गौतमायनमः ॥

સુરત જૈન વનિતાવિશ્રામને અંગે પ્રકટ થતું માસિક

# મહિલા ભૂષણ.

सद्गुणनीतिविधायकलेखै रुचिरं प्रकाश्यते धर्म्यम्
महिलाभूषणमेतत्सर्वस्त्रीहितकृते सततम् ॥

પુસ્તક ૪ થું.
અંક ૨ જો.
અષાડ સંવત ૧૯૭૯.




વાર્ષિક લવાજમ રૂ. ૨. પોસ્ટેજ સાથે અગાઉથી જ.

સંપાદિકા:—બ્હેન રૂકિમણી રા૦ સા૦ હીરાચંદ મોતીચંદની વીધવા.
ગોપીપુરા—સુરત.

# વિષયાનુક્રમણિકા



## શ્રી જૈન વનિતાવિશ્રામનો હેતુ.

આ સંસ્થાનો મુખ્ય હેતુ એ છે કે વિધવા બ્હેનો આ સંસ્થામા રહી સાદું જીવન ગાળે, ધર્મનીતિ સંબંધી જ્ઞાન પામે, તેઓનું નિરુદ્યમી જીવન ઉદ્યોગી બને, તેઓ કર્તવ્યપરાયણ થાય, તથા તેઓની માનસિક તથા આધ્યાત્મિક સ્થિતિ સુધરે કે જેથી તેઓનું જીવન આપોઆપ શાંતિવાળું ગૌરવવાળું તથા આત્મશ્રદ્ધાવાળું બને, અને તેઓ પોતાના કુટુંબને સહાયક, તથા સમાજને પણ ઉપયોગી થઈ પડે. તે ઉપરાંત સધવા શ્રાવિકા બ્હેનો તથા જૈન કન્યાઓને ધર્મનીતિની તથા વ્યવહારિક કેળવણી આપવી કે જેથી તેઓ ઉત્તમ ગૃહિણી તથા માતા બને અને કર્તવ્યનિષ્ટ થાય.

ઠે૦ ગોપીપુરા-સુરત.


આ પત્ર સુરત-ચૌટાના પૂલ ઉપર ટાંકી પાસે આવેલા "શંકર" પ્રિન્ટીંગ પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યું અને બ્હેન રૂકિમણી હીરાચંદ મોતીચંદની વાવવાએ ગોપીપુરા સુરતમાંથી પ્રગટ કર્યું.

# મહિલા ભૂષણ.

પુસ્તક ૪ થું. અષાડ, સંવત ૧૯૭૯. અંક ૨ જો.

## સુજન સ્ત્રીઓ ઘરને દિપાવે છે.

રાજ કોઈ વસન્ત લ્યો. વસન્ત લ્યો–એ રાગ.

હાંરે શુ શિક્ષીત સ્ત્રીઓથી ગૃહ દીપેરે.
વ્હેનો સદ્‌વિદ્યા ગ્રહો. વિદ્યા ગ્રહો. ૧
નૈતિક ધાર્મિક ઉદ્યોગી સાથે.
હાંરે ગૃહ વ્યવહારી બનવા કાજેરે વ્હેનો સદ્‌વિદ્યા ગ્રહો. ૨
પ્રેમની પેટી કોમળ વેલી.
હાંરે સુખ દુઃખમાં પતિની સ્ત્રી બેલી રે. વ્હેનો સદ્‌વિદ્યા ગ્રહો. ૩
પતિ ભકિતને કુટુંબની સેવા.
હાંરે વડીલોથી વિનય સાથે રહેવારે. વ્હેનો સદ્‌વિદ્યા ગ્રહો. ૪.
નમ્ર સરલ ને શુશીલ શિયળ ધારો.
હાંરે ગુણીયલ બની કુળ અજવાળો રે. વ્હેનો સદ્‌વિદ્યા ગ્રહો. ૫
સ્ત્રી કેળવણીથી સંસાર સુધરે.
હાંરે ભવિષ્ય સંતતી થાએ સંસ્કારી રે. વ્હેનો સદ્‌વિદ્યા ગ્રહો. ૬
જન્મથી બાળક માતાના સહવાસમાં.
હાંરે ખરૂં શિક્ષણ માતાઓનું જાણોરે. વ્હેનો સદ્‌વિદ્યા ગ્રહો. ૭




(૧)

"કુમુ! એ કુમુ! સાંભળ્યું કે? જરા ચંદુને તેડી લે જોઉં!"

"હું તો કોઈ તેડતી નથી. ત્યાં ઠીક બેઠો છે. અહીં આવીને પણ શું? મને હેરાનકર કરવાનો ને? કાગળ ખેંચે, ખડીઓ ખેંચે, હોલ્ડર ફેંકી દે, ચોપડી ફાડવા માંડવી એજને! અમસ્તી ઉપાધિ!"

"બાપુ! પણ તે ક્યારનો રમે છે. આ જોયું તે ભુખ્યો થયો લાગે છે. જો હવે રડવાની તૈયારીમાં છે."

"હા. રડશેજ ને. શું કરવા ન રડે? હું નજરે પડી કે થયું! ભુખ લાગી નથી ને કાંઇ થયું નથી. તમે જ્યારે મારા ઓગળજ તેને લઈ બેસો, ત્યારે પછી તે શું કરવા માગું ન કરે? પણ જરા બહાર તેડી જાવ એટલે આકુડો રહેશે." કમળાગૌરીએ મોંઘીબાઇને કહ્યું.

"ઠીક બા! જાઉં છું ત્યારે." મોંઘીબાઈ ચંદુને તેડીને બહાર જવા લાગ્યાં.

"એક કલાક સુધી આવશો નહિ. સમજ્યાંને?" કમળાગૌરીએ હુકમના સ્વરૂપે કહ્યું.

મોંઘીબાઇના જવા પછી કમળાગૌરીએ પાછું નવલકથાનું વાંચન શરૂ કર્યું.

કમળાગૌરીએ ચમનલાલ દેસાઈની બીજીવારની સ્ત્રી છે. ચમનલાલ એ પચીસ રૂપિયાના પગારથી રેલવે સ્ટેશનપર સિગ્નલરની નોકરી કરે છે. તેનો વિદ્યાભ્યાસ જો કે વિશેષ થયેલો નથી. તો પણ જે શિક્ષણ તેને મળ્યું છે તેટલા ઉપરથી તે સ્ત્રી શિક્ષણનો પક્કો હિમાયતી છે. તેને નોકરી મળવા સાથે ઘણી કન્યાઓના કહેણ આવેલાં પણ તે ઘણી ખરી અશિક્ષિત! એટલે નાપસંદ કરીને, આ કમળાગૌરીનું શિક્ષણ, તેના સંસ્કૃત વિચારો, અને મધુર વાણી વિનોદ આદિ ગુણોમાં લુબ્ધ બનીને તેનેજ પસંદગી આપી હતી.

પ્રથમના ગૃહસ્થાશ્રમનો બિચારા ચમનલાલને કાંઈજ લાભ મળ્યો ન હતો. કમળાગૌરી સાથે લગ્ન થયાને બે વર્ષ થયાં હતાં અને આ નૂતન ગૃહસ્થાશ્રમના પરિપક્વ ફળ તરીકે ચંદુલાલનો જન્મ થયો હતો.

મોંઘીબાઈ એ ચમનલાલની વૃદ્ધ માતા હતી. તે પોતાના પુત્રના ગૃહસંસારમાં મદદરૂપ થવાને વતનથી તેની સાથે આવી રહી હતી. તે જરા જૂના વિચારની હતી.

કમળાગૌરી ચાલતા જમાનાની શિક્ષિત તરુણી હતી. તેને વાચનનો બહુ શોખ હતો. હમેંશા તે કોઇ વારતા અથવા નવલકથા કે બીજા પુસ્તકો વાંચતી બેસતી.

અત્યારે તે દેલવાડાકરની "નીલમ માણેક" વાંચતી હતી અને તેમાં તે એટલી બધી તલ્લિન બની હતી કે તેને અન્યવ્યવસાય કાંઈ પણ ગમતો ન હતો.

(૨)

"શું જોઈએ ચંદુભાઈને ? ઘુઘરો આપું ? કે આ સીટી જોઇએ ? લે. રોમાં ભાઈ ! આવ"

આમ કહેતાં મોંઘીબાઇએ ઘુઘરો, સીટી, પાવો વગેરે રમકડાં ચંદુની આગળ ધર્યાં. પણ તે તેણે એકદમ ફેંકી દઇ પોતાનું રડવું બાલવાજીંત્ર શરૂ કર્યું.

"ત્યારે શું જોઇએ ચંદુભાઇને ? બહાર જશું કે ? ચાલો." મોંઘીબાઈ ઉઠયા અને પાડોશી વાલીબાઇની સાથે ભીડભંજન મહાદેવના દર્શને જવા સારૂ ચંદુને તેડીને નીકળ્યાં. ત્યાં તે વધારે રડવા લાગ્યો. "ત્યારે ક્યાં ઘેર જવું છે ?"

ચંદુએ "અં" કહેતાં હકાર બતાવ્યો એટલે મોંઘીબાઈ ઘર તરફ વળ્યાં. ચંદુ કાંઈક ચુપ તો રહ્યો. તે ઓશરીમાં આવ્યાં એટલે પાછો રડવા લાગ્યો અને મેડીપર લઇ જવાને આંગળી બતાવવા લાગ્યો.

"નારે બાપુ ! અહીંજ બેસને. તારી બા પાછી ચીડવાશે." મોંઘીબા ઓસરીમાંજ બેઠાં.

બેસતાં વારને ચંદુએ તો રડવાનો એવો સપાટો ચલાવ્યો, કે મોંઘીબાઇને મેડીપર જવું પડયું. તેણે વહુને બુમ પાડતાં કહ્યુંઃ-" કમુ ! એ કમુ ! "

કમળાગૌરી નવલકથાના વાંચનમાં નિમગ્ન હતી. મોંઘીબાઇએ કેટલીએ હાંકો મારી, ચંદુએ પણ રડવાનું જોરથી ચલાવ્યું હતું, પણ તેની દાદ કોને ? કેટલીકવાર પછી કમળાગૌરીએ ઉંચુ માથું કરી પૂછયું-" શું છે ? "

"ચંદુને લે, ધવરાવ. તે બહુ ભુખ્યો છે." આમ કહી ચંદુને તેણે નીચે ઉતાર્યો. તે ધસડાતો ધસડાતો પોતાની માતા પાસે ગયો અને તેના પગના આધારે ઉભો રહ્યો. કમળાગૌરીનું વાંચવું હજુ શરૂજ હતું. ચંદુએ તેના હાથમાંના પુસ્તક ઉપર પોતાનો હાથ પછાડયો. કમળાગૌરી બહુ ચીડાઇ. "રડયા ! બેસીજા બાજુમાં." આમ કહી તેનું કાંડુ પકડી બાજુપર ધકેલ્યો. ચંદુ બિચારો નિરાશાથી આક્રંદ કરવા લાગ્યો !

કમળાગૌરીને અતિશય સંતાપ થયો. તે પોતાની વૃદ્ધ સાસુપર બહુ ગુસ્સે થઈ. અને કંટાળો બતાવતાં તે બોલી. "રડયાને હવે સ્લીપિંગ ડોઝ઼જ આપવો જોઇશે. હમણાજ ધવરાવ્યો તો પણ અમસ્તો રઝળ્ કરે છે."

કમળાગૌરીએ કબાટમાંથી એક બાટલી કાઢી અને તેમાંથી એક ડોઝ઼ એક ગ્લાસમાં લઇને "લે પી આ દૂધ." એમ કહી ચંદુને બોલાવ્યો.

પેટમાં ભૂખ લાગે છે ત્યારે રાજકુમારને કુશકાની રાબ પણ મીઠી લાગે છે. ભૂખના વખતે અનાજ નથી મળતું ત્યારે ઘાસ પાલો પણ ચાલે છે. તરસ લાગતાં ઝાંઝવા જોઇને ઘણા હરણોએ પ્રાણ ખોયા છે. ત્યારે ભૂખથી વ્યાકુળ બનેલ ચંદુ ભાંખોડીયાભર દોડતો માતા પાસે તુરત પહોંચી જાય તેમાં શું આશ્ચર્ય ?

ચંદુના આવવા સાથે એ ડોઝ઼ કમળાગૌરીએ તેને પાઈ દીધો. અને પાસેના ગાલીચા ઉપર સુવાડી દીધો. એ ઉપાધિ દૂર થઇ એટલે તેણે ફરી નવલકથા વાંચવી શરૂ કરી.

સુશિક્ષિત સ્ત્રિઓ પોતાના બાલકોની, પોતાના ઘરઆરની, બધી રીતે કાળજી રાખે છે, શિક્ષણથી તેનું મન સુસંસ્કૃત બને છે, તેના હૃદયમાં દયા, પ્રીતિ, ક્ષમા, શાન્તિ આદિ ગુણોનો

વિકાસ થાય છે, તે ઉત્તમ ગૃહિણી બને છે. આવી રીતે અધદ્દષ્ટિથી જોનારા ઘણાક હરીનાલાલ સમાજમાં નજરે પડે છે! અને તેમની આ અંધ શ્રદ્ધાનો સુશિક્ષિત કહેવડાવનારી આજકાલની ઘણી ઉચ્છૃંખલ યુવતીઓ ફાયદો લે છે.

શિક્ષણ! શિક્ષણ! કોલેજીયન સ્ત્રી શિક્ષણ!! જોઇએજ શા સારૂ? સમાજ કે વ્યક્તિને ફાયદો થવા સારૂ. તો તેને માટે એમજ કહેવું પડે છે કે હાલની શિક્ષણ પદ્ધતિથી બન્ને બાજુથી ફાયદો થતો નથી, પણ નુકસાન જ થાય છે!

કમળાગૌરી સુશિક્ષિત છે પણ તે કેવા સ્વભાવની છે? ચંદુ પોતાનાજ પેટનો છોકરો–અજ્ઞાન–ભૂખથી વ્યાકુળ બનેલો તેને નહિ ધવરાવતાં કે દૂધ પાતાં સ્લીપિંગ ડોઝ પાયો! શા માટે! તેણે સ્વસ્થ ઉંઘી રહેવું અને પોતાના વાંચનમાં ખલેલ ન આવે માટેજ. બાળકની ભૂખ કરતાં વાંચનજ તેને વધારે મહત્વનું જણાયું! બાળકના જીવ કરતાં વાંચન વધારે વહાલું કેમ! હોય. સુશિક્ષિતોના વિચાર ગમે તેવા હોય તો પણ તે ઉચ્ચ કક્ષાનાજ માનવા જોઇએ. બિચારી મોંઘીબાઈ જૂના વિચારની તેનું શું ચાલે!

(૩)

"શાબાસ! નીલમ! શાબાશ." કમળાગૌરી વાંચતાં વાંચતાં વચમાંજ બબડી. ફરી વાંચવા લાગી. તે વચમાં વચમાંથી સ્વગત કાંઈ બોલતી અને પાછી વાંચવામાં તલ્લિન થતી હતી. ચમનલાલ આવીને ખુરસીપર બેઠાની પણ તેને ખબર રહી નહિ. તેણે તેણે "સાંભળ્યું કે! જોયું કે!" એમ ઘણીવાર કહ્યું પણ વાંચવામાં નિમગ્ન બનેલ કમળાગૌરી શાનો જવાબ આપે?

છેવટે ચમનલાલે ઘણીવાર સુધી રાહ જોઇને કંટાળી જતાં કહ્યું–"ઓ હો હો! આ તે કઈ જાતનું વાંચન? કમળા તારી આગળી ખસી ન જતી. સંભાળજે હાં!" આમ કહેતાં સીગારેટ સળગાવીને ધુમાડાથી રમ બરબક કરવા માંડયો. ત્યાં ફોનોગ્રાફનો સ્વર તેના સાંભળવામાં આવ્યો

" ફૂંકી ફૂંકી સીગારેટો ગળામાં હાય! કફ જામ્યો,
રાગ ફાટી બન્યું ગાવું ખેંચીને સ્વર બહુ થાકયો!
સતત ખો–ખો કરી જડબું બિડાયે ના રહે ફાટ્યું,
ખાળ કુંડી સમું મોઢું રહે દુર્ગંધથી દાઝ્યું—"

કવ્વાલિના ભૈરવી મિશ્ર સંગીત સાંભળીને ચમનલાલે સ્વગત કહ્યું—" વાત તો સાચી. વ્યસન તો તેવુંજ. પણ કરવું શું? પડેલી ટેવ કેમ જાય! કાં ખઈને કમુ! જાય ખરી કે ટેવ!" આમ કહેતાં ચમનલાલે કમળાનું મોઢું ઉંચું કર્યું. વળી તે બોલ્યો–" તને એવી શ્રૃંગાર રસથી છલકાતી કોઇ નવલકથા એકાદે દિવસે ન મળી તો—"

" ચાલો–ચાલો મશ્કરી કેવી?" આમ કહેતાં ચમનલાલનો હાથ ઝુંટાવીને કમળાગૌરીએ પાછું પોતાનું વાંચન શરૂ કર્યું.

એટલામાં મોંઘીબાઈ મેડીપર આવ્યા. તેમણે કહ્યું–"ચમન! તને ભૂખ લાગી નથી કે!"

"બા! ભૂખ તો ઘણી લાગી છે. પણ આ જોઇ કે વાંચવામાં કેવી ઘેલી બની બેઠી છે!"

"હું શું જોઉં ! તુંજ જો એટલે પત્યું ! જોઈ જોઇને હું તો થાકી. આજે કાંઈ નવીન છે? રોજનુંજ છે એ. પણ ત્યારે તને ચાહ પીવી છે ! લઇ આવું ?"

"ઓહો ! કેમ જાણે બધી આપનેજ ફિકર ! અમો પરણેતર બૈરીઓને તો ધણીની કાંઈ કાળજી જ ન હોય !" કમળાગૌરીએ ચીડાઇને ઉંચું માથું કરીને કહ્યું. પાછી તે વાંચવા લાગી.

"ભલે બાપુ તેમ પછી કાંઈ!" આમ કહીને મોંઘીબાઈ નીચે ગયાં.

ચમનલાલ ઉઠીને કમળાગૌરી પાસે ગયો. અને તેના ખભાપર હાથ મુકીને બોલ્યો–"ઘેલુ! શું આટલું બધું વાંચવામાં તલ્લિન બની છો ?"

ચમનલાલ કમળાગૌરીને 'ઘેલુ'ના મીઠા નામથી સંબોધતો હતો. પણ તેના પ્યારની કિંમત કમળાગૌરીને બહુ નહોતી. તે બોલી–"હવે રહવા દોને. જરા વાંચવા તો દો." પછી તે વાંચતાં બોલી–" માણેક ! અહા !"

ચમનલાલ દિગ્મૂઢ બની જોતોજ રહ્યો. પાછી કમળાગૌરી બોલી–"હું પાછી ભૂલી જઇશ. કેટલામું પાને વાંચું છું ભલા !" આમ કહેતાં તેણે પોતાના ખભાપર મુકેલ ચમનલાલનો હાથ ખસેડયો.

"અરે ! આજે તું આમ શું કરે છે ? ખરેજ ઘેલુની ઘેલી બની કે શું ! આપણો ચંદુ કયાં છે ?"

કમળાગૌરીએ કંઇજ પ્રત્યુત્તર નહિ આપતાં વાંચવાનું ચલાવ્યું.

"અરે ! નથી સાંભળતી ? કહું છું રહેવા દે તો જરા. ચંદુ કયાં છે તે કહે." આમ કહીને કમળાગૌરીના હાથમાંનું પુસ્તક લઈ લેવા તેણે આગળ પોતાનો હાથ વધાર્યો.

"આ શું ? મને આવી તમારી મજાક આજે નથી ગમતી. આ પુસ્તકમાં શી ગમ્મત પડે છે પણ ?"

ચમનલાલ હવે સમજ્યો તે બોલ્યો–" શું આ મજાક નથી ગમતી કાં ? ચંદુ કયાં છે એ પૂછું છું તે મજાક કેમ ! આ તને વાંચવાની છૂટ આપી, ઘરમાં કંઇ કામકાજ કરવું પડતું નથી, તેનો આ બદલો કાં !"

ચમનલાલ કંટાળીને સાંથી પોતાની ખુરસીપર આવી બેઠો. એટલામાં મોંઘીબાઇ ચાહ લઇને ઉપર આવ્યાં. તેને જોઈ ચમનલાલે પૂછ્યું—

"બા ! ચંદુ કયાં છે ?"

"અહીંયાંજ તેને મુકયો હતો. કમુએ શું કર્યું કોણ જાણે ! કયાં ગયો ? પડી બડી તો ગયો નથીને ?" આમ કહેતાં મોંઘીબાઈ ત્યાં એટલામાં જોવા લાગ્યાં. "આ જોયો ! કમુનીજ ખુરસી પાસે સુવાડયો લાગે છે !" તે તેની પાસે ગયાં. "આવો મારાં છબુકલાં ! સુતો છો કાં ? જો તારા બાપુ બોલાવે. ઉઠ" આમ કહી ચંદુને તેડવા માટે તેના તેના અંગને હાથ અડકાડયો. સાંજ "ઓય બાપરે ! મારા ચં–દુ–" આટલું કહેતાં મોંઘીબાઈ મૂર્છાવશ થયાં.

"બળ્યું. આ તે કેવો ત્રાસ ? ડોસી થયાં તો પણ અક્કલ આવી નહિ ! આવી રીતે દઝાયાની જેમ બરાડો પાડવા એવું શું થયું છે ? જુઓ. ચંદુ ત્યાં સુતો છે. તેને સ્લીપિંગ ડોઝ બાટલીમાંનો પાયો છે." આમ કહેતાં કમળાગૌરીએ બાટલી આગળ ધરી. તેના ઉપરનું લેબલ વાંચતાની સાથેજ ચમનલાલ ચકિત થયો. તેનું માથું ભમવા લાગ્યું. તે તાડુક્તાં બોલ્યો–" શું આ સ્લીપિંગ ડોઝ ! આમાનોજ ચંદુને તે ડોઝ પાયોને ! બોલ. બોલને જલદી."

" હા. તેમાંનીજ પાયો.

" હેં ? અરેરે ! કેવી રાક્ષસી છે તું ? જો જો. આંખો ઉઘાડીને વાંચ જોઉં શું છે આ!" આમ કહેતાં ચમનલાલે તે બાટલી તેના તરફ ફેંકી. અને " બા ! બા ! ચંદુ ચાલ્યો ગયો !" એમ મોટેથી બરાડો પાડતો તે તેની પાસે ગયો. ચંદુ ઢીલો પડી ગયો હતો !

કમળાગૌરી બાટલી હાથમાં લઇ જોવા લાગી, તો બાટલીપર " Poison " ઝેરની લેબલ ચોંટાડેલી દીઠી. પછી શું પુછવું ? હાથમાંની ચોપડી તેણે એકદમ ફેંકી દીધી. અને તે છાતીફાટ રડતી ચંદુ પાસે ગઈ ! પણ હાય ! ચંદુના મુખમંડળ ઉપર મૃત્યુની છાયા છવાઇ હતી !

આવી રીતે દુઃખથી આખું કુટુંબ ચુપચાપ હતું, ત્યાં નીચેથી કોઇએ " ચમનલાલ ! છે કે ઘેર ?" એવી બુમ પાડેલી સંભળાઈ. પણ આ વખતે તેને કોણ જવાબ આપે ?

જવાબ ન મળેલ જોઈ બુમ પાડનાર વ્યક્તિ મેડીપર ચડી આવી. શૂન્યતા વ્યાપેલી જોઈ તે આગળ વધી ચંદુ પાસે આવતાં તેને ખેદ થયો. પરંતુ આ દુઃખી મંડળને આશ્વાસન આપતાં, તેણે ખીસામાંથી નળી કાઢી ચંદુના હૃદયપર મુકી. ધણો ઉંડો ધબકારો હજુ ચાલતો હતો તે સાંભળી તેને હિંમત આવી.

ચમનલાલે આતુરતાથી પૂછ્યું—" કાં મગનભાઇ ! કંઈ આશા છે કે ?"

" હા. જરાપણ ગભરાવાનું કારણ નથી. તમારો ચંદુ હું હમણાંજ બોલતો કરી દઉં છું."

આમ કહીને ડૉક્ટર મગનલાલે ખીસામાંથી બે ત્રણ બાટલીઓ કાઢી ડોઝ તૈયાર કર્યો. અને ચંદુનું મોઢું ખોલી તે અંદર રેડયો. સુભાગ્યે તે પેટમાં ઉતર્યો.

મોંઘીબાઇએ જબરી હાય મારતાં કહ્યું—" મારા ચમનના ભાગ્યજ ! કે વગર બોલાવ્યા આપ આવી ચડયા ! મારા પ્રભુએજ તમને મોકલ્યા. તમારો હાથ જશનામી છે. હવે મારો ચંદુ ઉઠ્યો જ દેખું છું."

પ્રિય પાઠક ! હવે આ ટુંકી ઘટનાને વધારે શું લંબાવવી ? ડૉક્ટર મગનલાલના તાત્કાલિક ઉપચારોથી મૃતવત્ થએલ ચંદુ બેઠો થયો.

બે ઘડી પહેલાં આનંદથી ઉભરાતું ઘર, ક્ષણ પહેલાં દુઃખથી દઝાયું હતું તે પાછું પ્રથમના જેવું આનંદમય બન્યું ! કમળાગૌરીને અતિવાંચનના દુષ્પરિણામનું ભાન થયું. તે હવે પોતાની વૃદ્ધ સાસુ અને પ્રિય પતિની આજ્ઞાનું જરાપણ ઉલ્લંઘન કરતી નથી. અને શુષ્ક–નવલકથા–નાટકો જેવાં પુસ્તકોના વાચન કરતાં, સ્ત્રીઓને ધાર્મિક પુસ્તકો અને બાલસંરક્ષણના પુસ્તકો વાંચવા શ્રેયસ્કર છે એમ માની તેનોજ અનુભવ પોતાની શિક્ષિત સહચરીઓને કહે છે. વળી કોઇ પણ બાબત અતિ સારૂં નહિ કેમકેઃ—

" अति रूपेण वै सीता, अति गर्वेण रावणः
अति दान बलि बद्ध, अति सर्वत्र वर्जयेत् "

એ ન્યાયે નિયમિત વખત પુરતુંજ વાંચન કમળાગૌરી રાખે છે. ચંદુના બનાવ પછી હવે કમળાગૌરીએ પુસ્તકિયા–પોપટિયા જ્ઞાનને તિલાંજલિ આપીને પોતાની વૃદ્ધ સાસુ પાસેથી વ્યવહાર જ્ઞાન–સર્વત્ર સ્નેહ–કુટુંબપ્રેમ,ના પાઠ ભણે છે. શું ભારતોન્નતિ અર્થે આર્યમહિલાઓને કોલેજીયન જ્ઞાન કરતાં એવા ઘરગતુ જ્ઞાનની જ વિશેષ આવશ્યકતા નથી ? એટલે તેમણે વાંચવું કે વિચારવું ?

# માતૃભૂમિને નમન.

( ગુણવંતી ગુજરાત—એ રાહ. )

ભગવતી ભારત માત, અમારી ભગવતી ભારત માત;
કરીયે નમન દિનરાત, અમારી ભગવતી ભારત માત.

રસ કસ વાળી રૂપ ગુણશાળી રઢિયાળી રળિયાત;
પુણ્ય પનોતી જગતે જ્યોતિ ઉજવાળી તુજ જાત. અમારી૦

મન હરનારી સુન્દર તારી એક કસુમ્બલ ભાત;
સ્વર્ગ પ્રભાવી કીર્તિ ગગાવી મહીમાં તું મ્હેલાત અમારી૦

નકલંક દેવી પ્રભુએ સેવી એક અજાત સુજાત;
વીર ભૂમી તું રત્ન પ્રસુતા વિશ્વ વિષે વિખ્યાત. અમારી૦

અંગ બંગળે રજપુતના મહારાષ્ટ્ર ને ગુજરાત;
તુજ આંગણિયે રૂમઝુમવંતા રિદ્ધિ સિધ્ધિ પદમાત. અમારી૦

હિન્દુ ઈસ્લામી પારસી બંધુ નમિયે સહુ સંગાત.
વલ્લભ ચરણે નિશદીન શરણે અપણુ કરિયે જાત. અમારી૦

વલ્લભજી ભાણજી મહેતા.

---

# અમ ગુણવંતો ગુજરાત.

દિવ્ય

૧

રસકસવંતી હરિયાલી,
ભૂમિ ભગવંત હસંત;
જ્યાં ગિરિગુફા વન ઝાડી,
કુદરત લીલા લ્હેરંત.
જ્યાં પતિત પાવની નદિયો,
ને રત્નાકર મદમાત;
એવો મોહન મોંઘેરો;
અમ ગુણવંતો ગુજરાત.

૨

જ્યાં પ્રેમ શૌર્ય હુદંશી,
ગરજ્યા ઘેરાં આકાશ;

ને ભક્તિ દયા શ્રદ્ધાનાં,
ઊંડા પૂરાતન વાસ.
સાદા સીધા જીવનિયા,
ને વિવિધ ધર્મની જાત;
એ પ્રભુ ઘેલો અલબેલો,
અમ ગુણવંતો ગુજરાત.

૩

જ્યાં સંત મહંત અનંતો
જન્મ્યા ઘૂમ્યા ભગવાન;
જ્યાં પુણ્ય પુરાણા તીર્થો,
સૌંદર્ય તણા નિધાન.
જ્યાં આદર્શ દંપતી પ્રેમી,
પાડે સંસારે ભાત;
એવો સદ્ભાગી કર્મી,
અમ ગુણવંતો ગુજરાત.

૪

જ્યાં ધર્મવીર, કેસરીઓ,
ક્ષત્રીય કુલ તિલક રાજ;
ચાહોમ દર્યા રણજંગે.
જીવે યશદેહે આજ.
એ રાજકુલ રમણીઓ,
કરતી રણમાં રિપુ મ્હાત;
એ ધર્મયુધ્ધ મતવાલો,
અમ ગુણવંતો ગુજરાત

૫

જ્યાં પતિવ્રતા પ્રમદાઓ,
ગણતી પતિ દેવ સમાન;
ને દેતી કુલ કલ્યાણી,
શિયળ સારે નિજ પ્રાણ.
સૂતી અગ્નિ ચિતામાં,
સતીઓ સ્વામી સંગાત;
એ ઉજ્જ્વલ શીલ પ્રભાવી,
અમ ગુણવંતો ગુજરાત.

૬

જ્યાં રાજનગર રઢિયાળું,
ને રત્ન ભૂમી વિશાળ.
જ્યાં સુરત ઘોઘાબારૂં,
ને વડોદરૂં આબાદ.
જ્યાં ભરૂચ પાટણ જુનું,
ને પાવાગઢ ખંભાત;
એ મહીમાં મહિમાવંતો,
અમ ગુણુવંતો ગુજરાત.

૭

મલયા નિલે મદભીનો
ભારતનો કુંજ વિહાર;
જ્યાં લક્ષ્મી કાંતે પોષ્યો,
ભવભૂતિનો ભંડાર.
જ્યાં રસ રસ સાગર રેલે,
જે વસુંધરે વિખ્યાત;
એવો મન ગમતો મીઠો,
અમ ગુણુવંતો ગુજરાત.



# 'નિર્મળ—બાળા.'

(ટૂંકી-રસમય સંસારી-વાર્તા.)

લેખક:—અંબાશંકર નાગરદાસ પંડ્યા. માણસા.

" જગદીશ્વર તારી કરૂણાથી, હોયજ લીલાલ્હેર,
કરવું તેવું ભોગવવું, એમાં કાંઇ ન મળે ફેર. "

હજીતો 'નિર્મલબાલા'—અથવા-લોકમાં કહેવાતી—નીમુને આઠ નવ વરસ થયાં હતાં, શેરીમાં તે રમતી હસતી, કુદતી, માતી અને ક્યારેક સખીઓ સાથે રમતમાંએ રિસાઇ પડતી, 'એની રીસ તેની સખીઓથી સહજ ન મતી. ગમે તેમ કરીને-તેનુંજ ધાર્યું કરીને-બધી છોડીઓ તેને મનાવી લેતી-અને પછી તો રસભેર રમત ચાલતી-નીમુ તેમાં આગેવાન રહેતી. તેની આવી

અવસ્થામાંજ ઘરમાં નીમુના વેવિશાળનીજ વાતો થતી. આવતી સાલ તેનાં લગ્ન કરી નાંખવા તેનાં માબાપની મરજી હતી. જ્ઞાતિમાં નવ દશ વરસની છોડીનાં લગ્ન ખાસ કરીને તે બહુજ ઉઘરતી હોય ત્યારેજ કરવામાં આવતાં પણ નીમુનું શરીર તો દુબળું હતું તેમ છતાં તેનાં માબાપ તેને વહેલી પરણાવી દેવાને ઉત્સુક હતાં તેનાં અનેક કારણો-તેઓના અંતરમાં હતાં, પણ બહારનો ફક્ત 'છોડી વહેલી પરણાવીએ તે સારૂં' એટલુંજ, તેઓ કહેતાઃ—

નીમુના બાપ હિમાશેઠ-વ્યાજવટતરનો નામીચો ધંધો કરતા. કોળી, ખવાસ, ભીલ, ઠાકરડા અને એથી બીજી હલકી વરણને તેઓ મોઢાજોગ જોઇતું નાણું ધીરતા અને વ્યાજનો દર મરજી પ્રમાણે (ઘણો મોટો) રાખતા. કુટુંબનું ગુજરાન તેઓ આ ધંધા આવકમાંથી ચલાવતા. હેમુભાઈ શેઠને ત્રીજી વારનાં પત્ની ચંચળ શેઠાણી હતાં. આગલા ઘરની એક દીકરી થઇ હતી તેજ આ નીમુ. ચંચળ શેઠાણીથી હજી કાંઇ સંતાન- તેમને પરણ્યાં લગભગ ૭ વરસ થવા આવ્યાં છતાં—થયું ન હતું—શેઠાણીની ઉમર એકવીસ વર્ષની અને હેમા શેઠની ઉમ્મર એકાવન વર્ષની થઇ હતી. શેઠને વરસ બિલકુલ વરતાતાં નહીં ઘણું તો તેઓને ૪૦-૪૫ વરસ થયાં હશે એમ સૌ કોઈ જોનારને લાગે—શરીર બાબત શેઠ સુખી હતા

નિર્મલબાળા ગુજરાની ત્રીજી ચોપડી શીખતી હતી ત્યારે પાડોશમાં રહેતો- તેમનીજ જ્ઞાતિનો એક પંદર સોલ વરસનો છોકરો 'મોતીભાઇ' અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં અભ્યાસ કરતો હતો નિશાળે જવાનો રસ્તો બન્નેનો એક હતો-નિશાળે જવાનો વખત થાય ત્યારે નિમુ ઘણીવાર બૂમ મારતી કે- ' એ-મોતીભાઈ ઉભા રહેજો હું આવું છું.' મોતીભાઈ જરા થોભતા અને બન્ને સાથે જતાં – આવતાં પણ ઘણીવાર સાથે થતો. નિશાળમાં ન સમજાતું લેસન નીમુ બહુ નમ્રતાભરી વાણીથી મોતીભાઇને કહી સમજી લેતી.

અહા ! તેના પ્રત્યેક શબ્દોમાં કેવી મીઠાશ ! ! ! કેવો નિર્દોષ ભાવ ! ! ! એકવાર તે મોતીભાઇને રસ્તે પૂછવા લાગીઃ—

નીમુ-મોતીભાઈ ! કાલે કન્યાશાળામાં સાહેબ અને તેમની મડમ—એટલે તેમની વહુ-બઇરૂં? તે બન્ને આવ્યાં હતાં, મોતીભાઈ એ, લોક કયાંનાં ? તેમનામાં લાજ કેમ નહિ! સૌરીને તે વળી આંગળીએ વળગાડી સાથે ફેરવાય! હેં ! મોતીભાઈ એ કેવું ખરાબ! ! ! !

મોતીભાઇ-નીમુ ! એમાં ખરાબ શાનું ? આપણામાં એવું નથી, પણ જોને તારી જોડે પીરોજા ભણે છે તેનો-બાપ ને મા-સાહેબ લોકની જેમજ આવે છે.

મોતીભાઇ—વળી તમારા બાપુની સાથે એકવાર પેલા-યશવંત પાડે આવ્યા હતા-તેમને એ એવું. વહુ-સસરા, કે વર, જેઠ, કોઈની લાજ ન કાઢે.

નીમુ—બજ્યું મોતીભાઈ એ તે શું સારું લાગે?

મોતીભાઈ—આપણામાં એ ઘણી બહુ ભણેલી બાઇઓ-સુધરેલી વરની વહુઓ લાજ કાઢતી નથી.

નીમુ—તોય-મોતીભાઈ નાનાં હઇએ ત્યારે એવું સારૂં ન લાગે મલાજો તો શોભાવાળો ગણાય.

* * * * * *

નીમુ—મોતીભાઈ આજ વરસાદ વરસે છે માટે મને તમે સ્કૂલમાં જાઓ ત્યારે જરા બુમ દેજો.

મોતીભાઈ—ચાલ તૈયાર થા. હેં ! નીમુ, ઉભી રહે; જોઉં, તારી આંખો આજે, સુજી ગએલી કેમ લાગે છે—તું રોઇ હઇશ.

નીમુ—ના—ભાઇ એ—તો—તમને અમથું લાગે છે. આટલા શબ્દો બોલતાંજ, ગભરુ નીમુની આંખમાંથી મોતીના બે દાણા સરી પડયા. તે મેં લુછી પાટી દફતર તૈયાર કરી નિશાળે ગઈ.

* * * * * *

એક દિવસ તેની મા—સાવકી—એ કહ્યું—

" જો નીમુ તું કાંઈ નાની નથી મોટી દસબાર વરસની થવા આવી. કામમાં તો હજી કાંઈ ઢંગ નથી—આ જ્યારે હોય ત્યારે મોતીભાઈ—મોતીભાઈ કરતી ચોપડીનાં થોથાં લઇને જાય છે! તું તારા મનમાં શું સમજે છે, ! હું બધાય તારા ચેન ચાળા ઓળખું છું"

નીમુતો આ વચન સાંભળી ભોંઠી પડી ગઈ—જો કે તે કશોય મર્મ સમજી શકી નહિ, કારણ કે તેની વૃત્તિમાં મલિનતા ન હોતી . પણ માતા ' મોતીભાઈ સાથે વાત ન કરવી ' એમ કહે છે, એટલું તે સમજી તેથી તેણે ખામોશથી ઉત્તર વાળ્યો કે—

"બા ! તમે એમ શું કહો છો ? મોતીભાઈ બિચારા કેવા ભલા છે, ? તેઓ મને કેવું લેશન કરાવે છે ? એ શિખવે છે ત્યારે તો હું પહેલો નંબર રહું છું, પણ તમને ન ગમતું હોય તો, હવે તેની સાથે નહિ બોલું" છેલ્લા શબ્દો બોલતાં તે ગળગળી થઇ ગઈ. તે પોતે એ ન સમજી કે—આમ શાથી થાય છે. નીમુએ જાણ્યું કે હવે માનો ક્રોધ સમી જશે પણ આ વચનોથી માતા વધુ ઉશ્કેરાઈ. તેણે કહ્યું—

"રાંડ ! કુતી ! તું નાની ઢીંગલી જેવડી મને શું સમજાવવા બેઠી છે. ખબરદાર જો હવે એ મોતાઆનું નામ જીભ પર લાવી તો જીભજ કાપી નાખીશ."—

આવા કઠણ શબ્દો સાંભળીને બિચારી દશ વરસની નિર્દોષ—પવિત્રતાની મૂર્તિ—નિર્મલા દેભતાઇ ગઇ. તદન મૌન થઇ ગઇ— તેણે ધાર્યું કે—'જરૂર મોતીભાઇએ મારી બાનું ગંભર અપમાન કર્યું હોવું જોઇએ.' આથી મારે હવે તેના સાથે લેશપણ બોલવુંજ નહિ—

* * *

નિમુનું વેવિશાળ ' કરવું છે' કરતાં બે ત્રણ વરસ નીકળી ગયાં—નિમુને હાલ તેરમું વરસ ચાલે છે. બાલ્યકાળ પૂર કરી તે યુવાનીના ઉંબરે પગ ભરતી—પહોંચી છે. તે નિશાળે જતી નથી, પણ આજે કંઇ ઇનામનો મેળાવડો . હોવાથી—રાસડામાં હોંશિઆર—(નીમુ) હોવાથી તેને બહેનીજીએ તેડાવી હતી— તો નિશાળે ગઇ અને પ્રખત . પૂરો થતાં ડેપ્યુટી સાહેબે ખુશી થઇ સારીનતો કકડો ભેટ આપેલો તે લઈને આવતી હતી,

મોતીભાઈ ગામ છોડી કોલેજમાં—શહેરમાં— ભણતા થઈ ગયા હતા—આજે તે ચાર છ દિવસ તહેવારની રજા હોવાથી હાથમાં પોટલું લઈ ને ઘેર આવતા હતા.

નિમુને બાએ કરેલો પ્રતિબંધ તે જાણતા ન હતા.

નીમુને નિશાળેથી ઘર તરફ આવતી જોઈ તેઓ બોલ્યા ઓહો !!! નીમુબ્હેન કે ?

" હા ! ભાઇ "—પ્રથમ લાંબી લાંબી વાતો હવે લુખી થઇ હતી—તે ટુંકું બોલી શરમાઇ જતી નીચે જોઇ રહી.

મોતીભાઈ ધારતા હતા કે– નીમુ હમણાંજ કહેશે કે– 'લાવો મોતીભાઈ પોટલું ઉંચકાવું,'– પણ તેમની એ ધારણા ખોટી પડી. નીમુતો જરીક સરખો ઉપર લખ્યો 'હા ! ભાઈ'–એટલો જવાબ દેતી આગળ ચાલવા માંડી મોતીભાઇ એ મનમાં વળી ખેદ સાથે વિચાર્યું કે–'અરે ! નીમુ એ પણ પૂછતી નથી કે 'ક્યારે આવ્યા ?'

આવાં તરંગ પળ બેપળમાં કર્યા ન કર્યાને મોતીભાઇથી મોટેથી બોલાઈ જવાયું– "અરે નીમુબ્હેન આમ જલદી ક્યાં ચાલ્યા ? જુઓને હું આવું છું ને"—

આમ કહેતાં કહેતાં મોતીભાઇ જરા ઉતાવળા ચાલ્યા. તેણે જાણ્યું કે– મારા શબ્દોથી નીમુ અટકશે– અથવા તો ધીમે ચાલી મારો સાથ કરી મને કાંઈ કાંઇ ભણતર સંબંધે પૂછશે, હું હોણુસાલ પહેલે નંબરે પાસ થયો છું તેનો મળેલો ચંદ્રક હું તેને બતાવીશ, નીમુ કેવી ખુશી થશે ?!!! તે પણ હવે તો છઠ્ઠી સાતમી ભણતી હશે. "

પણ અરે ?? મોતીભાઇના ખ્યાલ તો તેમના મગજમાં રમતાજ રહ્યા અને નીમુ જરાક થોભી ન થોભીને 'મારે ઘેર જઇને ખીચડી મૂકવી છે. મોડું થઇ ગયું મોતીભાઇ ? એમ બોલતી બોલતી ઝપાટા બંધ ચાલતી થઈ ગઈ—

* * * *

મોતીભાઇને 'નીમુ' ઉપર બહુ ગુસ્સો આવ્યો તેને એમ થયું કે–ઘેર જઇને હમણાં તેના પાસે જઇ તેને ઠપકો દઇ આવીશ, કે– 'અરે તું તે કેવી કઠોર એમ પૂરો પાધરો જવાબ દીધા વિના ચાલતી થઇ ગઈ. મને ખબર-ખબર પણ ના પૂછ્યા.' પણ ઘેર આવ્યો–ને નીમુ પોતાની ઘરની ઓસરીના છેડાપર કંઈ દાણા વીણી રહી હતી. તેને જોતામાંજ કોણ જાણે શા કારણથી તેનો બધો ગુસ્સો ઉતરી ગયો.—

'નીમુની સામું ફરી ફરીને મોતીભાઈ જોઇ રહ્યો–નીમુએ માત્ર એકવાર–એકજવાર– 'મોતીભાઇ' સામું સહજ માત્ર જોઇ પોતાના કામ તરફ મન પરોવ્યું.

* * * * * *

'મનડળતું પૂરવમાંરે–દર્મ પશ્ચીમે ખેંચી જાય
એવી અતિ મુસ્કેલીમાંરે–કહો કેમ છજતાં ક્યમ રહેવાય.
ચમકતી શબ્દથીરે–સુણે વાત માંડીને કાન,
કશું નહિ બોલતીરે, તો પણ એકજ જોને ધ્યાન,
શરમના શેરડારે, મુખપર, નહિ સ્મિત, કિંતુલાજ.
એહ શું થઇ ગયું રે, ? આવી જુવાની સાથે આજ.

(પ્રભુદેવ).

* * * * * *

નીમુના વેવિશાળની પૂરી ચિંતા તેના માત પિતાને હતી–ઘર હતું ત્યાં વર ન્હોતો–વર હતો ત્યાં ઘર ન હોતું. એ બન્ને હતું ત્યાં– બીજોજ કાંઇ વાંધો હતો. તે શો વાંધો હતો? શેઠને, ચંચળ શેઠાણી કહેતાં હતાં કે–" તમે ઘરડા ખાખા થયા છો, હું હજી નાની છું, બે પૈસા હશે તો હું રાંડ રોટલો ખાઇશ નહિતર ભીખ માગતા એ મારૂં પૂરૂં નહિ થાય; બળ્યું કાંઇ પેટ

સંતાન હોય તો એ જાણે એમ મન વાળીએ કે બે દહાડા દુઃખના કાઢી તેને જોઇ જીવ ઠારીશું, મારે તમારે ગમેતેમ કરો પણ પાછળ મારે હૈયાકુટ ન રહે- તેમ કરો-છોડી માટે એવું સારૂં ઠેકાણું શોધો-કે બન્ને કામ સરે"

સ્વારથની દુનિયાં છે સઘળી,
પરમારથ તો પ્રભુને ઘેર.
સહુ કરે છે પોત-પોતાનું,
માની એમાં-લીલા લ્હેર.
સ્વારથની દુનિયાં છે સઘળી, પરમારથ તો પ્રભુને ઘેર.

(પ્રબુધ્ધ.)

હેમા શેઠ બે દિવસથી ભારે ખુશાલીમાં હતા, ચંચળ શેઠાણી પણ ધણીનો અને પુત્રીનો પડચો બોલ આજકાલ ઉપાડી લેતાં- 'બેટા ? નીમુ લાવ જોઉં તારો અંબોડો લઉં ! અરર બેટા આ તારા વાંસામાં ફોલ્લીઓ શાની થઈ છે ?' (ધણીને ઉદ્દેશી)-'અરે સાંભળો છોકે કયાં ગયા ? જરા વૈદ્યને ત્યાં જાઓ જુઓને આ બાઇડો તો જુઓ-આટલી બધીફોલ્લીઓ શી ? જાઓ ઝટ કાંઈક દવા લાવો.'

વળી પાડોશણુ પ્રતિ શેઠાણી બોલ્યા 'અરે ? બેન હવે અમારે કાંઇ બેસવાની નવરાસ કયાંથી ? જો ને આ મારી નીમુનાં લગ્ન વૈશાખ માસમાં કરવાનો વિચાર છે, મ્હને તો એની બહુજ ફિકર થાય છે, જો કે છોડી બિચારી ડાહીને ગરીબ છે પણ આપણને તો એ સારે ઠેકાણે પડી સુખી થાય, સારેજ જીવને ચેન પડેના ? બા ! દીકરીની ચિંતા દીકરીનાં માબાપ જાણે'

આજકાલ આ પ્રમાણે નીમુના વિવાહની વાતો ચાલી રહી હતી પણ નવાઇ ફક્ત એ હતી કે- ચંચળ શેઠાણી- અપરમા નીમુ પર કોઈ દિવસ મીઠા વહાલના બે શબ્દોએ બોલતી નહોતી તે આજકાલ કેમ બહુ મમતાથી નીમુની સાથે વાત કરતી હતી ? એ નીમુથી કાંઈ સમજાયું નહિ. પણ આમ થએલો ફેરફાર ફક્ત તે સમજી નીમુએ જાણ્યું કે 'આજ લગી હું અણસમજણી હતી તે માનું મનમાં ખોટું લગાડતી-ને ઓછું લાવતી પણ હવેજ જણાય છે, કે તે, મારીજ ભૂલ હતી, ઓરમાન મા છતાં એનો મને પેટની દીકરી જેમ-સગી માની જેવું- ચાહે છે.'

* * * *

વાચનાર પાઠક ગણ !! તમને વધારે શંકામાં નાખવા વિચાર નથી; ચંચળ શેઠાણી અને હિમા શેઠનાં વર્તન અને બાળા પ્રત્યેની રીતભાતમાં શાથી ફેર થયો હશે તે જણાવીજ દઇએ છીએ કે આ પુત્રીને લીધે તો આજકાલ થોડા રોજમાં આઠ હજાર રૂપીઆની મોટી કમાણી થવાની હવે તૈયારી હતી !!! લોભીયો વ્યાજખાઉ વાણીઓ પૈસાનો દાસ-આઠ હજારની સામટી રકમ જેનાથી પ્રાપ્ત થવાની હોય તેના પર કેમ ખુશી ન રહે ?

નિર્મલ બાલા હજી કશી વાત જાણતી નહોતી ગામના માણસો પણ જાણતા નહોતા કે આ સુકુમાર નિર્દોષ દીકરી પંચાવન વરસના બુઢ્ઢા સાથે આવતા વૈશાખમાં લગ્નગાંઠથી જોડાવાની છે.

* * * *

આજ હિમાશેઠના ઘરમાં ધામધુમને આનંદ મંગળનાં વાજાં વાગી રહ્યાં છે. !!! શેઠાણીને શેઠના હરખનો પાર નથી. બધે જાહેર થઇ ગયું છે કે-ત્રણ દિવસ પછી હિમાશેઠને ઘેર જાન આવવાની છે. વરરાજાની ઉમ્મર ચાળીશ વર્ષ ઉપરની છે એમ સૌએ જાણ્યું છે, પણ પંચાવનની તો કોઈકનેજ ખબર છે. બૈરાં બધાં મંગળ ગીતો ગાઈ રહ્યાં છે.

નિર્મલા-નિર્મલબાળા-ઘરમાં આઘે ખુણામાં બેસી ચોધાર આંસુથી રડી રહી છે.

" દીકરીની ગણના ફુટયા ઘડની ઠીકરી પરમાણે "
" સઘું વહાલું સ્વારથનું સરવે, પોતપોતાનું તાણે "

(નાટકનું એક ગાયન).

* * * *

જે બાળકની માતા ગઇ મરી,
બાપની સગાઈ સાથે ઉતરી,

(પ્રેમાનંદ).

* * *

માતા જણીને મારી કાં ન નાંખી ?
શીદ દુઃખ ખમવા જીવતી રાખી ?
મારૂં કોણ-?-સુણે કોણ વાત ?
હાય હું પૂરૂં કુવો કરી ઘાત.

(પ્રબુદ્ધ).

પદ.

જોગી રાજા ઊભા રહોના હાળે—
દયા ગઇ જગમાંથી ચાલી.
કસાઇ હાથ ગાયને આલી.
હાય જીવતી તે કેમ રે'શે ?
જીભ કરડી ને હત્યા દેશે.
કન્યા વિક્રયના કરનારા
ધિઃક એ ધનથી જીવનારા
ધિઃક એવી રીતે લગ્ન કરવું.
એવું જીવ્યાથીતો ભલું મરવું.
વ્હાલા ધાજો અમારી વારે,
કોણ અન્ય તું વિણ ઉગારે,
હાય હેને કરી હરિ સ્હાજો,
કરૂં પ્રાર્થના કરગરી આજે,

(પ્રબુદ્ધ)

નિર્મલબાલા આજે ઓરડાના અંદરના ભાગમાં રડતી આંખે કાંઇ કાંઈ ઉપર પ્રમાણે બોલી રહી છે. છેવટ ઇશ્વરને વિનતિ કરતી તેઓ મારી વિનતિ જરૂર સાંભળશેજ-એવી શ્રધ્ધા ધરતી આંખો લુછી ઉભી થઇ ઘર કામે વળગી,

સહુ જ્યારે પૂર્ણ આનંદમાં હતાં ત્યારે આ-પરણનારીને હૈયે શોકની સગડી સળગી રહી હતી. અરે આ વખતની તેની સ્થિતિ કોઈ કુશળ લેખકજ વર્ણવી શકે. શરમની મારી કશુંજ બોલી ન શકાય! અને મડા સાથે પરણવાનું છે એ જાણતાં છતાં હાથમાં દીવો લઇને કુવામાં પણ કેમ પડાય?

આ વખતે તેને મોતીભાઈ યાદ આવ્યા વગર રહ્યા નહિ-ઘણીવાર તેની સાથે થએલી વાત ચીતથી તેમજ ભણતરમાં પણ આવી ગએલી વાતથી તે જાણતી હતી કે-આપણામાં પરણનારાથી કંઇ ન બોલાય-અને જે ધણી મળે તે સ્વીકારી લેવો જોઇએ એ કરતાં તો બીજી કોમ કે જેમાં ધણીની પસંદગી સ્ત્રી કરી શકે છે તેનો રિવાજ સારો "આજ આઠ હજાર રોકડા!!! કોથળી મૂકી દઇશું ઘરમાં. વાપરશે બિચારી જીવે ત્યાં સુધી" આવા વિચારો કરતા કરતા હિમા ભાઈ શેઠ આનંદથી મૂછો આમળવા લાગ્યાં ત્યારે શેઠાણી ચંચળ ગાભરી ગાભરી દોડતી આવી કે ચાલો ચાલોરે આપણી નિમુ મેડીની બારીએથી પડી ગઇ છે।"

"હેં! હેં! ઓ મારી નિમુડી"!!! શેઠ દોડયા

* * * * * *

"આજ આ દેહ આઠ હજારથી-પંચાવન વર્ષના બુઢ્ઢાને વેચી મારવામાં આવશે. હાય નસીબ"!! પહેલા માળની મેડી પર બારી આગળ ઉભી ઉભી નીમુ- ઉપરનો વિચાર કરતી હતી એવામાં દુઃખના એ વિચારના વેગે તેને ચકરી આવતાં, તે નીચે પડી, માથું ફુટી ગયું તેના લોહીથી પથ્થરે સ્નાન કર્યું!!! હવે તેના બચવાની આશા રહી નથી-હેમો શેઠે દોડાદોડી કરી મૂકી. આ વખતે-આજ દિવસે, મોતીભાઈ આવ્યા હતા, ડાક્ટરને મળી તેમણે દવાદારૂની સારી વ્યવસ્થા કરી તે બચશે કે કેમ એ કાંઈ નહોતું.

* * * * *

જાન આવી ભાભો-વાત સાંભળી-આભો બની ગયો, તેણે જાણ્યું કે 'હવે આ બાઈ ને આપણે પરણી રહ્યાં! હેમા શેઠને બોલાવી તેણે કહ્યું-"પહેલેથી રૂ. દોઢ હજાર ચાંદલાના આપ્યા છે તે લાવો."

હેમાશેઠ—રૂપિઆ શા? હજી મારી નિમુતો દવાખાનામાં છે, મરી તો નથી ગઈ? સાજી થશે તો આપણે બે મહિના પછી લગ્ન કરીશું.

જમાઈ ભાભો—ના! એતો મરી જવાનીજ, મારા રૂપીઆ લાવો રૂપીઆ!! દોઢહજાર લાવ.

હેમાશેઠ—આપણે એવી ક્યાં સરત હતી કે લગ્ન થવા અગાઉ તે કદાચ મરી જાય તો રૂ. પાછા આપવા.

જમાઈ ભાભો—અરે શંડના! સરત ને બરત, લાવ રૂપિઆ લાવ. હેં, પેમા! જોઈ શું રહ્યો છે? જા એને ઘેર, ચંચળને કે, રૂપીઆ કાઢી નાંખે. ચાલો આવ્યા પાછા! સાલ્લો હરામખોર રૂપિઆ પડાવી લેવા છે.!!!"

* * * *

વેવિશાળ વખતે આપેલા રૂ. દોઢહજાર માટે મારામારી થઈ રહે છે. ખૂબ લડવાડ થાય છે ગામના લોકો વચ્ચે પડી તકરાર પતાવે છે. ડોસો (નીમુનો થનાર ધણી) જાનૈયા સહિત પાછો જાય છે.

* * * *

## પહોંચ અભિપ્રાય.

### સિન્દૂરપ્રકર-શતાર્થિક શ્રી સોમપ્રસૂરિકૃત.

પ્રયોજક અને પ્રકાશકઃ—માવજી દામજી શાહ, ધાર્મિક શિક્ષક, બાબુ
પી. પી. જૈન હાઇસ્કૂલ, મુંબઇ, રૂા. ૦-૫-૦.

કુમારપાલ પ્રતિબોધ, અને શતાર્થકાવ્યના કર્તાશ્રી સોમસૂરિકૃત. અહિંસા, સત્ય, અસ્તેય, શીલ, સૌજન્ય આદિ નીતિવિષયક ૧૦૦ કાવ્યના સંગ્રહરૂપ આ ગ્રંથ છે. અનુક્રમે શ્લોકનો અકારાદિ અનુક્રમ મૂળ શ્લોકો, તેના અનુવાદ, વૃત્તોના લક્ષણ અને જુદા જુદા વૃત્તની શ્લોક સંખ્યા સહિત અર્વાચીન પદ્ધતિએ તૈયાર કરવામાં આવેલ છે. અને તે સર્વને ઉપયોગી છે. જૈન હાઇસ્કૂલના છઠ્ઠા અને સાતમા ધોરણમાં ચલાવવા માટે શ્લોકોના સંપૂર્ણ અનુવાદને બદલે કઠણ શબ્દો ઉપર ટુંક ટિપ્પણ અને શ્રુતબોધમાંથી વૃત્તોના લક્ષણ આપવાને બદલે વૃત્તરત્નાકર જેવામાંથી આપવામાં આવ્યા હોત તો તે વિદ્યાર્થીઓને માટે વધુ યોગ્ય પાઠ્ય પુસ્તક બનત એવો અમારો સ્વતંત્ર મત છે.

## પુરાતત્વ—ત્રૈમાસિક, વર્ષ ૧લું, અંક ૪થો.

સંપાદક અને પ્રકાશકઃ—રસિકલાલ છોટાલાલ પરીખ-અમદાવાદ.
વાર્ષિક લવાજમ રૂા. ૫) પોસ્ટેજ આઠ આના.

ઇંડિઅન એન્ટીક્વરી જેવા પ્રૌઢ અને વિદ્વદ્ભોગ્ય સંશોધનાત્મક માસિકની પદ્ધતિએ ગૂજરાત વિદ્યાપીઠને અંગે સ્થાપિત થયેલ પુરાતત્ત્વ મંદિરના ચારિત્ર્ય રૂપ મહાન વિદ્વાન અને સંશોધક પંડિતોની કલમથી લખાયેલા લેખોથી નિકળતા આ ત્રૈમાસિકને વિષે શું કહેવું? એટલુંજ લખવું બસ છે કે પ્રાચીન તત્ત્વ-વિદ્યા, ભરપૂર ત્રૈમાસિકને વિષે શું કહેવું? એટલુંજ લખવું બસ છે કે પ્રાચીન તત્ત્વ-વિદ્યા, કળા, શિલ્પ આદિ વિષયોનું વિવેચન કરનારૂં આ પ્રથમ ત્રૈમાસિક હોઇ ગુજરાતી સાહિત્યની આ દિશામાં મોટી ખામી પૂરનારૂં છે. પ્રસ્તુતઃ અંકના. બાબતોનો અશોકનો શિલાલેખ, અપભ્રંશનું વ્યાકરણ, નૈસર્ગિક શ્રેણીઓ, વલભીના રાજા ધ્રુવસેન (પહેલ નું) એક તામ્રશાસન, ચિત્તની પાંચ વૃત્તિઓ, આપણી અદૃશ્ય થતી લેખનકળા, અંટાળીઆ મહાદેવમાં લકુલીશની મૂર્તિ, હિંદુસ્તાનનો પુરાતની શોધ, સ્વાધ્યાય અને કૌટિલ્યના અર્થશાસ્ત્ર, એ વિષયની નવીન અને પ્રામાણિક માહિતી આપનારા લેખો છે. સ્થળાભાવને લીધે વધુ વિવેચન નહીં કરતાં અમે આ ત્રૈમાસિકને ઉત્તેજન આપવા અમારા સાહિત્ય રસિક વાંચકોને ભલામણ કરીએ છીએ.

## સ્ત્રી રત્ન.

સ્ત્રીઓના ઘણાજ રોગનો નાશ કરનાર.

સ્ત્રીઓના તમામ દરદોનો સ્ત્રી રત્ન નામની દવા નાશ કરે છે. રજસ્વળા અનિયમિત વધારે કિંવા કમી આવતું હોય તેને નિયમિત લાવે છે. અતિવિહાર અને બાળલગ્નથી થએલ વ્યાધીને દુર કરે છે. વારંવાર તથા વધારે પેશાબનું થવું તથા શરીરનું ધોવાવું (ધાતુનું જવું) આવા દરદોને માટે રામબાણ છે. જાથુની બદહજમી, કમતાકાત, કબજીયાત, સંગ્રહણી, પેટનું આફરવું, છાતીનો બળતો દાહ, ખારા, ખાટા, તીખા, ઓડકાર, ચૂંક આંકડી, પેટનું દરદ, હેડકી, પીચોટી, (આંબોઇનું ખસવું) થોડો ખોરાક ખાવાથી પણ ઊલટી, ગોળો ચડવો, વેણાંચુથા, કળતર, કમ્મરનો દુખાવો, બરડાની ફાટ, મસ્તક સુળ વગેરે દરદો માટે સ્ત્રી રત્ન નામની દવા ઉંચામાં ઉંચી અને અકસીરમાં અકસીર નિવડી ચૂકી છે ગોળી ૧૦૦)ની ડબી ૧ કીં. રૂા. ૨-૮-૦ ખાસ પરેજ નથી.

### ગર્ભ ધારણની અકસીર દવા.

સ્ત્રીઓને માટે આ એક આશીર્વાદ સમાન દવા છે. સ્ત્રીઓને ગર્ભ ન રહેવાના સાત દોષ (રોગ) છે. તેમાંથી આ દવા છ દોષ (રોગ) ને મટાડી ગર્ભ ધારણ કરાવે છે, ઈશ્વરઇચ્છાથી આ દવાથી ઘણી સ્ત્રીઓને વાંઝીયાપણામાંથી મુક્ત કરી સહપુત્રા (બચ્ચાવાળીઓ) કરી છે! ડબી ૧ની કિં. રૂા. ૨-૮-૦

એક ડબ્બી ચાર માસ ચાલે છે. અને તેટલી મુદતમાં ગર્ભ રહે છે વાપરવાની હકીકત ડબી સાથે રાખવામાં આવે છે.

### લોહીવા રક્ત પ્રવાહ.

આ દરદ સ્ત્રીઓને ભયંકર લાગે છે અને તે ગમે તેટલો જોરમાં હોય તો પણ પહેલેજ દીવસે ફાયદો થાય છે. ડબી ૧ની કીં. રૂા. ૨-૮-૦

### શ્વેતપ્રદર.

આ દરદ સ્ત્રીઓને બહુજ ખરાબ છે અને તે વધારે વખત રહેવાથી ઘણી નબળાઈ આવી મરણને શરણ થાય છે માટે આ રોગની દવા તાકીદે કરવી ડબી ૧ની કીં રૂા. ૨-૮-૦.

### બાળાગોળી.

બાળકાને આ ગોળીથી ઘણોજ આનંદ રહે છે અને રૂષ્ટ પુષ્ટ થાય છે ગોળી ૧૦૦ની ડબી ૧ની કીં. રૂા. ૧-૦-૦.

મફત !!! ધાતુ વિકાર આર્તવ વિકાર. મફત !!!

વધારે વિગત જાણવા અને સ્ત્રી તેમજ બાળકના દરદની તમામ દવાઓનો ભંડાર નામે "આર્તવ વિકાર" નામનું પુસ્તક એક કયાર્ડ લખી મફત મંગાવી લ્યો.

**વૈદ શા. ગીરધરલાલ કહાનજી મુ. ધોળકા, જી. અમદાવાદ.**

Registered No. B.1654.

॥ श्री गौतमायनमः ॥

સુરત જૈન વનિતાવિશ્રામને અંગે પ્રકટ થતું માસિક

# મહિલા ભૂષણ.

सद्गुणनीतिविधायकलेखै रुचिरं प्रकाश्यते धर्म्यम्
महिलाभूषणमेतत्सर्वस्त्रीहितकृते सततम् ॥

પુસ્તક ૪ થું.

અંક ૩ જો.

શ્રાવણ સંવત ૧૯૬૮.



વાર્ષિક લવાજમ રૂ. ૨. પોસ્ટેજ સાથે અગાઉથી.

સંપાદિકા:—બ્હેન રૂક્મિણી શેઠ સાઠ હીરાચંદ મોતીચંદની વિધવા.

ગોપીપુરા–સુરત.

# વિષયાનુક્રમણિકા.



## શ્રી જૈન વનિતાવિશ્રામનો હેતુ.

# મહિલા ભૂષણ.

પુસ્તક ૪ થું. શ્રાવણ, સંવત ૧૯૬૯. અંક ૩ જો.

## પ્રભુના ગુણ.

ગરબો.

પરમ કૃપાળુ દેવ, અંતર્યામીરે.
કરૂં નિત્ય તમારી સેવ, મુક્તિ ગામીરે
ત્રણ ભુવનના નાથ અંતર્યામીરે.
છો દયા તણા ભંડાર મુક્તિગામીરે.
જગ ચીંતામણી જગગુરૂ અંતર્યામીરે.
જગ રખ્ખણુ દેવાધીદેવ, મુક્તિગામીરે.
જગ વંદન જીન દેવ, અંતર્યામીરે.
જગ લોચન જગનાથ મુક્તિગામીરે.
છે નિર્મળ પ્રભુનું નામ, અંતર્યામીરે.
એ પરમનિધાનનો પંથ, મુક્તિગામીરે.
કરો અધમ તણો ઉદ્ધાર અંતર્યામીરે.
છો દયા તણા ભંડાર, મુક્તિગામીરે.
મન સ[illegible] તાર, અંતર્યામીરે.
મહી સેવક [illegible], મુક્તિગામીરે.

સંપાદિકા.



# ટુંક નોંધ.

## એક દાનવીર જૈન.

અષાડ માસમાં મોરબીથી શ્રીમાન્ દાનવીર શેઠ અંબાવીદાસ ડોસાણીના તરફથી આમંત્રણપત્રિકા આવી હતી. તેથી હું મોરબી ગઇ હતી. તે વખતે દાનવીર શેઠના તરફથી જૈન બોર્ડીંગ સ્થાપવાનો વિચાર નક્કી થયો હતો. આવા શુભ પ્રસંગે રાજકોટ લીંબડી વાંકાને સદ્‌ગૃહસ્થો પણ પધાર્યા હતા. અષાડ સુદ પાંચમને દીવસે જૈન બોર્ડીંગની વ્યવસ્થા તેમજ લખાણ કરાવેલું તે સર્વ સંઘસમક્ષ વાંચી સંભળાવ્યું હતું તે વખતે જાહેર કરેલી સખાવત નીચે મુજ

૪૨૦૦૦) જૈન બોર્ડીંગ મોરબીમાં સ્થાપવા સારૂ.
૧૩૦૦૦) મોરબી ગામ જમાડયું.
૨૦૦૦) રાજકોટમાં ઉપાશ્રયમાં જીર્ણોદ્ધારાર્થે.
૧૦૦૦) સુરત જૈન વનિતા વિશ્રામ.
૧૦૦૦) જામનગર ખાતે માછલા બચાવવાને એક વર્ષના.
૫૦૦) વવાણીયા ઉપાશ્રયમાં.

૫૯૫૦૦ આ સિવાય દાનવીર શેઠે પોતાના નામથી તેમજ પોતાના પત્ની પોતાની પુત્રીના

૫૫૫૦૦ નામથી તેમજ પોતાના પુત્રીના પુત્રના નામથી રૂ. ૫૫૫૦૦ની છુટક સખાવતો કરી હતી.

૧૧૫૦૦૦ એક લાખ પંદર હજારની મોટી સખાવત શ્રીમાન શેઠે પોતાની હૈયાતીમ ઘણા ઉદાર મનથી કરી છે. અને તેમની ઉમર હાલમાં લગભગ ૮૦ વર્ષની છે. પોતે જાતે મેળવેલી લક્ષ્મીનો સદ્‌ઉપયોગ પોતાને હાથેજ કરનાર ઉદાર દાન નરોમાં તે એકજ નીકળે છે. શ્રીયુત્ શેઠ સાદા સરલ દયાળુ ધર્મિષ્ઠ ઉદારવંત લક્ષ્મી મેળવી જા તેમ તેનો ઉપયોગ કરવાનો પણ જાણ્યો. આ બુદ્ધિમાન શેઠે વિદ્યા એટલી મેળવી નહોતી. ધાર પાટીપર ધુળ નાંખીને પોતે સાધારણ જ્ઞાન મેળવ્યું હતું. તેની ઉદારતાને તેમજ તેની બુદ્ધિને ધન

અત્યારના મુકાબલામાં ઘણા વિદ્વાનો વિદ્યાનું ખરૂં રહસ્ય સમજ્યા છતાં તેમજ લાભ જાણતા છતાં પોતાની લક્ષ્મીનો ઉપયોગ કરી શકતા નથી. ઘણાં બેરીસ્ટરો; સોલીસ ડોકટરો વીગેરે એ ઘણી સારી વિદ્યા મેળવી હોય છે પણ પોતાની લક્ષ્મીનો સદુપયોગ ભાગ્યેજ જોવામાં આવતા હશે. બાકી ફેશનને ખોટાં ડોળમાં અને સફાઇમાં અવળા ખરચ લક્ષ્મીનો દુરૂપયોગ ઘણી જગ્યાએ દેખાય છે. જ્યાં ખાસ જરૂર જેવું જણાય ત્યાં લક્ષ ત્યાં નથી. ખાસ વિદ્યાના પ્રેમીની ઉદારતા ભાગ્યેજ દેખાતી નથી. તો આવો સાધારણ વિદ્યા સેવ બુદ્ધિને ધન્ય છે. મોરબીના શ્રીમાન્ જૈન શેઠની સખાવતને અમો ધન્યવાદ આપીએ છીએ, અહોનીશ દાનવીર નર એવાં ઉત્તમ કાર્યમાં મદદ કરતા રહેવા લાંબુ આયુષ્ય ભોગવે



જૈન વનિતા વિશ્રામને રૂ. ૧૦૦૧ ભેટ આપનાર સદ્દગૃહસ્થ.

ઉદારચિત્ત દાનવીર શ્રીમાન શેઠ અંબાવીદાસ ડોસાણી.

રહેવાશી મોરબી કાઠીયાવાડ.

## જૈન વનિતા વિશ્રામને મોરબીથી મળેલી રકમ.

૧૦૦૦) શ્રીમાન દાનવીર શેઠ અંબાવીદાસ ડોશાણી.
૫૦૦) શ્રી કુબેર ભંડાર.
૧૦૧) સંઘવી પાનાચંદ કીરચંદના ધર્મપત્ની સ્વર્ગવાસી સૌ. ઝબકબાઈ.
૧૦૧) શેઠ વનેચંદ રાજપાળ દેશાઈના ધર્મપત્ની સૌ. બ્હેન નાતુબાઈ.
૧૦૧) શેઠ વનેચંદ પોપટભાઈ.
૧૦૧) શેઠ ખુશાલચંદ જાદવજી.
૫૦) ઝવેરી મોણસી અમુલખ.
૨૫) દફતરી મનસુખભાઈ લાલચંદ.
૨૫) મહેતા નીમચંદ દેવચંદ.
૨૫) બાઈ જવલબાઈ દેશાઈ વનેચદ રાજપાળના પુત્રી.
૨૫) મેતા જીવરાજ ડોશાણી
૧૮૨ પરચુરણ રકમ.

———

૨૨૩૫ ઉપરની રકમમાં સૌથી વધારે રકમ આપનારના ફોટા આ માસિકમાં મૂકવામાં આવશે.



संपादिका.







નરજાત સુખી હશે કદિ અહિં મ્હાલતી સ્વછંદથી;
પણ નારીને 'શેવા' વિના બીજું કશું કર્મ નથી.

(સ્વ. સાક્ષર ગોવર્ધનરામ.)

"હાય! વિધાતાને દોષ દઉં કે આ ભાગ્યવિહીણા કપાળને ! શું કરૂં ? ક્યાં જાઉં ? કોને કહું ? મારી વાત કોણ સાંભળવા નવરૂં છે ? હાયરે સમાજ ! ત્હારૂં શું આ બધારણ–નિરાધાર એકલી અટુલી જુવાન. મારા જેવી બાળાને રહેવાનું સ્થાન ક્યાં ? ! ! ! રહેવામાં સલામતી ખાન-પાન ને.......................માન ક્યાં ?"

"મ્હારૂં નામ મોહિની. અગિયારમે વર્ષે જ્યારે હું પાંચમું ધોરણ ગુજરાતી ભણતી હતી ત્યારે, મારા પિતાએ મારાં લગ્ન મહેમદાવાદમાં ગોવારોકડના સૌથી મ્હોટા દીકરા દુર્લભ સાથે કરેલાં-મ્હારા પિતાએ હું એકની એક ખોટની દીકરી એટલે કરીઆવરમાં મને પાંચ છ હજારનું તો ઘરેણુંજ મળેલું. મરતી વખતે મારા પિતાની છવીસ હજારની પુંજી પણ મનેજ મળે એવું તેઓ વીલ કરી ગયા !. થોડાક વખતમાં સંપત્તિ બધી મ્હારા હાથમાં આવી. અમે-હું ને મારા ધણી-સુખ ચેનમાં શરૂઆતનાં આઠ દશ વરસ રહ્યાં ! પણ હાય ! સુખ કાયમ કોને રહ્યું છે ? સુખની પછી દુઃખ અને દુઃખની પાછળ સુખ એ ન્યાયે હવે અમારા અવળા દિવસ બેસવાનાં પગલાં વાગી રહ્યાં હતાં. સસરાનું કુટુંબ પૈસેટકે સાધારણ હતું. પ્લેગમાં નાનાં મોટાં અગિયાર માણસો અમારા ઘરમાંથી પ્રભુને દ્વાર સીધાવી ગયાં-હું અને મારા પતિ બેજ આ ભર્યાભાદર્યા ઘરમા રહ્યાં ! બધાનું નાતની રીત પ્રમાણે અમારે ખરચ કરવું પડયું. તેમાં ઘરનાં વધ્યાં સધ્યાં ઘરેણાંએ વેચાઇ ગયાં-ઘરનું ઘર પણ વેચાઈ ગયું. એવામાં વળી મને બે ફરજન્દની માતા થવાના પ્રસંગો પણ આવી ગયા-આમ ખરચ તો ઉપરાછાપરી થતું, અને એઓ-મારા ધણી પૂરી ચાર ચોપડીએ શીખ્યા નહોતા કે બે પૈસા રળી લાવે પહેલેથીજ તે જાણતા હતા કે હું સાસરાના પૈસા મેળવી ગૃહસ્થ થવાનો છું. એટલે એ તાનમાં કાંઇ ભણેલા પણ નહિ, તો રળે તો શેના જ ? મારા બાપની આવેલી રકમના વ્યાજમાં અમે સુખે ખાઇએ તેવું હજીએ હતું, પણ નસીબ બે ડગલાં આગળનું આગળ ! મારા પતિ-'બૈરીના પૈસા ઉપર તાગડ ધીન્ના કરનારા છે' એવું કોઇએ તેમને મેણું દીધું અને કોઇવાર નહિને આ વખતે તેમને તે બહુજ આકરૂં લાગી આવ્યું-તેઓ રળવા માટે મુંબઇ સીધાવી ગયા.

કહેવાની જરૂર છે કે-પિતાના મળેલા, તમામ, દ્રવ્યની કુલ માલિકી મેં મારા પતિ હેરતીજ કરી નાંખી હતી. મારો તે પર મેં કશોજ હક રાખ્યો નહોતો-ને એજ અંતે મને ખુવાર કરનારી વાત થઇ.

મુંબઇ ગયા પછી મુડીમાંથી પાંચેક હજાર રૂપિઆ ઉપાડી તેઓએ પ્રથમ તો વેપાર શરૂ કર્યો. પણ અનુભવ અને આવડ વગર કાંઇ ફવાય છે !-બે એક વરસ સુધી તેઓએ ચલાવ્યું-પણ પરિણામે લાભને બદલે ભારે નુકસાનીમાં આવી ગયા-આ ગાળા દરમિયાન એમને કોઇ મિત્રે સટ્ટાનો શોખ લગાડયો એટલે દુકાન ઉઠાવી નાંખી તેમાં પડયાં-અને હાય તેથીજ પાયમાલ થઇ ગયા. બૈરીના સપાટામાં મ્હારાં બન્ને બાળકો આવી ગયાં અને ચાર છ દિવસની બિમારી ભોગવી મોતને આધિન થયાં. પતિ આ વખતે મુંબઇ હતા-મેં તેમને કાગળ લખ્યો અને ઘેર તેડાવ્યા પણ હાય ! વિફરેલ વિધાતા !! તેમના આવવાની વાતતો કયાંઇ રહી પણ નીચે પ્રમાણેની મતલબનો પત્ર મને મળ્યો—

"દુલભભાઇએ થોડાં વખતથી સટ્ટો કરવાનું આદર્યું હતું અને તેમાં આવડત વિના મોટી ખોટ જતાં ચાલીસ હજારના મોટા ખાડામાં આવી ગયા-તેમણે જો કે તે રકમ × × × એકમાંથી રુપિઆ ઉપાડી લઇ ઘણીખરી પતાવી દીધી પરંતુ આખરે ધીરજ ખોઇને બે દિવસ પહેલાં દરિઆમાં પડી આપઘાત કર્યો છે !!!"

મ્હારાં બન્ને ફૂલ એકી સાથે કરમાઇ ગયાની પૂરી વેદનામાં હું હતી તેમાં આમ અચાનક મારા સૌભાગ્યનો નાશ થઇ ગયાનું સાંભળી મારા ઉપર કેટલી દુઃખની ઝાડી તુટી પડી હશે, અને કેવી કેવી મનોવેદના થઇ હશે તેનો ખ્યાલ કરવાનું હું તમનેજ સોંપું છું.

બેચાર દાગીના હતા તે વેચીને મેં મારા પતિપ્રભુની પાછળ સારી નાત કરી. આ પછી હવે મારે આજીવિકાનું શું કરવું? એ સવાલ થઇ પડયો–વિધવા હોવાથી વરસ દહાડો તો મારે ઘર ખૂણોજ પાળવાનો! આ હકિકત હું કહું છું ત્યાં સુધી હું છેલ્લા નવ મહિનાથી ખૂણામાંજ છું. મને કોઇ ઉદ્યોગ આવડતો નથી કે ઘેર ગમે તેમ કરી પેટ ભરૂં. મારે નાણાં તો રહ્યાં નથી કે તે સાચવવાની કાળજી રાખવી પડે, પણ નાણાં કરતાં વધુ કિમતી મારી આબરૂ–મ્હારૂં યૌવન છે, તે મારે સમાજમાં રહી સાચવવું રહ્યું!

સ્ત્રીની જાત અમથીએ એકલી રહે બીહે છે, તો એમાં મારે કઇ રીતે આ મારા ભર્યા ઘરમાં દિવસ કાઢવા? પડોશની છોકરીઓને સુવા બોલાવું છું ત્યારે તો હું મૂળ ઘરમાએ રહી શકું છું. પણ રોજનું થયું તે કોણ આવે? કેટલા દિવસ આવે! મ્હારા હૃદયના દુઃખની વાતો મારી કોઇ ગોઠણ–મિત્રાણીને કહું છું, પણ તે એ મ્હારા જેવીજ હોય તેમાં તે મ્હારૂં દુઃખ શું સાંભળે?

સૌભાગ્ય ગયા પછી સમાજમાંથી જાણે મારી કિમત કોડીની થઇ ગેઇ હોય એમ મને જણાય–અનુભવાય છે હવે મારે ત્રણ મહિના પછી શું કરવું તેજ વાતે હું મુઝાવું છું. આવી મુંઝવણને લીધે એક દિવસે હું બોર બોર આંસુ ઢાળી રડી રહી હતી ત્યાં એક સજ્જન બાંધેએ મને આશ્વાસન અને હિમ્મત આપી કહ્યું "આ દેશમાં કેટલાક સજ્જનના પ્રયાસથી વિધવા બ્હેનોને રહેવાને–ત્યાં ઉદ્યોગ ધંધો શીખવાને–વિધવાશ્રમો છે" એવી વાત કહી–ત્યારથી મારા જીવને નીરાંત થઇ છે. હું પણ ખુણાની મુદત પૂરી થએ ત્યાં જઇ રહીશ–અને મારૂં જીવ્યું ઉપયોગી કરીશ હે પ્રભુ! એવી વિધવાને પાળતી સંસ્થાને શીઘ્ર વધુ ઉત્તેજન અપાવ જેથી મારા જેવી અનેક અનાથ વિધવા–પોતાની જાત જાળવી સંયમી રહી સુખરૂપ જીવન ગુજારી શકે–દેશના હે દાન વીરો–વિધવાશ્રમને સહાયક થાઓ અને અમારી જેવી દુઃખી બાળાના આશિરવાદ મેળવો. "—એમાંજ સમાજનું અને તમારૂં કલ્યાણ છે.

---

# રાસડો.

હે! ધન્યં ધન્ય પૂર્ણિમાની રાત,
જૂઓ નભમાં રમી રહ્યા ચાંદલોરે લોલ.
ચાંદલીએ તેજ દૂધ જેવું ચંધે પાથર્યું,
બાલિકાઓ ફરે ગાય રાસડોરે લોલ.
નભમાં રમી રહ્યા ચાંદલોરે લોલ.
પગે ઘુઘરીનો ઘમકાર ગરજી રહ્યો,
રૂપેરી ઘંટડી અવાજ શોરે લોલ.
નભમાં રમી રહ્યા ચાંદલોરે લોલ.

શિતળ શાંતિ સૃષ્ટિ પર વરસી રહી,
આકાશે હસે કોઈ તારલોરે લોલ.
નભમાં રમી રહ્યો ચાંદલોરે લોલ.
ધરતી માતાએ ધરી શ્વેત સાડી સુંદર,
લલિત આ મહિમા કિરતારનોરે લોલ.
નભમાં રમી રહ્યો ચાંદલોરે લોલ.
ધન્ય ધન્ય પૂર્ણિમાની રાત,
જૂઓ નભમાં રમી રહ્યો ચાંદલોરે લોલ.

# માતા તરીકે સ્ત્રીનો ભાગ.

( અનુવાદક:—રા. વસન્ત નન્દન. )

મનુષ્ય જાતિના વિકાસક્રમમાં સ્ત્રી જાતિનો અર્ધો ભાગ છે. સ્ત્રીઓ ઘણા પ્રકારના ભાગ બજાવે છે. તે એક ગુલામડી તરીકે, વૈતરું કરનારી તરીકે, પુરૂષો સાથે મીલમાં એક મજુર તરીકે કામ કરે છે. તેમને ઘણો ઓછો પગાર આપવામાં આવે છે, અને મીલોમાં મજુરી કરનારી સ્ત્રીઓના સંબંધમાં ઇંગ્લાંડમાં રોયલ કમીશન આગળ એક કારખાનાના ઉપરીએ કહ્યું હતું કે તેઓ "સહેલાઇથી વશ થાય તેવી" હોય છે. વળી આપણે સ્ત્રીને રાણી તરીકે, રૂઆબવાળી સ્ત્રી તરીકે, પુરૂષસૈન્યની વીર નાયિકા તરીકે, કવિ તરીકે નવલકથાની લેખિકા તરીકે ગાનારી તરીકે અને નટી તરીકે જોઇએ છે, અને વર્તમાન સમયમાં તો તેઓ મનુષ્યોની સાથે ઉંચા ધંધામાં કામ કરતી માલમ પડે છે. વળી આપણે સ્ત્રીને પ્રેમીજન, પત્ની અને મિત્ર તરીકે મરણ પર્યંત વફાદાર રહેનારી જોઇએ છીએ. પણ તેનું મહાન કર્તવ્ય, જેને લીધે પ્રજાઓ અને ગૃહો બંધાય છે, અને જેના સિવાય મનુષ્ય જાતિ ટકી શકે નહિ, તે કર્તવ્ય સ્ત્રીએ માતા તરીકે બજાવવાનું છે. મનુસ્મૃતિમાં સ્ત્રીના સંબંધમાં કહેલું વાક્ય નિરંતર સત્યજ છે કે "સ્ત્રીઓ માતા થવાને અને પુરૂષો પિતા થવાને સરજ્યાં છે."

તેનું સ્થૂલ શરીર માતૃપણા વાસ્તેજ રચવામાં આવ્યું છે. અત્યારની મનુષ્ય જાતિ જે રીતે બંધાય છે, તેમાં પુરૂષ અને સ્ત્રી વચ્ચે ન તૂટે એવો ભેદ એ છે કે સ્ત્રી પોષણ કર્તા છે, અને પુરૂષ કામ કર્તા છે. સ્થૂલ શરીરની દ્રષ્ટિએ જોઇએ તો સ્ત્રી શરીરમાં માંસપીંડ (grands) મોટા પ્રમાણમાં માલમ પડે છે, અને પુરૂષ શરીરમાં સ્નાયુ રચના વિશેષ પ્રમાણમાં મળી આવે છે. માંસપીંડ એ લાગણીઓનું સ્થૂલ સાધન છે. અને સ્નાયુઓ એ પ્રવૃત્તિ કરવાનું સ્થૂલ સાધન છે. સ્ત્રીને માતા તરીકે પ્રજાઓએ પૂજ્ય ગણી છે. મનુ સ્મૃત્તિમાં સ્ત્રીને દેવી-ગૃહની પ્રકાશિકા તરીકે ગણેલી છે. પૂર્વ તરફના દેશોમાં વૃદ્ધ માતા કુટુંબમાં ઉચ્ચમાં ઉચ્ચ પદવી ભોગવે છે.



ઉદારચિત દાનવીર શ્રીમાન શેઠ અંબાવીદાસ ડોશાણીના
ધર્મપત્ની સ્વર્ગવાસી સૌ મણીબાઈ
રહેવાશી મોરબી કાઠીઆવાડ.

તે કુટુંબના બધાં મનુષ્યોપર રાજ્ય ચલાવે છે. અને પુખ્ત વયના મનુષ્યો પણ તેની આજ્ઞા માને છે. તેની આજ્ઞા છેવટની ગણાય છે. હિંદમાં જે સામાજીક હીલચાલો ચાલે છે, તેની હાલની નિર્બળતાઓ અને ભવિષ્યના બળનો આધાર આ માતૃપદની મહત્તાપર રહેલો છે. કેટલા સૈકાથી હિંદના ઘણા ભાગોમાં સ્ત્રીઓને પડદેનશીન રાખવામાં આવે છે, તેથી તેમના વિચારો અને દીલસોજી સંકુચિત થાય છે. અને છોકરાઓ અંગ્રેજી ભણતા થયા છે, અને બાળાઓ લગભગ અત્યાર સુધી અંગ્રેજી ભણતી ન હતી. તેથી જાહેર પ્રજાના કામકાજમાં સ્ત્રીઓના અભિપ્રાયનું મહત્ત્વ ઘટી ગયું છે. ગણ ગૃહજીવનને લગતા સામાજીક પ્રશ્નોની બાબતોમાં સ્ત્રીઓ પોતાની સત્તા જાળવી રહી છે. વંશપરંપરાથી તેમજ સંસ્કારથી હિંદની સ્ત્રીઓ ધાર્મિક હોય છે, પણ ઘણી સ્ત્રીઓના સંબંધમાં એમ કહી શકાય કે તેમનો ધર્મ બુદ્ધિવિષયક કરતાં ભક્તિવિષયક વધારે હોય છે. તેઓ તત્ત્વજ્ઞાન કરતાં ક્રિયાને વિશેષ પ્રધાન પદ આપે છે. તેમની ભક્તિ બહુ તીવ્ર હોય છે, પણ હાલના સમયમાં ભાગ્યેજ કોઇ ખરી જ્ઞાની સ્ત્રી મળી આવે છે. અસલના સમયમાં સ્ત્રીઓ જાહેર હિતના સવાલોમાં ભાગ લેતી હતી, પણ કેટલાક સૈકાથી તો રાજ કુટુંબમાં જન્મેલી સ્ત્રીઓ સિવાય ભાગ્યેજ કોઇ સ્ત્રીએ તેનો ભાગ લીધો સંભળાય છે; પણ તે છતાં સ્ત્રી બહુજ વ્યવહાર કુશળ હોય છે. અને જે તે શીખે છે, તે તરતજ અમલમાં મૂકે છે. હાલમાં સ્ત્રીઓ ઘણી ત્વરાથી જાગૃત થતી જાય છે, અને પોતાનું અસલ મહત્ત્વ મેળવવા પ્રયત્ન કરે છે; બાળ લગ્નનો અટકાવ, બાળાઓની કેળવણી અને બાળપરણનો અટકાવ વગેરે સામાજીક સુધારા વગેરેની સંસ્થાઓ, જ્યાં સુધી સ્ત્રીઓ આ પ્રશ્નો હાથ ધરશે નહિ, ત્યાંસુધી દેશમાં ફાવવાની નથી; અને જ્યાં સ્ત્રીઓ આ બાબતમાં રસ લેતી થઇ કે ફેરફાર ઘણી ત્વરાથી થવા લાગશે.

પ્રજાના બળ વાસ્તે મનુષ્યોની પૂર્ણ તાકાત વાસ્તે અને જ્ઞાનતંતુઓના રોગના અટકાવ વાસ્તે સ્ત્રીઓને મદદ કરવાની ઘણી મોટી અને ન ચલાવી લેવાય તેવી જરૂર છે. આ જ્ઞાનતંતુઓના રોગો કેળવાયેલા મનુષ્યોને ખાસ કરીને લાગુ પડે છે, જેથી તેઓ એક સૈકા પહેલાંના લાંબા આયુષ્યને બદલે અકાળ વૃદ્ધ બની જાય છે. આ અનર્થોનું કારણ એ છે કે અયોગ્યકાળે સ્ત્રીઓ માતાઓ બને છે. બાળકોને યોગ્ય પોષણ મળતું નથી. સગર્ભા સ્ત્રીઓની આસપાસની સ્થિતિ અનારોગ્ય હોય છે. ખરી રીતે જે આરોગ્યમય રિવાજો હતા, અને ધર્મના ફરમાન રૂપે હોઇ પળાતા હતા તે નાશ પામ્યા છે, અને વિજ્ઞાનની પદ્ધતિએ જેવી જાતની સંભાળ લેવામાં આવવી જોઇએ તેવી લેવાતી નથી.

જ્યારે સ્ત્રીઓ કારખાનામાં કામ કરે છે, અને મોટા શહેરોમાં ગીચ વસ્તીવાળી ચાલમાં રહે છે. ત્યારે તેઓને ગ્રામ્ય જીવનમાં જે સ્થિતિ જાણીતી હતી, તેના કરતાં તદ્દન જુદીજ સ્થિતિમાં તેઓ આવી પડે છે. નવા સંયોગોને કેમ અનુકૂળ થવું, તે સંબંધી કોઇ પણ જાતની મદદ તેમને મળતી નથી, અને તેમનાં બાળકો માંખીઓની માફક મરણ પામે છે, અને જન્મ્યા પૂર્વે પણ મરણાધીન થાય છે.

આપણે કેટલાક આંકડાઓ તપાસીએ. સન ૧૯૧૮માં બ્રિટિશ હિંદમાં ૮૪,૩૦,૫૬૦ જન્મ થયા હતાં, એટલે ૧૦૦૦ ઉપર ૩૫ ટકા જન્મની સરેરાશ આવી. તેજ વર્ષમાં બાળ મરણનું પ્રમાણ ૨૨,૫૨,૦૩૪ હતું. એટલે કે ૧૦૦૦ બાળકે ૨૬૭ બાળકો મરણ પામ્યાં

મધ્ય પ્રાન્ત અને બીરારમાં જન્મનું પ્રમાણ ૧૦૦૦ ઉપર ૪૩ ટકા હતું. પણ મરણ પ્રમાણ પણ તેટલુંજ મોટા પ્રમાણમાં હતું. ૧૦૦૦માં ૩૯૯ બાળકો મરણ પામ્યાં. આ સંયોગોમાં નોંધાયા વિના કેટલાં મરણ પામ્યાં. હશે, તે તો કોણ જાણે? વળી જે જીવતા રહે છે, તેમાંથી. પણ ઘણાં બાળકો નિર્મળ, અશક્ત રહે છે, અને ઘસાઈને મરણ પામે છે.

આનું કારણ બાળ માતા છે. ફક્ત એકલા કલકત્તામાં બંગાળાનું વસ્તીપત્રક જણાવે છે કે ૧૮૨૫૬ બાળાઓ પત્ની બની ગઇ હતી, જેમાંની ૧૪૭૪૫ ૧૦ થી ૧૨ વર્ષની વયની હતી પંદર વર્ષની અંદરની ૨૬૫૯ બાળ વિધવાઓ છે. ગરીબ લોકોમાં જન્મ પૂર્વે અને જન્મ પછી પણ પુરતા ખોરાકનો અભાવ એ આવાં બાળ મરણનું મોટું કારણ છે. મદ્રાસમાં પંચામા (અત્યંજો) વાસ્તેની મફતની નિશાળોમાં છોકરાઓની શકતગી રીતે તપાસ કરવામાં આવી હતી, તો તેમાં નાનાં બાળકોમાં ૭૮ ટકા બાળકો પુરતા ખોરાકને અભાવે દુઃખી થતા હતા. આ સ્થિતિ એ એક મોટો ભય છે, જે પ્રજાના જીવનને ઘણોજ નુકસાનકારક છે; કારણ કે તેથી શરીરમાં કમતાકાત આવે છે, અને જીવન ઉપરનો કાબુ ઘણો નબળો હોય છે. રોગ સમયે લાખો મનુષ્યો મરણને શરણ થાય છે, તેનું કારણ એ છે કે તેમને પુરતો ખોરાક મળતો નથી: ભુખ્યા પિતાઓ ઉત્પન્ન કરે છે, અને ભુખી માતાઓ બાળકોને જન્મ આપે છે, અને બાળકો જન્મ. પૂર્વે પણ ભુખમરાની સ્થિતિમાં હોય છે.

પણ હિંદની ગરીબાઇનો સવાલ અત્રે ચર્ચી શકાય નહિ. આપણે જે અનર્થકારી સ્થિતિનો સર્વથા નાશ ન કરી શકીએ, તેમાં યોગ્ય સુધારો કરવાને આપણે જે કાંઇ કરી શકીએ, તેનો વિચાર કરીશું.

બાળકોના હિતની સાથે જાહેર પ્રજાની તંદુરસ્તીના સવાલ સંબંધમાં ઇગ્લાંડ પણ હમણાં થોડા સમયથી જાગ્રત્ થયું છે, કે પ્રજાની તંદુરસ્તી એ પ્રજાની જોખમદારીનો પ્રશ્ન છે, અને તે માટે ૧૯૧૯ માં તંદુરસ્તી ખાતાનો પ્રધાન નીમવામાં આવ્યો હતો, અને તેનું કામ પ્રજાની તંદુરસ્તીના જુદાં જુદાં ખાતાંઓ વચ્ચે ઐક્ય લાવવાનું છે. હિંદના દરેક પ્રાન્તમાં તંદુરસ્તી ખાતાનો પ્રધાન નીમાવાની ઘણીજ જરૂર છે, અને તે ખાતાએ બાળકોના હિતના સવાલમાં ખાસ લક્ષ આપવું જોઇએ.

પૂર્વ અને પશ્ચિમ બંનેની સંસ્કૃતિઓ ભેગી થવાથી અહીં મોટી અડચણ ઉભી થઇ છે, અને મદ્રાસની સરકારે હિંદની દેશી દવા સંબંધી તપાસ કરી રિપોર્ટ કરવાને એક કમીટી. નીમવામાં ઘણું ડહાપણ વાપર્યું છે. તે રિપોર્ટ હમણાંજ બ્હાર પડ્યો છે. હિંદની ભારે જરૂરીઆતો પુરી પાડવાને તેનાં સાધનોનો બને તેટલો સારો ઉપયોગ કરવો જોઇએ. માતા અને બાળકોના કલ્યાણને વાસ્તે સ્થપાયેલા લેડી ચેલ્મસફર્ડ ઓલ ઇન્ડિયા લીગે હિંદની દાયણો. સુધારવા તથા કેળવવા માટે દિલ્હીમાં તે સંબંધીના વર્ગો ખોલવામાં ઘણું ડહાપણ ભર્યું કામ કર્યું છે.

ઇગ્લાંડમાં સુસંસ્કારી મ્યુનસીપાલીટીઓએ મોટાં શહેરોમાં જેવાં કે યોર્કશાયરના બ્રેડફોડ શહેરમાં માતાઓ તથા બાળકોને વાસ્તે જે આરોગ્ય વિષયક માર્ગો ગ્રહણ કર્યા છે. તેવા માર્ગો ગરીબ વર્ગની સગર્ભા સ્ત્રીઓની સંભાળ વાસ્તે અત્રે લઇ શકાય, તેવી ગોઠવણ થવી જોઇએ. બાળકના જન્મ પૂર્વે તેમજ જન્મ પછી પણ ત્યાં માતાની તથા બાળાની ઘણીજ સંભાળ લેવામાં આવે છે, અને તે સગર્ભા ઓને ઘેર અથવા સુવાવડ ખાતાની હોસ્પીટાલમાં તેના પર પુરતું લક્ષ આપવામા આવે છે. મદ્રાસમાં મી. સી. જીનરાજદાસે પોતે મેજીક લેન્ટને સાથે

કેટલાક ભાષણો આ સંબંધમાં આપ્યાં હતાં, અને ત્યાંની મ્યુનીસીપાલીટીના કમીશનરોમાં તેની ઘણી સારી છાપ પડી હતી, પણ તેનું કાંઇ પરિણામ આવ્યું નહિ. તે છતાં હિંદના કેળવાયેલા વર્ગનું ફરીથી આ બાબત તરફ લક્ષ દોરવું જોઇએ, કે જેથી તેઓ આ સવાલને ગંભીરતા પૂર્વક હાથ ધરી તેનો નીકાલ લાવવાને પ્રેરાય છે.

કેળવાયેલા વર્ગમાં આ સંબંધની ભારે હીલચાલ ચલાવવી જોઈએ કે જેથી તેમના દ્વારા જન સમાજને સગર્ભા સ્થિતિ, જન્મ પૂર્વે અને જન્મ પછી બાળકની સંભાળ, બાળકોને તંદુરસ્તી સ્થિતિમાં કેમ ઉછેરવા વગેરે સંબંધીનું જ્ઞાન આપી શકાય, કારણકે આ જ્ઞાન ઉપરજ બળવાન અને તંદુરસ્ત પુરૂષો અને સ્ત્રીઓને આધાર છે.

જો નાના બાળકને તથા કિશોરવયના બાળકને યોગ્ય પોષણ ન આપવામાં આવ્યું હોય તો પાછળથી ગમે તેવા પ્રયત્નો કરવામાં આવે, છતાં તેની ખોટ પુરી શકાય નહિ. અજ્ઞાનથી અથવા બેદરકારીથી બાળશરીરને થયેલા નુકસાનનો બદલો કેઇપણ રીતે વળી શકે તેમ નથી. ખોરાક, સારી હવા, પુરતી ઉંઘ, અને રક્ષણયુક્ત સ્વતંત્રતા. આ રીતે બાળકની શારીરિક સંભાળની ઘણીજ જરૂર છે. કેમકે આપણી કોલેજોના યુવકો ઘણીવાર ફીકા ચ્હેરાના અને સાંઠા જેવા જણાય છે, અને જ્યારે કેળવણી પુરી કરી રહે, ત્યારે તેમના જ્ઞાનતંતુઓ ઘસાઇ ગયેલા જણાય છે, અને જ્યારે તેઓ જીવન શક્તિવાળા અને ઉત્સાહી જણાવા જોઇએ, ત્યારે થાકેલા અને સુસ્ત જેવા લાગે છે, તેનું કારણ તેમના બાળ માબાપ, અયોગ્ય અને ઉસ્કેરી નાંખે તેવો ખોરાક, અને બાલ્યાવસ્થામાં તથા કિશોરાવસ્થામાં ઘણી ઓછી ઉંઘ હોય છે.

મજુરવર્ગના, નાના વેપારીઓના, અને કલાકોના તેમજ ઓછી આવકવાળા સઘળા મનુષ્યોનાં બાળકો વાસ્તે જન્મ પૂર્વે તથા જન્મ પછી માતાઓની સભળ લેનારી સંસ્થાઓ, તથા માતાઓ અને બાળકોના આરોગ્ય ગૃહો, સ્થપાવાં જોઇએ જેમની માતાઓ કારખાનાઓમાં કામ કરવા જતી હોય તેવાં નાની વયના તથા કિશોરવયના બાળકો માટે દિવસમાં સંભાળ રાખનારાં બાળ ગૃહો, ચાર પાંચથી સાત વર્ષના બાળકો માટેની રમત શાળાઓ, સઘળી શાળાઓના વિદ્યાર્થીઓની ડોક્ટરી તપાસ. અને દરેક વિદ્યાર્થીની તંદુરસ્તી તથા વૃદ્ધિની સંભાળ પૂર્વક નોંધ રાખનારી નોંધ બુકોની ઘણીજ જરૂર છે. જાત મહેનત કરનારી સ્ત્રીઓને માટે એવા કાયદાની જરૂર છે કે તેમને માતા તરીકેના કેટલાક લાભ મળવા જોઇએ બાળકના જન્મ પૂર્વે છ અઠવાડીઆનો અને બાળકના જન્મ પછી બે માસ સુધીનો પગાર મફત મળવો જોઇએ, અને ઘણી ખુશકારક પરિસ્થિતિ વચ્ચે તેમની પાસેથી ઘણુંજ ઓછું કામ લેવાવું જોઇએ. ચિંતા, હલકી ભાવના, અથવા હલકી રીતભાત, કોઇ પણ જાતની નિર્દયતા તથા કઠોરતામાંથી દરેક સગર્ભા સ્ત્રી મુક્ત હોવી જોઇએ. તે તેનો હક છે. આ બધાની ગર્ભમાં રહેનારા બાળકને અસર થાય છે, અને તેના નાજુક શરીરના સુસંગત વિકાસમાં અડચણ આવે છે.

અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસમાં મજુરખાતાના આશ્રય તળે એક બાળરક્ષણ કરનારી સંસ્થા છે, તે સંસ્થાએ તપાસ કરી બાળકોના હિતના સઘળા પ્રશ્નો તથા સઘળી જાતના લોકોમાં બાળજીવનની સ્થિતિ સંબંધી તે ખાતાને રિપોર્ટ કરવાનો હોય છે. ખાસ કરીને તે

સંસ્થાએ બાળમરણ જન્મનું પ્રમાણ, અનાથ બાળકો, બાળગુન્હાઓની કોર્ટો, તજી દીધેલાં બાળકો, બાળકો વાસ્તે ભય ભરેલા ધંધાઓ, બાળકોને થતા અકસ્માતો, બાળકોના રોગો બાળકોની પ્રવૃત્તિઓ, અને બાળકોને અસર કરતા કાયદાઓ વગેરે બાળહિતના પ્રશ્નો સંબંધી તપાસ કરવાની હોય છે.

તે બાળરક્ષક સંસ્થાએ પોતાના તરફથી બાળકોની સંભાળ સંબંધીની એક સીરીઝ બહાર પાડી છે; અને તેનું પ્રથમ પુસ્તક જે માતાઓને ઉદ્દેશીને લખવામાં આવ્યું છે, તેમાં માતા જ્યારથી સગર્ભા થાય, ત્યારથી તે બાળકનું નામ જન્મ રજીસ્ટરમાં નોંધાય, ત્યાં સુધી તેણે કેમ વર્તવું, તે સંબંધી માહીતી આપેલી છે. તે પુસ્તકની શરૂઆતમાં આવેલા પત્રમાં જણાવવામાં આવ્યું છે કે જે :એક વર્ષની અંદરનાં બાળકો મરણ પામ્યાં તેમાં ૪૨ ટકા બાળકોના જન્મ્યા પછી એક માસ પણ જીવ્યાં ન હતા; અને તેમાંના ⅘ ભાગના બાળકો તો જન્મ પૂર્વેની સ્થિતિને લીધે અથવા જન્મ વખતે થયેલા નુકસાન કે અકસ્માતને લીધે મરણ પામ્યા હતા. આ પુસ્તકાવલિનું એક પુસ્તક બેથી ૯ વર્ષ સુધીના બાળકની (નિશાળે મૂકવામાં આવે તે પહેલાં) સંભાળ કેમ લેવી, તે વાત સમજાવે છે, વળી તેની પહેલાંના બે પુસ્તકોનાં નામ જન્મ પૂર્વે બાળકની સંભાળ, અને નાના બાળકની સંભાળ છે.

વળી યુનાઇટેડ સ્ટેટ્સમાં એક સંસ્થા બાળ સ્વભાવના અભ્યાસ વાસ્તે છે. તેનો હેતુ માતપિતાની સ્થિતિ સારીરીતે સમજાવવાનો, અને વધારે અસરકારક બનાવવાનો, તથા બાળકોને તેઓ વિશેષ ઉપયોગી બને તેમ કરવાનો છે.

તે અભ્યાસના પરિણામે તેઓએ એ શોધી કાઢયું કે બાળકો પુરતા ખોરાકના અભાવે દુઃખ ભોગવે છે. વળી આપણે જાણીએ છીએ કે બાળકો ગુન્હા કરવાને દોરાય છે, તેનું એક કારણ એ છે કે બાળકોને અવકાશના સમયનો કેમ ઉપયોગ કરવો તે શીખવવામાં આવતું નથી. વડી ગયેલા બાળકો વાસ્તે રમત શાળા સ્થાપવામાં આવી, અને તેનું પણું સારૂ પરિણામ આવ્યું. આ વિચારને પણ હિંદના લોકો ઉપયોગમાં લાવી શકે.

મુંબાઇમાં બાળ કલ્યાણ મંડળ (Infant Welfare Society) ઈ. ૧૯૧૯માં સ્થાપવામાં આવ્યું, અને હાલ ૧૯૨૩માં તેના આઠ મથકો છે. ગયા મહિનામાં બધા મળીને ૬૮૯ બાળકોને દુધ આપવામાં આવ્યું. અથવા ભોજન આપવામાં આવ્યું હતું. એક મહિનામાં ૧૨૫૬૨ની હાજરી હતી, અને તંદુરસ્તીની તપાસ કરનારાઓએ માતાઓની તેમના ઘરમાં ૨૭૮૯ મુલાકાતો લીધી.

લેડી ચેમ્સ ફર્ડ લીગે " માતા અને બાળકોનું કલ્યાણ" એ વિષય ઉપર એક નાનું ઉપયોગી પુસ્તક બહાર પાડ્યું છે. તેમાં તંદુરસ્તીની તપાસ રાખનારાઓ જે સ્ત્રીઓની મુલાકાત લે, તેમને કેવી સૂચના આપે. તે વર્ણવ્યું છે. અહીં મદ્રાસમાં લેડી વીલીંગ્ડન નાના બાળકોના હિત વાસ્તે અદ્ભુત ઉત્સાહ અને અગાધ દયા રૂપ ખાસ ગુણો વડે લડત ચલાવી રહી છે: દિલ્હીમાં " બાળ સત્કાર ગૃહ" નામનું ઘણું ઉત્તમ ગૃહ છે, જ્યાં બે સ્ત્રાય ત્યાગી સ્ત્રીએ

બાળકોના હિત માટે, અને માતાઓની મદદ વાસ્તે, કામ કરી રહી છે. સમાજનું અંતઃકરણ જાગૃત થયું છે, તેનાં આ ચિન્હો છે, અને જ્યારે હિંદની સ્ત્રીઓ ખરેખર આ પ્રશ્નો ઉપાડી લેશે, ત્યારે તેઓ મોટા ફેરફાર કરી શકશે, ગરીબોના બાળકોની ઉદ્ધારક બનશે *



# સ્ત્રીઓનો દરજ્જો.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૪૭ થી. )

લેખકઃ—સદ્ગત વી. ટી. કોઠારી. બી. એ., એલ. એલ. બી. વકીલ-કરાંચી.



સામાજીક કાયદાઓની સાથેને સાથે ધાર્મિક પશ્ચાતાપના કાયદાએ પણ દુર્ગુણ દાબી દેવાની દિશામાં સારો પ્રયાસ કર્યો હતો. વ્યભિચારના પાપોની જગ્યાએ તેના કાયદા કાનુનોમાં મુખ્ય સ્થાન ભોગવે છે. અસ્વાભાવિક પ્રેમ કરનારી વ્યક્તિ અને માતાઓ કે જેણે પોતાની પુત્રીઓને અનીતિ માર્ગે પ્રયાણ કરાવ્યું હતું તેઓને પણ દાબી દેવા પ્રયત્ન થયો હતો. નીતિકાંડના આ વિભાગની પ્રસિદ્ધિ ક્રિશ્ચીયન સાધુઓના આ વિચારે વધારી હતી અને અખંડિત શીલવાળા ધર્મ વાસ્તે દેહ આપનારાઓના શુદ્ધ અને અભિજાત દ્રષ્ટાંતોથી મનુષ્યોની કલ્પનાને પ્રોત્સાહન મળ્યું. જે અખંડ શિયળવાળી કુમારિકાઓની જીવન રેખામાં પુરૂષોની તુલનામાં મુકતાં તેવાં શૌર્યના ચિન્હો હતાં અને વિશેષમાં સ્ત્રી જાતિની મૃદુતા અને નમ્રપણાની હતી. શારીરિક અતિ દુઃખદ તપસ્યા સહન કરવામાં એ તપસ્વિની ગુલામ કન્યા ખાતે ધર્મવાસ્તે ભોગ અપાતી હતી.

વિચિત્ર જાતની સંખ્યાબંધ દંત કથાઓ પ્રજામાં પ્રવતમાન હતી. અને જો કે તે વાર્તામાં આંતર રહસ્ય કાંઇ નથી તો પણ ઇતિહાસમાં મનુષ્યોની લક્ષ્ય વૃત્તિ બતાવવા વાસ્તે એને ઉચ્ચ સ્થાનકે લઇ તે દિવસોમાં શારીરિક રોપુ લેખાતો હતો.

ગ્રીસના એક યુવાનના ચારિત્ર્યના સંબંધમાં એક આખ્યાયિકા છે કે તેના ચારિત્ર્યની પરીક્ષા કરવા માટે તેને એક સુંદર બગીચામાં રેશમની દોરીથી બાંધી તેની આસપાસ ચક્ષુ અને કર્ણને આહલાદ આપે એવી મોહક વસ્તુઓ ખડી કરવામાં આવી હતી. અને તેની સન્મુખ એક રૂપ સંપન્ન નાયિકાને અભિનય સહિત. નાચ કરવા રાખી. પરંતુ તે યુવકે તેના તરફ દ્રષ્ટિ સરખી ન કરી. તેના મોઢા સામુ જોઈ થુંકયો અને પોતાના ચારિત્ર્યને રક્ષી શકયો.

એવોજ એક દાખલો આપણા હિંદુશાસ્ત્રમાં પણ છે. અને તે વેદવ્યાસના પુત્ર શુકદેવના સંબંધમાં છે. શુકદેવજી બાળ બ્રહ્મચારી હતા. ઇંદ્રદેવે તેને છળવા રંભા નામની અપસરા મોકલી.. રંભાએ ઘણાં ઘણાં પ્રયત્નો કર્યા છતાં મુનિવર શુકદેવનુ ચિત્ત એ જરા પણ વિહ્વળ કરી શકી ન

* ડો. ઍની બેસન્ટના એક લેખનો અનુવાદ.

હતી. કેટલીક વખત સદાચારી પુરૂષો હલકો સ્વાંગ ધારણ કરીને પણ એ દુરાચારગામી સ્ત્રીઓને છોડવી લાવતા હતા. કેમકે જન્મથીજ કોઇ દુષ્ટ અથવા દુરાચારી હોતું નથી સહવાસજ માણસને બગાડે છે. સદ્‌ગુણી સ્ત્રીઓ પણ કેટલીક વખત એવા હલકા સહવાસને લીધે નીચતામાં ફસાઇ જાય છે. અને તેથી પોતાના સંબંધમાં આવનાર માણસના સંબંધમાં ખાસ તપાસતા રહેવાનું છે

સ્ત્રીઓમાં શરમાળ પ્રકૃતિ સ્વભાવથીજ રહેલી છે. એક સ્ત્રીના વૃક્ષસ્થળમાં નાંધક વ્યાધિ થયો હતો. પરંતુ તે બાગ ડોક્ટર લોકો જુએ તે તેનાથી સહન થયું નહિ. તેણે તે વ્યાધિ ઉપર સંયમ કર્યો અને આરોગ્યના કિરણો તેના ઉપર પડે છે એમ ધાર્યું તેમાં એકાગ્ર થઇ એટલે તરતજ એ એકાગ્રતાના પ્રભાવે તેનો વ્યાધિ સારો થઇ ગયો.

પણ આવું કવચિતજ બને છે. ઘણી ખરી સ્ત્રીઓ તો આ શરમના કારણે ઘણા ખરા ગુપ્ત વ્યાધિઓથી પીડાય છે. સ્ત્રીઓમાં ઘણે ખરે અંશે પ્રદર વ્યાધિની સત્તા જામેલી છે. અને તેના દુષ્પરિણામો જગ જાહેર થયાં છે.

મનુષ્ય જાતિનું અસ્તિત્વ સાચવવા જે સંબંધ કુદરતે નિર્મિત કર્યો છે અને જે મૃત્યુથી થતા વિનાશને નિયમમાં આણવાના સાધનભુત છે. જે સંબંધી ઝાડ પાન અને વનસ્પતિમાં પણ હયાતી ભોગવે છે તે સંબંધના દુરૂપયોગથી મનુષ્યની અવનતિનું કારણ મનાવા લાગ્યો. અને ખ્રીસ્તી ધર્મગુરૂઓથી પણ તેની ટીકા થતી હતી. એવું કારણ એ છે કે વિવાહથી ઉત્પન્ન થતો અનશ્વર પ્રેમ તથા જાયા પતિના પવિત્ર કલ્યાણ અને ઉલ્લાસ ઉત્પાદક દૃઢ અનુરાગનું ઇસુના પાદરીઓની દ્રષ્ટિમાં તદન વિસ્મરણજ થયું હતું. યોગીનો મુખ્ય આશય કૌમારા વસ્થા તરફ મનુષ્યને આકર્ષવાનો હતો. અને કુદરતી રીતેજ વિવાહ તે અવસ્થાથી ઉતરતી પંક્તિનો ગણાતો. છતાં એટલું તો તેઓ સ્વીકારતા હતા કે મનુષ્યવેલની વૃદ્ધિ વાસ્તે તેમજ સ્વતંત્ર માણસોને વધુ ભયંકર પાપમાંથી અટકાવવા વાસ્તે લગ્ન આવશ્યક હતું. પરંતુ આમ છતાં પરમ કલ્યાણ અને મુક્તિના અભિલાષિઓ વાસ્તે તે નુકસાનકારક ગણાતું. ખ્રીસ્તી ધર્મની અસરની એક ખુબી તો એ હતી કે જ્યારે લગ્ન થતાં ત્યારે પણ દંપતીમાંથી ખ્રીસ્તી ધર્મની વિરોધતાનો ડંખ નાશ થતો નહિ. આપણે જોયું છે કે સ્નેહી સંબંધીઓમાં કેવો ભેદ અને દ્વેષ સાંસારિક જીવન તરફ થતો આમાં પણ જે અતિશય પવિત્ર હતો તેમાં તો વિરોધતાનો દાવાનલ સળગતો હતો અને જ્યારે દંપતિમાંથી પતિ પત્નીમાંથી એ કયાં ધર્મનું ઝનુન દાખલ થતું ત્યારે તેનું પ્રથમ પગલું તો સાંસારિક સુખને અસંભવિત બનાવવું હતું.

પ્રેમી યુગલોમાં ધર્મિષ્ઠ પક્ષદાર એકાંતમાં તપસ્યા કરવાની જીંદગી અધિક ચાહતો અને જોકે બહારથી જુદો રહેવાનું એક પક્ષકાર પસંદ ન કરતો. તે છતાં પણ તેઓ અકુદરતી રીતે સંયુક્ત રહેતાં. ધાર્મિક પ્રગતિના ઇતિહાસમાં અભ્યાસકને આ જાતનું સત્ય જેમાં ધર્મ ગુરૂઓએ વિવાહના વિરોધી પ્રકારના શિક્ષણથી જાયા પતિમાં ભિન્નતા પેદા કરતી હતી. તે અપરિચિત નથી.

આ વિષયના થોડાક દૃષ્ટાંતજ બસ થઇ પડશે. St. Vilusને એ બાળકો થયા પછી ધર્મની પ્રબલેચ્છા લાગી હતી. અને તેની સ્ત્રીએ ઘણી વિજ્ઞાપના અને યાચના કરી તોપણ તેને વિયુક્તઃ રહેવું પડતું હતું. St. Ammor પોતાના વિવાહના સંબંધને લીધે પ્રથમ મેળાપને વખતેજ પોતાની ભાર્યાને પરણીત સ્થિતિની અનિષ્ટતા ઉપર ભાવણ આપ્યું હતું અને આ ઉપરથી ઉભયે વિયુક્ત રહેવું પસંદ કર્યું હતું. St. Abratiam પરણ્યો તેજ રાત્રિએ સ્ત્રી પાસેથી ભાગી નાઠો હતો.

(અપૂર્ણ.)

---

# અન્તે એકતો છેજ.

( લેખિકાઃ—સ્વયં. )

હવે શું કરૂં ? કાંઇ નથી સમજાતું. આ ભયંકર અંધકાર કંઇપણ નથી દેખાતું. કોઇ પણ માર્ગ નથી ? કદાચ હોય, તો બતાવનાર કોણ છે ? કોને પૂછું કયાં જાઉં ! ચારે બાજુ કોલાહલ થઇ રહ્યો છે. કાંઇ સંભળાતું નથી. સાંભળવા માટે કાન માંડું છું પણ પ્રયત્ન વ્યર્થ કોઇ સહાયક નથી. કોઇ ધીરજ આપનાર નથી. અરર ? હે પ્રભુ ? આ શું ? પંચમ કાલ ? ત્યારે શું મ્હારૂં જીવન નકામુંજ જશે ? જશે શું ? ગયુંજ, એમ કાં ન કહું ? જે ગયું તે ગયું એ સંભારે શું થાય ? વ્યતીત કાલના સુખો સ્મરણ કરીને શું કરૂં ? મ્હારે હાયેજ જાણી જોઇ આ અંધકારમાં સપડાઇ ન સહેવાતું સહ્યું; ન સાંભળવાતું સાંભળ્યું. ન જોવાતું જોયુ બાકી શું રહ્યું ? સર્વ પદાર્થ મોજુદ છે. પણ તે મ્હારે શું કામના ? વૈભવ, વિલાસ, સાહેબી સર્વ છે પણ આત્માને શાન્તિ આપનાર એમાની એક પણ વસ્તુ નથી. હાય ? આ કકલાટ પણ હવે શા માટે ? મ્હારૂં કોઇ નથી; હોવા છતાં પણ અત્યારે કોઇ નથી. હે પ્રભુ ? તારા પ્રત્યે શ્રદ્ધા છે. પણ તે આવા સમયે તોફાનમાં પડેલી હોડીની પેઠે થઇ રહી છે. મ્હારી ઘણી ઘણી ધારણાઓ હતી એકે ન બર આવી. આ બધું સહું છું તે સત્ય જન્માંતરનો મ્હારો સંગાતી થશે. મ્હને જે બુદ્ધિ પૂર્વ પુણ્યના યોગે મળી તેનો ઉપયોગ ન થયો. અરર ? જીવનને હવે કયાં સુધી ટકાવી રાખું ? મ્હારામાં સમજણ ન હોત તો સારૂં હતું. મ્હને આટલું દુઃખ ન થાત. એ મ્હારાજ પાપકર્મનો ઉદય. કોઇ જ્ઞાની નથી ? મ્હારો ખુલાસો કોણ કરે ? મ્હારી મુંજવણ કોણ મટાડે ! અરેરે હે પ્રભુ ? મ્હારી અંદરની વેદના તારા સિવાય કોણ જાણી શકે છે ! હું અત્યારે આ અંધારા ઓરડામાં પોક મુકીને છાતીફાટ રડું છું પણ કોણ સાંભળે છે. પ્રભુ ? મ્હારી વેદનાનો ભાગીદાર કોઇ છે ખરૂં ? હોય તો ભાગ ન લે ? અરેરે હવે નથી રહેવાતું. નથી સહેવાતું, એક પળ પણ યુગ સમાન ભાસે છે. હાયરે શું કરૂં ! બસ હવે તો કાંઇ નહિં. હે પ્રભુ ! હું આ દશામાં ગરક થઇ મ્હારી પથારીમાં પડી પડી મ્હારા ઓસીકા આંસુઓથી પલાળતી હતી, એટલામાં ટપાલિયાએ બુમ પાડી કે—

યશોદા બ્હેન—નીલકંઠ કોઠારી...

હું એકદમ બારણા ઉઘાડી બહાર આવી તો ઓટલે પડેલું કવર જોયું. કવર લઇ ફોડયું. હિંચકે બેસી વાંચવા લાગી. થાણા ૨-૪-૨૩. પુજ્ય માતુશ્રીના ચરણ કમળમાં

વિનીતના વિનય પૂર્વક પ્રણામ વાંચજો. ઘણા સમયથી તમારા તરફથી કાગળ નથી તેથી ચિન્તા થાય છે. હું આનંદમાં છું. કોઇ જાતની ફીકર કરશો નહિં. જોઇતું કરતું મંગાવજો. વિશેષમાં બ્હેન યશોદાને વ્હાલ પૂર્વક માલમ થાય કે તારો તરફથી એક પત્ર મલ્યો હતો તેમાં મ્હારા મનમાં તો એમજ થઇ આવ્યું કે હું ઉત્તર ન લખતાં પોતે આવી પ્રત્યક્ષ ખુલાસો કરૂં. પણ જે બાબતો તને દુઃખ આપનારી જણાય છે તેમાં તું પોતે જાણી જોઇને શા માટે ભાગ લે છે ? તને વધારે લખવું અને સમજાવવું સૂર્યને દીવો દેખાડવા જેવું છે. મ્હારા કરતાં તો તારામાં વધારે જ્ઞાન વધારે સમજ છે. હું મોટો છું તોપણ શું તારા કરતાં મ્હારામાં કાંઇ વધારે સમજવાની શક્તિ નથી. આતો આંધળો જોનારને રસ્તો બતાવે તેવું લાગે છે.

અરે બહેન ! તું આમ શું કરે છે ? જરા ધીરજ ધર. તારા જીવનમાં ગમે તેવાં પ્રસંગો બને પરન્તુ જરાએ નિરાશ ન થા. ધીરજને ન ત્યાગ. આશાને ન છોડ. ઉત્સાહને ન રોકી દે. અને પ્રયત્નમાંથી ન વિરમ. ગમે તેટલી નિકૃષ્ટ-ખરાબ સ્થિતિ થઇ જાય અને આપત્તિના ડુંગર પોતાના ઉપર છોને આવી પડે તોપણ ઉચ્ચ લક્ષને સિદ્ધ કરવાની તારી ભાવના હોય તો તેના માટે "હું અનધિકારી છું" એમ જરા પણ મનમાં લાવતી નહિ. અરે બ્હેન ? સર્વ રીતે પોતાની ધારણા લક્ષબિન્દુ સિદ્ધ કરવાનો તને અધિકાર છે. તું ગમે તેવી અવસ્થામાં હોય તોપણ તારૂં લક્ષ સાધવા માટે કોઇ આડે આવી શકે તેમ છેજ નહિ. નિકૃષ્ટ સ્થિતિરૂપ, દુઃખરૂપ ગર્ભમાં-ખાડામાં પડવાનું બની ગયું હોય તો તેથી તને સંકોચાવાનું કે શરમાવાનું કે નિરાશ થવાનું પ્રયોજન નથી, પણ તારી આત્મ ભાવનાને અર્થાત્ ઉચ્ચતર લક્ષબિંદુને ન ચુકતી તારા આત્માને પ્રભુ પરમાત્મા ભણી અભિમુખ કરી તારી દૃષ્ટિને સ્વ કર્તવ્ય સાધવા ભણી રાખ, પ્રયત્ન કર, આશા, ઉત્સાહ, ધૈર્ય, પ્રસન્નતા, અવિક્ષેપણું શાન્તિ બળ વગેરેને ધારણ કર. કોઇના દોષ કાઢવાની જરૂર નથી. કોઇના લીધે આપણને દુઃખ થયું એમ લાગે છે પણ એને હું તો ભૂલ ગણું છું. કારણકે એતો નિમિત્ત માત્ર છે. સુખ દુઃખ તો આપણા કરેલા કર્મના ફળો છે. થોડા સમયમાં પ્રત્યક્ષ મલી બધી વાત કરીશ. હું તને આ દશામાંથી કદાપિ ઉગારી ન શકું તો તને છોડીને હું એક મીનીટ પણ મ્હારા સુખ માટે જુદી થા નહિજ પડું એટલી તું ખાત્રી રાખજે પ્રભુ કૃપા જોઇએ. ઘરમાં સર્વેને સંભાર્યાનું કહેજો. પત્રનો ઉત્તર લખજો —એજ

લિ. વિનિતના સ્નેહ પ્રણામ.

પત્ર વાંચીને હું ઓરડામાં હસી, તે વખતે હું હતીજ એકલી. ઘડી પહેલાં મ્હારી શી દશા હતી અને હવે શી દશા થઇ ! મ્હને લાગ્યું કે હું ડુબી જતી હતી મ્હને કોઇએ હાથ ઝાલીને બચાવી લીધી, હું ભયંકર અગ્નિના વચ્ચે બળી મરતી હતી તેમાંથી કોઇએ બચાવી લીધી, હું ઉપરથી પડી જતી હતી મ્હને કોઇએ અધવચમાંથી ઝીલી લીધી. આ શું થયું ! પ્રભુ ? આ મ્હારા ભાઇના માટેજ હું જીવીત છું મ્હને અને મ્હારા વ્હાલા ભાઇને તારા ચરણમાં એકી સાથેજ શરણ આપજે એજ યાચના એજ પ્રાર્થના. મ્હને લાગ્યું કે જગતના સંબંધો સર્વથી જૂદા તો નથીજ અને એક તો છેજ.

---



જૈન વનિતા વિશ્રામને રૂ. ૧૦૧ની ભેટ આપનાર.

સ્વર્ગવાસી સૌ૦ ઝબકબહેન સંઘવી પાનાચંદ હીરચંદના ધર્મપત્ની.

રહેવાશી મોરબી–કાઠીયાવાડ.

તેના મંત્રી ક્રુરસિંહે પહેલાં એવો નિશ્ચય કર્યો કે આપણે કુમુદકુમારીનું હરણ કરવું. આ વાત રાજાને પણ પસંદ પડી તુરત તે કામને માટે લાયક સેરદારે જોરાવરસિંહ રામનગર જવાને તૈયાર થયા, ત્યાં કેટલાક સરદારો વેશ બદલી છુપા છવાયા રહેવા લાગ્યા, સાયંકાળે સર્વે સાં ભેગા થતા ને રાજકુમારીને ઉપાડી જવાનો સમય કયારે મળે તેની રાહ જોતાં. આખર કેટલાક દિવસે તેમની ધારણા સફળ થઇ કે એક દિવસ સાંજનાં સમયે કુમુદકુમારી ચાર સખીઓ સાથે વનલીલા અવલોકવાને નગર બહાર ગઇ. તેના રક્ષણ માટે આઠ સિપાઇઓ હતા. આ વાતની ખબર પડતાંજ જોરાવરસિંહ તત્કાળ તેના માણસો સાથે શહેર બહાર નીકળ્યો. આવા એકાન્ત સ્થળનો લાભ લઇ રાજ કન્યા પર હુમલો કર્યો કુમુદકુમારીની સખીઓ તો બ્હી ગઇ, ને તુરત તેઓ ઘર તરફ રવાના થઇ. કુમુદકુમારીની ભાળ લેવા પણ ન રહી. બનેલી વિગત રાજાને કહી. જોરાવરસિંહ અને તેના સાથીદારોએ રાજકન્યાના ચોકીદારો જેટલા ભાગી ગયા તેટલા બચ્યા અને સામા થનારાને મારી નાખ્યા. રાજકુમારીને લઇ મનહરપુર તરફ રવાના થયા થોડી મુદતમાં તેઓ મનહરપુરમાં આવી પહોંચ્યા મહારાજા અંધકારસિંહને આ ખબર થતાં તેઓ જોરાવરસિંહપર બહુ ખુશી થયા. ને બક્ષીસ પણ આપી. બાદ કુમુદકુમારીને અનેક પ્રકારે સમજાવવા માંડી પણ તે રાજકુમારીએ તેનો તિરસ્કાર કરી સ્પષ્ટ ના પાડી. આથી પાપીએ રાજકુમારીને એકાન્ત મહેલમાં કેદ કરી જે મહેલ નર્મદા નદીના કીનારે આવેલો હતો, અને તેની સેવામાં નિર્મળા એ નામની રમણીને રાખવામાં આવી. કુમુદકુમારી કેદખાનામાં દુઃખના દિવસો કાઢવા લાગી. રાજકુમારીના હરણની જાણ થતાં રામનગરમાં હાહાકાર થઇ રહ્યો, મહારાજા કેશરીસિંહ અને રાણી ઇન્દુમતીના શોકનો પાર રહ્યો નહિ. તેમણે ઘણી શોધ કરાવી પણ રાજકન્યાનો પત્તો લાગ્યો નહિ. આથી રાજારાણી શોકમાં દીવસો વ્યતિત કરવા લાગ્યાં, ચંદનગરમાં આ વાતની જાણ થતાં શુરસિંહના શોકનો પાર રહ્યો નહિ, તેને અંધકારસીંહ ઉપર વહેમ ગયો,

તેની તપાસ કરવા માટે પિતાની આજ્ઞા લઇ મિત્ર મોહનલાલ સાથે શસ્ત્ર-અસ્ત્રથી સજ્જ થઇ વેશ બદલી મનહરપુર જવાને તૈયાર થયો. કેટલાક દિવસે તેઓ મનહરપુર આવી પહોંચ્યા કુમુદકુમારીની તપાસ કરવા લાગ્યા. તપાસમાં ઘણા દિવસ વ્યતિત થયા પણ કંઈ પત્તો મળ્યો નહિ. શુરસિંહ શોકસમુદ્રમાં ડુબી ગયો. બાદ એક દિવસ સાંજના મોહનલાલને ફરતાં ફરતાં એક સરદારનો ભેટો થયો. એ સરદારે તે વખતે પુષ્કળ દારૂ (મદ્ય) પીધેલો હતો. મોહનને જોઇ તે નજીક આવ્યો, ને નકામાં લવારા કરવા લાગ્યો, ચાલાક મોહને યુક્તિપૂર્વક તેની પાસેથી મનહરપુરની સઘળી હકીકત મળવી લીધી. તે સરદારે અંધકારસિંહની ઘણી નીંદા કરી. તે સાથે કુમુદકુમારીની પણ વાત પ્રગટ કરી દીધી તથા મહેલ વીગેરેની માહિતી મોહનને આપી દીધી. મોહને ત્રણ સોના મહોરો આપી સુવર્ણનાણું જોઇ તે સરદાર ખુશી થતો ને નાચ કરતો પોતાને રસ્તે પડયો. મોહને સઘળી વાર્તા શુરસિંહને જણાવી. રાત્રી પડતાં બંન્ને વીરો એ મહેલ તરફ જવાને તૈયાર થયા મોહને જોઈતાં સાધનો તૈયાર કરી એક માછી પાસેથી મછવો વેચાતો લીધો, મછવાને નદીમાં મૂકી બન્ને અંદર બેસી મહેલની પાછળ તે આવ્યા અને જીવના જોખમે કુમુદકુમારી તથા તેની સાથે રહેલી નિર્મળાનો ઉદ્ધાર કરી ચાલ્યા ગયા. એ બધી વીગત આપણે વાંચી ગયા છીએ. પ્રાતઃકાળમાં તેઓ રામનગર આવી પહોંચ્યા. બન્ને વીર કુમુદકુમારીને લઇ નગરમાં આવી પહોંચ્યા- રાજકન્યાને જોઇ નગરલોક આનંદ પામ્યા ને રાજમહેલ તરફ આ સમાચાર જણાવવા દોડવા લાગ્યા.

શૂરસિંહ તેના મિત્ર સાથે રાજકુમારીને લઈ રાજ્ય મહેલ આગળ આવ્યો, કેશરીસિંહને રાજ્ય રાણી હર્ષ ઘેલાં બની કુમુદકુમારીને હૃદયે દાબી તેની ખબર પૂછવા લાગ્યાં, સદ્ગુણી કુમુદાએ અંધકારસિંહનું નામ નહિ જણાવતાં ફક્ત એટલુંજ જણાવ્યું કે મને લુટારા ઉપાડી ગયા હતા તેમનાં ત્રાસમાંથી આ વીર યુવકોએ મને બચાવી છે, રાજા બન્ને વીર યુવકોનો ઉપકાર માની સર્વને મહેલમાં લાવ્યા શૂરસિંહ મનમાં કુમુદકુમારીને ધન્યવાદ આપવા લાગ્યો, કારણકે જે અંધકારસિંહે તેને સંકટમાં સપડાવી હતી તે દુષ્ટનું નામ તે સદ્ગુણી બાળાએ ન લીધું. સજ્જન માણસો શત્રુના પણ પાપ કર્મ જાહેર કરતા નથી કિશોરસિંહે પુત્રીના મિલનથી આનંદ પામી ગરીબ ગરબાઓને પુષ્કળ ધન આપ્યું. અને શૂરસિંહ તથા મોહનલાલને હીરાની અમુલ્ય માળાઓ પહેરાવી બાદ બે નવયુવકો ચંદ્રનગર તરફ રવાના થયા, અને ત્યાંના મહારાજાને ખબર આપી મહારાજાએ બન્નેને ધન્યવાદ આપ્યો.

અપૂર્ણ

---

# सुबोधक सद्विचार.

## લેખક–મુનિ મહારાજશ્રી કસ્તુરવિજયજી.

જગતવાસી પ્રાણી માત્ર એક બીજાના આચારવિચાર તથા ઉચ્ચારનું અનુકરણ કરે છે અર્થાત્ બીજાના જીવનને અનુસરીને બીજાને પગલે ચાલીને પોતાનું જીવન વ્યતીત કરે છે. નાનાં બાળકો પોતાના માતાપીતાના વર્તનના અનુસાર પોતાના જીવનનો પાયો રચે છે. તાત્પર્ય કે જેના સહવાસમાં વધારે આવે છે તેનું વર્તન પોતે સ્વીકાર કરે છે. મોટી ઉમરના મનુષ્યો પણ બીજાના વર્તનોને જોઈ જોઈને પોતાના વર્તનની વ્યવસ્થા રચે છે. બીજાના આચારવિચારનું અનુકરણ કરતાં પહેલાં સારી રીતે બુદ્ધિ શક્તિ વાપરવાની જરૂરત છે. વગર વિચાર કરે બીજાના આચારવિચારનું અનુકરણ કરવાથી પોતાના જીવનમાં અનેક પ્રકારનાં કષ્ટ ભોગવવાં પડે છે. જેમ બને તેમ ઉંચા આચારવિચારવાળા મનુષ્યની પરીક્ષા કરીને તેનો સહવાસ કરવાથી કે તેના આચારવિચારનું અનુકરણ કરવાથી સુખસંપત્તિના ભોગવવાળા તથા પોતાના જીવનને નીર્મળ તેમજ આનંદમય બનાવવાવાળા થઇ શકાય છે. ખરાબ આચારવિચારવાળા મનુષ્યના સાથે સંભાષણ કરવાથી પણ પોતાના જીવનની સ્થિતિ બગડી જાય છે તો પછી તેવા મનુષ્યનો સંગ કરવો કે તેમના આચારવિચાર ગ્રહણ કરવા તો ઘણાજ અનિષ્ટ કરવાવાળા થાય છે. દુનિયામાં સારા આચારવિચારવાળા મનુષ્ય ઘણાજ થોડા હોય છે અને તેઓની ઓળખાણ કરવી ઘણુંજ દુર્લભ કાર્ય છે કારણ કે દિવસે દિવસે દુનિયામાં પ્રપંચ વધતો જાય છે. પ્રપંચી દુનિયાના માનવીઓ બીજા ભોળા જીવોને ફસાવવાને માટે ઉપરથી સારા મનુષ્યો જેવો ડોળ કરે છે અને પોતાની નીચી વાસનાઓને પૂરી કરવાને તૃપ્ત કરવાને ભોળા જીવોને ખોટે રસ્તે દોરી જઇને તેના જીવનને નષ્ટભ્રષ્ટ કરી નાખે છે. માટે પ્રપંચી દુનિયામાં ઘણુંજ સાવધાન રહેવાની જરૂરત છે. એકદમ બીજાના ઉપર વિશ્વાસ રાખવા જેવું નથી. ભલેને બીજા આપણા સુખનો રસ્તો બતાવે પણ તેના કહેવામાં આપણે એકદમ આવી જવું નહી. સારી રીતે પરીક્ષા કર્યા પછીજ તેના કહેલા માર્ગપર ચાલવા વિચાર રાખવો. પણ વગર વિચારે તો બીજાના બતાવેલા માર્ગ ઉપર એક પગલું

પણ મૂકતું નહી. પ્રાયઃ કરીને સંસારમાં ઘણા જીવો સુખ તથા આનંદના લાભના લોભે પોતાના જીવનની દુર્દશા કરી નાંખે છે. બીજાનો સહવાસ પણ આનંદ તથા લાભના મારેજ કરવામાં આવે છે. પણ જે માણસના સાથે સહવાસ સોબત કરવામાં આવે છે તે માણસથી આનંદ તથા સુખનો લાભ મળશે કે નહીં તેનું જ્ઞાન કરવાવાળા જીવ ઘણાજ થોડા હોય છે. આંખો મીંચી જે નબળા માણસોના પંજામાં સપડાઇ જઇને પોતાના સુખ તથા આનંદને ખોઇ બેસે છે. ઉંચા આચારવિચારવાળા માણસો પાસેથીજ સુખ તથા આનંદ મળી શકે છે. ખરાબ આચાર-વિચારવાળા પાસે આનંદ તથા સુખનો લેશ પણ સંભવ હોતો નથી. ચિંતામણી રત્ન રોહણાચળ પર્વતની રત્નની ખાણમાંથી મળી શકે છે પણ કોયલાની ખાણમાંથી મળી શકતું નથી. જે માણસ પોતેજ ખોટા આચારવિચારવાળો હોય તે બીજાને સુબુદ્ધિ ક્યાંથી આપી શકે અને સુબુદ્ધિ ન આપવાથી સારા આચારવિચાર પણ ક્યાંથી આપી શકે અને સારા આચારવિચારના અભાવે સુખ તથા આનંદ કેવી રીતે મળી શકે. સુખ તથા આનંદ ક્યાં રહે છે તેને પણ સારી રીતે જાણવાની જરૂરત છે. સુખ તથા આનંદ પોતાના આત્મામાંજ રહેલા હોય છે. કોઇ બીજાના આપેલા મળી શકતા નથી. પોતાના આત્માને સ્વચ્છ બનાવવાથી તથા નિર્દોષ અને નિરપરાધિ બનાવવાથી આનંદ તથા સુખ સહજે મળી આવે છે. અસદ્વર્તનથી કે ખોટા આચારવિચારથી આનંદ કે સુખ મળી શકતાંજ નથી.

ઘણાખરા જીવો પોતાની ઇચ્છાની મૂર્તિમાં આનંદ માને છે. પોતાની મનની ઇચ્છાઓ પૂરી થવાથીજ આનંદ તથા સુખ મળે છે. યદ્યપિ આ વાત ઠીક છે કે દુનિયામાં આનંદ અને સુખ તેનુંજ નામ છે કે મનુષ્યોના મનમાં ઉત્પન્ન થઇ ગેલી ઇચ્છાઓ પાર પડે. મનમાં જે જે વસ્તુ મેળવવાની ઇચ્છા થાય અથવા મનમાં ધારેલાં કાર્ય પાર પડે ત્યારે તેને અનહદ આનંદ તથા સુખ ઉત્પન્ન થાય છે તથાપિ ઇચ્છાઓ તથા કામનાઓને માટે ખાસ લક્ષ રાખવાની જરૂરત છે કે તે ઇચ્છાઓ અને કામનાઓ પૂરી થવાથી આ લોક તેમજ પરલોકમાં તેનાં અમૃત જેવાં ફળ મળવાં જોઇએ જે ઇચ્છાઓ તથા કામનાઓનાં ફળ દેખીતાં તો સુખ તથા આનંદમય હોય પરંતુ પરિણામે વીષ જેવાં હોય તો તે સર્વથા ત્યાગવા લાયક છે. માટે ઇચ્છાઓ તથા કામનાઓ ઉંચા પ્રકારની હોવી જોઇએ. નબળી ઇચ્છાઓ તથા કામનાઓનો નાશ કરવો જોઇએ નબળી ઇચ્છાઓ તથા કામનાઓને પોષવી ન જોઇએ. નબળી ઇચ્છાઓને નાશ કરવાને ઉંચા વિચારને નિરંતર વિચારવાની ટેવ પાડવી જોઇએ ઉંચા વિચારોથીજ ઉંચા આચારો તથા ઉચ્ચારો બની શકે છે. બીજાનો સહવાસ પણ પોતાના આચારવિચારોને ઉંચા બનાવવાને માટેજ કરવામાં આવે છે માટે સહવાસીનું જીવન ઘણુંજ ઉંચું હોવું જોઇએ દીવસે દીવસે વખત ઘણોજ બારિક આવતો જાય છે સારી સારી વસ્તુની અછત થતી જાય છે. શોધવાથી પણ સારી વસ્તુ જડતી નથી માટે જેમ બને તેમ જરૂરિયાતો ઓછી કરતા જવું જોઇએ. હમેશાં સાદું વર્તન રાખવું જોઇએ. હમેશાં સાદી સ્થિતિમાં રહેનાર જીવન પર્યંત સિદાતો નથી પોતાની આર્થિક સ્થિતિના પ્રમાણમાંજ વ્યય થવો જોઇએ. વધારે શ્રીમંતાઇ બતાવવી ન જોઇએ. ઘણાઓના સાથે પરિચય પણ ન રાખવો જોઇએ. નિરંતર ચિત્ત ઉપરથી ભાર ઓછા કરતા રહેવું જોઇએ પોતાના મન ઉપર નકામો ભાર ન મૂકવો જોઇએ. નકામા બોજા નિચે મન દબાઇ જવાથી અશાંતિ અને નિરાનંદતાની ઉત્પત્તિ થાય છે માટે કામ પૂરતો અને જરૂરીયતનો બોજો મન ઉપર રાખી બાકીનો બોજો ઉતારી નાંખવો. ટુંકા જીવનને જેમ બને તેમ આનંદમય બનાવવા



સુરત જૈન વનિતા વિશ્રામને રૂા. ૧૦૧ની ભેટ આપનાર.
શેઠ વનેચંદ રાજપાળ દેશાઇના ધર્મપત્ની સૌ. નાનુબાઇ.
રહેવાશી મોરબી કાઠીયાવાડ.

ફરતાં ફરતાં ગાળી નાંખનો બાકીનો વખત તે છગનલાલની ગુણીયલ પુત્રી સવિતા સાથે ફરવા કરવામાં ગાળતો. તેઓ વચ્ચે ગાઢ મિત્રતા બંધાઇ. પરિણામે છગનલાલે તથા તેમની પત્નિએ તેના પાસ થવાની આશા છોડી દીધી.

આજે સવિતા રોજ કરતાં જરા મોડી ઉઠી. ઉઠીને જોય છે તો તેની મા કાંઇ કહેવાને આતુર એની પાસેજ ઉભી હતી. તે બોલી, "બ્હેન, આજે રમેન્દ્ર મુંબાઇ જાય છે."

સવિતા કંપી ઉઠી. તે એટલુંજ બોલી શકી. "કે...મ એકદમ?"

તેની મા બોલી, "આજે તારા પિતાપર શેઠનો કાગળ આવેલો. તેમાં તેમણે લખ્યું છે કે, 'રમેન્દ્રના લગ્ન ટુંક સમયમાં મુંબાઇના શેરીફની પુત્રી સાથે થનાર છે તે સાંભળી તમે ખુશ થશોજ.' તારા તરફની એની હાલની વર્તણુંક જોતાં તે જાય તોજ સારૂં એમ ધારી તારા પિતાએ તેને અત્યારની ગાડીએ ચાલ્યા જવા ફરમાવ્યું છે."

એટલામાં નીચેથી ચાલી જતી ભાડુતી ગાડીનો ખખડાટ સંભળાયો. રમેન્દ્ર ગયો. જતી વખતે સવિતાને મળવા પણ ન આવ્યો. શાનો આવે! તેને તેની શું દરકાર? બિચારી ભોળી સવિતા તકીયામાં મ્હોં છુપાવી ખુબ રોઇ. તેણે તેને જરાયે ધીક્કાર્યો નહિ. તેણે પોતાના નસીબનોજ વાંક કાઢયો. તેની બદબોઇ કરતું કોઇનું કહેવું તો તે સાંભળેજ શાની!

૩

તે પછી સુરતનું ઘર સુનું લાગવા માંડયું. સવિતાએ પણ પોતાનો બાલિશ સ્વભાવ છોડી યુવતિપદ ધારણ કર્યું હતું. એક સાંજે વખત પસાર કરવા તેણે એક પેપર લઇ વાંચવા માંડયું. એટલામાં નીચલા સમાચારે તેનું ધ્યાન ખેંચ્યું.

લગ્ન

મી રમેન્દ્ર ધીરજલાલ મહેતાના-મીસ હીરા કાનદાસ પારેખ સાથે.

પેપર ફેંકી દઇ તે પોતાની વાડીના એક ખુણામાં ચાલી ગઇ. પાસે કોઇ ન હોવાથી વિચારમાળા ફેરવતાં તે ઉંઘી ગઇ. જાગીને જુવે છે તો પાસેજ રમેન્દ્ર બેઠો હતો. તે બોલી ઉઠી, "ઓહો! તમે કયાંથી?"

રમેન્દ્ર બોલ્યો, "વ્હાલી સવિતા, પાસે એક પાશવી ગુન્હો કબુલવા. તું સાંભળશે ખરી?"

તે બોલી, "પણ તમે તો પરણ્યા ને?" રમેન્દ્રએ ડોકું ધુણાવ્યું.

તે બોલી, "મેં પેપરમાં વાંચ્યું ને!"

તે બોલ્યો," પહેલું તો હું રમેન્દ્ર નથી."

સવિતાએ પુછ્યું, "ત્યારે તમે કોણ છો?"

તે બોલ્યો, "રમેન્દ્ર મારો મિત્ર થાય છે. તેની પરીક્ષા પહેલાં તે મીસ હીરાને ખાનગી રીતે પરણેલો હોવાથી તેના પિતાના ફરમાન મુજબ તે અહીંઆ આવી શકે એમ ન હતું. તેથી તેણે મને મોકલેલો. તે ગમે તેમ કરી માન સાથે પાસ થયો. પછી તેણે પોતાના પિતા પાસે આ વાત કબુલ કરી. તેણે તેની ફરજ્હથી ખુશ થઇ તેને માફી આપી છે એટલુંજ નહિ પણ આ ખબર પર એણેજ છપાવેલી. તેને નામે તારી સાથે સંબંધ બાંધવાં માટે હું દીલગીર છું પણ."

તે વચમાંજ બોલી ઉઠી. "નામમાં શું? વ્હાલા, રમેન્દ્ર કે ગમે તે નામે તમે તે તેના તેજ છો આ દેહ તમને અર્પણ કર્યો છે. તે સ્વીકારી દાસીને કૃતકૃત્ય કરો." *

* સૂચિત

મથવું જોઇએ. ઉંચા અને કીમતિ જીવનવાળાના જીવનમાંથી દરેક પ્રાણીને પોતાના જીવનને પુષ્ટ બનાવવા માટે અત્યુતમ પદાર્થ મળી આવે છે.

---

# નામમાં શું ?

( લખનાર—શ્રી. ભદ્રપ્રસાદ દિવાન. )

સવારનો સમય હતો ફેબ્રુઆરી મહિનો શરૂ થઇ ગયો હતો. યુનીવરસીટીની મોટી પરીક્ષાઓ લેવાવાને માત્ર એક મહિનાનીજ વાર હતી મુંબઇના હ્યુજીસ રોડપર આવેલી કૉલેજની હૉસ્ટેલનો દેખાવ જોવા જેવો થઇ રહ્યો હતો. મોડી રાત સુધી વાંચીને સુતેલા વિદ્યાર્થીઓ હજી ઘોરતા હતા. સવારમાં વહેલા ઉઠી વાંચનારા વિદ્યાર્થીઓ "હાસ" કરી ચોપડી ઉંચી મૂકી દઇ આ વખતે આળસ મરડતા હતા. રાતે વહેલા સુઇ મોડા ઉઠનારા વીરો " સાળુ બહુ મોડું ઉઠાયુ" એમ બબડી કયો વિષય વાંચવો એ સુઝ ન પડતાં એક પછી એક ચોપડી લઇ–આમ તેમ ઉથલાવી–પછી મૂકી દેતા હતા. એટલામાં ટપાલીએ બૂમ પાડી, " રમેન્દ્ર ધીરજલાલ મહેતા."

રમેન્દ્ર અમદાવાદના જાણીતા મીલ માલીક સર ધીરજલાલનો એકનો એક પુત્ર હોઈ આજ હૉસ્ટેલમાં રહી બી. એ. નો અભ્યાસ કરતો હતો. થોડીવાર પરજ તે ચૉપાટીની પ્રખ્યાત હોટલમાં જઇ ચાહ તથા નાસ્તો લઇ આવ્યો હતો. આ વખતે તે મોંમાં સીગારેટ ઘાલી ગૅલેરીમાં લહેરથી ફરતો હતો. ઉપલા શબ્દો સાંભળી તે દોડી આવ્યો કાગળ લઇ, અક્ષર ઓળખી, ફોડીને વાંચવા મંડયો.

" ભાઇ રમુ,

તારો કાગળ પહોંચ્યો છે. તારી પરીક્ષા માર્ચમાં થવાની છે તે જાણ્યું. તેને માટે તું વાંચતો તો હશે પણ મારો વિચાર એવો છે કે આ છેલ્લો મહિનો તારે આપણા સુરતના એજન્ટ છગનલાલ દલાલને ત્યાં જઇ ખૂબ વાંચવું. મેં તેને આ બાબત લખી દીધું છે. માટે આ કાગળ પહોંચે તેજ દિવસે રાતે નીકળી સુરત જજે. કાગળ લખતો રહેજે.

લી.
ધીરજલાલના આશીષ

તા. ક. તારાં માતુશ્રી ને પણ તને આ છેલ્લી પરીક્ષામાં માન સાથે પાસ થયેલો જોવાની હોંશ છે.

રમેન્દ્ર વિચારમાં પડયો હવે શું કરવું ? આ બધી મોજમજાને સુરતમાં તિલાંજલી આપવી પડે તે તો જાણે સમજ્યા, પણ—પિતાજીની આજ્ઞા થઇ એટલે જવું તો જોઇએ કાંઇ રસ્તો ન સુઝવાથી તે કપડાં પહેરી નીકળી પડી તેના એક ક્રીકેટની રમત દરમ્યાનના મિત્રને જઇ મળ્યો.

૨

છગનલાલ વગેરેએ ધારેલું કે રમેન્દ્ર ચોપડી વાંચી વાંચીને ખવાવી નાખેલા મગજવાળો એક નિસ્તેજ યુવક હશે. પણ નવા આવનારને જોતાંજ તેઓની ધારણા ખોટી પડી. તે તો ખુશમીજાજી જુવાનીયો કોઇ એક અસ્સો ખેલાડી લાગ્યો. પહેલાં પહેલાં તો તે વાંચવાનું નામ સુદ્ધાં લેતો નહિ. આખરે છગનલાલના અતિ આગ્રહને લીધે તેણે વાંચવાનું શરૂ કર્યું.

તેના પહેલા દિવસના અભ્યાસમાં તેણે એકાદ સ્ત્રીના અસ્પષ્ટ ચિત્રોજ દોર્યાં કર્યાં ! ઘણો ખરો વખત તે તેને વાંચવાને જુદી કાઢી આપેલી ઓરડીમાં ગાયન ગાઇ તથા સીસોટી વગાડી

ફરતાં ફરતાં ગાળી નાંખનો બાકીનો વખત તે છગનલાલની ગુણીયલ પુત્રી સવિતા સાથે ફરવા ફરવામાં ગાળતો. તેઓ વચ્ચે ગાઢ મિત્રતા બંધાઇ. પરિણામે છગનલાલે તથા તેમની પત્નિએ તેના પાસ થવાની આશા છોડી દીધી.

આજે સવિતા રોજ કરતાં જરા મોડી ઉઠી. ઉઠીને જોય છે તો તેની મા કાંઇ કહેવાને આતુર એવી પાસેજ ઉભી હતી. તે બોલી, "બ્હેન, આજે રમેન્દ્ર મુંબાઇ જાય છે."

સવિતા કંપી ઉઠી. તે એટલુંજ બોલી શકી. "કે...મ એકદમ?"

તેની મા બોલી, "આજે તારા પિતાપર શેઠનો કાગળ આવેલો. તેમાં તેમણે લખ્યું છે કે, 'રમેન્દ્રના લગ્ન ટુંક સમયમાં મુંબાઇના શેરીફની પુત્રી સાથે થનાર છે તે સાંભળી તમે ખુશ થશોજ.' તારા તરફની એની હાલની વર્તણુંક જોતાં તે જાય તોજ સારૂં એમ ધારી તારા પિતાએ તેને અત્યારની ગાડીએ ચાલ્યા જવા ફરમાવ્યું છે."

એટલામાં નીચેથી ચાલી જતી ભાડુતી ગાડીનો ખખડાટ સંભળાયો. રમેન્દ્ર ગયો. જતી વખતે સવિતાને મળવા પણ ન આવ્યો. શાનો આવે! તેને તેની શું દરકાર? ભલી ભોળી સવિતા તકીયામાં મ્હોં છુપાવી ખૂબ રોઇ. તેણે તેને જરાયે ધીક્કાર્યો નહિ. તેણે પોતાના નસીબનોજ વાંક કાઢયો. તેની બુગદોઇ કરતું કોઇનું કહેવું તો તે સાંભળેજ શાની?

૩

તે પછી સુરતનું ઘર સુનું લાગવા માંડયું. સવિતાએ પણ પોતાનો બાલિશ સ્વભાવ છોડી યુવતિપદ ધારણ કર્યું હતું. એક સાંજે વખત પસાર કરવા તેણે એક પેપર લઇ વાંચવા માંડયું. એટલામાં નીચલા સમાચારે તેનું ધ્યાન ખેંચ્યું.

લગ્ન

મી. રમેન્દ્ર ધીરજલાલ મહેતાના—મીસ હીરા કા'નદાસ પારેખ સાથે.

પેપર ફેંકી દઇ તે પોતાની વાડીના એક ખુણામાં ચાલી ગઇ. પાસે કોઈ ન હોવાથી વિચારમાળા ફેરવતાં તે ઉંઘી ગઇ જાગીને જુવે છે તો પાસેજ રમેન્દ્ર બેઠો હતો. તે બોલી ઉઠી, "ઓહો? તમે ક્યાંથી?"

રમેન્દ્ર બોલ્યો, "વ્હાલી સવિતા, જરા એક પાશવી ગુન્હો કબુલવા. તું સાંભળશે ખરી?"

તે બોલી, "પણ તમે તો પરણ્યા ને?" રમેન્દ્રએ ડોકું ધુણાવ્યું.

તે બોલી, "મેં પેપરમાં વાંચ્યું ને!"

તે બોલ્યો," પહેલું તો હું રમેન્દ્ર નથી."

સવિતાએ પૂછયું, "ત્યારે તમે કોણ છો?"

તે બોલ્યો, "રમેન્દ્ર મારો મિત્ર થાય છે. તેની પરીક્ષા પહેલાં તે મીસ હીરાને ખાનગી રીતે પરણેલો હોવાથી તેના પિતાના ફરમાન મુજબ તે અહીંઆ આવી શકે એમ ન હતું. તેથી તેણે મને મોકલેલો. તે ગમે તેમ કરી માન સાથે પાસ થયો. પછી તેણે પોતાના પિતા પાસે આ વાત કબુલ કરી. તેણે તેની ફરજથી ખૂશ થઇ તેને માફી આપી છે એટલુંજ નહિ પણ આ ખબર પર એણેજ છપાવેલી. તેને નામે તારી સાથે સંબંધ બાંધવાં માટે હું દીલગીર છું પણ."

તે વચમાંજ બોલી ઉઠી. "નામમાં શું? વ્હાલા, રમેન્દ્ર કે ગમે તે નામે તમે તો છો તેના તેજ છો આ દેહ તમને અર્પણ કર્યો છે. તે સ્વીકારી દાસીને કૃતકૃત્ય કરો." *

* સૂચિત

# स्वीकार अने अभिप्राय.

## તિથિ તપ માણિક્ય માલા અને કુસુમ વાણી વિકાશ ભાસ્કર

૧ આ બે બુકો પરમપુજ્ય શાન્ત મુર્તિ શ્રીમાન હંસવિજયજી મહારાજ સાહેબ તરફથી મલી છે, તેમાં તીર્થતપ માણિક્યમાળામાં બીજ સૌભાગ્યપંચમી અષ્ટમી મૌનએકાદશી તીથીઓના સ્તવનો ઢાળો ઘણાં સારાં છે. તેમજ રોહીણીતપ વીશસ્થાનક તપ નવપદ તપ સિદ્ધચક્ર તપ વીગેરે તેમજ ઘણાં તીર્થોના સ્તવનો પણ ઉપયોગી સારાં છે અને તે ખાસ મહારાજ શ્રીએ પોતે બનાવેલી છે ને કુસુમવાણી વિકાશ ભાસ્કર. તે તેઓ શ્રીના શિષ્ય શ્રી કુસુમવિજયજીની બનાવેલી છે તેમાં અતીત ચોવીશીના નામ અનાગત ચોવીશીના નામ. વીશ વીહરમાન વર્તમાનકાળમાં થયેલાં ચોવીશ તીર્થંકરોના નામ. સ્તવનો. છંદો ચૈત્યવંદનો. ગુરૂવંદન જીનપૂજા વીગેરે સઝઝાઈઓ ગહુંલીઓ વીગેરે સારાં છે.

## શાન્તિનો માર્ગ.

૨ આ પુસ્તક શ્રીમદ્ પન્યાસજી શ્રી કેશરવિજયજી ગણી તરફથી. અમોને મલ્યું છે ખાસ તેઓ શ્રીના વિચારથીજ લખેલું છે. આ પુસ્તક ઘણું સારૂ છે. વાંચવા સમજવા મનન કરવા લાયક છે.

## દેવભક્તિમાળા પ્રકરણ.

૩ આ પુસ્તક પન્યાસ શ્રી મહારાજ શ્રી દેવવિજયજી તરફથી મલ્યું છે. તેમાં જૈનધર્મનું ઘણું ઘણું જાણવા જોગને સમજવા લાયક ઘણું ઉપયોગી છે. ખાસ આ પુસ્તક જૈન ભાઈઓ તેમજ બ્હેનોને ઘણું ઉપયોગી છે. માટે વાંચવા સલામણ કરીએ છીએ.

૪ ૧ વીતરાગ. મહાદેવ. સ્તોત્રમ્. ૨ સુમુખ નૃપાદિ ધર્મ પ્રભાવકોની કથા. ૩ આવદઈની સઝીય વીગેરે.

## ૫ પ્રગટ પ્રભાવી પાર્શ્વનાથ અથવા પાર્શ્વના ચમત્કારો.

આ પુસ્તક અમોને અમદાવાદવાળા ઝવેરી મોહનલાલ મગનભાઈ તરફથી મલ્યું છે. તેઓ શ્રીની સહાયથી તેમજ મદદ અનુભવથી છપાવ્યું છે. પાર્શ્વનાથના જુદા જુદા નામ. તેમજ તેમની ચમત્કારી કથાઓ અને દેશોદશની જાત્રા જવાને સગવડતાઓના વિષયથી ભરપુર, અને જાત્રાળુઓને જાણ માટે ઘણું ઉપયોગી પુસ્તક છે. ×

## ૬ પ્રશ્નોત્તરી બોધમાળા.

આ પુસ્તક અમો સૌ. બ્હેન હરકોર ચત્રભુજ તરફથી મલ્યું છે. ખાસ તે બ્હેનનુંજ લખેલું છે. સાધ્વીજીને શ્રાવીકાના પ્રશ્નોને ઉત્તર. આપવા તરીકે તૈયાર કરવામાં આવ્યો છે પાઠશાળાઓમાં તેમજ બીજી બ્હેનોને મનન કરવા યોગ્ય છે તેનાથી જૈનધર્મનું ઉપયોગી શિક્ષણ મલશે.

આનંદના આગમનથી આર્ત્ત અને રૌદ્ર અવધ્યાનો દૂર થઇ જાય છે. જ્યારે આ બે ધ્યાનો દૂર થયાં તો પછી આપણુંને આ જીવનમાં ઉત્કૃષ્ટ લાભ થાય છે. જ્યારે સંપૂર્ણ આનંદ પ્રાપ્ત થાય છે ત્યારે આત્માની ગુપ્ત રહેલી એક મહાન શકિત પેદા થાય છે કે જે શકિત અન્ય પ્રાણીઓને ઘણીજ ઉપયોગી નીવડે છે. સ્થૂલ ઉદાહરણથી આપણે તપાસીએ કે જે મનુષ્ય હરઘડી આનંદમાંજ રહેતો હશે. તેને જોઇને અન્ય મનુષ્ય કોઇપણ પ્રકારના ઉચ્ચારથી નિરાનંદતા દૂર થઇ જશે અને તેને પણ આનંદની અસર થશે

આનંદી મનુષ્યને વસ્તુસ્થિતિ વિચારવી પણ ઘણી સુગમ થઇ પડશે. વસ્તુતત્ત્વ સુગમતાથી મેળવી શકશે. આનંદી મનુષ્યનું જીવન સરસ નીવડે છે, અને નિરાનંદી મનુષ્યનું રસ વગરનું હોય છે.

આનંદી મનુષ્યને તિરસ્કાર કે નમસ્કાર કનડી શકતા નથી. તેને તિરસ્કારમાં પણ આનંદ છે અને નમસ્કારમાં પણ આનંદ છે.

---

# અવિધવા દશમી.

અવિધવા દશમી તપ–વૈધવ્ય રહિત થવા માટે સ્ત્રી જાતીએ આ તપ કરવાનું છે. તેમાં ભાદરવા સુદી ૧૦ના દીવસે, બ્રહ્મચર્ય પાળવું. અને એકાસણું અથવા ઉપવાસાદીક યથા શકતી કરવું. રાત્રીએ અંબીકા દેવી પાસે ગીત ગાન વીગેરે વાજીંત્ર સાથ જાગરણ કરવું. તથા અંબા દેવીનું પૂજન કરવું,શ્રીફળ દશ,પકવાન દશ, વીગેરે સર્વ ફળાદીક વસ્તુ, દશ દશ રાખવી. આ પ્રમાણે દશ વર્ષ સુધી આ તપ કરવું. દરેક ભાદરવા સુદી ૧૧ના દીવસે સાધાર્મીકને જમાડી સાધુને દાન આપી પછી પારણું કરે. અંબા દેવીને કંકુની પીળ કરવી અંજન કરવું. તેમ પોતાને પણ અંજન કરવું અને રેશમી ચણીયો, કાંચળી, ચંદ્રવો. તથા વસ્ત્ર, દેવીને ચડાવવા. પછી દીપક દશ કરવા ઉદ્યાપને ઇંદ્રાણીની પુજા કરવી. સંઘ વાત્સલ્ય. સંઘ પૂજા કરવી. આ તપનું ફળ અવિધવાપણું પ્રાપ્ત થાય તે છે. દરેક વર્ષે ઉદ્યાપનમાં ખમણું ખમણું ને વેઢ મુકવું એટલે કે પહેલે વર્ષે શ્રીફળાદીક દશ દશ રાખવાં. બીજે વર્ષે વીશ વીશ રાખવાં એ પ્રમાણે સમજવું આ પ્રમાણે તપાવળી નામના ગ્રંથમાં વાંચવામાં આવતા સ્ત્રી જાતીનેજ ખાસ ઉપયોગી ધારી ઊતારો કરેલ છે વીગેરે જાણવાની ઇચ્છા ધરાવનાર એનો તથા માતાએ મુની મહારાજશ્રીને પૂછી વાકેફ થવું, મુખ્ય વાત એટલી કે સ્ત્રીયો માટે આવી જાતનો એક તપ છે. એવું આપની જાણમાં આવે એટલા માટે આપણા જૈન વનિતા વિશ્રામ માસીકમાં મોકલેલ છે. સવાર સાંઝ પ્રતિક્રમણ પ્રભુ પુજા સામાયક ગુરૂવંદન વીગેરે વાત પણ સાથે સમજવી.

દીપચંદ ઓધવજી શાહ ભાવનગર.

---

# સુરત જૈન વનિતા વિશ્રામને ચાલુ માસમાં મળેલી મદદ.

૧૦૦૦–૦–૦ શ્રીમાન શેઠ અંબાવીદાસ ડોસાણી
૫૦૦–૦–૦ શ્રી કુબેર ભંડાર
૨૦૦–૦–૦ વેલચંદ ઉમેદચંદ હાઇકોર્ટ પ્લીડર અમદાવાદ
૧૦૧–૦–૦ મોદી જગજીવન હેમરાજના દીકરા મોદી ભોગીલાલ જગજીવનના સ્વર્ગસ્થ પત્ની સૌ. જવલબાઇ
૧૦૧–૦–૦ છોટુભાઇ ચીમનલાલ મુનસફ. (પોતાના પીતાની છબી મૂકાવી તે બદલ).
૧૦૧–૦–૦ સ્વર્ગવાસી સૌ. બહેન ઝબકબાઇ સંઘવી પાનાચંદ ફીરચંદના ધર્મપત્ની
૧૦૦–૦–૦ સૌ શ્રીમતી નાનુબાઇ શેઠ વનેચંદ રાજપાળ દેશાઇના પત્ની. મોરબી કાઠીવાડ
૧૦૦–૦–૦ રા. મહેતા ખુશાલચંદ જાદવજી
૭૫–૦–૦ નાગજી અમરશી કલીકટવાળા
૫૦–૦–૦ બહેન કમળા પરસોતમ અમદાવાદ હા. રા. બાઇ ગોકળચંદભાઇ
૫૦–૦–૦ રા. ઝવેરી મોણસી અમુલખ
૨૭–૮–૦ કસ્તુરબહેન લાલચંદ હીરાજીની વિધવા
૨૫–૦–૦ રા. મહેતા નેમચંદ દેવચદ
૨૫–૦–૦ બહેન જવલ વનેચંદ દેશાઇની પુત્રી
૨૫–૦–૦ રા. મહેતા મનસુખલાલ લાલચંદ
૨૫–૦–૦ સુરત પરોણીગર મંડળ
૨૫–૦–૦ રા. મહેતા જીવરાજ ડોસાણી
૨૫–૦–૦ હેમચંદ નથુભાઇ હા. રા. અંબાલાલ હેમચંદ
૧૫–૦–૦ રા. મહેતા લખમીચંદ માણેકચંદ ખોખાણીવા
૧૫–૦–૦ બહેન પાર્વતી જગજીવન નથ્થુની મા
૧૦–૦–૦ રા. ગુલાબચંદ આંબાભાઇ
૧૦–૦–૦ બહેન મણીબાઇ
૧૦–૦–૦ સૌ. નંદકુંવરબાઇ મહેતા રાયચંદ જુઠાભાઇના પત્ની
૫–૦–૦ સંઘવી નેમચંદ દેવકરણ
૫–૦–૦ શેઠ અમૃતલાલ વર્ધમાન હા. નંદુબાઇ
૫–૦–૦ રા. મહેતા લખમીચંદ ભુદર
૫–૦–૦ રા. દામોદર રાઘવજી
૫–૦–૦ રા. મહેતા અભેચંદ કાનજી જરીયાવાળા
૫–૦–૦ રા. મહેતા ઝીણા મોરારજી હા. રા. વીરચંદ
૫–૦–૦ રા. મહેતા સામજી ત્રીકમજી
૫–૦–૦ રા. શા. ઓઘડલાલ ખીમચંદ
૫–૦–૦ રા. સંઘવી રાજપાલ વાઘજી
૫–૦–૦ હેમકુંવરબાઇ
૫–૦–૦ રા. મહેતા ગુલાબચંદ ગોપાળજી હા. મગનલાલ

Registered No. B. 1654.

॥ श्री गौतमायनमः ॥

સુરત જૈન વનિતાવિશ્રામને અંગે પ્રકટ થતું માસિક

# મહિલા ભૂષણ.

सद्गुणनीतिविधायकलेखै रुचिरं प्रकाशयते धर्म्यम्
महिलाभूषणमेतत्सर्वस्त्रीहितकृते सततम् ॥

પુસ્તક ૪ થું.

અંક ૪ થો.

ભાદ્રપદ સંવત ૧૯૭૯.



વાર્ષિક લવાજમ રૂ. ૨.

પોસ્ટેજ સાથે

અગાઉ-થીજ.

સંપાદિકા:—બ્હેન રૂકિમણી શેઠ શા. હીરાચંદ મોતીચંદની વિધવા.
ગોપીપુરા-સુરત.

# વિષયાનુક્રમણિકા.



## શ્રી જૈન વનિતાવિશ્રામનો હેતુ.

આ સંસ્થાનો મુખ્ય હેતુ એ છે કે વિધવા બ્હેનો આ સંસ્થામાં રહી સાધુ જીવન ગાળે, ધર્મનીતિ સંબંધી જ્ઞાન પામે, તેઓનું નિરૂદ્યમી જીવન ઉદ્યોગી બને, તેઓ કર્તવ્યપરાયણ થાય, તથા તેઓની માનસિક તથા આધ્યાત્મિક સ્થિતિ સુધરે કે જેથી તેઓનું જીવન આપોઆપ શાંતિવાળું ગૌરવવાળું તથા આત્મ-શ્રદ્ધાવાળું બને, અને તેઓ પોતાના કુટુંબને સહાયક તથા સમાજને પણ ઉપયોગી થઈ પડે, તે ઉપરાંત સધવા શ્રાવિકા બ્હેનો તથા જૈન કન્યાઓને ધર્મનીતિની તથા વ્યવહારિક કેળવણી આપવી કે જેથી તેઓ ઉત્તમ ગૃહિણી તથા માતા બને અને કર્તવ્યનિષ્ટ થાય.

ઠે૦ ગોપીપુરા-સુરત.


આ પત્ર સુરત-ચૌટાના પૂલ ઉપર ટાંકી પાસે આવેલા "શંકર" પ્રિન્ટીંગ પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યું અને બ્હેન રૂકમણી હીરાચંદ મોતીચંદની વાધવાએ ગોપીપુરા સુરતમાંથી પ્રગટ કર્યું.

મહિલા ભૂષણ.

પુસ્તક ૪ થું. ભાદ્રપદ સંવત ૧૯૬૯. અંક ૪ થો.

## સ્વભાવ અનુકૂળ કરવા સુબોધ.

પદ (જખમના દરદો જખમી જાણેરે—એ લય.)

બહેન ! જો સ્વભાવ મેળવી જાણોરે, તો સ્વર્ગને અહિં નાણો,
ખરૂં સુખ સ્વભાવ મેળવે માણોરે; લેજો કંઈ સુખ લ્હાણો—બહેન.
પાત્રે પાત્ર મળતાં ધ્વનિ ઉઠતો, સૃષ્ટિ નિયમ એ જાણો,
તો પછી શીદ અંતરથી વિકળ થઇ, ઓછું મનમાં આણોરે;
તમે રત્નની છો ખાણો, અમુલાં રત્નની છો ખાણો—બહેન.
રત્નખાણમાં રત્નજ નીકળે, નીકળે ના કદિ પહાણો+
હસીત વદનથી મુખથી ન સ્રવે કેમ, મીઠી મધુરી વાણોરે;×
એ અંતર પ્રમાણો÷ સ્થિર થઈ અંતર પ્રમાણો—બહેન.
કલેશરૂપી શાળજ રહી તેનો, સ્વભાવ વાણો તાણો,
અનુકૂળ જો રાખ્યો ન તેને, જાણો વળ ગુંચાણોરે;
એ કરશે બહુ હાણો* જીવનમાં કરશે બહુ હાણો—બહેન.
જેવાં હોય તેવાં થઇ રહેતાં, ટળતાં વિરોધ બાણો,
ક્રમથી સ્થિર થઇ પછીથી તેને ઉંચી સ્થિતિમાં આણોરે;
એ પરમ લક્ષ્ય જાણો તમારૂં પરમ લક્ષ્ય જાણો—બહેન.
સાહનશિલતા દિવ્યમંત્ર જે, જીવનમાં છે પચાણો,
ધન્ય જીવન તે ધન્ય જીવન તે, વદતા દેવો વાણોરે;
કંઈ ધ્યાન તે પ્રતિ આણો—બહેન.

મહાલક્ષ્મી

+ પથ્થરો. × વાણીવચન. ÷ ક્યાસ કરી જુઓ. * હાનિ.

# ત્યાગદ્વારા વિકાસ.

(લેખકઃ—રા. રા. જ્ઞાનપ્રેમી. બી. એ.)

Whatever does not belong to life crushes life—*Wise maxim.*

અર્થ—જે જીવનને ઉપયોગી નથી, તે જીવનને કચરી નાંખે છે.

સામાન્ય રીતે લોકો એમ માને છે કે ઘણી વસ્તુઓ ગ્રહણ કરવાથી આપણે વૃદ્ધિ પામીએ છીએ. ત્યાગ કરવાથી-આપવાથી આપણો વિકાસ થાય છે, એ ઘણા મનુષ્યને નવું સૂત્ર લાગશે. આપણે જરા ઉંડાણમાં ઉતરી આ બાબતનો વિચાર કરીશું.

આપણે એમ ધારીએ છીએ કે આપણે અમુક વસ્તુઓના માલીક છીએ, અમુક વસ્તુઓ આપણી છે, પણ વસ્તુતઃ તે વસ્તુઓ આપણી માલીક બને છે. કારણ કે તે વસ્તુઓ આપણા મનને એવું જકડીને બાંધે છે કે તેને છોડવા ધારીએ તોપણ તે છૂટતી નથી. આપણને તે વસ્તુઓનો મોહ બીજા વિચારો આવવા દેતા નથી. માટે જે વસ્તુઓ આપણને જરૂરની ન હોય, જે વસ્તુઓ નવીન વસ્તુઓને આવવા ન દે, તેવી વસ્તુઓને તિલાંજલી આપવા મનુષ્યે તત્પર થવું.

જો મારાપણાનીવૃત્તિ-મમત્વ ભાવના ઓછી થાય તો આ કામ ઘણું સરલ થાય. ખરી રીતે કોઇ પણ વસ્તુ આપણી પોતાની નથી. આપણે તેના પર મારાપણું આરોપણ કરીએ છીએ, તેથી તે આપણી બને છે. દાખલા તરીકે ઘર માટી, ઇટો, ચુનો, લાકડાં, લોઢું, પત્થરા વગેરેનું બનેલું છે. તે ખરી રીતે કોઇનું પણ નથી. લોકો તેને પોતાનું ઠરાવે છે; અને પછી તે ઘર તે મનુષ્યને પોતાનો ગુલામ બનાવે છે.

આપણે કદાચ બધી વસ્તુઓનો ત્યાગ ન કરી શકીએ, પણ જે વસ્તુઓ આપણને જરૂરની ન હોય, જે વસ્તુઓ આપણા માર્ગમાં અડચણરૂપ થતી હોય, અને જે વસ્તુઓ આપણને ભવિષ્યમાં પણ ઉપયોગી થશે કે કેમ, એ પ્રશ્ન હોય તેવી વસ્તુઓ-દાખલા તરીકે જુનાં પુસ્તકો, માસિકો, નાના નાનાં ચોપાનીઆંઓ, ફાટેલાં, જીર્ણ વસ્ત્રો, નકામો થઇ ગયેલો અને ઉપયોગમાં ન આવતો સરસામાન, ભાંગેલાં, તથા ઉપયોગમાં ન આવતાં વાસણો વગેરેને જેમ બને તેમ જલ્દીથી ત્યાગ કરવા તત્પર બનો. તેનો ત્યાગ કરવાની તમારી ઇચ્છા છે, પણ હજી તેનો રાગ છોડાતો નથી.

"રાગ અને ત્યાગની વચ્ચે હૈયું તે ઝુલતું હતું."

જો તમને એમ લાગતું હોય કે તે વસ્તુઓ છોડવા જેવી છે, તો તે કામ એકદમ કરો. કારણ કે જેમ સમય વધતો જાય છે, તેમ ત્યાગ કરવાનું કામ અઘરું થાય છે.

વસ્તુઓના સંબંધમાંજ આવી વૃત્તિ રાખવાની નથી, પણ જે ઇચ્છાઓ તથા વાસનાઓ તમને તમારા માર્ગમાં અડચણરૂપ લાગતી હોય, તેનો ત્યાગ કરો. કેટલીક ક્રિયાઓ તથા કેટલાક રિવાજો અનુપયોગી છે, તથા આપણા વિકાસમાં તથા વૃદ્ધિમાં વિઘ્ન કર્તા છે. તે જો જેમ બને તેમ જલ્દીથી ત્યાગ થાય, તેમાંજ આપણું હિત રહેલું છે.

ઉચ્ચ વિચારો અને સાદું જીવન (Plain living or high thinking) એ કહેવત પણ આપણા આ વિષયને લાગુ પડે છે. સાદું જીવન ગાળનારને ઘણો સમય બચે છે, કારણ કે તેવું જીવન ગાળનારાને ઘણી થોડી વસ્તુઓની જરૂર પડે છે, અને તે થોડી વસ્તુઓ પ્રાપ્ત કરતાં ઘણી થોડી શક્તિ અને સમયનો વ્યય થાય છે, એટલે વખત બચે એ સ્વાભાવિક છે. તે સમય અને શક્તિ માનસિક, નૈતિક આધ્યાત્મિક વિકાસમાં વાપરી શકાય.

આ સંબંધમાં મી. સી. જીનરાજદાસનું સૂત્ર સ્મરણમાં રાખવા લાયક છે. તે જણાવે છે કે વસ્તુ, દરેક લાગણી, દરેક વિચારને પૂછો કે તમને ખરી રીતે ઉપયોગી છે કે નહિ, તે તમારા જીવન સાથે એક થઇ શકે તેમ છે કે નહિ, તેનો વિચાર કરો. જો તેમ ન હોય તો તેનો ત્યાગ કરો, પણ આ કામ કોણ કરી શકે? જે ત્યાગ કરવાને તૈયાર હોય, તેજ આવો પ્રશ્ન પૂછી શકે.

આ કામ કરવા ધારો તો પૂર્ણ મનથી કરો. જ્યાં સુધી મનુષ્ય છૂટછાટ મૂકે, ત્યાં સુધી તે ખરા હૃદયથી ત્યાગ કરી શકે નહિ. પ્રથમ હૃદયથી નિરૂપયોગી વસ્તુઓ, વિચારો, વાસનાઓનો ત્યાગ કરો, અને પછી પ્રથમ તકે તેને જતાં કરો. કારણ કે જે પ્રમાણમાં નિરૂપયોગી અને અશુભ બાબતનો તમે ત્યાગ કરશો, તે પ્રમાણમાં ઉપયોગી અને શુભ બાબતો તમારા પ્રત્યે ખેંચાઇ આવે છે, કારણ કે કુદરતમાં ખાલી સ્થાન રહી શકે નહિ.

મનુષ્ય ધારે તો આ કામ કરી શકે, કારણ કે આત્માની શક્તિ અનંત છે, અને આત્મા જો પોતાના સ્વરૂપનું ધ્યાન ધરે તો ત્યાં તેને એટલો બધો આનંદ થાય કે તે બાહ્ય વસ્તુઓ વિના ચલાવી શકે. જે મળે તેમાં સ્વસંતુષ્ટ બનો, નિરર્થક અને નકામી થયેલી વસ્તુઓનો ત્યાગ કરો, એટલે તમારો ખરો વિકાસ થશે.

---

# વીણા

(લખનાર શ. ભદ્રપ્રસાદ દિવાન.)

વીણા ગરીબ કુટુંબમાં ઉછરેલી હોવા છતાં માધુર્ય અને નમ્રતાવાળી હતી. લગ્ન પછી તે ~~એક પુત્રને~~ જન્મ આપી હંમેશની માંદગી ભોગવવા લાગી. લોકો તેના પતિ નગેશની દયા ખાવા લાગ્યા; તેઓ જાણતા ન હતા આજ નગેશ એક રાતે તેના સામું જોઇ રહ્યો હતો અને આવી સાધ્વી જેવી સ્ત્રીના પોતાના જેવા અશિક્ષિત માણસ પ્રત્યેના પ્રેમથી ચકિત થતો હતો.

* * * *

પ્રમીલા નામની તેની એક દૂરની સગી હતી. પ્રમીલાની માએ તેને વાંચતાં લખતાં તથા હિસાબ ગણતાં શીખવ્યાં હતાં પણ શિષ્ય અને શિક્ષક આમ કરવું એ ફરજરૂપ ગણતાં અને વ્યવહારમાં તેનાથી થતા ફાયદાથી અજ્ઞાન હતાં. પ્રમીલા વખતોવખત વીણાને ત્યાં જતી. ત્યાં તેને સર્વપ્રકારનું જ્ઞાન મળતું તથા તેના સંસ્કાર સુદૃઢ થતા.

વીણા શિક્ષણને બોજારૂપ ન ગણતી. ઘણું કરીને તે જાણતી હતી કે તેની દેખરેખ તળે પ્રમીલા ઘણું શીખતી હતી. પણ તેનું કોઇ કૃત્ય કે વચન આનાથી થતી પરોક્ષ અસરની આડે આવતું નહિ.

તે પોતે સાદી હતી. હંમેશાં તે પોતાની ભૂલો કબુલ કરતી. પોતાને તેમજ બાળકોને વશ કરવાની લાલચની શક્તિ તેને અમાન્ય ન હતી. તેની અવિખ્યાત છતાં પવિત્ર સાદી, અને સચ્ચાઈથી ભરપૂર જીંદગી ઘણા ધર્મબોધની ગરજ સારતી પ્રમીલા ગંભીર અને વિચારશીલ હતી. પોતાના વિચારોનાં વીણાની અનુકંપાની તેને ખાતરી હતી; તેથી તે પોતાની એકાંત જીંદગીને લીધે ઉદ્‌ભવતા વિચારોને વ્યક્ત કરવા ઘણી મહેનત લેતી. વળી તે તેને કહેતી કે, "વીણાબ્હેન, તમે મારે સુખે સુખી અને દુઃખે દુખી થાઓ છો. પ્રમીલાની તર્કશક્તિને ઉચ્ચધ્યેય તરફ લઈ જવાનો તેનો આશય હતો. તે તેને સાધુપુરૂષોની તથા ધર્મને માટે દેહત્યાગ કરનારાઓની વાત કહેતી. વાત તે તેને પોતાની જાતને ભૂલી પ્રભુના કમમાંજ મગ્ન થઈ ગયેલી નાયિકાઓના દ્રષ્ટાંત પણ આપતી. વાર્તાનો ખરો રસ જામતાં કહેનાર અને સાંભળનારની આંખો અશ્રુસાગની પણ જ્યારે તેણે જાણ્યું કે, પ્રમીલા એકાદ શૂરવીર કાર્ય કરી બતાવવાના સમયની રાહ જોવામાં વર્તમાનકાળને જાણે કાંઇક ભૂલવા લાગી છે ત્યારે તેણે તેને બીજી નાયિકાઓની વાર્તા કહી સંભળાવી. તે તેને કહેતી કે, જે સ્ત્રીઓ વિષે આપણે એકાદ મહત્વના કામને લીધે જાણીયે છીએ તેઓએ ઘણી નીરસ વાર્તાઓએ કરીને સંપૂર્ણતાનું મંદિર બાંધ્યું હશે. વળી તેઓએ સમાપ્તિયત્ન પહેલાં કર્તવ્ય વેદિપર કેટલાંક નાનાં બલિદાન મૂક્યાં હશે. વગેરે.

વળી તે કારીગરો કે જેઓ પોતાના આનંદ અને આરામનો ભોગ આપી પવિત્ર કાર્યો તરફ સહૃદય રહ્યા હતા છતાં જેઓનાં નામ કદી અમર થશે નહિ તેઓના દાખલા પણ તે તેને આપતી.

પોતાની પુત્રીને પીઆનો વગાડતાં ન શીખવવા માટે પ્રમીલાની મા તો વીણા તરફ અસંતોષની લાગણીથીજ જોતી.

* * * *

વીણાનું શરીર ઘસાતું ગયું. પ્રમીલાની તેના તરફની આસક્તિ તેના સુખમાં વધારો કરતી.

પણ તે અને પ્રમીલા જાણતાં હતાં કે આ બધું પછી અને તેની મા તરફની ફરજ પહેલી.

વીણા તેને કહેતી કે, તારી પહેલી ફરજ તારી માનું કહ્યું માનવાની છે એ નાતે ભૂલાવું જોઇએ નહિ. હું તને જોઇને ખુશી થાઉં છું પણ તું અહીંઆ ન આવનારજ હું કારણ સમજી જાઉં તેને તારી જરૂર વારંવાર પડે એ બનવા જોગ છે.

તે ઘસાતીજ ચાલી. તેનો પુત્ર અભ્યાસાર્થે જ્યારે છેલ્લી વાર પરગામ ગયો ત્યારે વિણાને લાગ્યું કે, હું હવે એને ફરીથી જોઇ શકીશ નહિ. તે ધીમે ધીમે બારી આગળ ગઈ અને તેને જતો જોઇ રહી

બીજીવાર તે આવ્યો ત્યારે તેની માના અવસાન નિમિત્તે બોલાવ્યો આવેલો.

* * * *

*આ બાલ ગૃહ પર એક વ્યક્તિ સ્મૃતિ પારાવતમય આચ્છાદન કરી રહી છે—જેણે જીવનાં અર્પમાત્ર આપ્યું. જે માત્ર ખમવાનેજ સરજાઇ હતી; જે નમ્ર પવિત્ર અને ધીરજવીર બનવામાંજ સંતોષ માનતી—બીચારી હંમેશની માંદી વીણાની સ્મૃતિ !

---

*અંગ્રેજી પરથી

# પ્રભાત સંગીત.

આવ્યું આ પ્રભાતઃ જાગો;
દિવ્ય આ પ્રભાતઃ જાગો.

અંધકાર મય નિંદ્રા ત્યાગી તેજ પ્રભાત નિહાળો;
પ્રજા આળસ દૂર કરી પ્રભુના સુવિચાર વિચારો...આવ્યું.

ઋષિ મુનિઓના બાળો ?
ઉઠો કાર્ય સંભાળો ? આવ્યું આ પ્રભાત.

સ્મરણ કરો પ્રભુ ચરણ તણું પ્રભુનાં ગાન ગજાવો ?
દિવ્ય ધામની વાટ લઈને આનંદ સૌ વાધો.

ભૂલી અપવિત્ર વિચારો;
ક્ષુદ્ર સ્વાર્થની ,વાત વિસારો.
રામ, કૃષ્ણ તણાં બાળો ?........આવ્યું;

મધુર વાયુ લહરીઓ શીળી ઉત્સાહ દીલે ભરતી,
શાંત પવિત્ર સુમંગલકારી ઉર્મીઓ ઉભરાતી.

નવ ચેતનમાં ડુબવતી,
શાંતિ માર્ગ સૂચવતી.
ચાલો જાગો ! કુમારો....આવ્યું આ પ્રભાત.

"જય પ્રભુ, જય દેશ" ગર્જી ઉઠો શિથીલતાને ત્યાગો;
દેશ ઔર ઈશ્વર કે લીયે કર્તવ્યમાં સૌ લાગો.

ભારતનાં સંતાનો !
પ્રભુના કરીએ કામો
ગૌરવ નિજ સંભાળો....આવ્યું આ.

પવિત્રતાને બ્રહ્મચર્યના મંત્રો મુખથી જપીએ,
હોમીએ હર્ષ જાત આપણી સુંદર પંથ વિચરીએ.

પળપળ પ્રભુને સ્મરીએ,
પ્રભુ કાજ પ્રાણુ પાથરીએ.
ભારતનાં દુઃખ હરીએ,
કમર કસો વીર બાળો....આવ્યું આ.

હૃદય મંદિરે હે નાથ! આવીને વિરાજો,
પ્રેમને પ્રકાશની ત્યાં દિવ્ય મૂર્તિ સ્થાપો; હૃદય.

અંધકાર દૂર કરી,
દિવ્યતાથી આત્મ ભરી.

આપના પ્રકાશથી જીવન બધું ઉજાળો-હૃદય.

સ્થુલ ચક્ષુ પડળ તોડી,
દૃષ્ટિ દોષને પછોડી.

આપો દિવ્ય નયન નાથ, નાથ મુખ જોઉં હૃદય,
નાથ મુખ જોઉં હું પ્રેમ પીયૂષ પીઉં.
રૂપ સમુદ્ર જોઈ જોઈ પૂર્ણ લીન થાઉં હૃદય,

આનંદ.



# અહિંસાપાલન વા નિન્દાનો ત્યાગ

લેખીકા—'જ્યોતિ'

દરેક ધર્મમાં કેટલાક નિયમો દૃઢપણે અપાયલા છતાં, તે સાદા, સરલ, અને ચાલુ વ્યવહારમાં મૂકી શકાય તેવા છે. જેટલા તે સાદા, સરલ, અને ચાલુ વ્યવહારમાં મૂકવા જેવા છે. તેટલાજ પ્રમાણમાં તે અવશ્ય-ચોક્કસ પાળવાના હોય છે, કે જે સચોટપણે, દૃઢતાપૂર્વક બાળક, યુવાન, પ્રૌઢ વૃદ્ધ ગ્રહસંસારી, વિદ્યાર્થી વૈરાગી વીગેરે સરખી રીતે પોતાના જીવનમાં મૂકી શકે, પ્રગટાવી શકે.

એ નિયમો એવા છે કે, જે સાધારણ વ્યક્તિથી પણ પાળી શકાય. તે માટે યોગ, સિદ્ધિ કે શક્તિ કે કોઇની સહાયતા વા બોધની જરૂર પડતી નથી. જરૂર માત્ર એટલી હોવી જોઇએ કે, તેબાબત મારા ધર્મમાં તેના સ્થાપકથી, ધર્મગુરૂથી અપાયેલ છે તે મારે ખરા ધર્મ તરીકે તે આજ્ઞા પાલનમાં મુકવા જરૂર પ્રયાસ કરવો જોઇએ. પ્રયાસ માટે ઈચ્છા અને ખંત, દૃઢતા એજ જરૂરની બાબત છે. ધર્મની આજ્ઞા તરીકે તે માનતા હઇએ ધર્મ પ્રત્યે ખરોજ પૂજ્યભાવ

હોય તો–તેમાં અપાયેલ જીવન વ્યવહાર આજ્ઞાઓ તો અવશ્ય સંસારી જીવનમાં પળાવી જોઇએ દરેક ધર્મનું મૂળ દયા "અહિંસા પરમો ધર્મ" છે. દરેક જુદા જુદા ધર્મના અને પંથના તે કબુલ તો કરે છે. અને બહુજ મોટાઇથી ઘણા લોકો કહે છે અમારા ધર્મ જેવો મોટો કોઇ નહિ. અમારા ધર્મ જીવમાત્રનું પાલન ફરમાવે છે. અમારો ધર્મ "અહિંસાપરમોધર્મ" પુકારી રહ્યો છે એમાં ખાસ કરીને જૈન ધર્મીઓ તો ચોક્કસ કહેશે કે, જો કે તેવી આજ્ઞા સર્વ ધર્મમાં છે. કારણ દરેક ધર્મ તે મહાન કૃપાળુ પિતાની કૃતિ, બક્ષીસ અને આજ્ઞા છે. અને તે આજ્ઞા લાવનાર તેનો સંદેશ ફેલાવનારા–તેના દૂતો, ધર્મસ્થાપકો, ધર્મગુરૂઓ પુર્ણદયાની મૂર્તિઓ છે. તેઓએ હિંસાનો અર્થ ઘણી રીતે સમજાય તેવો બોધ આજ્ઞા આપેલ છે. હિંસાનો અર્થ કોઇનો જીવજ લેવો એમ થતો નથી. હિંસા ઘણા પ્રકારની છે. અને તેટલા પ્રકારે આપણે બધા હિંસકો પણ છીએ. ઘણી રીતે આપણે બધાં હિંસા કરી રહ્યાં છીએ; અને જીવનનો ઘણો ભાગ એવી જાતની હિંસાઓમાંજ ગુમાવીએ છીએ. કારણ કે તેમાં એક જાતનો (અજ્ઞાની નજરે) આનંદ અનુભવ થતો જણાય છે. આવી હિંસા દૈનિક જીવનમાં ચાલી રહી છે. તે એટલે સુધી પ્રવર્તી રહેલ છે કે તે બહુજ સાધારણ અને નજીવી જેવી લેખાય છે, પરંતુ તેટલીજ તે હાનિકારક અને અધોગતિએ પ્હોંચાડનાર છે. જેનું તે ધ્યાન ખેંચે છે તેવા નિર્મળ હૃદયના–આવા પ્રકારથી મુક્ત મનુષ્યોની નજરે તે દોષરૂપ છે. તેમને તે બહુ અસાધારણ દુર્ગુણ અને કુટેવ જણાય છે. આવી હિંસાથી મુક્ત રહેવા શાસ્ત્રોમાં ઘણા પુરાવા સહિત આજ્ઞા છે.

આ મનુષ્ય દેહરૂપી અમુલ્ય સમયનો આપણે કેવો ઉપયોગ કરીએ છીએ, તેનો જો સવારથી સાંજ સુધીનો હિસાબ ચોકખા દિલથી તપાસીશું તો, સત્યને ખાતર કહેવું પડશે કે આપણો સમય વ્યર્થજ જાય છે. વ્યર્થ શા માટે જાય છે? ક્યા કારણથી જાય છે? કોનાથી જાય છે? ઇચ્છા થાય તો તે કારણે અટકાવી શકાય છે? જીવનનો સદઉપયોગ કરી શકાય કે કેમ? ધર્મની નાની નાની પણ આજ્ઞાઓ પાળી શકાય કે? આવા પ્રશ્નો એકવાર હૃદયમાં જાગ્રત થાય તો તે દરેક પ્રશ્નનું નિરાકરણ આપણે પોતેજ કરી શકીએ, અને આપણેજ તે કારણ દુર કરી શકીએ; અને આપણા અમુલ્ય જીવનનું ધર્મપાલન વડે સાર્થક વા ઉલ્લંઘનથી નિરર્થક પણ આપણેજ કરી શકીએ. કોઇના પ્રાણ હરી લેવા એ જેમ હિંસા છે તેમ શબ્દની, વર્તનની, વિચારની, નિર્દયતા, શબ્દ પ્રહાર, ક્રોધ, ઇર્ષા, વૈરની લાગણી, વહેમ, નિન્દા એ હિંસાનાજ પ્રકાર છે. આપણે હાલ નિન્દા વિષે, હિંસાનો એ પ્રકાર હાથ ધરીશું. નિન્દા શું શું પાત્ર ભજવે છે તે જોઇશું. આવા પ્રકારની હિંસાથી કોઇ તદ્દન મુક્ત છે એમ ખાત્રીપુર્વક કહી શકશે? છે તેવો કોઈ વીરલો જે અંતઃકરણની શાક્ષીએ સત્ય કહી શકે કે તે એવી હિંસાથી મુક્ત છે. જો આવા પ્રકારથી મુક્ત ન કહેવાય તો, અહિંસા માર્ગી આપણી જાતને કેમ કહી શકાય? હિંસા ચાલુ રીતે કરતાં છતાં અહિંસા ધર્મનો હક્ક કેમ રાખી શકીએ? આમાંના દરેક દરેક પ્રકાર એટલા બધા આપણામાં પ્રવેશ કરી દીધેલ છે કે આપણા પર તેઓજ સત્તા ભોગવે છે. જે હિંસા ક્રોધ, ઇર્ષા, વૈરભાવ, વહેમ નિર્દયતા વિગેરેના પર સંયમ મેળવી આપણું આત્મ તત્વ પ્રકાશીત કરવાનું છે, તેજ દુર્ગુણો આપણા પર ફાવી જઈ આપણું ઇશ્વરી અંશી આત્મતત્વ ઢાંકી દઇ આપણને નિર્બળ કરી અધોગતિએ લઈ જાય છે. પોતાના ધર્મમાં ખરી માન્યતા હોય, તેની આજ્ઞાનો સ્વીકાર હોયતો જરૂરજ આવા દુર્ગુણથી દુરે રહેવા સતત પ્રયત્ન કરવો, આવો પ્રયત્ન કરવો એ ધર્મજ છે, ધર્મનું પાલન; પ્રભુના અસ્તિત્વનો સ્વીકાર કરતા હઇએ તો આપણા

આત્મ-તત્તને પ્રકાશીત થવા દેવું જોઇએ. નિન્દા એક એવો ખરાબમાં ખરાબ દુર્ગુણ છે કે તે દુર્ગુણ એક દોષરૂપ, આત્માની ઉન્નતિમાં નડતરરૂપ અને સર્વ મહાન પાપોમાંનું એક પાપ-આસુરી સંપત્તિ છે. શ્રીકૃષ્ણ ભગવાને ૧૬માં અધ્યાયના પ્રથમના ત્રણ શ્લોકમાં દૈવી સંપત્તિના લક્ષણ જણાવતાં કહ્યું છે કેઃ—

"નિડરતા, શુદ્ધ અંતઃકરણ, જ્ઞાનયોગમાં દ્દઢતા, દાન કરવું, ઇંદ્રિય નિગ્રહ, યજ્ઞ કરવા, શાસ્ત્રોનો અભ્યાસ, તપ, સરલતા, અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાન્તી, નિન્દા નહિ કરવી, પ્રાણી પર્ત્યે દયા, લાલચરહિત નમ્રતા, વિનય, નિશ્ચળ મન, હિમ્મત, ક્ષમા, ધીરજ, પવિત્રતા, મિલનસારપણું અને ગર્વથી રહિત આવા ગુણો દૈવી સંપદ છે."

આ દર્શાવેલ ગુણો પરથી જણાય છે કે આમાં પણ "નિન્દા નહિ કરવી" ક્રોધ નહિ કરવો, સખ્ત શબ્દ પ્રહાર નહિ પરંતુ નમ્રતા અને ક્ષમા રાખવી.

જીવ્હા કોઇનું બોલી દેવા, ગમે તેવી તાલાવેલી કરી રહી હોય છતાં—કાનો કોઇની ચાહે તેવા પ્રકારની વાતો સાંભળવા આતુર થઇ ગયલા હોય છતાં—નિન્દા ન કરવી, અપશબ્દ ન બોલવો, કોઇની વિરુદ્ધ વાત સાંભળવાના ઠરાવથી સંયમથી વાણી અને શ્રવણેન્દ્રિયનો નિગ્રહ તે ઇન્દ્રીયનિગ્રહ વા લાલચરહિતા.

જ્ઞાનરૂપી યજ્ઞમાં દુર્ગુણોનો—આસુરી સંપત્તિનો હોમ કરવા સારુ શાસ્ત્રોનો અભ્યાસ.

શુદ્ધ અંતઃકરણ માટે, વિચાર, વાણી અને કર્મનું તપ પછીના ગુણો તો એક પછી એક ગુંથાઇને રહેલાજ છે. અહિંસાની સાથે અક્રોધ, નિન્દા નહિ કરવાનું શ્રીકૃષ્ણ ભગવાનના કથનથી સમજાઇ જાય છે. આ કથન પવિત્ર આત્મા, પવિત્ર ગણાતા ધર્મ પુસ્તકમાં અપાયેલ છે, છતાં તે કવચિતજ કોઈ વીરલ જીવાત્મા તે પ્રમાણે વર્તી તેના જીવનનું સાર્થક કરે છે. (સંપૂર્ણ)



## સંવાદ.

પદ (લગન તે શું સમજો છો એલ સાહેલી એલય)

૧ લી સ્ત્રી—કહો બ્હેન ? સાધન શાં હાલ ચાલે,
મન નિજ ધર્મમાં કેટલું મહાલે.
વખત તમ કઇ પ્રવૃત્તિમાં હાલે,
દિવસનો ક્રમ તું કેવી રીતે ગાળે.

૨ જી સ્ત્રી—હું તો માત્ર દેશની સેવાને કરતી,
એ વીનુના બીજી પ્રવૃત્તિને ધરતી.

૧ લી સ્ત્રી—છે શુભ, પણ સંતતિ ઘેર ન ઠરતી,
તો સેવા એ કાંઈ ફળો નથી ઝરતી.
પ્રથમ નિજ ઘરને પ્રીતેથી સંભાળો,
વધી ત્યાંથી આગળ આગળ ચાલો.
જેણે નથી નીજ ઘર પ્રથમે સુધાર્યું,
તેનાથી શું થાશે સુધારો વારૂં. કહો.

૩ જી સ્ત્રી—ભકિત ભાવે ભર્યું ચિત્ત મારૂં,
હૃદયમાં કાંઈ નથી મારૂં કે તારૂં,

૧ લી સ્ત્રી—વચન તો છે ઉપરથી ઘણું સારૂં,
પણ અનુભવે કેટલું તેને ઉતાર્યું;
હાનિ થાતાં પઈની જો હૃદય કંપે.
વાણી વેગ લેશ નહિ જરી જંપે,
રહ્યાં નહિ એક બીજાથી સંપે.
ભકિત એને કહેતાં દીલ મુજ કંપે; કહો.

૪ થી સ્ત્રી—કથા નિત્ય સાંભળવાને હું જાતિ,
ગુણો માત્ર એક પ્રભુના હું ગાતિ.
છતાં પણ બોધ ન રાખ્યો જો છાતી,
તો મહેનત સઘળી વ્યર્થ જણાતી; કહો.

૫ મી સ્ત્રી—હું તો માત્ર વિદ્યા ભણાવીને જાણું.
શિક્ષિકાનો ધર્મ હું પ્રેમે પીછાણું,

૧ લી સ્ત્રી—કદી અનુભવમાં ન જ્ઞાન પચાણું,
જાણો એ તો ફોનોગ્રાફનું ગાણું.
બાળેકી દોર ન કંઈ અર્થ સારે,
જોવામાં આવતી જ્યારે ને ત્યારે.
વિદ્યા શિખી વિદ્યાનો મર્મ ન લીધો,
વૃથા એની પ્રાપ્તિ કાજે શ્રમ કીધો; કહો.

૬ ઠ્ઠી સ્ત્રી—નદી જઈ સ્નાન હું પ્રીતે કરૂં છું.
સાહેલીની સંગમાં પાછી ફરૂં છું.

૧ લી સ્ત્રી—રસ્તે જાતાં નિંદા જો પરની થાતી,
તો સ્નાનની મહત્તા કંઈ ન ગણાતી.

૭ મી સ્ત્રી—નિત્ય દેવ દર્શન કરવાં મારે,
તે વિના જમવું ના કહીએ કયારે.

૧ લી સ્ત્રી—છતાં નેત્ર હોય દર્શનને જો ધારે,
તો દર્શન કાંઇ ન અર્થજ સારે.
પ્રવૃત્તિ સઘળી તમારી છે સારી,
ભુલો જે હોય તે લેજો સુધારી.
જીવન તમ અનુભવની કરો કયારી,
સુવાસના સઘળે દેજો પ્રસારી.

સૌ૦ મહાલક્ષ્મી P.



## એકતા.

(લેખક-અંબેલાલ મકનજી વસી.)

સમસ્ત સૃષ્ટિના સરજનહારે એકતાનો એવો ઉત્તમ ગુણ સહુ જીવોને આપેલો છે, કે જેના અવલંબનથી મનુષ્યને કોઇ પણ પદાર્થ અસંભૂત હોતો નથી. કિંવા કરતલગત હોય છે. પરંતુ એ ઐક્ય વૃક્ષની ભૂમિ બહુ વિલક્ષણ હોય છે. કેમકે વૃક્ષ તો એકજ સ્થળમાં ક્યારે હોય છે. પણ આ વૃક્ષ તો એવું છે. કે ઘણા સ્થળમાં એવુંજ હોય છે. એની ભૂમિ અંતઃકરણ છે. પરંતુ આજકાલ એ નિરુત્સાહરૂપી કીડાથી બહુ બગડી ગઇ છે. પહેલાં એ કીડાનો સમૂળગો નાશ કરી ઉત્સાહરૂપી ખાતર-મસાલો દેવો ઉચિત છે, કે જેથી એ વૃક્ષ બહુ સારી રીતે વધે એની શાખા નામરૂપથી ફેલાય. એ વૃક્ષને યુક્તિરૂપ જળ સીંચવું જોઇએ. યશરૂપ એની મુખ્ય શાખા છે. કેટલોક કાળ વીત્યા કેડે મનોભિલાષ પૂર્તિરૂપ ફળ લાગે છે.

જો સૌ કોઇ આ બને નામ સાંભળી કબુલ કરશે કે એ બરાબર છે, તો એનાં ફળ. ફૂલને સંગ્રહ કરવાનો ઉપાય આપણે કરવો જોઇએ. પરંતુ એમાં જે મુખ્ય મસાલો-ખાતર ઉત્સાહ છે. તે ક્યાંથી લાવવો ? કેમકે એ કાંઈ વેચાતો નથી મળતો. અને એના વિના વૃક્ષવૃદ્ધિ (ઐક્યનાં) થઈ શકતી નથી. એને માટે પ્રથમ ભૂમિ શોધીયે, તો વૃક્ષ ઉગવું સુલભ થશે જો જમિ મસાલેદાર-રસકસવાળી ન મળી, તો તેને ખાતર આપી, આની સુંદર કરવી જોઇએ. પરંતુ ઉપર

કહેવામાં આવ્યું છે, કે એ વૃક્ષની ચાલજ વિલક્ષણ છે. કેમકે એ બહુધા મનોરૂપી ભૂમિમાં હોય છે. તો જેટલી ભુમિ હોય તેટલી સઘળી પરમયંત્રથી પરિષ્કૃત કરી શકાય. કદાચિત્ કોઇ સજ્જન કહેશે, કે આમે કોની ભૂમિમાં મસાલો દઇએ. અને અમોને એથી શો લાભ છે? તો તેમણે એ સમજવું જોઇએ કે જો સહુ કોઈ ભૂમિના માલિક એવુંજ કહે. તો તેમાં હાનિ કેવળ પોતાનેજ નહિ. પણ સહુને છે. જો એકલો કોઇ એ સામગ્રીયુક્ત હોય, તથાપિ એ વૃક્ષ બનાવી, નથી પોતે ફળ ખાઇ શકતો, કે નથી પરને ખવરાવી શકતો. એ કારણથી સહુ લોકોને એજ ઉચિત છે, કે થોડી ભુમિમાં થોડા લોકોએ વાવેલાં એ વૃક્ષને ફળવંતુ બનાવી સહુ કોઈ એ ફળનાં ભાગી બને.

**એકતાથી થતા લાભ:**—( ૧ ) સમાજમાં આવવા જવાથી, બેસવા ઉઠવાથી, બોલવા ચાલવાથી કાંઇપણ જ્ઞાન પ્રાપ્ત થાય છે. ( ૨ ) વિવિધ પ્રકારના વાર્તાલાપ સાંભળવાથી બુદ્ધિ વિલક્ષણ બને છે, તિક્ષ્ણ બને છે. ( ૩ ) ચતુરાઇ આદિ ગુણોની પ્રાપ્તી થાય છે. ( ૪ ) સમાન વય સંગે મિત્રતા થાય છે, તે સર્વ પ્રકારે મનુષ્યોને આનંદદાયી થઈ પડે છે. ( ૫ ) દેશ વિદેશ તથા સર્વ વ્યવહારનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. એ સિવાય ઉપર જણાવ્યા પ્રમાણે ફુલ, ફળ મળે છે. ઘણાએ સાંભળ્યું હશે, કે પાંડવો પાંચ ભાઇઓ હતા. જ્યારે તેઓએ રાજસૂય યજ્ઞ કર્યો, ત્યારે પિત્રાઇ દુર્યોધનને જળમાં સ્થળ, સ્થળમાં જળનો ભ્રમ પેદા થયો. દુર્યોધન બહુ ખિન્ન બની શકુનિને પૂછવા લાગ્યો. મારી અપ્રતિષ્ઠાનો બદલો લેવો એ અવશ્ય ઉચિત છે. ત્યારે શકુનિએ કહ્યું પ્રથમનો દ્યુત રમાડી સર્વ દ્રવ્ય હરણ કરી લેવું દ્રવ્ય હરણ કરવાથી તેઓ સર્વથા દરિદ્ર બની જશે, અને પરસ્પર લડાઇ ટંટો કરશે. અંતે એકતા નષ્ટ થશે લજ્જા પામી વિદેશે નાશી જશે. સારાંશ કે શકુનિના ઉપરનાં વાક્યાનુસાર જો તેઓ એકતાનો ત્યાગ કરત તો કેટલાં દુઃખના ભાગી બનત? કિંતુ તેમણે તો વડીલ બંધુ ધર્મરાજના પ્રતિજ્ઞા રૂપી બંધનમાં પડ્યા, તથા વનવાસ જવાનો સમય આવ્યો, તોપણ એકતાનો ત્યાગ સ્વપ્ને પણ નહિ ઇચ્છયો. એજ પ્રભાવથી ૧૩ વર્ષ પછી યુદ્ધમાં વિજય મેળવી સહુ પૃથ્વીના સ્વામી થયા. આ દૃષ્ટાંતથી સ્હેજે ખ્યાલ થશે કે એકતા કેટલી બધી લાભદાયક ચીજ છે?

**બીજું દૃષ્ટાંત:**—એક ધનાઢ્ય ગૃહસ્થના પાંચ પુત્રો હતા. જ્યારે પિતાનો મરણકાળ સમિપ આવ્યો, ત્યારે બધા ભાઇઓ દ્રવ્ય સંબંધી ચર્ચા ચલાવવા મંડ્યા. આ વાત મરણ શય્યાપર પડેલા પિતાએ સાંભળી. તેથી તે બધાને પોતાની પાસે તેડ્યા. પાતળી પાતળી પાંચ લાકડીઓ મંગાવી. તેની એક ભારી બનાવી. પછી પ્રત્યેક પુત્રને ક્રમે ક્રમે તે ભારી ભાંગવા આપી. પરંતુ કોઇથી તે ભારી ભાંગી શકાઈ નહિ ત્યારે તેણે એકેક જુદી પાડીને ભાંગવા આપી તો તે બધાએ સહેલાઈથી ભાંગી. ત્યારે પિતાએ કહ્યું, જુઓ. જ્યાં સુધી બધી લાકડી ભેગી હતી ત્યાં સુધી તમે કોઇ ભાંગી શક્યા નહિ. અને જુદી જુદી કરી તો ઝટ ભાંગી. એ પ્રમાણે જો તમો એકતાથી-સંપથી રહેશો, તો તો તમોને કાંઇ પણ હાનિ થશે નહિ. કોઈ પણ તમોને નુકસાન કરી શકશે નહિ. અને વંશ વૃદ્ધિ પણ થશે. સારાંશ એકતાથી અધિકાધિક લાભ થાય છે. કીડી જેવું નાનકડું પ્રાણી, તે પણ એકતાથી મહાન વિષધર સાંપને ઉઠાવી ચાલી જાય છે. ઇતિ.



## "કન્યાવિક્રય કરનાર પિતાને."

(ગઝલ)

અરે ઓ દ્રવ્યના લોભી, પિતાઓ પાપ જાણો છો;
તમારા રક્તથી ઉપજી, નજર તે પર ઠરાવો છો; ૧
મુકી તેના મુખે છીણી, કટારી ભોંકતા ઝીણી;
ગરીબડી ગાય જેવીને, કસાઇ ખાને વસાવો છો; ૨
અરે તેના પ્રણયમાં તો, પુળો મુકયો પિતા થઈને,
જલી ગઈ હા ? જલી ગઈ તે, દયા નહિ દુષ્ટ લાવો છો: ૩
તમારૂં પેટ ભરવાને, બની દ્રવ્યવાન ફરવાને;
હજારો બે હજારો લેઈ દાવાનળમાં દળાવો છો; ૪
કરી ચોકખું ચટક જેવું. ઘરડું બુઢું નહિ જોવું,
ભરાયે પેટ જ્યાં જ્યારે, તહાં કન્યા વળાવો છો; ૫
ફુટો તમ પેટમાં સૂળી, પડો તમ પેટમાં કીડા;
સૂતાનું રક્ત પીનારા, મુખો શાને બતાવો છો; ૬
નથી તમ દ્રવ્ય ટકવાનું, અગ્નિ ચોરે લૂંટાવાનું,
તમારે હાથ ઘસવાનું, શિરે ચપ્પણ ચઢાવો છો; ૭

મુ. સરખેજ "કાસાર"
હાલ અમદાવાદ

## વિવેક.

(લેખક:-અંબાલાલ મકનજી વશી, અડવા સુરત.)

આ સંસારમાં સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે, પણ તે સર્વમાં માનવ જન્મ અતિ દુર્લભ છે. માનવ જન્મમાં પણ પુરૂષપણું દુર્લભ છે. તેમાં પણ બ્રહ્મપણું દુર્લભ છે. તેમાં પણ વેદોક્ત ધર્મના માર્ગમાં તત્પરપણું અતિ દુર્લભ છે, તેમાં પણ આત્મા અને અનાત્માનો વિવેક મળવો દુર્લભ છે. અને તે થયા પછી પણ બ્રહ્મરૂપે રહેવું એટલે મુક્તિ થવી; એ દુર્લભ છે. જે મુક્તિ સેંકડો જન્મમાં કરોડો પુન્ય વિના મળતી નથી.

આ સદ્ગુણના લાભ એટલા બધા છે, કે તેનું પૂર્ણ વર્ણન કરવા, મારી અલ્પ મગજ-શક્તિ કિંચીત્ પણ શક્તિ ધરાવતી નથી. પરંતુ સુજ્ઞ સજ્જનોને એ ગુણ ગ્રહણ કરવા આતુર જાણેલ હોવાથી થોડુંક લખ્યા સિવાય મારાથી રહેવાતું નથી.

એ મહાન ગુણની યોગ્યતા સમજી જે મનુષ્યો કર્તવ્ય કરે છે, તે સર્વ સ્થળે પંકાય છે. તેનો સંગ કરવા સજ્જનનું મન થાય છે. તેમ છતાં તે ગુણ પ્રાપ્ત કરવા અને સાચવી રાખવા સારૂ લેશ માત્ર પણ દ્રવ્યનો ઉપયોગ કરવો પડતો નથી–ખર્ચ કરવો પડતો નથી ! સારાં સારાં વસ્ત્રાભૂષણ પહેરી, અત્તર આદિ સુગંધીદાર વસ્તુઓ રાખી, ગાનતાન આદિના મોજ શોખ રાખી, એકને ઠેકાણે બે પૈસા ખરચવાથી જેટલા સ્નેહી, મિત્રો અવિવેકી મનુષ્યને પ્રાપ્ત થઈ શકે છે. તેટલા વિવેકીને માત્ર પોતાની જીભમાં મીઠા શબ્દોનોજ વ્યય કરવાથી તે સજ્જન સર્વત્ર પ્રેમપાત્ર થઇ પડે છે. કહેવત પણ છે, કે "જબાનમાં શીરિ, તો મુલકગીરિ" !

મારૂં એમ કહેવું નથી કે હંમેશને માટે મિઠાશ રાખવી, હંમેશને માટે 'આવોજી, બેસોજી' વગેરે મીઠા, મધુર શબ્દોનો ઉચ્ચાર કરવાનોજ સ્વભાવ રાખવો. જીભમાં મધુરતાની સાથે હૃદયની મલિનતાનો પણ ત્યાગ કરવો જોઇએ. હમેશ આપણે એક માણસને આદર સત્કાર આપતા હોઇએ હંમેશ તેને સવિનય નમતા હોઇએ, હંમેશ આપણે વિવેકથી તેને મગન કરતા હોઇએ; પરંતુ કાંઇ અનુચિત કર્મ કરવાની તેની ઇચ્છા થાય, તો તે પ્રસંગે વિવેકથી ન માને તો અવિવેકથી પણ તે કાર્યનું આચરણ કરતાં વિક્ષેપ કરવો, એજ સાચા વિવેકીનું લક્ષણ છે ભલે તેમ કરતાં તેને કષ્ટ થાય, તેનું મન ખિન્ન થાય, પરંતુ અંતે તેને ફાયદો છે. એક કવિએ સત્યજ કહ્યું છે કે.

"વસમા લાગે શીખ વચન, ઉરે વિચારો આપ;
(પણ) પીધા વિના કડુ ઓસડો, ટળે ન તનનો તાપ"

ઉપર જણાવ્યા પ્રમાણે યોગ્ય સમય સૂચકતા સાથે જો વિવેકનો ગુણ રાખવામાં આવે. તો એ ગુણના લાભની પરિસીમા નથી !

કેટલાક જનોનો એવો સ્વભાવ હોય છે કે સદૈવ મોટમ પદ માથે મૂકી, કોઇને પણ નમન ન કરતાં, કોઇને પણ મધુરતાથી બોલાવવા એને જાણે ખરેખર હલકું કૃત્ય કરતા હોય, તેમ પોતે આચકો ખાય છે ! કિં તું એમ થવામાં મોટાઈ નહિ, પણ ચોકખી હલકાઇજ જણાઇ આવે છે.

હે સુજ્ઞ બધુઓ ! જો આપણી કને દ્રવ્યથી કે અન્ય રીતે કોઇનું મન રાખી શકવા સદ્ભાગ્ય ન હોય, તો વિવેકના ગુણનો અખુટ ખજાનો આપણી મુખ રૂપી પેટીમાં રાખવો કોઈ એક હાથ નમે, તે પહેલાં આપણે સાષ્ટાંગ નમીશું, તો આપણી યોગ્યતા શું ઓછી થવાની છે ! ગર્વનો સર્વથા ત્યાગ થશે, તો આ મહાન ગુણ પ્રાપ્ત થઈ શકશે. કારણ કે ગર્વથી મનુષ્યની લાગણી નદ્દન બહેર મારી જાય છે. ગર્વિષ્ઠ મનુષ્યને સારા સાર સમજવાની શક્તિ રહેતી નથી. પોતાનું બોલેલું, પોતાનું લખેલું, પોતાનું કરેલું વર્તન, ગર્વિષ્ઠ મનુષ્યને પરમ સત્ય લાગે છે. એટલે તેનાથી ખરા તત્વાર્થ ખોળી શકાતા નથી. આપણાથી જે પુરૂષ ધન, વિદ્યાવડે વિશેષ અધિકારને પ્રાપ્ત થયો હોય, એવા મનુષ્યને તો આપણે નમીએ. સદવ્યવહાર સલામ કરીએ, એમાં કાંઈ આશ્ચર્ય નથી, પરંતુ આપણાથી પદવીમાં, ધનમાં, વિદ્યામાં, યોગ્યતામાં એમ અનેક પ્રકારે કનિષ્ઠ હોય, કિં તું તેવા પુરૂષને પણ યોગ્ય સન્માન દેવું એ આપણો મુખ્ય ધર્મ છે. જો આપણે તેવા કનિષ્ઠ પુરૂષ સાથે વિવેક ભર્યું વર્તન ન રાખીયે, તો તે પણ આપણી સાથે

તેમ વિવેક સાચવી રાખશે ? ખરો ભાવ શી રીતે રાખશે ? તેને કાંઇ આપણી દરકાર હશે, તો તે કદાચ ઉપરથી પ્રીતિ બતાવશે. પણ હૃદયમાંથી તો કાંઇ પણ ભાવ તેને ઉત્પન્ન થતો નથી એ નિ:સંશય છે. કોઇ અવિવેકીને એવો પ્રશ્ન ઉત્પન્ન થશે, કે આપણા આશ્રીત નોકરો આપણા ઉપર ખરો ભાવ ન રાખે, તો તેમાં શું વધારે હરકત છે ? કિંતુ નિશ્ચય યાદ રાખવું કેઃ—

"થાય ભલા ચાકર થકી, ધણીનું રૂડું કામ;
જાય અંગદ હનુમાનથી, સીતા પામ્યા રામ"

વિવેકથી પ્રાણીમાત્રની પ્રીતિ સંપાદન થાય છે. જેમ મનુષ્યની પ્રીતિ વિવેકથી વધારે સ્નેહોલ્લાદથી આકર્ષી શકાય છે, તેમ પશુ, પક્ષીનો પણ પ્રેમ સંપાદન કરી શકાય છે. એક પોપટને ગભરાવી બહાવીયે છીએ, તો તે આપણા શબ્દોપર ધ્યાન ન દેતાં ઉલટો લાગ ફાવે કરડવા સારૂ ચાંચ લાંબી કરશે. વાઘ સમાં ઉગ્ર પ્રાણીઓ વિવેકથી વિવેકી મનુષ્યને વશ થઇ શકે છે. આવા અનેક દ્રષ્ટાંતથી સિદ્ધ થાય છે, કે વિવેકની ગતિ વિચીત્ર છે. 'રખેને કોઇપણ પ્રકારે અવિવેકી થઈશું.' એવી ભીતિ અંતરમાં અહોનિશ રાખવી એ પરમ લક્ષણ છે. અહા ! અમૂલ્ય, શુભ, ફળદાયક વિવેક ! તું એક તારા શુદ્ધ સ્નેહીઓનો 'સહાયક' છે, સુખનો 'વધારક' છે, કષ્ટનો 'હારક' છે, ખરેખર તું અત્યંત ફાયદાકારક છે. તું અમને પૂર્ણપણે પ્રસન્ન થા. તું હોય તોજ અમે ક્રોધને દબાવી શકીએ છીએ, વિકારને હઠાવી શકીએ છીએ, પાપકર્મ કરતાં અટકીએ છીએ. તારા વિના અમે ધનવાન છતે નિર્ધન છીએ. આબરૂદાર છતાં ધિક્કારવા યોગ્ય છીએ. ઉચ્ચ જ્ઞાતિના હોવા છતાં નીચ જ્ઞાતિથી બુરાં છીએ.

હે આર્ય બધુંઓ ! હે ભારત સુતો ! એક ટેક રાખી, સત્ય એવા વિવેકને વળગી રહો. ઘડીમાં ત્યાગ કરી, બાલ્યાવસ્થા સમાન આચરણો કરી, હાસ્યજનક ના થાઓ. સર્વ નાશવંત છે, પણ વિવેકી એવા સુશીલ પ્રાણીનું નામ અવિનાશ છે, એમ ચોકસ ખાતરી રાખવી. ગુલાબનો છોડ રળિઆમણો છે, સુગંધી પુષ્પદાર છે, છતાંય કંટકને લીધે તેની પાસે જતી વેળા સંભાળ રાખ્યા વિના ચાલતું નથી. સરિતા ગમે તેટલી પવિત્ર છે, કિંતુ તારકને પૂર વેળા ડુબાવી દે છે ! તે પ્રમાણે અવિવેકી પાસે જતાં પહેલાં પૂર્વ વિચાર કરવા મારી નમ્ર વિનંતિ છે અસ્તુ !

# પ્રજ્ઞા અને જ્યોતિ.

## પ્રકરણ ૧ લું.

### પતિપત્ની વાતચિત.

મધ્યરાત્રિનો સમય હતો. સર્વત્ર શાંતતાનું સામ્રાજ્ય પ્રવર્તિ રહી પોતાના દિવસના કામથી કંટાળેલ મનુષ્યો કુદરત દેવીના આશ્રયે પડયાં હતાં. અર્થાત્ નિંદ્રા લેતાં હતાં. માત્ર પતિ વિયોગીની અબળાઓ અને ખિન્ન ચિંતાગ્રસ્ત તેમ વ્યાધિગ્રસ્ત મનુષ્યોનેજ આ સમયે નિંદ્રા આવતી નહોતી. અને તેઓ પથારીમાં આમતેમ આળોટયા કરતા હતા.

આ સમયે આપણે રાજ્યનગરના ખાડીઆવાળા લત્તામાં આવેલા એક ગૃહ તરફ આપણી દૃષ્ટિને લઇ જવાની છે. એક ત્રણ માળવાળા મજબુત બાંધણીથી બાંધેલા ગૃહના દિવાનખાનામાં એક ગૃહસ્થ આ સમયે બેઠો છે. રાત્રિનો સમય પરમાત્માએ મનુષ્ય તથા પ્રાણીમાત્રને વિશ્રાંતીને અર્થેજ કરેલો છે છતાં તેની આંખમાં નિદ્રા જરાપણ આવેલી નથી. એક આરામખુરશી ઉપર બેસીને તે આસમાની રંગની હાંડીના સૌમ્ય પ્રકાશથી 'સતસંહિતા' નામનું વેદાંત, ગ્રા ૧, અને ભક્તિવિષયથી ભરપુર હાલમાંજ પ્રકટ થએલું પુસ્તક વાંચે છે. હાલના યુવકો જેમ પુસ્તક ઉપર ઉપરથી ઉપરક જોઇ જાય છે તેમ આ યુવકને કરવાની ટેવ નથી. તેની સાથે થોડો વખત નિરિક્ષણ કરવાથી તરતજ ભાસ થાય એમ છે કે તેને વાંચવાની પદ્ધતિ તદન જુદીજ છે. તે એક પાનું વાંચે છે. તેના વિચારોનું શાંત ચિત્તે મનન કરે છે અને પછી અનુભવમાં મુકવા જેવા સિદ્ધાંતોની એક નોંધ કરી લે છે.

આ પ્રમાણે યુવકની ક્રિયા થયે જાય છે. પરંતુ તેના ઉપર ધ્યાન રાખીને જોતાં તેની સઘળી ક્રિયા આજે અસ્વસ્થ ચિત્તે કરાતી હોય તેમ લાગે છે. મનુષ્ય પ્રયત્ન કરી પોતાના અંતઃકરણના ભાવને ગમે તેટલો છુપાવી રાખે તો પણ તે કદી છુપો રહી શકતો નથીજ. અને આજ કારણને લઇ ચોર પોતાને ચોરી કર્યા પછી નિર્દોષ છે એમ બતાવા પ્રયત્ન કરે તો તેમાં વિજયી થતો નથી.

યુવકને પોતાની ક્રિયામાં અસ્વસ્થતા થવાનું શું કારણ હશે તે જાણવાને આપણે વધારે પરિશ્રમ કરવો પડે તેમ નથી. કેમકે દિવાનખાનામાં યુવકની ખુરશીની સામેજ એક પલંગ ઉપર તેની સ્ત્રી ટાઇફોઇડ તાવથી પીડાતી દૃષ્ટિ ગોચર થાય છે. આ તાવ આજ તેને પંદર દિવસથી આવે છે અને તેને લીધે શરીરની શક્તિઓ છેકજ હણાઇ ગઇ છે. તાવની સાથે વળી ઘડી ઘડીમાં ઉલટી અને છાતીમાં અમુઝણ પણ તેને થાય છે. અને આ કારણને લીધેજ યુવકની આંખે નિદ્રાનો સ્પર્શ પણ કર્યો નથી. પોતાની પ્રિય પત્ની તાવથી પથારીમાં આમ તેમ તરફડીયાં મારતી હોય અને તે સમયમાં પોતે સુખપૂર્વક નિંદ્રા લે એવો આ યુવક નથી. તેને પોતાની પત્નીની ખરેખરી દાઝ છે. પત્ની સુખી એટલે પોતે સુખી અને તે દુઃખી એટલે પોતે પણ દુઃખી એવો તેનો સિદ્ધાંત છે તેનેજ અનુરૂપ આ તેનું વર્તન છે.

યુવક જ્યારે આ પ્રમાણે આરામ ખુરશી ઉપર બેઠો બેઠો વાંચતો હતો ત્યારે તેની પત્ની કાંઇક નિંદ્રાદેવીના ખોળામાં પડી હતી. પત્નીને આજે ઘણા દિવસે આ પ્રમાણે ઉંઘતી જોઇ તે યુવકના અંતઃકરણના ઉંડાણમાં કાંઇક પ્રસન્નતા થતી હતી. પણ જ્યારે તે તેના કપાળ ઉપર હાથ મૂકીને જોતો ત્યારે આ પ્રસન્નતા તેની ક્ષણમાં ટળી જતી. કેમકે તાવ હજુ ઉતર્યો નહોતો. અને કપાળ ઉપર હાથ મૂકવાથી હાથ પણ તપી જતો હતો.

ટનટન કરી ઘડીયાળમાં બેના ટકોરા થયા. પોતાના ખોખરા અવાજના હુમહુમીયા વડે શહેરમાં રોન ફરનારાઓ ફલાણા શેઠ બે વાગ્યા એમ બુમો પાડવા લાગ્યા એમ કરતાં ફરતાં તે યુવકના ગૃહપાસે આવી ચંદ્રમુખરાય બે વાગ્યા. એમ કહી ત્યાંથી પણ આગળ ચાલવા માંડ્યું. દાંડીઆના શબ્દથી તે યુવક કે જેનું નામ ચંદ્રમુખરાય છે. તે પોતાના વિચારમાંથી જાગૃત થઇ પત્નીને દવા આપવાનો સમય થયો છે. એમ ધારી ખુરશી ઉપરથી ઉભા થઇ દવાની શીશી લીધી. અને મેઝરગ્લાસમાં દવા કાઢી પોતાના હાથમાં લઇ પત્નીના પલંગ આગળ આવીને ઉભો રહ્યો.

પતિ મળ્યા. આ એક વેલી છે. અને પુરૂષ વૃક્ષરૂપ એ. વૃક્ષના આશ્રયેજ વેલી વિંટાઇને રહે છે. વૃક્ષ વગર તેને આગળ વધવાનો અવકાશ નથી. અમારા વૃક્ષરૂપ આપજ છો. અને આપના આશ્રયેજ અમે વધી શકીએ છીએ. પતિના આશ્રય વગર જે સ્ત્રીઓ આગળ વધવાની આશા રાખે છે. તે ઝેર નાખેલા પદાર્થના ભક્ષણથી પોષણની આશા રાખવાના જેવી વ્યર્થ છે.

ચંદ્રમુખરાય—દેવી તમારા વિચારો સર્વાંશે આર્યરમણીઓએ આચારમાં ઉતારવા જેવા છે પરંતુ મારા જોવામાં ઘણે સ્થળે આવ્યું છે કે પત્ની પોતાના પતિને વિનાકારણ સંતાપે છે. અને કેટલાક પતિ પણ પોતાની લક્ષ્મીરૂપ ગૃહદેવીને દુઃખ દે છે"

પ્રજ્ઞા—શિવ! શિવ! આવી સ્ત્રીઓ અને આવા પુરૂષોની નીતિરિતી ઉપર વિચાર કરતાં અનુકંપાજ થાય છે વિનાકારણ તો શું પણ કારણ હોય તો પણ પતિને સંતાપ આપવો એ સ્ત્રી ધર્મમાં નથી. કેમકે પતિ ગમે તેવો હોય તો પણ સ્ત્રીનો તો એક ઇશ્વરજ છે. તેમ છતાં જે સ્ત્રીઓ પતિને દુઃખ આપે છે તેમની નર્કમાંજ ગતિ થાય છે. આવી સ્ત્રીઓ એમ માનતી હોય છે કે અમે વ્રત ઉપવાસ કરીએ છીએ, અમે ઇશ્વર દર્શન કરીએ છીએ. અમે શંકરની પૂજા કરીએ છીએ એટલે અમારી તો સ્વર્ગમાંજ ગતિ થશે પણ આ સઘળું જે પતિને દુભવીને પતિને કોઇ પણ પ્રકારનો ત્રાસ આપીને કરવામાં આવ્યું હોય છે તો વ્યર્થ જાય છે. કેમકે સ્ત્રીનો પ્રથમ ધર્મજ આ છે.

ચંદ્રમુખરાય—વહાલી. આપણી વાતો એટલી બધી મહત્વની છે કે તેના સબંધમાં આપણે જેટલું વિવેચન કરીએ તેટલું ઓછું છે. તથાપિ હાલમાં તમારી તબીયત સારી નથી તેથી તેને હવે અન્ય પ્રસંગ ઉપર રાખી તમે વિશ્રાંતી લ્યો તો સારૂં.

પ્રજ્ઞા—શીરછત્ર! આપની સાથે આવી રસીક વાતો કરવાથી ઘણોજ આનંદ થાય છે. ઉત્તમ પ્રકારના વિચારવાળી વાતો કરવાથી તથા વાંચવાથી મનને ઉત્તમ પ્રકારનો ખોરાક મળે છે એ હું સારી રીતે સમજું છું અને તેથીજ મારી અશક્ત સ્થિતિમાં પણ ~~હું આ વાતો~~ કાંઇક આનંદ મેળવી શકું છું.

ચંદ્રમુખરાય—આ જગતમાં ત્રણ પ્રકારના મનુષ્યો હોય છે. હલકા વિચારો કરવા, જેમાં તેમાં દેહનેજ જોવો અને સારી શુભ વસ્તુમાં પણ અશુભનું ભાન કરવાવાળા મનુષ્યો પ્રથમ પ્રકારના છે આવા મનુષ્યો સ્વાર્થ પરાયણ હોઇ તેમનો ઉદ્દેશ ખાવા પીવામાં ઉંઘવામાં તથા દેહ પણ માલવિનાની વાતો કરવામાં અને પાર્થીવ પ્રેમને પોસવામજ ઘણે ભાગે સમાઇ જાય છે. કાંઇક વિચાર કરી શકે પણ આચારમાં ઉતારી ન શકે રાજસ તામસ રસવાળી વાર્તાઓમાં ગુલતાન રહે તેવા મનુષ્યોની બીજા પ્રકારના મનુષ્યોમાં ગણના થાય છે. અને શુદ્ધ પ્રેમમય, કહે તે પ્રમાણે કરી બતાવનાર, માત્ર પોતાનુંજ નહિ પણ પોતાની સાથે આખા જગતનું ભલું કરવા ઇચ્છા રાખનાર, ઉચ્ચ વિચાર સંપન્ન મનુષ્યોની ગણના ત્રીજા પ્રકારમાં થાય છે. ત્રીજા પ્રકારના મનુષ્યો ઘણાંજ ઓછાં હોય છે અને જાણીને આનંદ થાય છે કે તમે પણ આ ત્રીજા પ્રકારના છો તેથી હું મને ભાગ્યશાળી માનું છું. હવે મારા આ થએલા આનંદને વધારવા તમારે એક કર્તવ્ય કરવાનું છે? અને તે એજકે જેટલું પીવાય તેટલું દુધ પી વિશ્રાંતી લ્યો.

પ્રજ્ઞા—પાછા મૂળ વાત ઉપર આવ્યા આપનો ઉદ્દેશ મને દૂધ પાવાનો છે અને તે આપ યુકિત પ્રયુકિતથી પણ સિદ્ધ કર્યા વગર રહેનાર નથી. તો લાવો પ્યાલું.

ચંદ્રમુખરાય—મારા ઉદ્દેશને જાણી આવી મંદવાડની હાલતમાં પણ તેનું પાલન કરનાર દેવી ! તમને ધન્ય છે. ગૃહે ગૃહે તમારા જેવીજ દેવીઓની અમારે જરૂર છે. લો આ દૂધનો પ્યાલો.

પ્રજ્ઞાએ પ્યાલામાંથી આશરે પાસેર દૂધ પીધું અને પછી સુઇ ગઇ. ચંદ્રમુખરાય પણ તેને થાકેલી જોઇ કાંઇ ન બોલતાં આરામખુરશી ઉપર પડી ઇષ્ટ સ્મરણ કરવા લાગ્યા.

અપૂર્ણ.

---

# સ્ત્રીઓનો દરજ્જો.

(અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૬૧ થી)

લેખક—સદ્‌ગત. વી. ટી. કોઠારી. બી. એ. એલ. એલ. બી. વકીલ. કરાંચી.

રોમના એક St. Gooyory. ને જેને કમનસીબે પરણવાનું સર્જ્યું હતું. તેણે અખંડ બ્રહ્મચર્યના પ્રભાવ વાસ્તે ઘણી સુંદર ભાષામાં લખ્યું છે અને શોક દર્શાવે છે કે કમભાગ્યે એ સ્થિતિ ભોગવવાનું એને નસીબે નહોતું. તે આપણને કહે છે કે તેની સ્થિતિ એક આખલા જેવી છે. જેને ક્ષેત્ર ખેડવાનું હતું. તેનું ફળ તે ભોગવવા એ નસીબ હતો. અથવા તો એક પિપાસુ માણસ જેવી હતી. જેના નસીબે વહતા ઝરાનું નિર્મળપાણી જોવાનું હતું. પણ તૃષા છીપાવવાનું નહોતું. અથવા તો એક ગરીબ માણસ જેવી હતી. જેની ગરીબાઇ આડોશી પાડોશીના ધન વૈભવ દેખીને વધુ દેખાતી હતી. અને સાથેજ વિવાહના દુઃખ અને આધિ ઉપાધિ પણ વર્ણવે છે.

——કેટલાક વિવાહ જેમાં સ્ત્રી પુરૂષ પરણતા પણ કોઇ દિવસ શારીરિક વ્યવહાર રાખતા ન હતા. આવાં દ્રષ્ટાંતો અનેક બનતા હતા.

એક ફ્રેંચ કે જેનું નામ Tnyuoiosts હતું તે પોતાને ઘેર એક ફુટડી સુંદરી જેના તે પ્રેમમાં હતો તેને લઇ ગયો. તેજ રાત્રીએ તેણીએ આંસુ સાથે કબુલ કર્યુંકે તેણીએ અખંડશીલપણુ રાખવાનું વ્રત લીધું છે. અને તેણી તેના પર આશક થઇ પરણી તેટલા વાસ્તે દીલગીર હતી. તેણે પ્રત્યુત્તર આપ્યો કે તેઓએ સંયુકત રહેવું અને ખુશીથી પોતાનું વ્રત પાળવું. અને આખી જીંદગી સુધી આ કોલ પળાયો હતો. જ્યારે કેટલાક વર્ષો પછી તે પંચત્વ પામી ત્યારે કબરમાં દાટતાં તેણીના પતિએ ગંભીરતાથી પ્રાર્થના કરી કે હે ખુદા જેવી પવિત્ર અને અકલુષિત તેણી જેવી જન્મી હતી તેવીને તેવી હું તેને પાછી આપું છું. આટલું બોલાયું કે તરત તે મરણ પામેલી સ્ત્રીના મુખ ઉપર સ્મિત ફરક્યું. અને તે બોલી કે તારે તમને જે પૂછવામાં નથી આવતું તે શા માટે બોલવું જોઇએ. પતિ પણ થોડા વખત પછી મરણ શરણે થયો. અને તેનું શબ જે જુદું દાટવામાં આવ્યું હતું તે દેવતાઓએ તેની જોડા જોડ દાટયું હતું.

આ દ્રષ્ટાંત ઘણું અસરકારક થઇ પડે તેમ છે. પાશવ વૃત્તિઓ તથા શારિરીક વ્યવહારનેજ પ્રેમનું સાધન માનનારા મનુષ્યો જો તેના ઉપરથી બોધ લે તો ઘણું શિખવાનું મળી શકે છે.

કુટુંબના સુખને પાયમાલ કરી મૂકનારા સિદ્ધાંતોને લઇ તેમજ કેટલાક વિવાહ પ્રતિ પક્ષીઓ ધર્મ ગુરૂઓના ઝનુનને લઇ ધર્મના કેટલાક સત્ત અધિકારીઓએ વિવાહિત પુરૂષોએ અરસપરસની સંમતિ સિવાય સાધુ ન થવું. તેવો ધાર્મિક કાયદાઓ પસાર કરવાંમાં આવ્યો. તપોનિષ્ઠનો ઉચ્ચ આશય તો જેમનો તેમ કાયમ રહયો. અને તો વિવાહથી મુક્ત રહેવું. અને પછી પણ વૃત્તિઓ ઉપર અંકુશ રાખવો.

બીજી વખતના વિવાહ સંબંધી પણ અભિપ્રાય પ્રતિકૂળ આપવામાં આવતો હતો. અને જે બીજી વખત લગ્ન કરતા તેમના પ્રતિ સમાજમાં સખત અણગમો દર્શાવવામાં આવતો હતો.

રોમની કોમલાંગીઓ પણ પતિને સંપૂર્ણ વફાદાર રહેતી હતી. પતિના મરણ પછી પણ પતિનું શુભ સ્મરણ જાગ્રત રાખીને તેઓ પોતાનું જીવન વિતાવતી હતી. અને પ્રેમ પરાયણ થઇને સદાકાળ પવિત્ર રહેતી.

એક રોમન કવિ કહે છે કે જીવતી હોય ત્યારે સ્ત્રીને ચહાવી એમાં તો મઝાને આનંદ છે. પરંતુ મૃત્યુ પછી પણ તેના પર પ્રેમ રાખવો તે તો એક ધર્મજ છે.

પુરૂષ કરતાં પણ સ્ત્રીઓમાં આ બીજી વખતના વિવાહ પ્રત્યેની તીક્ષ્ણ વિરૂદ્ધતાનું કારણ મુખ્યત્વે કરીને એક બીજુંજ હતું અને તે પોતાના બાળક તરફનો પ્રેમભાવ હતો. કારણકે પુરૂષો બીજી સ્ત્રી કરે તો તેઓના બાળકો ઉપર સાવકી માતાઓ આવે જે તે બાળકોના હિતમાં ઘાત કર્તા થઇ પડે.

વિવાહ વિરોધની લાગણીઓ ઇસુની ધાર્મિક સંસ્થામાં સબળ રીતે પ્રવેશ કર્યો. પરંતુ તેના કારણો ભિન્નજ હતા. આપણને જણાય છે કે પ્રથમ ઘરનેજ વિરક્ત સ્ત્રી પતિનું સ્મરણ તદન ભુસીજ નાંખતી. બીજું કારણ ધાર્મિક લેખકો વિવાહ તરફ સ્થુલ દ્રષ્ટિથી જોતા હોવાને લીધે એવુંજ માની લેતા કે બીજી કે ત્રીજી વખત વિવાહ કરવાનું કારણ પાશવવૃત્તિ સિવાય અન્ય કશુંજ હોઇ શકે નહિ. ત્યાંના ઘણા ખરા વિદ્વાનો બીજી વખતના વિવાહને તદન વખોડી કાઢે છે. જૂની પદ્ધતિના સંરક્ષકો મનુષ્યની સ્ખલન પ્રકૃત્તિ ધ્યાનમાં લઇ તેને કાયદા પૂર્વક માનતા. પરંતુ તેના તરફ તિરસ્કારની દ્રષ્ટિથી જોતા કારણકે પ્રથમતો તેઓ બીજીવારના વિવાહને વ્યભિચાર વૃત્તિ ગણતા અને બીજું કારણ એ હતું કે પ્રથમ વખતના વિવાહને પવિત્ર અને દેવળના વિવાહરૂપ ગણતાં ત્યારે બીજી વખતના વિવાહમાં તેનો ખુલ્લે ખુલ્લો ભંગ થતો હતો.

અપૂર્ણ.



# કન્યાને!!!

વિવાહીત થયા પહેલાનું જીવન કૌમાર્ય જીવન કહેવાય છે, બાલ્યાવસ્થા કહેવાય છે. તે જીવન નિરપરાધી અને નિર્દોષ જીવન ગણાય છે. ૧૦ વર્ષની ઉમ્મર થતા સુધી તો તેને દુન્યાના અટપટા અને કલિષ્ટ વાતાવરણનું ભાન હોતું નથી. ૧૧મા વર્ષમાં પ્રવેશ કર્યા પછી તેના હૃદયમાં સ્ત્રીત્વની બાલ્યાવસ્થાનું ભાન થાય છે. જીવનને જીતવાનું, અને મનને ઉચ્ચ માર્ગે ઉપર લઇ જવાનું, આંકની ચોપડીનું પ્રથમ પાનું શરૂ થાય છે. ખરી ખુબી સારથી તે વિવાહીત થાય ત્યાં સુધીની છે. તે વખત સુધીમાં પોતાના ઘરના ન્હાના મોટાને વિનયથી માન આપી તમામ કામકાજ શીખી લેવા. પોતાને ગૃહસંસાર ચલાવવામાં ઉપયોગ થઇ પડે એટલી કેળવણી સંપાદન કરી લેવી. પોતાના ધર્મના સુત્રો વિગેરે તૈયાર કરી લેવા. એકલા ઘરની બહાર જવું નહી. માર્ગમાં ચાલતા આડી અવળી કયાંઇ પણ નજર ફેરવવી નહી. કોઇ પુરૂષ સાથે વાતચીત કરવી નહી. ખડખડ હસી કોઇ જાતના લટકા કરવા નહી સીનેમા તથા નાટકો જોવા ખીલફુલ જવું નહી ગુરૂમહારાજના દર્શને એકલા જવું નહી. અંગ દેખાય તેવા કપડા પહેરવા નહી. કામ કરવું, અને શરીરને કસવું. પોતાના વખાણ થાય અને પોતાના કૂળની આબરૂ વધે એને તેમ કરવું. કન્યાને આથી વધારે શું હોય!

ગુલાબચંદ મુ૦ બાવિશી.

---

# સ્ત્રીઓના શરીર શી રીતે તંદુરસ્ત રહે!!

(૧) કાઠીયાવાડમાં અને ગામડાઓમાં ઘણું કરીને સ્ત્રીઓના બાંધા મજબુત હોય છે. જ્યારે મોટા શહેરમાં અને મોટા ગણાતા શ્રીમંત કુટુંબોમાં સ્ત્રીઓના બાધા કોમળ—નાજુક—અને નબળા હોય છે. આ માટે તેઓએ દરેક પ્રકારે શ્રમ સેવવો જોઇએ.

(૨) ખાઇ પીને સુઇ બેસી ન રહેતા ઘરનું કામકાજ બની શકે તેટલું હાથેજ કરવું જોઇએ.

(૩) દળવાનું, ખાંડવાનું, લીંપવાનું પવાનું, વાસણ માંજવાનુ, સાફ કરવાનું—આ બધા કામકાજ સ્ત્રીઓએજ કરવા જોઇએ.

(૪) પાણી ભરી લાવવાનું કામ પણ સ્ત્રીઓએજ કરવું જોઇએ.

(૫) રસોઇ પણ પોતેજ કરવી જોઇએ

(૬) દવાદારૂનું સેવન કે ઉજાગરા કરવા નહીં.

(૭) શરીર, હમ્મેશા આનન્દ અને ઉલ્લાસમાં રાખવું.

(૮) ખાવાપીવા વિગેરે વિગેરેમાં મિતાહારી તથા નિયમિત થવું.

ગુલાબચંદ મૂલચંદ બાવિશી.

# બ્હેનોને એક પત્ર

બ્હેનો, તમે જો વિચાર કરો તો જણાઇ આવે કે સુશોભિત વસ્ત્રાલંકારથી તમારૂં શરીર શોભે છે,—એ માન્યતામાં કેટલી મોટી ભૂલ રહેલી છે! તમારે લીધે એ જડ પદાર્થો કોઇક દીપે એમ કદાચ બને; તેને બદલે તમે માનો છો કે એને લીધે તમે શોભો છો! જો સુંદર વસ્ત્રાલંકારથી રૂપ દીપતું હોય તો સ્ત્રોનું મુડદું પણ વસ્ત્રાલંકારથી સુશોભિત લાગતું જોઇએ.

એથી ઉલટું જે મહાપુરૂષની પૂજા કરવાને માટે તમે આજે સમારંભ માંડયો છે તેને જુઓ. તેણે વસ્ત્ર અને અલંકારથી મળતી શોભાનો સદંતર ત્યાગ કર્યો છે. એક ધુંટણપૂર નાને ખાદીનો કચ્છ, એજ એના શરીરને ઢાંકે છે. એના ગળામાં કંઠી નથી કે આંગળી પર વીંટી નથી. સેંથો પાડેલા, તેલથી ભીંજેલા, સફાઇદાર ઓળેલા એને માથે વાળ નથી. એના શરીરમાં ઘડપણનાં ચિન્હો જણાય છે; એના વાળ પાકયા છે; કપાળે કરચલી વળી છે; ગાલ બેસી ગયા છે; તીણું લાંબુ નાક જબરીથી જોનારનું ધ્યાન ખેંચે છે; અશકિતને લીધે એને લાકડીની મદદ લેવી પડે છે અને બેસીને બોલવું પડે છે; એનું કાઠું નબળું, પાતળુ અને ઠીંગણું છે. છતાં હું કહું છું કે જગતના સુંદરમાં સુંદર દૃસ્ય અને સુંદરમાં સુંદર પુરૂષ, સ્ત્રી કે પ્રાણી કરતાં એ વધારે સુંદર છે, એના મ્હોં સામું જોયાજ કરીયે, એની વાણી સાંભળ્યાજ કરીયે, એની સામે બેસીજ રહીયે એવી એની મનને ચોરવાની શકિત છે. જગતમાં જે કોઇ પવિત્રતાને પુજવાવાળા છે, જેમની આંખો સ્વાર્થથી કે અહંકારથી આંધલી બનેલી નથી તેયા સર્વેને એ અત્યંત પૂજનીય છે.

બ્હેનો, હરણ જેવા પશુની કે કમળ જેવા ફૂલની જોડે મનુષ્યની આંખોને સરખાવી કવિઓ એને સુંદર મનાવવાનો પ્રયત્ન કરે છે. હું તો માનું છું કે જેની આંખમાંથી કરૂણા ઝરે છે તેજ આંખો સુંદર છે, અને તેવી સુંદર આંખો ગાંધીજીની છે. એથીજ મનુષ્ય કરતાં કોઇ હીન વસ્તુના મનુષ્યના મુખને ઉપમા આપી કવિઓ એના મુખને સુંદર ~~કહે છે.~~ હું તો માનું છું કે જેનો મિત્રતાથી ભરેલો હસમુખો ચહેરો છે તે જ સુંદર છે, પછી ભલે તે બાળકનો હોય, જુવાનનો હોય, કે વૃદ્ધનો હોય. આવો સુંદર ચહેરો ગાંધીજીનો છે. જગતનો શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ કવિ, શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ કારીગર પણ હોય, તોયે એ આવી સુદર કળાનો નમુનો નહિ રચી શકે એની હું તમને ખાતરી આપું છું.

એક બ્હેન વસ્ત્રાલંકાર સજવામાં રોજ એક કલાક ગાળતી હોય, એની ટાપટીપમાં કોઇથી ખામી કાઢી શકાય એમ હોય, પણ એને સાસુ, જેઠાણી, દેરાણી, નણંદ કે પાડોશણ જોડે બનતું ન હોય, રોજ એમની જોડે હૈયાબાળ થતી હોય; તો એનો સુશોભિત શૃંગાર જોઇને કોઇને ટાઢક વળશે? બીજી બ્હેન દાગીના વિના ફરતી હોય, ધોળી જાડી ખાદી ઓઢતી હોય, પણ એનો સર્વ સમય નાનામોટાની સેવામાં જતો હોય, એ પડોશણને મદદગાર હોય, ઘરનાં કુટુંબીઓ સાથે એનો સંબંધ મીઠાશવાળો હોય, એને જોઇને નાનાં બાળકો મારી બા, મારાં કાકી, મારાં માશી, એમ કહી એને છોડવા તૈયાર જ ન હોય એવી બ્હેનના શરીર પર શૃંગાર

નથી કે એનો સિક્કો સારો નથી તેથી એને માટે કોણ એને તરછોડશે ? ખરી સુંદરતા એ સ્વભાવની મિઠાશમાં છે; હેતાળ સ્વભાવમાં છે.

જો આપણે બાહ્ય વસ્તુઓનાં સૌંદર્ય અને કળાની પૂજામાંથી આપણું મન પાછું ખેંચી લઈએ તો આપણે પણ એ ખરી સુંદરતાને પ્રાપ્ત કરી શકીએ.

હલવાઈના છોકરાને મિષ્ટાન્ન ન ખાવાનું વ્રત લેવા કહેવું અને મુંબઈની—અને તેમાંયે મધ્યમ કે ધનવાન વર્ગની—બ્હેનોને વિલાસી વસ્ત્રાલંકારનો ત્યાગ કરવા કહેવું એ સરખું છે એ હું જાણું છું પણ મુંબઈનું જીવન કેટલું અધઃપાત કરાવનારું છે; મુંબઈની બાહ્ય શોભાની પાછળ કેટલી બધી ક્ષુદ્ર વિલાસિતા, અસંયમ અને સામાજિક સડો રહેલાં છે; એ શણગારની પાછળ કેટલા કેટલા રોગોનો અગ્નિ બળે છે, અને પુરુષોને હાથે તમારો કેટલો છળ થાય છે એનો મને ઠીક ખ્યાલ છે. જેમ સેન્ટ નાખેલો રૂમાલ નાકે દાબી રાખવાથી પાયખાનાની દુર્ગંધનું જ્ઞાન કેવળ અટકાવી શકાય, અને તેથી એને સુધારવાનું સૂઝે નહિ, છતાં ગંદા પાયખાનાના દુષ્પરિણામો રોકી શકાય જ નહિ; તેમ આપણે બાહ્ય ટાપટીપમાં પડ્યા રહીએ ત્યાંસુધી આપણું જીવન જ સુધારી મુકવાનું આપણને સુઝવાનું નથી.

તમે અબળાઓ કહેવાઓ છો. નિર્બળપણું એ સારા માણસને તો લાંછનરૂપ લાગે; પણ વિચિત્રતા તો એ છે કે સ્ત્રીઓને અબળા કહેવાથી એમને માન આપ્યું હોય એમ મનાય છે આપણે બધાં જ—પુરુષો અને સ્ત્રીઓ—ખરે અબળ તો છીએ જ. જ્યાં સુધી આપણે વિષયોના ગુલામ છીએ, વિવેકબુદ્ધિથી જેનો બચાવ ન થઈ શકે એવી રૂઢિઓ અને માન્યતાઓના દાસ છીએ, પરાવલંબી છીએ, પરતંત્ર છીએ, અપમાન પામતી પ્રજા છીએ, આપણું પોતાનું રક્ષણ કરવાને શક્તિમાન નથી, જ્યાં સુધી આપણે પઠાણની બીકથી ઘર બહાર નીકળી શકતાં નથી કે પડદા વિના ઘરબાર સાચવી શકતાં નથી; જ્યાં સુધી પુરૂષના મનમાં રહ્યું છે કે સ્ત્રી ન હોત તો અમે મુઆ પડયા છીએ, અને સ્ત્રીઓને લાગે છે કે પુરૂષો જ અમારો આધાર છે—ત્યાં સુધી આપણે અબળ જ છીએ.

પણ અબળાપણું પુરૂષ કે સ્ત્રી કોઈને શોભાવતું નથી. અબળા નામ એ તમારી ઉપર કલંક છે. એ કલંકને તમારે કાઢી નાખવું જોઈએ. એને માટે તમારે બંદુક કે ડાંગ લઈ કવાયત કરવાની જરૂર નથી, પણ તમારામનમાં આત્મવિશ્વાસ આવવાની જરૂર છે જ. સીતાનું રક્ષણ રામ કરતા અને રામે એને લંકામાંથી છોડાવ્યાં એ ખરું, પણ અશોક વાટિકામાં સીતાનું રક્ષણ કોણે કર્યું ? એ કઈ શક્તિ હતી કે જેને લીધે રાવણ જેવો સમ્રાટ્ પણ સીતા ઉપર બળાત્કાર ન કરી શકયો ? જો પુરુષો જ સ્ત્રીઓનો આધાર હોત તો પાંચ પાંચ વીર પતિઓવાળી દ્રૌપદીની ભીષ્મ અને દ્રોણ જેવા ગુરૂજનોના દેખતાં લાજ લૂંટાવાનો પ્રસંગ ન આવ્યો હોત ! અને એ પ્રસંગમાંથી કોણે દ્રૌપદીને બચાવ્યાં ? કોઈ પુરૂષે તો નહિ જ, પણ એના હૃદયમાં રહેલા સતીત્વના, પવિત્રતાના બળે. સતી અનસુયા આગળ બ્રહ્મા, વિષ્ણુ અને શિવે બાવાઓને વેષે નષ્ટ માગણી કરી, એવી પૌરાણિક કથા છે. પણ અનસુયાએ પોતાના હૃદયની પવિત્રતાથી એ ત્રણે બાવાઓને બાળક જેવા નિર્દોષ દૃષ્ટિવાળા કરી મુકયા એમ કહ્યું છે.

આ પ્રસંગે એક બૌદ્ધ કથા પણ સાંભળવા જેવી છે. નકુલ માતાને નામે ઓળખાતી એક સ્ત્રી બુદ્ધની શિષ્યા હતી. પોતાના પતિના ભારે મંદવાડ વખતે એણે પતિને કહ્યું.

"હે ગૃહપતિ! સંસારમાં આસક્ત રહીને તમે મરણ પામો એ બરાબર નથી. આવા પ્રકારનું પ્રપંચાશક્તિયુક્ત મરણ દુ:ખકારક છે, એવું ભગવાને કહ્યું છે.

"હે ગૃહપતિ! કદાચિત તમારા મનમાં એવી શંકા આવશે કે 'હું મુઆ પછી નકુલ માતા છોકરાઓનું પાલન કરી શકશે નહિ, સંસારવ્યવહારનું ગાડું હાંકી શકશે નહિ;' પરંતુ એવી શંકા તમે મનમાં લાવશો નહિ. કારણ કે મને સૂતર કાંતવાની કળા આવડે છે અને ઉન તૈયાર કરતા આવડે છે. એના વડે હું તમારા મરણ પછી છોકરાંઓનું પોષણ કરી શકીશ માટે, હે ગૃહપતિ, આસક્તિયુક્ત અંતઃકરણથી તમારું મરણ ન થાઓ, એમ હું ઇચ્છું છું.

'હે ગૃહપતિ' તમને બીજી એવી શંકા આવવાનો સંભવ છે કે 'નકુલમાતા મારા મરણ પછી પુનર્વિવાહ કરશે.' પરંતુ આ શંકા તમે છોડી દો. હું આજ સોળ વર્ષથી ઉપોસથ વ્રત પાળું છું તે તમને ખબર છે જ. તો પછી હું તમારા મૃત્યુ પછી પુનર્વિવાહ કેમ કરીશ?

"હે ગૃહપતિ! તમારા મરણ પછી હું બુદ્ધ ભગવાનના ભિક્ષુસંઘનો ધર્મોપદેશ શ્રવણ કરવા નહિ જાઉં, એવી તમને શંકા આવવાનો સંભવ છે. પણ તમારી પાછળ પહેલાં પ્રમાણે જ બુધ્ધોપદેશ સાંભળવામાં મારો ભાવ રહેશે એવી તમારે પકકી ખાત્રી રાખવી. માટે કોઇ પણ પ્રકારની ઉપાધિ સિવાય મરણને શરણ થાઓ.

"હે ગૃહપતિ! તમારી પાછળ હું બુદ્ધ ભગવાને ઉપદેશેલું શીલ યથાર્થ રીતે નહિ પાળું એવી તમને શંકા આવવાનો સંભવ છે; પણ જે ઉત્તમ શીલવતી બુદ્ધની ઉપાસિકાઓ છે, તેમાની જ એક હું છું, એમ તમે ખાત્રીથી સમજજો. માટે કોઇ પણ પ્રકારની કાળજી વગર મરણ આવવા દો.

"હે ગૃહપતિ! મને સમાધિલાભ થયો નહિ હોય એમ ધારી તમારા મરણથી હું અતુ દુઃખી થઇશ એમ તમે સમજશો નહિ જે કોઇ બુધ્ધોપાસિકા સમાધિવાળી હશે તેમાંની હું એક છું એમ સમજો અને માનસિક ઉપાધિ છોડી દો.

"હે ગૃહપતિ! બૌધ્ધ ધર્મનું તત્ત્વ મને હજી સમજાયું નથી એવી પણ તમને કદાપિ શંકા આવશે પરંતુ જે તત્ત્વજ્ઞાનની ઉપાસિકાઓ છે તેમાની જ - હું એક છું એમ ચોકકસ ધ્યાનમાં રાખો, અને મનમાંની કાળજી કાઢી નાંખો."

જો જગતની સર્વે સ્ત્રીઓ નકુલમાતા જેવી ઉદ્યોગ જાણનારી; વિવેકી, બહાદુર અને શાણી હોય તો સ્ત્રીઓને અબળા નામ આપવાની કોની મગદૂર હોય? આવી સ્ત્રી થવામાં સ્ત્રીતત્ત્વની સફળતા છે, જે સમાજમાં આવી અનેક સ્ત્રીઓ પાકે તે સમાજ ઉન્નતિને શિખરે પહોંચ્યા વિના રહે નહિ. એવી સ્ત્રીને પેટે જન્મ મેળવવો એ બાળકનું સદ્‌ભાગ્ય જ સમજવું.

અપૂર્ણ. નવજીવન.

# સ્ત્રી રત્ન,

સ્ત્રીઓના ઘણાજ રોગનો નાશ કરનાર.

સ્ત્રીઓના તમામ દરદોનો સ્ત્રી રત્ન નામની દવા નાશ કરે છે. રજસ્વળા આનયમિત વધારે કિંવા કમી આવતું હોય તેને નિયમિત લાવે છે. અતિવિહાર અને બાળલગ્નથી થએલ વ્યાધીને દુર કરે છે. વારંવાર ત્થા વધારે પેશાબનું થવું ત્થા શરીરનું ધોવાવું (ધાતુનું જવું) આવા દરદોને માટે રામબાણ છે. બ્રહ્મુની બદહજમી, કમતાકાત, કબજીયાત, સંગ્રહણી, પેટનું આફરવું, છાતીનો બળતો દાહ, ખારા, ખાટા, તીખા, ઓડકાર, ચૂંક, આંકડી, પેટનું દરદ, હેડકી, પીચોટી; (આંબોઇનું ખસવું) થોડો ખોરાક ખાવાથી પણ ઊલટી, ગોળો ચડવો, વેણુંચુથા કળતર, કમ્મરનો દુખાવો, બરડાની ફાટ, મસ્તક સુળ વગેરે દરદો માટે સ્ત્રી રત્ન નામની દવા ઉંચામાં ઉંચી અને અકસીરમાં અકસીર નિવડી ચૂકી છે ગોળી ૧૦૦)ની ડબી ૧ કીં. રૂા. ૨–૮–૦ ખાસ પરેજ નથી.

ગર્ભ ધારણની અકસીર દવા.

સ્ત્રીઓને માટે આ એક આશીર્વાદ સમાન દવા છે. સ્ત્રીઓને ગર્ભ ન રહેવાના સાત દોષ (રોગ) છે. તેમાંથી આ દવા છ દોષ (રોગ) ને મટાડી ગર્ભ ધારણ કરાવે છે, ઇશ્વરઇચ્છાથી આ દવાથી ઘણી સ્ત્રીઓને વાંઝીયાપણામાંથી મુક્ત કરી સહપુત્રી (બચ્ચાવાળીઓ) કરી છે ! ડબી ૧ની કિં. રૂા. ૨–૮–૦

એક ડબ્બી ચાર માસ ચાલે છે. અને તેટલી મુદતમાં ગર્ભ રહે છે વાપરવાની હકીકત ડબી સાથે રાખવામાં આવે છે.

લોહીવા રક્ત પ્રવાહ.

આ દરદ સ્ત્રીઓને ભયંકર લાગે છે અને તે ગમે તેટલા જોરમાં હોય તો પણ પહેલેજ દીવસે ફાયદો થાય છે. ડબી ૧ની કીં. રૂા. ૨–૮–૦

શ્વેતપ્રદર.

આ દરદ સ્ત્રીઓને બહુજ ખરાબ છે અને તે વધારે વખત રહેવાથી ઘણી નબળાઈ આવી મરણને શરણ થાય છે માટે આ રોગની દવા તાકીદે કરવી ડબી ૧ની કીં. રૂા. ૨–૮–૦.

બાળાગોળી.

બાળકોને આ ગોળીથી ઘણોજ આનંદ રહે છે અને રૂષ્ટ પુષ્ટ થાય છે ગોળી ૧૦૦ની ડબી ૧ની કીં. રૂા. ૧–૦–૦.

મફત !!! ધાતુ વિકાર-આર્તવ વિકાર. મફત !!!

વધારે વિગત જાણવા અને સ્ત્રી તેમજ બાળકના દરદની તમામ દવાઓનો ભંડાર નામે "આર્તવ વિકાર" નામનું પુસ્તક એક કયાર્ડ લખી મફત મંગાવી લ્યો.

વૈદ શા. ગીરધરલાલ કહાનજી મુ. ધોળકા, જી. અમદાવાદ.

# પ્રાસંગીક નોંધ.

મહાત્મા ગાંધીજીની જયંતિ પ્રસંગે ખાદી પ્રચાર પ્રાંતિક સમીતિની સૂચના અનુસાર સુરતમાં પણ આ વર્ષે સારો કરાયો હતો. સ્વદેશ સેવાના કામમાં આગળ પડતો ભાગ લેનાર ઉત્સાહી ભાઇ તથા બહેનોએ પોતાના અમુલ્ય વખતનો ભોગ આપી ઘણું સારૂં કામ કર્યું હતું. અને એક અઠવાડીયામાં રૂા. ૧૦૦૦) ઉપરાંતની ખાદી વેચાઇ હતી. સુરત જૈન વનિતા વિશ્રામના સ્થાપિકા શ્રી. રૂકિમણી બહેન તથા તેમના બહેન કરાંચીના સદ્ગત વકીલ રા. વી. ટી. કોઠારીના પત્ની મહાલક્ષ્મી બહેન, સૌ. અશ્વિનબહેન, સૌ. પદ્માબહેન, સૌ. કૌશલ્યાબહેન, ગં. સ્વ. ગોતીબહેન, સૌ. સુમનબહેન, ગં. સ્વ. ઘેલી બહેન વીગેરેનો પ્રયાસ આ વેળાએ વખાણવા લાયક હતો.

પર્યુષણ પર્વ નિમિત્ત આશ્રમ તરફથી વિજ્ઞપ્તિ પત્ર મોકલાયાં હતાં તેથી મુંબઇમાં પરમ પુજ્ય પન્યાસજી શ્રી દેવવિજયજીના સદ્ઉપદેશથી તેમજ ગં. સ્વ. હીરાકુંવર બહેનના અસરકારક ભાષણથી તેમ શેઠ સારાભાઇ મગનભાઇ મોદીના સતત પ્રયાસથી રૂા. બે હજારના આસરાની રકમ જૈન વનિતા વિશ્રામના ફંડમાં મળી છે. તેમજ વલસાડથી પુજ્ય મહારાજ સાહેબ કેશરવિજયજી મહારાજના સદ્ઉપદેશથી રૂા. ૧૦૦)ની રકમ આવી છે. બીકાનેરના સંઘ તરફથી રૂા. ૭૫ની મદદ મોકલાઇ છે. અને આ પ્રમાણે આવા સુપર્વોના દિવસોમાં ધાર્મિક સંસ્થાઓ તરફ નજર દોડાવાઇ છે. અને અનાથ વિધવાઓના આશિર્વાદો મેળવાયા છે.

---





Registered No. 1654

જૈન વનિતા વિશ્રામ તરફથી પ્રસિદ્ધ થતું.

સ્ત્રી પુરુષ તથા બાળકોના ઉન્નતિના વિષયો ચર્ચનાર માસિક

સંવત ૧૯૭૯ આશ્વિન.

પુસ્તક ૪ થું. અંક ૫ મો.

વાર્ષિક લવાજમ.

રૂા. ૨-૦-૦. પોસ્ટેજ સાથે.

સંપાદિકા:—

રૂકમણીબાઈ શેઠ સા. હીરાચંદ મોતીચંદની વિધવા.

ગોપીપુરા-સુરત.

# બહેનોની આશિષ્.

નવીન વર્ષમાં આશિષ્ આપે બહેનો તે સુણજો,

પ્રભુ તમ દુઃખને દૂર કરજો !

સદા સુખ શાંતિ ઉર ભરજો !

વધજો, બળ લક્ષ્મી, યશ, આદિ પરમાર્થે વધજો,

રસજો, સદા તમ જીવનની સાથે શુભ ગુણને રસજો;

હસજો, સદા આનંદે રહિને, મસ્તપણે હસજો !

વસજો, પ્રભુ તમ હૃદયગુહામાં પ્રકટપણે વસજો,

સાર્થક નરતનનું કરજો !

સુખેથી ભવસાગર તરજો !

# વિષયાનુક્રમણિકા.





## શ્રી જૈન વનિતાવિશ્રામનો હેતુ.

આ સંસ્થાનો મુખ્ય હેતુ એ છે કે વિધવા બ્હેનો આ સંસ્થામાં રહી સાધુ જીવન ગાળે, ધર્મનીતિ સંબંધી જ્ઞાન પામે, તેઓનું નિરૂદ્યમી જીવન ઉદ્યોગી બને, તેઓ કર્તવ્યપરાયણ થાય, તથા તેઓની માનસિક તથા આધ્યાત્મિક સ્થિતિ સુધરે કે જેથી તેઓનું જીવન આપોઆપ શાંતિવાળું ગૌરવવાળું તથા આત્મશ્રદ્ધાવાળું બને, અને તેઓ પોતાના કુટુંબને સહાયક તથા સમાજને પણ ઉપયોગી થઈ પડે, તે ઉપરાંત સધવા શ્રાવિકા બ્હેનો તથા જૈન કન્યાઓને ધર્મનીતિની તથા વ્યવહારિક કેળવણી આપવી કે જેથી તેઓ ઉત્તમ ગૃહિણી તથા માતા બને અને કર્તવ્યનિષ્ટ થાય.

ઠેં૦ ગોપીપુરા–સુરત.

☞ આજના અંકમાં પ્રસિદ્ધ થએલા પૂજ્ય મુનિ મહારાજ શ્રી કસ્તુરવિજયજીનો જીવનસુધા નામનો લેખ મનુષ્ય જીવનમાં ખરેખર સુધા–અમૃત સિંચન કરનાર હોવાથી પૂરો અપાય છે. દિવાળીના સુપર્વોના દિવસોમાં સદ્વિવેકી વાંચકો તેનો મનનપૂર્વક અભ્યાસ કરી આચારમાં મૂકી પોતાના જીવનને દિવ્ય બનાવશે એવી શુભાશા રાખી શકાય છે.


આ પત્ર સુરત–ચૌટાના પૂલ ઉપર ટાંકી પાસે આવેલા "શંકર" પ્રિન્ટીંગ પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યું અને બ્હેન રૂકમણી હીરાચંદ મોતીચંદની વાધવાએ ગોપીપુરા સુરતમાંથી પ્રગટ કર્યું.

જૈન વનિતા વિશ્રામને ૧૦૦૧) ભેટ આપનાર.
અમદાવાદની દયાપ્રચારિણી મહાસભાના છેલ્લા
પાંત્રીસેક વર્ષોથી આગેવાન શેઠ



મોહનલાલભાઇ મગનલાલભાઇ ઝવેરી.



હાલ મુંબઈ બિરાજતા

**શ્રીમંદ પન્યાસજી મહારાજ શ્રી દેવવિજયજી ગણી.**

જેઓશ્રીના સદ્દુપદેશથી સુરત જૈન વનિતા વિશ્રામને
મુંબઈના શ્રીસંઘે લગભગ રૂ. ૨,૦૦૦
(બે હજાર)ની મદદ કરી છે.

# સ્ત્રી કેળવણી.

" પણ નારીને રોવા વિના નહિ કર્મમાં બીજું કંઇ."

સ્વર્ગવાસી સાક્ષર શિરોમણી ગોવર્ધનરામે આ એકજ લીટીમાં પોતાના સ્નેહમુદ્રા નામના કાવ્યમાં હિન્દુ સ્ત્રી જીવનનું હૃદયદ્રાવક ચિત્ર આલેખ્યું છે. આટલું બધુ હૃદયદ્રાવક ચિત્ર તેણે શાથી આલેખ્યું હશે? જો આ બધાનું આપણે તારણ કાઢવા બેસીએ તો આપણને સ્ત્રી કેળવણીનોજ અભાવ સ્હેજે માલમ પડયા વગર રહેશે નહિ. સ્ત્રી કેળવણી પર અતિશય થોડું ધ્યાન અપાય છે, અને જયાંસુધી આના પર થોડું ધ્યાન અપાશે ત્યાંસુધી અવશ્ય પડતી દશા રહેવાની.

મારા વાંચવામાં એક ઠેકાણે આવ્યું છે કે, "એક પુરૂષને જ્ઞાન આપશો તો તે જ્ઞાનનુ તેના મૃત્યુ પછી નામ નિશાન નહિ રહે, પરન્તુ એક સ્ત્રીને જ્ઞાન આપશો તો તે ભવિષ્યની પ્રજાની કેળવણી છે." વિદુષી એની બિસાન્ટના વિચારપણ મનન કરવા યોગ્ય છે. તે કહે છે કેઃ–

" Never yet has a nation risen to greatness unless the men and women in in talked side be side hand in hand. As soon may you try to make an Indian nation without the *education* of indian women, as a bird might try to fly high in the air with one wing broken before it starts upon the fight. It is only where the men & women stand side by side, heart with heerts and hand in hand that any great Social or political progress is possible for any people."

હાલની નવિન જાગૃતિને લીધે આજે, આપણા દેશમાં–ગુજરાતમાં આપણા સામાજીક પ્રકરણોના જુદા જુદા અનેક વિષયો ચર્ચાય છે. ખાસ કરીને આ ચર્ચામાં સ્ત્રી કેળવણી એ અગત્યનો વિષય છે. એતો સર્વમાન્ય સિદ્ધ થઇ ચૂકયું છે કે કન્યાઓને કેળવણી આપવી એમાં કોઇ પ્રકારનું પાપ નથી પણ પુણ્ય છે. પરન્તુ કયા પ્રકારનું શિક્ષણ આપવું એના પર હજુ કોઈ એકમત થયા નથી. સરકારી શાળાઓમાં અપાય છે તેવા પ્રકારનું શિક્ષણ આપવું જોઇએ કે રાષ્ટ્રિય વિનયમંદિરોના કન્યાશાળામાં અપાય છે તેવું શિક્ષણ અપાવું જોઇએ. આ અને આવી તરેહના અનેક પ્રશ્નોનું નિરાકરણ કરવાને મેં મારી અલ્પશકિત પ્રમાણે પ્રયાસ કર્યો છે. મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે. જેણે કદિ ભૂલ કરી નથી તે કદિ મહાન થઇ શકયો નથી. મેં પણ મારી મર્યાદિત અલ્પશક્તિને લઇને કદાચ ભૂલ કરી હોય તો પ્રિય વાચકવર્ગ પાસે હું આશા રાખુ છું કે તેઓ હંસક્ષીર દ્દષ્ટિ રાખશે.

આ અસાર સંસારમાં પોતપોતાના કર્તવ્ય સારી રીતે કરવાને કેળવણીની સઘળાને જરૂર છે. પુરૂષ કરતાં સ્ત્રીને કાંઈ ઓછા, કર્તવ્ય નથી. જે લોક સ્ત્રી કેળવણીને નકામી ગણે છે તે લોક તેનો અર્થજ સમજતા નથી.

શ્રીમતી સરોજની નાયડુ કહે છે કેઃ—

પ્રગતિ ઉત્પન્ન કરનારા તમે નથી પણ અમે છીએ. અને પ્રગતિના દરેક માર્ગપર અમારા પ્રોત્સાહક સહચાર વિના તમારી પરિષદો અને તમારી રાષ્ટ્રિય સભાઓ નિરર્થક છે. તમારી સ્ત્રી

કેળવે, એટલે પ્રજા પોતાની સંભાળ પોતેજ લેશે. ગઇકાલ, આજ એટલુંજ નહિ પણ મનુજ જીવનના અંત સુધી, એ વાત સત્ય છે કે જે હાથ પારણું હિંચોળે છે તેજ હાથમાં સામ્રાજ્ય ભોગવવાની સત્તા છે."

ખુદ મહાત્મા ગાંધીજીએ પણ કહ્યું છે કેઃ—

"આપણે જે કામ હિંદુસ્તાનમાં કરવાનું છે તે સ્ત્રીકેળવણીનું પ્રથમ છે. કેળવણી હોયતો સ્ત્રીઓ પોતાના શિયળનું રક્ષણ કરી શકે. તે કેળવણી આપવાને આપણને ઘણી વિદ્વતાની જરૂર નથી. પણ ફક્ત ચારિત્ર્યની જરૂર છે."

કન્યાઓને અભણ રાખવાથી શા શા ગેર ફાયદા થાય છે તે બધા લખવા બેસું તો એક મોટું પુસ્તક ભરાય. નિરંતર સાસુ વહુના ઝગડા ચાલુજ હોય વરની સાથે કેમ વર્તવું તેનું તેને ભાન હોતુ નથી "સાસુ વહુની લડાઇ" ઉપર તો મહિપતરામ રૂપરામે એક આખું પુસ્તક લખ્યું છે. તે વાંચવાથી વાંચક તને ખબર પડશે કે કન્યાઓને રોજના કેવા મેણાંઓ ખમવા પડે છે. જ્યારે બીજી તરફ કેટલાક ઉચ્છંખલ (રૂપાળી ને ખલકનંદા જેવી) સ્ત્રીઓ કેવી ખરાબ રીતે વર્તે છે, તે વાંચક તારી નજર બહાર નહિ હોય? જો વર બેનને ઠપકો આપે તો સ્ત્રી સામે થાય. અને સ્ત્રીને ઠપકો આપે તો **न नन्दत इति ननान्दा** સામી થાય. આ પ્રમાણે દિવસે તો સુખ નહિ પણ રાતે પણ જોયા જેવા વિચિત્ર બનાવો થાય. જે લખતાં મને અતિ શરમ આવે છે.

સદ્ગુણી ને સદ્ કેળવણી પામેલી સ્ત્રીનું કર્તવ્ય શું છે? સ્ત્રીઓએ ઘરમાં પ્રધાનવટાનું **(कार्येषु मंत्री)** કામ કરવું જોઇએ તેમ તે અભણ હોવાથી કરી શકતી નથી પણ એક ગુલામડીના જેવું વૈતરૂં કરી જાણે છે. આથી કરીને પુરૂષને ઘરની ને બહારની બન્ને ફીકર રાખવી પડે છે, પણ ગૃહસ્થાશ્રમના કામની ખરી વ્હેંચણી તો એ છે કે પુરૂષે બહારથી અને સ્ત્રીએ ઘરની વ્યવસ્થા ચલાવવી.

બાળકોની સંભાળ ને કેળવણી એ સ્ત્રીના ખાસ કર્તવ્ય છે. પણ તે અભણ હોવાથી તે કરી શકતી નથી નેપોલિયન બોનાપાર્ટ પોતાના જીવન ચરિત્રમાં લખી ગયો છે કેઃ—મારી માએ જો મને કેળવી ઉચ્ચ આદર્શવાન કર્યો ન હોત તો હું આજે આ સ્થિતિએ નહોત. આ જગતમાં જે જે મહાન પુરૂષો થયા છે તે સર્વ તેમની માતાની સદ્કેળવણીથીજ થયા છે એમ કહું તો લેશમાત્ર ખોટું નથી. મહાત્મા ગાંધીજી, દેશબન્ધુદાસ વિગેરેના દ્રષ્ટાંત હજુએ ભારતવર્ષમાં મોજુદ છે.

અલબત હું એમ નથી કહેવા માંગતો કે સ્ત્રીઓએ પુરૂષોના જેવીજ કેળવણી સંપાદન કરવી. બન્નેની કેળવણીમાં અંતર તો અવશ્ય હોવુંજ જોઇએ કારણ કે દરેકના જીવન પણ જુદા છે. એકને પેદા કરવાનું ને બીજાને પોષણ કરવાનું છે. એકને સાધનો મેળવી આપવાનું ને બીજાને તેની વ્યવસ્થા કરવાનું હોય છે. માટે તે જાતનું જ્ઞાન તેમને હોવું જોઇએ. કન્યાઓને માટે વિદ્યાલયો એવા હોવા જોઇએ કે થોડી મહેનતે (નકામા વિષયોના અભાવે) ધારેલો લાભ મળે. કેમકે છોકરીની ઉમ્મર ૧૨ થી ૧૫ લગી અતિ નાજુક સ્થિતિમાંથી પસાર થાય છે, તે વખતે તેમને ઘર કામ તથા શીખવાનો બેવડો બોજો આવી પડે તો તેઓના શરીર લથડી જાય છે. તેમની કોઇપણ પ્રકારે માવજત લેવાતી નથી. "દિકરીની માટીને શા ઝટકા પડનાર છે" આવા ઉદ્ગારો તેમની જાત એનોનાજ હોય છે. સુલોચના દેશાઇ કહે છે તે મુજબ "જરૂર પુરતા દાખલા, ઇતિહાસને રામાયણ ને મહાભારતની વિરરસની કથાઓ તે સિવાય આરોગ્યવિદ્યા, ગૃહકળા માંદાની માવજત, બાળઉછેર ઘરગતુ થોડું વૈદકજ્ઞાન ભરતગૂંથણ સંગીત વગેરે ખાસ શીખવવું જોઇએ."

કન્યાઓને ઇંગ્લીશ કેળવણી આપવી કે કેમ એ પ્રશ્ન એક નિરાળો છે. કારણ કે કપાળે કપાળે જુદી મતિ. એટલે એના ઉપર હું મારો અભિપ્રાય નથી આપી શકતો. પણ જગત જેને સંત પુરૂષને મહાત્માથી ઓળખે છે તે મહાન પુરૂષ ગાંધીજી પોતાના 'હિન્દ સ્વરાજ' નામના પુસ્તકમાં કહે છે કેઃ—સ્ત્રીઓને ઇંગ્લીશ કેળવણીની જરૂર બિલકુલ નથી. તે છતાંયે જેમને ઐચ્છિક વિષય તરીકે તે ભાષા લેવી હોય તે ભલે લેય પણ હું તેના કરતા આપણી હિન્દી ભાષા (દેશની ભાષા) ને માટે વધારે આગ્રહ કરૂં છું. તેમને (યુરોપીઅનોને) જોઇએ તો આપણી ભાષા તેઓ શીખે. આના કરતાં વધારે ઉત્તમ વિચાર બીજો કયો મહાન પુરૂષ આપી શકે એમ છે?

સ્ત્રી કેળવણી એવા પ્રકારની અપાવી જોઇએ કે તે ગૃહસંસારમાં ઉપયોગી થઇ પડે. વિદુષિ એની બિસાંટે પોતાના એક લેખમાં પ્રથમ વર્નાક્યુલર શીખવાનું કહ્યું છે. પણ આગળ જતા તે કહે છે કેઃ—"

*I plead next for knowledge of English I will tell you quite frankly why. English is the language of politics, of Social matters, of discussiosns among the men.*

બિસાન્ટ બાઇ એક અંગ્રેજી બાનું રહ્યા એટલે તેમણે ઇગ્લીશ શીખવાને સલાહ આપી. પરન્તુ મહાત્માજીએ તો ચોકખે ચોકખું જણાવ્યું છે કેઃ—"સ્ત્રીઓના પોષાક તત્ત્વનો સંહાર કરનારી વિદ્યા આપણને નથી જોઇતી, અને તે વિદ્યા બહુધા આપણી સ્ત્રીઓને ઉપયોગીયે નથી. યુરોપપ્રદેશમાં પુરૂષ તથા સ્ત્રીઓ અપરિણિત અવસ્થામાં ઘણો કાળ ગાળે છે,અને તેથી સ્ત્રીઓને કારખાનામાં અગર કોઇ એવા બીજાખાતામાં નોકરી કરી પેટ ભરવાની વેઠ કરવી પડે છે. આવુ દુઃખમય જીવન આપણા દેશની સ્ત્રીઓ ન પામે અને તેવો સુધારો પૂર્વ તરફના દેશમાં ન આપે એવી આપણી પરમાત્મા પાસે પ્રાર્થના છે. આવો પાશ્ચાત્ય સુધારો (?) પશ્ચિમ દેશમાંજ ભલે રહો!

છતાં પણ કન્યાઓને કેળવણી આપવી એ અતિ અવશ્યની વસ્તુ છેજ. વિદ્યાહીન સ્ત્રીથી સંસારયાત્રામાં પરિક્રમણ કરવું એતો પેલા એની બિસાન્ટના દર્શાવેલા "પાંખહીન પક્ષીની માફક જીવન ચલાવવા જેવું થાય." આપણામાં હજુ મુર્ખ રીવાજોને વહેમો વાશ કરે છે. "સ્ત્રી વિના દેશની ઉન્નતિ કરવી અશક્ય છે" એ સાક્ષર શિરોમણી ગોવર્ધનરામનું વાક્ય યથાર્થ છે. કેટલીક વહેમી ને અજ્ઞાન સ્ત્રીઓ પુરૂષોને આરાગમમાં નિરંતર આડે આવે છે, અને છોકરાઓને બગાડે છે.

સુધરેલા દેશમાં સ્ત્રીકેળવણી અવશ્યની ગણાય છે. યુરોપમાં જુઓ! જે યુરોપમાં જંગલી લોકો વસતા હતા તે યુરોપ આજ આટલી ચડતી દશાએ શાથી છે? અમેરિકા દેશ સ્વતંત્ર શાથી થયો? જાપાનમાં ચડતી શાથી થઇ? જો આ બધાનું મૂળ કારણ તપાસીએ તો તે સ્ત્રીકેળવણીજ છે. નવસરામના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીઓ જ્યાંસુધી ભણેલી નથી હોતી ત્યાંસુધી કોઇપણ દેશ સુધરેલો શી રીતે કહી શકાય? વસ્તીનો અર્ધો ભાગ તો નિઃસંશય જંગલી રહેજ. સ્ત્રીઓ ભણેલી ન હોય ત્યાં પુરૂષોની કેળવણી પણ અપૂર્ણજ રહે.

આપણો આ ભારત જ્યારે ચડતીના ઉચ્ચ શીખરે હતો ત્યારે સ્ત્રીકેળવણી તરફ સારી રીતે લક્ષ આપવામાં આવતું હતું. એને માટે સંગીત પુરાવા મોજુદ છે.

વૈદિક અને પૌરાણિક કાળની સ્ત્રીઓમાં એને લીધેજ ઇચ્છા લગ્ન, વિદ્વતા, ઉચ્ચ આદર્શો, સમુદ્રપર્યટન વિગેરેના દૃષ્ટાંતો મળી આવે છે. વિદર્ભ દેશનારાજાની કુંવરી અગસ્ત્ય ઋષિની સાથે ઇચ્છાલગ્નથી પરણે છે. વાગ્દેવીની સ્તુતિ દેવિસુક્ત રચવા માટે પ્રસિદ્ધ છે. આત્માની અમરતા માટે (ચંદ્રકાન્ત ભા. ૩ જો) પોતાના પતિ યાજ્ઞવલ્કય સાથે મૈત્રેયીને કાત્યાયનીની ચર્ચા અને સંન્યાસ; મગનલાલ મહેતા કહે છે તે મુજબ "જનકવિદેહીના યજ્ઞમાં તત્વજ્ઞાનની ચર્ચામાં ગાર્ગી બ્રહ્મચારીણીએ યાજ્ઞવલ્કયને ઉત્તર દેવામાં ઉભી કરેલી ગુંચવણો; તેવીજ રીતે રાજપુત્રી સુલભા સાથે જનક રાજાએ કરેલી વેદાંતી ચર્ચા." આ બધું શું બતાવે છે?

શ્રીમદ્ શંકરાચાર્યે જ્યારે જ્યારે વેદાંતની ફીલોસોફીમાં મંડનમિશ્રને હરાવ્યા ત્યારે મંડનમિશ્રનો બચાવ કોણે કર્યો હતો? સરસ્વતિએજ (મંડનમિશ્રની સ્ત્રીએ પોતાના સ્વામીનો રસ શાસ્ત્રનો વાદ કરીને બચાવ કર્યો હતો) (જુઓ જુની ગુ. પાંચમી ચોપડી) શંકરાચાર્યના ગ્રંથો પર એક સ્ત્રી ભામિનીએજ ટીકા લખી છે. ભાસ્કરાચાર્યની પુત્રીએ રચેલા લીલાવતીના ગણિત તથા ખગોળ ગ્રંથો. વળી કેટલાક બીજગણિત (Algebra)ના શોધક તો એમ પણ કહે છે કે, અક્ષરગણિતની શોધ એજ ભાસ્કરાચાર્યની પુત્રીએજ કરેલી હતી. નેમિનું વિધવાવસ્થાના દુઃખ વિષે કરુણરસિક નાટક, કુંતિએ યુધિષ્ઠરને ગાદીએ બેસતી વખતે અને અને યુદ્ધમાં મોકલતી વખતે આપેલી રાજનીતિ (મહાભારત) અને યુધ્ધ નીતિની આપેલી ઉંડીને સુઘડ શિખામણ; સૌવિર રાજાની પુત્રી વિદુલા, સુભદ્રા દ્રૌપદી અને ઉત્તરા (અભીમન્યુની સ્ત્રીએ) શોકગ્રસ્ત થવાને બદલે "મારા કેસરભીના કંથહો! સીધાવોજી રણવાટ" કહીને યુદ્ધ પરાયણ થવાની પોતાના પતિને કરેલી ઉશ્કેરણી; દમયંતિ, સિતા, અને સાવીત્રી, સુકન્યા (ચ્યવન ઋષિની સ્ત્રી), મદાલસા, અને તારામતિ (હરિશ્ચંદ્રની સ્ત્રી) વિગેરેને તેમના પિએર જવાને તેમના પતિઓએ કહ્યું હતું છતાં પણ પોતાના પતિઓના ઘોર સંકલ્પ અને પ્રતિજ્ઞાથી હોરેલા દુખો વેઠયા. અને તેમના પતિઓના ના કહેવા છતાં પણ તૈયાર થવું. અને છેવટ સુધી ચીવટપણે ભોગવવાં; તે સિવાય જો ઐતિહાસિક પુરાવા જોઇતા હોય તો, સુન્દરબા, સંયુક્તા, પદ્મિનિ, કલાવતી, કુમારદેવી, દુર્ગાવતી, વિમલદેવી, છીજીબાઇ, ચાંદબીબી, અહલ્યાબાઇનાં અમરપટ ચિર સમયને માટે ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાઈ રહ્યાં છે.

ઉપરોકત સર્વ દૃષ્ટાંતો વર્તમાનકાળમાં અને અને ભવિષ્યકાળમાં સ્ત્રીકેળવણીની આવશ્યકતા છે તે શું ખરેખરી રીતે સાબીત નથી કરતાં શું? વળી આધે ક્યાં જવું અર્વાચીન જમાનામાં કેળવણી રહિત વૃદ્ધ ડોસીઓ કાંઇ ઓછી વહેવાર કુશળ છે?

ગુજરાતમાં વસતી દરેક બેને ગુજરાતીનું જ્ઞાન અવશ્ય સંપાદન કરવું જોઇએ એવો મહાત્માજીનો ખાસ આગ્રહ છે. કવિ શિરોમણી ભટ્ટ પ્રેમાનંદે પોતાના એક નાટકમાં લખ્યું છે કેઃ—

સંસ્કૃત ભાષા હવે મૃતપાય થઇજ અને હવે તો વાઘો ગીરા ગુર્જરી એજ ઇચ્છવાનુ.

ગુર્જર ભાષામાં જેવા ઉત્તમ પુસ્તકો કાવ્યો લખાયા છે તેવા ઉત્તમ પુસ્તકો બીજી કઈ ભાષામાં લખાયા છે? ગોવર્ધનરામના સરસ્વતિચંદ્રની સાથે કઇ ભાષાનું કયુ પુસ્તક હરિફાઈ કરી શકે તેમ છે? પ્રેમાનંદના કાવ્યો તથા નાટકો કઈ જેવા તેવા છે? વિદેશીય ભાષા કરતં આપણી માતૃભાષામાં આપણી આર્યબેનો વધારે સમજી શકે એમ છે. (અપૂર્ણ)

ગંગાશંકર ગણપતરામ. અડાજણ—સુરત.

# પ્રજ્ઞા અને જ્યોતિ.

(અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૯૧ થી.)

## પ્રકરણ ૨ જું.

### ઝેર રેડ્યું.

પ્રભાતનો સમય એ મનુષ્યમાત્રને આનંદ આપનારજ છે. જગતના નેત્ર રૂપી સૂર્યનારાયણ ભગવાન પોતાનાં રાતા કિરણો પૂર્વ દિશામાં નાંખવા લાગે છે તે જોતાં કેવો આનંદ થાય છે? દેવળોમાં મધુર રણકારથી વાગતા ઘંટના નાદથી પણ કેવો આનંદ થાય છે? માટલામાં દહીં નાંખી છાશ અને નવનીત જુદાં પાડવા દહીં વલોવતી મૈયારીઓનો ઘમ ઘમ કરતો શબ્દ પણ કાનને કેટલો પ્રિયકર થઈ પડે છે! પક્ષીઓના વિવિધ કલરવો પણ કેટલા બધા આનંદને પ્રકટાવે છે. ખરેખર સૂક્ષ્મપણે નિરક્ષણ કરવાથી આ પ્રાતઃકાળનો સમય ગમે તેવા ઉદાસીન મનુષ્યોને પણ અંતઃકરણમાં શાંતિને આપનાર થઈ પડે છે.

ચંદ્રમુખરાય પ્રભાતનો સમય થવાથી તરતજ ઉઠ્યા. રાત્રિના પાછલા ભાગમાં તેમને એક બે ઊંઘના ઝોકાં આવ્યાં હતાં પણ નિયમીત સમયે ઉઠવાની ટેવ હોવાથી આંખ ઉઘડી ગઇ તેઓ ઉભા થયા. પછી શૌચ દાતણ આદિની ક્રિયાઓથી પરવારી સ્નાન કરવા બેઠા. તેઓ હમેશાં ઠંડા જળથીજ સ્નાન કરતા હતા. સ્નાન કરવાની પદ્ધતિ તેમની બે લોટા આમ ઢોળ્યા અને બે તેમ ઢોળ્યા એમ કરી પોતાને સ્નાન કર્યું છે એમ માનનાર મનુષ્ય જેવી નહોતી પણ વિધિપૂર્વક શરીરને સ્વચ્છતાથી ચોળીને બરાબર રીતે સ્નાન કરવાની હતી. અને તેના પરિણામમાં તેમને ત્વચાનો કોઇપણ રોગ થવા પામ્યો નહોતો. કેમકે ત્વચાના રોગની ઉત્પત્તિ ઘણે ભાગે યથાર્થ સ્નાન ન કરવાથી અને સ્વચ્છતા ન રાખ્યાથીજ થાય છે. આ પ્રમાણે વિધિપૂર્વક સ્નાન કર્યા પછી તેણે પોતાની સંયમશાળામાં પ્રવેશ કર્યો. અને નિત્ય નૈમિતિક કર્મો કરી સંયમ સાધવા બેઠા.

આ નિત્ય નૈમિતિક ક્રિયાને તથા સંયમને સાધવારૂપ ક્રિયાને કેટલાક જડવાદને સ્વીકારનારા નાસ્તિક મનુષ્યો વૃથા કાલક્ષેપ જેવી માને છે પણ તેમાં તેઓની પોતાનીજ ભૂલ છે. જેમ આખી સૃષ્ટિને નવીન જળથી પ્રફુલ્લિત કરનાર વાદળાને વર્ષાદનું જળ સમુદ્રમાંથીજ મળે છે તેમ બળ, આત્મનો પ્રાદુર્ભાવ આ ક્રિયાને સાધવાથીજ ઉત્પન્ન થાય છે. ટુંકમાં સરળ શબ્દોથી જણાવીએ તો બળમાત્રનું મૂળજ આ ક્રિયા છે અને તેથીજ તેને અંતઃકરણના પ્રેમપૂર્વક સાધવી ઘટે છે. મનુષ્યો નાના પ્રકારના સ્વાદીષ્ટ ભોજનો ખાવામાં ફુરસદ મેળવી શકે છે. તે બનાવવાની સામગ્રી લાવવામાં ફુરસદ મેળવી શકે છે. મનુષ્યો નોકરી કરવામાં તથા વ્યાપાર કરવામાં ફુરસદ મેળવી શકે છે. મનુષ્યો સગા સંબંધીઓ સાથે વાતચિત કરવામાં ફુરસદ મેળવી શકે છે. મનુષ્યો રાત્રિના વખતમાં

નિદ્રા લેવાની ફુરસદ મેળવી શકે છે પણ આ સર્વના મૂળરૂપ આ સર્વ જેનાથી ઉત્તમ પ્રકારે સધાય તેમ છે તે આ આધ્યાત્મિક ક્રિયા પ્રતિ ઉપેક્ષા કરે છે તથા અમને સાધવાને ફુરસદ નથી એમ જણાવે છે તે કેટલું બધું અયોગ્ય છે તે સહજમાં જણાઇ આવે તેમ છે. આવી પરમ-હિતકર ક્રિયા પ્રતિ જ્યાં સુધી મનુષ્યનું લક્ષ બરોબર રીતે ખેંચાશે નહિ ત્યાં સુધી મનુષ્યની સત્ય ઉન્નતિની આશા રાખવી ખપુષ્પવત મિથ્યા છે. વિષયાંતર થતું અટકાવવાના ભયથી ચંદ્રમુખરાય પોતાની સંયમશાળામાંથી બહાર આવે તે પૂર્વે તેના સંબંધની થોડીક માહિતી આપવી યોગ્ય છે.

ચંદ્રમુખરાયની ઉમર હાલ ૨૮ વર્ષની છે. ૭ વર્ષથી તેનો અમદાવાદમાં નિવાસ છે. તેના પિતા પાટણમાં ડેપ્યુટી ઇન્સ્પેક્ટરના હોદ્દા ઉપર હતા. તેમને ગુજરી જવાને આજે આઠ વર્ષ થયાં છે. માતા તો પહેલાનીજ પરલોકવાસિની થઇ છે. ચંદ્રમુખરાયને પિતાજી તરફથી ઘણું સારૂ શિક્ષણ મળેલું છે. અને પિતાના ઉચ્ચ વિચારો તેનામાં ઉતરી આવેલા છે. પિતાએ તેમની હયાતી-માંજ તેના લગ્ન કરી આપ્યાં છે પ્રજ્ઞા પણ નામ પ્રમાણે એક બુદ્ધિનો ખજાનોજ છે. ચંદ્રમુખરાય અને પ્રજ્ઞાને જુગતે જોડું મળી રહ્યું છે. પોતાની આખી વડનગરી નાગરી ન્યાતમાં આ જોડાંના વખાણ થાય છે. વાતચીતોમાં તેમનુંજ દૃષ્ટાંત અપાય છે. પોતાના પિતાના મરણબાદ બે વર્ષ પાટણમાં રહ્યા પછી ચંદ્રમુખરાયે હવે પોતાના ગૃહમાંજ રહેવાનું રાખ્યું છે. અર્થાત્ ૭ વર્ષથી તેઓ અમદાવાદમાં રહે છે. તેમના પ્રસન્નતાજનક સ્વભાવથી સગાં વહાલાંઓમાં પણ તેમની આબરૂ સારી છે. ઉમર નાની હોવા છતાં તેમની ન્યાતજાતના કામમાં સલાહ લેવાય છે. તેમની સ્ત્રીને કાંઇ પ્રજા નહોતી. પણ દોઢ વર્ષથી એક પુત્રીરત્ન પ્રાપ્ત થયું છે. તેને જોઇ તેઓ પોતાના દિવસો આનંદમાં વ્યતિત કરે છે.

આજે કોર્ટમાં કેસ હોવાથી ચંદ્રમુખરાયને કોર્ટમાં જવાનું છે. તેથી પોતાનો કાર્યક્રમ પૂરો થતાં ભટજીને વહેલી રસોઇ બનાવવાનું કહી પોતાની પત્ની પાસે ગયા. આ વખત તે પથારીમાં બેઠી થઈ હતી અને તેનો તાવ ઉતરવાપર આવ્યો હતો. પોતાની પત્નીની તબીયત તપાસતાં ઠીક લાગવાથી અહો આજ તો તબીયત સારી થઈ જશે એમ જણાવી પ્રસન્નતાથી તેની પીઠ ઉપર હાથ ફેરવ્યો. અને પછી સુખદુઃખની વાતો કરવા માંડી.

આ પ્રમાણે લગભગ એકાદ કલાક વાતમાં ગયો ત્યારબાદ ભટજીએ આવી રસોઇ તૈયાર થયાની ખબર આપી. આ વખતમાં પ્રજ્ઞાનો તાવ છેકજ ઉતરી જવા આવ્યો હતો અને દીલ થોડુ થોડું ગરમ હતું પત્નીને આજના ન્યાતના ઝગડાની વાત કહી. ટાઈમ થવાથી ઘરમાં કામ કરનારી ગંગાબાઇને આજે પ્રજ્ઞાની સંભાળ રાખવાનું કહી જમી તે કોર્ટમાં ગયો.

ન્યાતના ઝગડાની વાત આજે સર્વને ખબર હતી તેથી ચંદ્રમુખરાયની ન્યાતની ડોસીઓએ એમ ધાર્યું કે આજે તે પણ કોર્ટમાં જનાર હશે માટે લાવો જરા પ્રજ્ઞાની ખબર જોઇ આવીએ રતનકાકીએ દીવાળીબાને વાત કરી અને દીવાળીબાએ મણીમાશીને વાત કરી આ પ્રમાણે એ ત્રણે ડોસીઓ આજે પ્રજ્ઞાની ખબર જોવા આવવા તૈયાર થઈ. રોજ તો ચંદ્રમુખરાય ઘેર હોય એટલે બોલવું ફાવે નહિ એટલે આજનો આવો સારો સુયોગ જવા દે એવી ડોસીઓ કાચી ન્હોતી કેમકે તેણે ઘાટ ઘાટના પાણી પીધેલાં હતા.

ધીમે ધીમે પગલે ચાલતી કમરમાંથી વાંકી વળી ગએલી ઘડી ઘડીમાં છીંકણીની ડાબડી ઉઘાડી તપખી સુંઘતી તથા પોતાના લુગડાંને પણ તપખીથી ભરી દેતી એ ત્રણ ડોસીઓ પ્રજ્ઞાને ત્યાં આવી પહોંચી. ઘરમાં પેસતાની સાથેજ પ્રજ્ઞાબ્હેન છો કે ? પ્રજ્ઞા બહેન ? ઓ પ્રજ્ઞા બ્હેન એમ બુમો પાડવા લાગી, પ્રજ્ઞા બિચારી ત્રીજે માળે સુતેલી તે શી રીતે સાંભળે ? અને કદાચ સાંભળે તોપણ તે ડોસીઓ સાંભળી શકે તેવો તાણીને જવાબ પણ શી રીતે આપે ? આથી ડોસીઓએ તો બબડતા ફફડતા માળ ઉપર ચઢવા માંડયું. "અલી ઓ ઘરમાં છે પણ બોલતીએ નથી ઓય માડી ? માંદી છે તોપણ શાં અભિમાન છે" ઇત્યાદિ વાક્યો બોલી ભલી બિચારી પ્રજ્ઞાની નિંદા કરતાં અને બુમો પાડતાં તેઓ છેક ત્રીજે માળે આવી પહોંચી અને દિવાનખાનામાં પ્રવેશ કર્યો.

ડોસીઓને પ્રવેશ કરતાં જોઈ પ્રજ્ઞા બેઠી થઇ તેની નોકર ગંગા તો પોતાના પતિને ગયા પછી કલાક રહીને હમણાં આવું છું એમ કહીને કયાંય જતી રહી હતી. એટલે અત્યારે પ્રજ્ઞા એકલીજ ઘરમાં હતી. કેમકે ભટજી તો રસોઇ કરીને ક્યારના એ જતા રહ્યા હતા. તેથી પ્રજ્ઞાએ કહ્યું બહુ દિવસે દર્શન દિધાં પધારો માજી. આવો. બેસો.

ડોસીઓ—કેમ બા, અમે આટલી આટલી બૂમો પાડી તે ન સાંભળી કે શું. અમને જરા જવાબે ન આપ્યો.

પ્રજ્ઞા—"માજી મેં તમારી બે બૂમો સાંભળી હતી પણ તેનો જવાબ હું તમને તાણીને બોલીને આપું ત્યારે તમારાથી સાંભળી શકાય. પણ મારામાં તેટલી શક્તિ નથી. માજી"

રતનકાકી—"ઓય ઓય એટલીએ શક્તિ નથી. આ તો નહિ સારૂં રે બાપ. મારા મકુના બાપ પણ એટલાજ શક્તિહીન થઇ ગયાતા. અરે મા: તેમને સારા કરવા તો પેલા ઇસપીતાલના બલાયતી ગોરા સાહેબને બોલાવ્યો પણ આખરે સારૂં ન થયું.

દીવાળીબા—(શરીર ઉપર હાથ ફેરવીને) "હાય હાયરે મા! તાવ કેવો-સખત છે. હાથીનાંએ હાડ ભાગે. જાણે શરીર ઉપર રોટલો મૂકયો હોય તો તે પણ સેકઇ જાય. મારી ધતુનો ભાઇ શીવો એવા તાવમાંને તાવમાં બોલતે બોલતે ચાલ્યો ગયો. અરે બહેન! તારૂં આવરદા સો વર્ષનું થાય પણ મને તો કાંઇ તારો ભરોસો લાગતો નથી. મારૂં જો માને તો ચંદ્રમુખ પાસે તારી દીકરી જ્યોતિર્મયીને માટે કાંઇ રૂપિયા મુકાવજે. આજના સમયના ભાયડાઓનો તો ભરોસો નહિ. આપણે ન હોઇએ તો તરત બીજી લાવે અને આપણાં પેટના કાદવને દુઃખ દે. મારી પડોસમાંજ પેલો હિરાલાલ નવી લાવ્યો છે. તે નવી આગલીના છોકરાને જો કંઇ દુઃખ દે છે. એ તો બા નજરેએ ન જોવાય. હિરાલાલને દેખતે બિચારાને મારે ઝુડે પણ હિરાલાલ તો જાણે આંધીમાંનો માંકણ ન બોલે કે ન ચાલે. આ દુઃખ તો બિચારો એ છોકરોજ સહન કરે."

મણિમાસી—હા બા, આપણે હોઇએ કની તો આ દુઃખ જરાએ સહન ન થાય આજકાલના ભાયડાઓ તો 'વહુઘેલા' જ થઈ ગએલા છે. જરા કંઈ વહુને થયુ કે લાવ તારૂં માથું દાબું અને લાવ તારા હાથ પગ દાબું. આમને આમ વહુ ઉપર ઓવરાઈ જાય છે. ઘરમાં બિચારી માતા હોય તો તેનો કોઇ ભાવે નથી પૂછતું કે તેને શું જોઇએ છે અને શું નથી જોઇતું.

પ્રજ્ઞા—ભાયડાઓ સ્ત્રીની ઉપર વ્હાલ રાખે તેમાં તેઓ ખોટું કરે છે એમ કહેવાય તેમ નથી ભગવાન મનુ મહારાજ પણ આને માટે કહે છે કે यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र

દેવતા. જ્યાં નારીઓનું પૂજન થાય છે ત્યાં દેવતાઓ પ્રસન્ન રહી રમણ કરે છે. છતાં-એટલું પણ ખરૂં છે કે જેઓ પોતાની વહુનેજ માન આપી માતાપિતાની અવગણના કરે છે તે ઠીક કરતા નથી. સાસુ વહુને રાગ આવતોજ નથી એમ આપણા હિન્દુ સંસારને માથે કલંક છે. આ કલંકને દૂર કરવા દરેકે તૈયાર રહેવું જોઇએ, માતા પિતા એ આપણાં વૃદ્ધ અને વડીલ છે તેથી તેમની આજ્ઞા માનવી એ આપણો ધર્મ છે."

દીવાળીબા—બ્હેન, આ ધર્મને સમજે છે કોણ ! પેલી અમારાજ મહોલ્લામાં રહેલી સરસ્વતી અને તેની સાસુ નર્મદાને રોજ કજીયા કંકાસ થાય છે. દહાડો ઉગ્યા વગર રહે તો તેમને કજીઓ થયા વગર રહે. તેમાં નર્મદા કાંઈ ઓછી નથી હોં ! સરસ્વતીની સાને પેહેડીનાં પરીયાંને ઉથલાવી નાંખે તેવી છે."

—

પ્રજ્ઞા—સરસ્વતી અને નર્મદાની વાત મને બરાબર ખબર છે. તેઓનો થોડો ઘણો પરિચય મેં પણ મેળવ્યો છે. અને તે ઉપરથી હું કહી શકું છું કે આમાં સરસ્વતીનો બિલકુલ વાંક નથી છતાં પણ નર્મદા જાણે તેની સાથે પરાપૂર્વનું વેર હોય તેવી રીતે લઢે છે. સરસ્વતી કામ કરવા માટે તૈયાર હોય દ્રષ્ટાંત તરીકે રાંધવા તૈયાર હોય તો પણ તેને રાંધવા ન દેતાં પોતેજ રાંધે છે અને આજ પ્રમાણે બીજાં કામો પણ પોતે કરી લે છે. અને જ્યારે સમય આવે છે ત્યારે મારી વહુ તો કાંઇપણ કામ કરતી નથી એમ બોલે છે. આ બોલવું એ કેટલું બધું ભુલ ભરેલું છે. પરંતુ ઘણે ખરે ઠેકાણે આ પ્રમાણેજ થતું જોવામાં આવે છે.

રતનકાકી—બેટા પ્રજ્ઞા, અમે બહુજ સમજીએ છીએ, પણ વહુઓ ઉપર તો ધાક રાખવો જોઇએ સમજી. વહુ ઉપર ધાક નહિ રાખીએ અને રોફ ન કરીએ તો તે પછી છાપરે ચઢી જાય. જોની પેલી ગોપાળની વહુ તેની સાસુને કયાં ગાંઠે છે ? સાસુને કેટલું બધું દુઃખ દે છે.

પ્રજ્ઞા—માજી તમારી વાત ખરી છે પણ કાંઇ બધીજ વહુઓ ગોપાળની વહુના જેવી હોતી નથી. સારી પણ હોય છે. અને હું તો જણાવું છું કે નઠારી વહુઓ તો કોઇ કોઈ અપવાદ રૂપજ હોય છે. પરંતુ તેવી નઠારી વહુઓને કેળવવાને પણ ધાક રાખવાની અથવા રોફ કરવાની કાંઇજ જરૂર નથી પણ તેને કેળવણી આપી સુધારવાની જરૂર છે.

દીવાળીબા—"બળ્યું એવું તે શું જોઇને બોલતી હઇશ. મોટાં બૈરાંને તે કેળવણી આપી શકાય ખરી કે ? એ તો નાનપણમાંજ જે અપાઇ હોય તે ખરી."

પ્રજ્ઞા—"મોટી ઉમરમાં કેળવણી ન આપી શકાય એવું કાંઇજ નથી. કેળવણી આપવાને અને ઉમ્મરને કાંઈ પણ સંબંધ નથી. ગમે તેટલી ઉમરે પણ કેળવણી લઇ શકાય છે. માજી આપણાં દેશમાં તો મોટાં થયાં એટલે કેમ કેળવણી લેવાય એ પ્રશ્ન ઉઠે છે પણ પેલા સાહેબ લોકો તો ગમે ત્યારે પણ કેળવણી લઇ શકે છે.

મણિમાસી—"સાહેબલોક અને આપણાં રીતરિવાજ જુદાં છે. સાહેબ જે કરે તે ફાવી શકે આપણે કાંઇ કરીએ તો લોકો ચુંટી ખાય."

પ્રજ્ઞા—"જો લોકની લાજ આવતી હોય, તો નિશાળે ન જવું. મોટી ઉમર થયા પછી નિશાળે જવાનું હું પણ કેટલેક અંશે આપણાં દેશના સંજોગો જોતાં પસંદ કરતી નથી પણ એવી વહુઓને માટે ગૃહ એ શાળાજ છે પોતાનાજ ગૃહમાં વહુને કેળવણી આપવી હોય તેની આપી શકાય છે. આ કામ સાસુઓ તથા તેના પતિઓ બહુ સારી રીતે કરી શકે તેમ છે. પરંતુ આ મહત્વની બાબતમાં હજી કોઇ પણ મનુષ્યનું ધ્યાન ખેંચાતું જોવામાં આવ્યું નથી. પોતાને વિદ્વાન કહેવડાવનાર અને બ્રહ્મનીજ વાતો કરનાર મનુષ્યનાજ ગૃહપ્રતિ દ્રષ્ટિ નાંખીને જોતા મને ઘણી વખત જણાયું છે કે તેઓ પોતાના ગૃહમાં પોતાનીજ ગૃહદેવીને જરાપણ શિક્ષણ આપી શકયા નથી. સ્કુલોમાં તથા કોલેજોમાં હજારો છોકરાઓને શિક્ષણ આપનાર પ્રોફેસરો અને માસ્તરો પોતાનીજ પત્નીને શિક્ષણ આપી શકયા નથી. સભામાં જઇને જ્ઞાતિ સુધારણાના ઉપદેશ આપનાર મોટા વ્યાખ્યાનકારો, કન્યાશાળામાં ઉપરીપણું ભોગવનાર હેડ મીસ્ટ્રેસો પણ પોતાનીજ વહુને સુધારી શકતી નથી. જગત આજે પારકાનું હિત સાધવાનો પ્રયત્ન કરે છે. પરહિતમાંજ જાણે સર્વસ્વ સમાયું હોય તેમ તેઓ તે કરવામાં પારકાનાં ઘરનું કામ ગુલામ તરીકે કરવામાં પોતાને ભાગ્યશાળી માને છે. પણ પોતાના ઉપર કોઇપણ જોતું નથી. પોતાનીજ પત્ની અમુક કાંઇ કહે તો તે પતિ કરતો નથી અને પતિ કહે તે પત્ની કરતી નથી. આજ પતિ પત્ની પારકાનું કાંઇ કામ હોય તો તે વિના વિલંબે પ્રસન્નતાથી કરે છે. અને આ પ્રમાણે સડો પેસી ગયેલો છે. અરે! ઓ જગતના અજ્ઞાન મનુષ્યો? જાગ્રત થાઓ. તમે ગમે એટલા જ્ઞાની હશો, તમે ગમે એટલા સંસાર સુધારાના હિમાયતી હશો પણ જ્યાં સુધી તમે તમારૂં પોતાનું તમારી પત્નીનું અને તમારા આપ્ત સંબંધીઓનું સુધાર્યું નથી ત્યાં સુધી તમારો સઘળો સુધારો એ ખરો સુધારો નથી પણ નામ માત્રનો સુધારો છે. તમે કલ્પનાના ઉંચા તરંગોમાં ઉડવા ઘણીએ ઇચ્છા રાખતા હશો પરંતુ તમે જાણો છો કે એ પાંખ વગર ઉડી શકતું નથી. તમારી એક પાંખ કપાયલી છે પણ તે તદન કપાઈ ગઇ નથી અનુકૂળ ઉપચારોથી તેને સારી કરો તોજ તમારાથી ઉંચે ઉડી શકાશે.

દીવાળીબા—પ્રજ્ઞા બહેન તમે જે વિચારો અમને દર્શાવો છો તે અમે બરાબર સમજી શકતા નથી પણ તે તમારા આ સામાજીક સુધારા સંબંધનાજ છે એમ અમે જાણી શકીએ છીએ. પણ જુઓ આ તમને તાવ વધારે ચડેલો લાગે છે માટે હવે ન બોલતાં સુઇ જાઓ.

મણિમાસી—"મને તો એમજ લાગે છે કે આ પ્રજ્ઞા બહેનનું બોલવું છેલવેલ્લુંજ છે. દિવો જ્યારે તેલ ખૂટી જવાથી હોલવાઇ જવાની અણી ઉપર આવે છે ત્યારે વધારે પ્રકાશ આપે છે. તેમ આ આટલો બધો બોલવાનો જોરસો કાંઇ ખરાબ પરિણામનેજ સુચવે છે.

રતનકાકી—જરા સન્નેપાતનો ચાળો લાગે છે.

"હું બાને શું સનેપાત થયો છે." પ્રજ્ઞાની નોકર બાઇ ગંગા જે સવારની નાસી ગઈ હતી. તે હાલ આવેલી હોવાથી વચમાં બોલી ઉઠી.

પ્રજ્ઞાની સ્થિતિ આ વાત સાંભળીને જરા ભયભિત થઇ હતી. અને અંતઃકરણમાં જરા પણ ભયને પ્રવેશવાનું દ્વાર મળે છે તો તે એકલો નહિ પણ પોતાના આપ્તસંબંધીઓ ચિંતા, ઉદ્વેગ, શોક વગેરેને લેતો આવે છે. એટલે પ્રજ્ઞાના અંતઃકરણમાં તેનો પણ સંચાર થયો.

ડોસીઓએ પ્રજ્ઞાની નોકરને આવેલી જોઇ ત્યાંથી પ્રજ્ઞા બ્હેન અમે જ્યારે કામ પડે તરત હાજર થઇશું એમ કહી રજા લીધી. આ ડોસીઓ જો કે થોડા ઘણાં સારા વિચાર પ્રજ્ઞાની સાથે કરવા ભાગ્યશાળી થઇ હતી પણ આખરે પોતાનો સ્વભાવ વ્યક્ત કર્યો. કાગડો ગમે તે પ્રયત્ન કરે પણ રાજહંસની ઉપમાને પામી શકે તેમ નથીજ. કેમકે ગમે તેવા સુંદર અન્નનું પ્રાસન કર્યા પછી પણ તે વિષ્ટામાં ચાંચ મારશેજ. આ નિયમને અનુસરી પ્રજ્ઞાનું શરીર જો કે સારૂં હતું તો પણ પ્રતિકુળ બોલી ડોસીઓએ પોતાનો ધર્મ પ્રકાશ્યો. એની અસર પ્રજ્ઞાને દૂધના પાત્રમાં ઝેર રેડવા જેવી વિલક્ષણ થઈ. (અપૂર્ણ)



# માતૃપદ.



સવ સંતાનોની ખરી ગુરૂ સ્વમાતા છે. ગર્ભાવસ્થા તેમજ બાલ્યાવસ્થામાંજ માતા ગુરૂની પરિપૂર્ણ મુદ્રા બાલકોપર પડે છે. અર્થાત્ બાલ્યાવસ્થામાં બાલકોમાં એટલે અંશે મુગ્ધત્વ હોય છે કે પરિચયમાં આવતી સર્વ સજીવ નિર્જીવ વસ્તુથી તેઓ આર્દ્ર થઇ જાય છે. માતામાં જેવી પ્રભા, વિદ્યા, અને નીતિ ગુણની ઝમક હોય છે તેવી બનાવવાનો સર્વ આધાર તેને બાલ્યાવસ્થામાં થતા સંસ્કાર છે. યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થામાં એજ સંસ્કારો પ્રૌઢ અને દઢ બની ખિલી રહ્યા હોય છે. આદિ ગુરૂ એટલે સ્વમાતા વિનયવાન હોય તોજ સંતાનમાં પણ વિદ્યાથી અધિક ઉત્તમ વિનય પ્રવેશે છે. માટે બાલકોના દુર્ભાગ્યનું આદિ કારણ માતા છે. માતા પ્રતિથી મેળવેલા વિનયાદિ સદ્ગુણ વડેજ આચાર્ય (ગુરૂ)ની સેવા કરી તેમની પ્રીતિ મેલવાય છે, અને ગુરૂની પ્રસન્નતાથીજ તેમને અર્પણ કરેલી સર્વ વિદ્યા કલા ફળીભૂત થાય છે.

જો પ્રથમ માતા પ્રતિથી શીલ સ્વભાવનું, વિનય, લજ્જા, ઉદ્યમ, ગુરૂભક્તિ આદિનું બાલકોનું શિક્ષણ ન મળ્યું હોય તો ગુરૂની સેવા અને તેમનો સકારણ કોપ, તેમનાથી સહન થઇ શક્તા નથી. અને તેથી વિદ્યા, કલા પ્રાપ્ત કરવામાં પણ તેમની ચિત વૃતિનું સાનિધ્ય થવું કઠિનજ ! બાલ્ય કાલથીજ અવિવેક અવિનયરૂપ દુર્ગુણ જો બાલકોમાં પ્રવેશે છે તો જીવન પર્યંત બાલકને તે નષ્ટ અને ધિક્કાર પાત્ર બનાવી દે છે. અને જો વિવેક વિનય પ્રવેશે છે તો અન્ય દુર્ગુણ બાલકમાં હોવા છતાં પણ તેને તે ગુણો યશસ્વી અને પ્રસંસા પાત્ર બનાવે છે. એવો માતૃશિક્ષાનો પટ જીવન પર્યંત રહે છે. માટે દેશનું, સમાજનું અને આત્માનું કલ્યાણ કર્તા સુશિક્ષિત ધર્મજ્ઞ સ્વમાતાજ છે. તેથી બાલિકાઓને યોગ્ય કેળવણીથી પરિપૂર્ણ બનાવવી જોઇએ. જ્યારે બાલાઓ સુશિક્ષિત ધર્મવાન્ નીતિવાન અને વ્યવહાર કુશળ થશે ત્યારેજ ભારત ભૂમિનો ભાનુ પુનઃ ઉદય પામશે. જેટલે અંશે સ્ત્રી જાતિય કેળવણી અર્થાત્ તેમને યોગ્ય ધર્મ નીતિની કેળવણી અતિ લાભપ્રદ છે. તેટલેજ અંશે તેમને અપૂર્ણ કેળવણી આપવી કિંવા કેલવણી રહિત રાખવી નુકસાનકારક પણ છે. દરેક બાલકના ભાગ્યનો મૂલ આધાર તેની સુશિક્ષિત માતા છે. માતાપિતા કેળવાયલાં શીલ સ્વભાવના અને વિદ્વાન હોય તો તેના સંતાન પણ તેવાજ શીલ સ્વભાવના વિદ્વાન હોય છે.

મુગ્ધાવસ્થામાંજ સર્વ પ્રકારનો ઉપદેશ, સત્સંગતિ અસરકર્તા છે. કુમળા છોડને જેમ વાળીએ તેમ બાલ્યકાળમાંજ વળી શકે છે. તેમ બાલકને પણ બાલ્યકાળમાં માતા પિતા ગુરૂ જેમ વાળે તેમ વળી શકે છે. બાલ્યકાળનાજ સંસ્કારો યુવાવસ્થામાં ખીલી નીકળે છે. માટે બાળકને જેવા રૂપમાં લાવવું હોય તેવા રૂપમાં લાવવા માટે તેની બાલ્યાવસ્થા પરજ અવશ્ય લક્ષ્ય આપવા જરૂર છે. માટેજ માતા, પિતા, ગુરૂ અને પરિચિત વર્ગ ઉચ્ચ પ્રકારનો હોવો જોઇએ. જ્યાંસુધી માતાઓ મૂઢ અજ્ઞ અને વિનયહીન રહેશે ત્યાં સુધી સંતાનો કદી પણ સુધરશે નહિ !!! માટે ઉન્નતિનો સર્વ આધાર શિષ્ટ અને સુજ્ઞ જનની ઉપરજ છે.

આપણી બાલિકાઓને જ્યારે તેમની જાતિને ઉચિત યોગ્ય કેળવણી બાલ્ય કાલમાંથીજ તમે આપશો ત્યારેજ આપણા સંતાનો વિનયશીલ, પ્રભાવશાલી અને વિદ્વાન થશે. અને એ પ્રમાણે અનુક્રમે ઉત્તરોત્તર ભાવી પ્રજા સુધરતી જશે. સંતાનોને સુધારવાનો પિતા જેટલોજ માતા પર પણ આધાર રહે છે. નીતિના, રીતિના, વિનયના, શીલત્વના, મૃદુત્વના, કેટલાક બોધપાઠ માતા પ્રતિથીજ સંતાનો શીખે છે. અને તપશ્ચાત્ દ્વિતીયશાળા ગુરૂના તેમને દર્શન થાય છે. માટેજ આદિ ગુરૂ માતા વિદ્યાવાન હોવી જોઇએ.

પુરૂષ કરતાં સ્ત્રીનું મન સ્વાભાવિક વિશેષ ચંચળ અને ચલાયમાન હોવાથી વૃત્તિઓ પણ તેમની અધિક વેગવાન્ હોય છે. સ્ત્રીમાં સ્વભાવથીજ શાન્તિ ગુણ પુરૂષ કરતાં કાંઇક ન્યૂન હોય છે. બુદ્ધિમાં ચાપલ્ય, સાહસપણું અને ચિત્ત ચંચળ હોય છે. વિચાર શક્તિ પણ કાંઇક ન્યૂન હોય છે. માટે ઉક્ત દુર્ગુણની નિર્વૃતિ નિમિત્ત બાલિકાઓને વિદ્યા, ધર્મ, નીતિ અને ગૃહકેળવણી વિશેષ આપવા આવશ્યક છે. શારિરીક શિક્ષણની સાથે માનસિક શિક્ષણ વિદ્યા સંસાર સુધારો ગૃહકેળવણી અને નીતિના ગ્રંથો અવલોકન કરવાની ખાસ આવશ્યકતા છે. મનને બાલ્યકાલથીજ વિદ્યાકલાના મૂળતત્વથી સંસ્કારી કર્યું હોય તો પછી તે યુવાવસ્થામાં પણ સન્માર્ગમાંજ પ્રવર્તે છે. દુર્ભાગ્ય વિરામ પામે છે.

બાલાઓને જો બાલ્યકાલથી વિદ્યા, કલા, ધર્મ, નીતિની યથાર્થ અને પૂર્ણ કેલવણી ન અપાય તો યૌવનકાલે સ્વભાવથીજ તેમનામાં અવિચારપણું ચાપલ્ય, ચાંચલ્ય. અને બલવત્તર અનિવાર્ય કામવૃત્તિ આદિ દુર્ગુણો પ્રવેશતા હોવાથી યૌવન કાલે તે સ્ફુરતાં પતિત થવાનો વિશેષ ભય રહે છે અને તેથીજ અવનતિ થાય છે. અને દુરાચાર આદિ અનેક અધર્મ કર્મનો પ્રચાર થાય છે. પરન્તુ જો બાળાઓનું મન બાલ્યકાલથીજ વિદ્યા, ધર્મ, નીતિ, અને ગૃહધર્મ કેળવણીથી પોષિત થયું હોય, તો તેનું મન દુરાચારથી વિરામ પામેલું હોઇ સન્માર્ગમાંજ પ્રવર્તે છે. સ્ત્રીની વૃત્તિનો વેગ પુરૂષ કરતા એવો બલવત્તર હોય છે કે વસ્તુ સૌન્દર્ય માત્રથી તે સત્વર આકૃષ્ટ થાય છે. અને જે જે વિષય કૃત્યનું તે ચિત્તમાં ચિંતવન કરે છે. તે તે તે સત્વર પ્રાણ જતાં પણ સિદ્ધ કરે છે. અને મેલવે છે. અને પુરૂષમાં એટલે અંશે વૃત્તિ શૌર્ય સુધૈર્ય અને કાઠિન્ય હોતું નથી. માટે બાલાઓને મન અને તનની ઉચ્ચ પ્રકારની કેલવણી આપવામાંજ દેશ અને જનસમાજની ઉન્નતિ છે. એ નિઃસંશય વાત છે.



# સ્ત્રીઓની મહત્તા.

"કોઇ પણ કોમ કે સમાજ સુધારામાં કેટલે અંશે પહોંચેલી છે, તેનો નિર્ણય કરવાનો આધાર તે કોમ કે સમાજમાં સ્ત્રીઓની કેવી સ્થિતિ છે, તેનાપર રહેલો છે" આ એક તત્ત્વવેત્તાના મહાન્ શબ્દો બહુ ગંભીર અને વિચાર કરવા લાયક છે.

અન્યધર્મો સ્ત્રીઓને કેવી પદવી આપે છે, તે નહિ વિચારતાં આપણે જૈન દૃષ્ટિએ આ સવાલને તપાસીશું. સ્ત્રી જાતિને મોટામાં મોટું માન આપી શકાય તે જૈનો તેને આપે છે. જૈનધર્મ બેધડક એટલે સુધી કહે છે કે સ્ત્રીઓ સકલકર્મનો ક્ષય કરી તીર્થંકરપદ પ્રાપ્ત કરે છે. તીર્થંકર કરતાં મહત્વનું પદ આ જગતમાં બીજું શું હોઇ શકે ? જ્યારે તે પદને માટે પણ સ્ત્રી લાયક ગણવામાં આવી ત્યારે જગતમાં એવી કઇ સ્થિતિ છે, એવી કઈ પદવી છે કે જેને વાસ્તે તે નાલાયક ગણાય ?

તીર્થંકરોને જન્મ આપનાર માતાઓને દેવાધીશ ઇન્દ્રિ અને તેના અનેક અનુચર દેવો પણ નમે છે. તેના કરતાં બીજું વધારે મોટું માન કયું હોઇ શકે ? મહાત્મા પુરૂષોને જન્મ આપનારી રત્નપ્રસૂતાઓ જગતને સર્વદા વંદનીય છે.

પ્રાતઃકાળમાં ઉઠી આપણે સોળ સતીઓનાં પવિત્ર નામ ઉચ્ચારીએ છીએ, તેમનાં યશોગાન કરીએ છીએ, તેમને નમસ્કાર કરીએ છીએ, આપત્તિ વખતે પણ ભક્તિ સાથે તેમનાં નામ ગણીએ છીએ. આ શું ઓછું માન છે ? આ શું જૈન સમાજમાં સ્ત્રીઓની સ્થિતિ ઉચ્ચ નથી ?

પ્રતિક્રમણ કરતી વખતે સોળ વિદ્યા દેવીઓને નમસ્કાર કરી, આપણું કલ્યાણ કરવા તેમને પ્રાર્થીએ છીએ. આ દેવીઓ પણ સ્ત્રીઓ છે. તો શું જૈન સમાજમાં સ્ત્રીઓની મહત્તા નથી ?

જૈન સંઘના જે ચાર અંગ છે, તેમાં શ્રાવિકા અને સાધ્વીઓ આવી જાય છે. શ્રી તીર્થંકર ભગવાન્ પણ દેશના સમયે **नमो तीथ्थस्स** કહી સકળ સંઘને નમે છે, તે સંઘના બે વિભાગ સ્ત્રી જાતિથી બનેલા છે. તો શું સ્ત્રીઓની જૈન સમાજમાં પ્રધાન સ્થિતિ નથી ?

ભગવતી સૂત્રમાં **णमो बंभी लिवी** 'નમો બ્રાહ્મી લીપીને' એ પાઠ છે જેના નામ ઉપરથી બ્રાહ્મીભાષા થઇ તે બ્રાહ્મી સુંદરીને શું જૈન શાસ્ત્રોમાં નમસ્કાર કરવા યોગ્ય નથી ગણી ? શું ચંદનબાળા અને સુલસા સતીના શ્રી મહાવીર પ્રભુએ ભર સભામાં વખાણ નથી કર્યા.

શું પતિએ સ્ત્રીને જૈન ધર્મ માર્ગ સમજાવી તેનું કલ્યાણ કરવું એવો પાઠ શ્રાદ્ધ વિધિમાં નથી ? જો ઉપરની હકીકત ખરી હોય (અને તે ખરી તો છેજ) તો જૈન સમાજ સુધારાની ટોચે પહોંચેલો હોવો જોઇએ, તો જૈન સમાજ બીજી સમાજો કરતાં અગ્રેસર ભાગ ભજવતો હોવો જોઇએ.

ઉપરની હકીકત ખરી છે, પણ દિલગીરી સાથે જણાવવું પડે છે કે હાલના જૈન સમાજમાં સ્ત્રી જાતિની સ્થિતિ બહુ અધમ છે, અને તેને વાસ્તે કારણો છે, જે હવે નીચે જણાવવામાં આવે છે.

લોકોને વૈરાગ્યનો ઉપદેશ આપવાના હેતુથી શાસ્ત્રો લખનારા કેટલાક આચાર્યોએ સ્ત્રીઓને ન આપી શકાય એવી અધમ ઉપમાઓ આપવામાં બાકી રાખી નથી. તેઓનો ઉદ્દેશ સ્તુત્ય હતો, પણ તેનું પરિણામ બહુ ખેદજનક અને "વિપરીત" આવ્યું છે, એ તો આંખ ઉઘાડીને જોનારને જણાયા વગર રહેશે નહિ. સ્ત્રીને 'નરકની ખાણ' 'પ્રત્યક્ષ રાક્ષસી' 'અનેક અધમ ગુણોનો ભંડાર' વગેરે એવી તો હલકી ઉપમાઓ આપી કે જેના પરિણામે લોકો સ્ત્રીઓ તરફ તિરસ્કાર ભાવથી જોવા લાગ્યા, અને સ્ત્રીઓ પોતાના અવતારને નીચ માનવા લાગી. આની ખેદજનક અસર એટલી બધી થઈ કે જ્યારે પુત્રીનો જન્મ થાય ત્યારે માતા રડવા લાગે. આવા વિચારો ધીમે ધીમે એવા ઘટ્ટ થતા ગયા કે 'સ્ત્રીની બુદ્ધિ પગની પાનીએ' 'સ્ત્રી એ પગના ખાસડાં બરાબર,' 'સ્ત્રી મરી ગઇ તો ઉંદરડી મરી ગઇ' આવી આવી કહેવતો આપણામાં પ્રવેશ પામી; અને આવી ભાવનાઓની જન સમાજ ઉપર શી અસર થઇ છે તે તો તમારી આસપાસ જુઓ એટલે તરત જણાઈ આવશે.

જ્યારે સ્ત્રીની મહત્તા પ્રથમ શાસ્ત્રકારોએ ઘટાડી, પછી ધીમે ધીમે જનસમાજમાં તે મહત્તા મટી અને છેવટે લોકો સ્ત્રીઓ તરફ કેવળ તુચ્છ બુદ્ધિથી જોવા લાગ્યા. "સ્ત્રીને ક્યાં કમાવા જવું છે? તેને ભણાવવાથી શો લાભ? અથવા ભણશે તો બગડશે" આવા આવા વિચારો જન સમાજમાં ઘુસતા ગયા. પોતાનું સ્વાત્મમાન ( Self Respect ) જે આવવાનું એક બારું કેળવણી હોઇ શકે, તે પણ આ રીતે બંધ કરવામાં આવ્યું. આવી રીતે ચારે બાજુએથી અજ્ઞાન અને વ્હેમની દિવાલોમાં કેદ પડેલી, સ્વાત્મમાન વગરની, સ્ત્રી જાતિ એ હલકી છે એવા વાતાવરણમાં જન્મથી ઉછરેલી સ્ત્રીઓ કોમનું, ધર્મનું કે સંતતિનું શું કલ્યાણ કરી શકે?

વ્હાલા જૈન બંધુઓ! તમારો ઉદય બહુ દૂર છે, તમે સ્ત્રીઓને નીચ અને અધમ બનાવી છે, તેનાં ફળ તમારે ભોગવવાંજ પડશે. સ્ત્રીઓ ઉપર જે ત્રાસ તમે ગુજાર્યો છે, તે પાપથી તમારાથી છુટાય તેમ નથી. તમે ધર્મિષ્ટ ગણવાનો ખોટો દાવો કરો છો, દયા ધર્મના હિમાયતી છો એમ ખોટો પોકાર કરો છો. જ્યાં સુધી તમારા શરણતળે આવેલી, તમારી પુત્રીઓ, બ્હેનો કે સ્ત્રીઓ તરફ તમે દયા નહિ બતાવો, તેમને નહિ ભણાવો, તેમને ઘટતું સન્માન નહિ આપો અને જ્યાં સુધી તમે તેમને એક ભોગ્ય વસ્તુ કે સંતતિ ઉત્પન્ન કરવાના સાંચારૂપ જ માનશો, ત્યાં સુધી ખચીત માનજો કે તમે અધમતામાં વિશેષ ને વિશેષ ઘસડાતા જશો. તમે મહાન દેવો પાસે દયાની પ્રાર્થના કરો છો, પણ જેની આગળ તમે દેવ સમાન છો એવી તમારા શરણતળે આવેલી અનાથ સ્ત્રીઓ તરફ તમે દયા નહિ બતાવો, તમે તેમનું કલ્યાણ નહિ કરો ત્યાં સુધી દેવો કદાપિ તમારા સામુ જોશે નહિ. જો દયા મેળવવાની આશા રાખતા હો તો દયા કરો. સ્ત્રીઓને ઉન્નત બનાવવામાં વ્હાલા બંધુઓ! તમારો સ્વાર્થ પણ છે. પરોપકારની ખાતર નહિ તો કેવળ સ્વાર્થ બુદ્ધિથી પણ સ્ત્રીઓ તરફ ઘટતું સન્માન રાખતા જાઓ. આ લેખક કદાપિ એમ કહેવા માગતો નથી કે સ્ત્રીઓને કેવળ સ્વતંત્ર કે ઉચ્છંખલ બનાવી દો; પણ એટલું તો તેની બ્હેનોવતી કહેવાની હિમ્મત ધરે છે કે તેમના તરફ જે નિષ્ઠુરતા વાપરવામાં આવે છે, તેમની તરફ ઢોરને છાજતી જે વર્તણુંક ચલાવવામાં આવે છે તે નિષ્ઠુરતા કે નિર્દયતાના પાપથી મુક્ત થાઓ.

બંધુઓ! તમો કદાચ કહેશો કે આજકાલની સ્ત્રીઓ એવીજ વર્તણુંકને લાયક છે પણ આ તમારું કહેવું અનુચિત છે. ખરી વાત છે કે હાલની સ્ત્રીઓ બહુ ઉચ્ચ નમુનાની નથી. પણ તેમ

હોવાનું કારણ તમે પોતેજ છો. જરા શાંત થઇ હું જે કહું છું તે વિચારો અને મારો કહેવાનો ભાવાર્થ તમને સમજાશે.

જૈન શાસ્ત્રનો જેણે સ્હેજ અભ્યાસ કર્યો હશે તેના જાણવા બહાર નહિ હોય કે મોટા આત્માઓ ઉચ્ચ કુળમાં જન્મે છે, તીર્થંકરો ક્ષત્રિય જેવા પ્રતાપી કુળમાં અવતરે છે. કર્મના મહાન્ નિયમ પ્રમાણે મોટા આત્માઓ અનુકૂળ સંજોગોમાં અવતરે છે. જો આ બાબતની તમને સંપૂર્ણ શ્રદ્ધા હોય તો એક બીજી બાબત હવે વિચારીએ.

જ્યાં સુધી તમે પુત્રીઓના બાળવયમાં લગ્ન કરી તેને ગમે તેવા સાથે લાકડે માંકડું વળગાડી દો, જ્યાં સુધી તમે તેને ભણવુ અને કેળવણીના લાવણ્ય લાભથી બેનશીબ રાખો, જ્યાં સુધી સ્ત્રી જાતિને યોગ્ય ગુણો ન આપો, ત્યાં સુધી મહાન્ આત્માઓ તમારા કુળમાં કે કુટુંબમાં કે કોમમાં જન્મ લે એ તદ્દન અસંભવિત છે. જો આ બાબતની તમને ખાત્રી થતી હોય તો હાલમાં જૈન સમાજમાં જે સ્ત્રીઓ જન્મ લેવા પામી છે, તેને સારૂં મ્હારા વ્હાલા બંધુઓ! તમેજ અને તમારી વર્તણુકજ જોખમદાર છે. પુણ્યશાળીને ઘેર સારા જીવો અવતરે છે. જો આપણે બાળ લગ્ન બંધ કરીશું, જો આપણે પુત્રીઓને યોગ્ય કેળવણી આપીશું, જો તેમને લાકડે માંકડાની પેઠે ગમે તેવા વૃદ્ધ સાથે કે ન ગમતા પતિ સાથે પરણાવીશું નહિ, પણ તેમને યોગ્યવર પસંદ કરી શકે તેવા સંયોગોમાં મુકીશું, જો તેમનામાં સ્ત્રી જાતિની મહત્તાની ઉચ્ચ ભાવના આપણે લાવીશું, અને આપણું તેમની તરફનું વર્તન પણ તેવા પ્રકારનું રાખીશું, જો આ પ્રમાણે ૧૫ કે ૨૫ વર્ષ સુધી ચાલીશું, તો મારી ખાત્રી છે કે આપણી જૈન કોમને દીપાવે એવા આત્માઓ જૈનોમાં પુત્રીઓના થશે. જો પ્રતાપી આત્માઓ-વિશુદ્ધ ગુણવાળાઓ સ્ત્રી તરીકે જન્મશે તો પછી તે કોમનો ઉદય થતાં વાર શી! માટે છેવટમાં એટલુંજ જણાવવાનું કે સ્ત્રીઓને **સ્વાત્મ ભાનવાળી** પણ **વિનીત** બનાવો તોજ જૈનોનો ઉદય છે, નહિ તો પુરૂષોનું એકલુ ચક્ર ક્યાં સુધી ચાલશે!

એક ચોપડીમાંથી.



# 'જીવન સુધા.'

વિશ્વસ્થ પ્રાણી માત્ર સુખમય જીવન ગાળવા ઇચ્છે છે, પરંતુ જીવન સુખમય કેવી રીતે બની શકે, તેના જ્ઞાનથી શૂન્ય હોવાથી ઇચ્છિત-સાધી શકતા નથી. સર્વ જીવનો કરતાં માનવ જીવન અત્યંત ઉત્તમ ગણાય છે. આવા જીવનની જેઓ ઉત્તમ રીતીથી વ્યવસ્થા કરી જાણે છે તેમનાંજ જીવન સુખમય વ્યતીત થાય છે અને ઉત્તમ ગણાય છે સુક્ષ્મદૃષ્ટિથી અવલોકન કરતાં જીવનની કિંમત કરી જાણનાર દુનિયામાં થોડાજ નજર આવે છે. જે પોતાના જીવનની કદર કરી જાણે છે. તેજ બીજાના જીવનની પણ કદર કરી જાણે છે.

જીવન શું વસ્તુ છે? આ પ્રશ્નનો ઉત્તર જીવનને ઓળખનાર કોઇપણ કાળે આપી શકશે? જ. ના. જ્યારે જીવનનેજ ઓળખતાં નથી આવડતું. જીવનના સ્વરૂપથીજ અનભિજ્ઞ છે તો પછી જીવનની કિંમત કે કદર કેવી રીતે કરી શકાય. જીવનના ભોમીયાઓનું કહેવું છે કે; માનવ જીવન એક ચમકતો કોહીનુર હીરો છે, જીવન ચિંતામણી રત્ન છે, માનવના અસ્તિત્વને સિદ્ધ

કરી આપનાર ઉમદું રસાયણ છે; જીવન જીવતું અત્યુત્તમ આશ્રય સ્થાન છે. જીવનની કિંમત શું છે ? તેને સુખમય તથા આનંદમય બનાવી તેની કદર કરી જાણ્યા શિવાય વિશ્વમાં એવી કોઇપણ વસ્તુ નથી કે જેના બદલામાં જીવન ખરીદી શકાય. આવું અમૂલ્ય જીવન કે જેની કિંમતજ આંકી શકાતી નથી તેને તુચ્છ વાસનાઓને વશ થઇને કોડીના મુલ્યે વ્યય કરી દેવામાં આવે તો પછી તેમ કરતાં વધારે મૂઢાત્મા કોણ હોઇ શકે. ચિંતામણી રત્ન પ્રાપ્ત કરી બોરના સાટે વેચી નાંખનાર ગમાર કોઇ કાળે પણ ઇચ્છિત પ્રાપ્ત કરી શકે ખરો કે ? તુચ્છ વાસના વાસિત મૂઢાત્મા ઇચ્છિત વાસનાની પૂર્તિ માટે ચિંતામણી સદશ જીવનને વેચી નાંખે છે તો શું તે ડાહ્યો માનવી કહી શકાય ખરો કે ? જીવનના બદલામાં જીવન ગ્રહણ કરનાર પણ પરીક્ષક ન હોવાથી ઠગાઇ જાય છે. અધમ જીવનના બદલામાં ઉત્તમ જીવન વેચી નાંખે છે.

જીવનનો ભોમીયો જીવનમાંથી નિરાશા, નિરાનંદતા, કષ્ટ, આપત્તિ અને અધમતાને દૂર કરીને ઉચ્ચ આશા, ઉચ્ચ ભાવના, આનંદ, સુખ અને સંપત્તિ મેળવી શકે છે. પીત્તલમાં સુવર્ણની બુદ્ધિ ધારણ કરનાર ખરૂં સુવર્ણ પ્રાપ્ત કરી શકતોજ નથી. અધમ જીવનને ઉચ્ચ જીવન કલ્પનાર માનવી પોતાનું ઉચ્ચ જીવન બનાવી શકતોજ નથી. ઇંદ્રિય વાસના વિહીન માનવી ઉચ્ચ જીવનનો ગવેષક હોય છે, ઉચ્ચ, સુખમય તથા આનંદમય જીવન બનાવવા ઉચ્ચ તથા આનંદમય જીવન બનાવવા ઉચ્ચ તથા આનંદમય જીવાત્માઓનાં જીવનને અવલંબે છે, સ્થળે સ્થળે રસકુંપીકાઓ હોતી નથી, જીવન સુવર્ણ સાધક ઉચ્ચ આશયવાળી રસકુપીકાજ અનેક સ્થળમાં મનાતી હોય તો મોટી ભૂલ થાય છે. રસકુંપિકા કે જે જીવનને રસાયણ બનાવી આપે છે. તે કવચિતજ સ્થળે હોય છે અને તે રસ વાસના વિહીન દિવ્ય આત્માનેજ મળી શકે છે. વાસના ગ્રસ્ત થઇ જીવનને રસાયણ બનાવનાર રસકુંપિકાનું ગવેષણ કરે તો તેને રસકુંપિકાના બદલામાં ક્ષાર (તેજાબ) કુંપિકા મળે છે જેના પ્રતાપથી જીવન રસાયણ બનવાને બદલે ગળીને નષ્ટ ભ્રષ્ટ થઇ જાય છે. વાસના વાસિત જીવાત્માઓનાં દિવ્ય ચક્ષુ ઢંકાઇ જવાથી ક્ષારકુંપિકાને રસકુંપિકામાંની પોતાના જીવનને આનંદમય તથા સુખમય બનાવવારૂપ રસાયણના અભાવમાં પણ નષ્ટ થતા જીવનને રસાયણની કલ્પના કરી ખુશી થાય છે. પણ જ્યારે જીવન સમૂળગું ગળી જાય છે ત્યારે પશ્ચાતાપથી ઘેરાઇ જાય છે. અને વાસનાઓની પૂર્તિથી પણ વંચિત રહી જાય છે. વિશ્વમાં માનવ જીવનને ધારણ કરનારા ઘણાખરાઓની આવી દશા અનુભવાય છે. વિરલોજ માનવી હશે કે જેણે પોતાના જીવનને રસાયણ બનાવવા તથા પોતાના જીવનને અમર બનાવવા રસકુંપિકા તથા સુધાનો ઉપયોગ કર્યો હશે. ઉચ્ચ, પવિત્ર, આનંદમય તથા સુખમય જીવન બનાવી અમૃતત્વ મેળવવા માટે અનુરાગ સ્થૂળ અને દસ્ય દેહપર ન કરતા ઉચ્ચ તથા પવિત્રાત્માપર કરવો ઘટે છે. હીરાઓ કાંઇ ચમકતાજ નથી. પ્રાપ્ત થતાં પાષાણના અંદરથી અનેક પ્રયત્નોદ્વારા ખોળી કઢાય છે. ઉચ્ચ અને પવિત્રાત્માઓ ઉપરના ડોળથી કે ધમાલ કરવાથી નથી થઇ શકતા તેવા આત્માઓ તો ઘણા પ્રયાસે શોધવાથીજ પ્રાપ્ત થઇ શકે છે. જેમ હીરો પત્થરની આડમાં રહેલો હોય છે તેમજ ઉચ્ચ આત્માઓ પણ સાદા તેમજ આડંબર વગરના જીવનની આડમાં રહેલા હોય છે. દીપશીખાને સુવર્ણ શીખામાંની પતંગીઓ પોતાનું જીવન નષ્ટ કરે છે. બહારના આડંબરથી ઉચ્ચ આત્માની કલ્પના કરી માનવ પોતાના જીવનને નષ્ટ કરે છે. યોગ્ય નમ્રતા તથા સાદાઇ રાખ્યા વગર જીવનમાં ઉત્તમ તથા મોટાઇ આવતી નથી. જેને આપણે આદર્શજીવી કહીએ છીએ. જેમનો જીવન અન્યને પોતાને ઉચ્ચ બનાવવામાં તથા આનંદ અને સુખમય બનાવવામાં ઉપયોગી નિવડયો છે. તે પુરૂષોના અંદર

સાદાઈ તથા નમ્રતા આ બે ગુણોનો નિવાસ હતો. તેમને પોતાની સત્તા, ધન, વિદ્યા તથા મહદ્દગુણો અન્ય જનસમુદાય આગળ ગાઇ બતાવવાની તથા આડંબરદ્વારા પ્રગટ કરવાની ટેવ નહોતી. જેઓ આડંબર કરી પોતાને વિદ્વાન ધનવાન કે ગુણવાન બનાવવા નિરંતર ઉત્સુક રહે છે તો જાણો કે વિદ્યા, ધન કે અન્ય ગુણ તેના અંદર નથી. અને આડંબર કરીને પોતાની નિર્બળતા જાહેર કરે છે. સાદાઇ મોટામાં મોટા પુરૂષમાં પણ હોવી જોઇએ, જ્યાં સાદાઈ હશે ત્યાં નમ્રતા પણ અવશ્ય હશે અને જ્યાં નમ્રતા હશે ત્યાં બીજા ગુણો પણ પ્રગટ થશે. માટે જ્યાં સાદાઇ નથી ત્યાં મ્હોટાઈ નથી. બુદ્ધિમાન પુરૂષ નિરંતર સાદાઇ નમ્રતા અને પુરૂષાર્થનીજ ઇચ્છા રાખે છે તેના મનમાં વસેલું હોય છે કે અન્ય મનુષ્યો જેમ મારી પ્રશંસા ઓછી કરે તેમ સરૂં છે. તે પુરૂષ કોઇના સત્કારની પણ અપેક્ષા નથી રાખતો તે તો ચાહે છે કે અંત રંગથી હું મહાન કેવી રીતે બની શકું આમ વિચારી વાસ્તવિક રીતે મહાન બનવા નિરંતર પ્રવૃત્ત રહે છે. આવા મહાત્માઓની ચર્ણસેવા ઉચ્ચ જીવન બનાવવામાં ઉપયોગી નિવડી શકે છે. જીવનની જ્યોતિ સતેજ બનાવવા ઉચ્ચ અને પવિત્ર જીવનવાળા મહાત્માના વચનરૂપ તેલ પુરવાની જરૂરત રહે છે. પણ અનુચ્ચ આશયવાળા ઇંદ્રિયોની ઉત્પન્ન થયેલી અનેક પ્રકારની વાસનાયુક્ત માનવીના વચનરૂપ પાણીને પુરવાથી જીવન જ્યોતિ સતેજ થઇ શકતી નથી.

ઉપરના લખાણથી સ્પષ્ટ સમજાયુ હશે કે સાધ્યસિદ્ધિમાં ચોખ્ખું સાધનજ ઉપયોગી થઇ શકે છે. અનેક પ્રકારની વાસનાગ્રસ્ત માનવી પોતાની વાસનાની પૂર્તિના માટે અન્યને અવળે માર્ગે દોરવા વસ્તુતત્ત્વની સત્યતાને તિલાંજલી આપે છે. જ્યાં સત્યતાનું શૂન્ય છે ત્યાં વસ્તુતત્ત્વની પ્રાપ્તિ દુર્લભ છે. અને વસ્તુતત્ત્વની પ્રાપ્તિ થયા વગર સુખમય કે આનંદમય જીવન બની શકેજ નહીં.

પોતાનું અતીત જીવન તપાસી વર્ત્તમાન જીવનની સાથે તુલના કરીને ઉત્કર્ષતા તથા અપકર્ષતાનો વિચાર કરવાથી જીવનનો આદર્શ માર્ગ જણાઇ આવે છે. જેમ જેમ માનવીની અવસ્થાની વૃદ્ધિ થતી જાય છે તેમ તેમ બુદ્ધિનો વિકાશ થતો જાય છે. આદર્શ જીવનની સંગતી થવાથી સદ્‌બુદ્ધિનો વિકાશ થાય છે, અને તુચ્છ તથા ક્ષુદ્રજીવોના સંગતથી કુબુદ્ધિનો વિકાશ થાય છે, કેટલાક માનવીઓનું પૂર્વ જીવન તુચ્છ તથા ક્ષુદ્ર હોય છે પણ તેઓનું આંતરજીવન આદર્શ હોય. છે. કેટલાક માનવીઓનું પૂર્વજીવન આદર્શ હોય છે તો આંતરજીવન તુચ્છ તથા ક્ષુદ્ર હોય છે. પૂર્વજીવનમાં આદર્શજીવીની સંગતી થાય તો પૂર્વજીવન આદર્શ બને છે અને જો આંતરજીવનમાં આદર્શજીવીની સંગત પ્રાપ્ત થાય તો અપરજીવન આદર્શ બને છે. જેને નિરતર આદર્શજીવીની સંગતી હોય તો તેનું સમગ્ર જીવન આદર્શ બને છે. અને જેના જીવનને નિરંતર તુચ્છ તથા ક્ષુદ્ર જીવીની સંગત મળે તો તેનું સમગ્ર જીવન તુચ્છ અને ક્ષુદ્ર બને છે. જીવનના જે પ્રદેશમાં આદર્શજીવીનો સંગ થાય છે જીવનનો તે પ્રદેશ આદર્શજીવી બને છે. જે પ્રદેશમાં સુવૃષ્ટિ થાય તેજ પ્રદેશમાં સુકાળ થાય છે. પણ જે પ્રદેશમાં સુવૃષ્ટિનો અભાવ હોય છે તે પ્રદેશમાં સુકાળને બદલે દુષ્કાળ પડે છે. જીવનનો જે પ્રદેશ આનંદમય અને સુખમય બને છે તે પ્રદેશ સુકાળવાળો કહેવાય છે, અને જે પ્રદેશ દુઃખમય તથા ક્લેશમય બને છે તે પ્રદેશ દુષ્કાળવાળો કહેવાય છે. જીવનના પ્રદેશમાં સુકાળ તથા દુષ્કાળ ઉત્પન્ન કરવાવાળી સુવૃષ્ટિ તથા કુવૃષ્ટિ. આદર્શજીવીની તથા ક્ષુદ્રજીવીની સુસંગતી તથા કુસંગતીજ કહી શકાય છે. અન્યની સંગતની ઉત્પાદક મનુષ્યમાં રહેલી અમુક પ્રકારની વાસનાએ કરીને વાસિત પ્રીતિ હોય છે. જ્યારે માનવીને શુભ અથવા અશુભ

વાસનાજન્ય પ્રેમ ઉત્પન્ન થાય છે ત્યારે જેના ઉપર પ્રેમ ઉત્પન્ન થયો હોય છે તેની સંગત કરવા ઉત્કંઠા થાય છે. કેટલેક સ્થળે તો ઉભય વ્યક્તિઓમાં સ્નેહ ઉત્પન્ન થયેલો હોવાથી પરસ્પર પ્રેમનું સંગઠન રહેલાઇથી થઇ શકે છે. પણ જ્યાં એક પક્ષમાંજ પ્રેમ રહેલો હોય છે તો અન્ય પ્રેમવિહીન વ્યક્તિની સાથે ઉત્પન્ન થયેલા પ્રેમનું સંગઠન કરવું મુશ્કિલ થઈ પડે છે. ઉભયપક્ષમાં પ્રેમ ઉત્પન્ન થયેલો હોવા છતા જો ભિન્ન ભિન્ન કારણોથી ઉત્પન્ન થયો હોય, અથવા એક પક્ષમાં શુભ વાસનાથી અને અન્ય પક્ષમાં અશુભ વાસનાથી ઉત્પન્ન થયો હોય તો પણ પરસ્પર પ્રેમનું સંગઠન થતું નથી. પ્રેમ સંગઠન થયા પછી પણ જો ઉભય વ્યક્તિની વાસનામાં વિરોધ પડી જાય છે તો પ્રેમ સાંકળના આંકડા ખુલી જાય છે.

શુભ વાસનાથી ઘડાયલી પ્રેમસાંકળો ઘણીજ મજબુત હોય છે. તેના જોડાયલા આંકડાઓ ગમે તેવા પ્રકારના વજનથી પણ છુટી શકતા નથી. પરંતુ ઉભયપક્ષમાંથી એકપક્ષમાં પણ અશુભ વાસનાની સાંકળ હોય તો તે આંકડા ઢીલા થઇ જાય છે અને છુટી પણ જાય છે. ઉભયપક્ષમાં શુભ વાસનાથી પ્રેમસાંકળ ઘડાયલી હોવી જોઇએ અને તેમાં પરિવર્તન ન થવું જોઇએ પછી તેવી પ્રેમસાંકળને તોડવા કોઇ પણ સમર્થ નથી. જેઓની પ્રેમસાંકળો અશુભવાસનાથી ઘડાયેલી હોય છે તે ઘણીજ કાચી હોવાથી થોડા પણ વજનથી તુટી જાય છે. ઘણે સ્થળે જોડાયલી પ્રેમ-સાંકળો તુટતી નજર આવે છે તેનું કારણ એજ છે કે તેઓની પ્રેમસાંકળ અશુભ વાસનારૂપ ગજવેલ લોઢાની બનેલી છે એટલે કોઇપણ પ્રકારના ભારને ખમી શકતી નથી. શુભ વાસનાની પ્રેમસાંકળ એટલા માટે નથી તુટી શકતી કે માનવીને શુભ વસ્તુથી નિરંતર અતૃપ્તિજ રહે છે શુભ વસ્તુની વૃદ્ધિ માનવીની અતૃપ્તિને વધારે છે અને અતૃપ્ત થયેલો માનવી તૃષ્ણાથી આકર્ષાઇને તૃપ્ત થવા માટે સ્નેહને વધારે છે શુભ વાસનાનો અંતજ નથી એટલા માટે શુભ વાસનાજન્ય સ્નેહ અક્ષય તથા અખંડ રહે છે. અને અશુભ વાસનાજન્ય સ્નેહ વાસનાની પૂર્તિની સાથે સાથે નષ્ટ થઇ જાય છે. અશુભ વાસનાનો અંત જલદી આવી જાય છે અશુભ વાસના ચિરસ્થાયિની નથી. જ્યાં અશુભ વાસનાજન્ય સ્નેહ હોય છે ત્યાં અંતરભિન્નતા તથા માયાકપટનો પણ સારી રીતે નિવાસ હોય છે અને અસત્ય તો ત્યાં મુખ્ય સરદારી ભોગવે છે. કારણ અશુભ વાસના વાસિત પ્રાણી ગમે તેવા પ્રકારથી સાચુ જુઠું કહીને માયાકપટ કરીને પોતાની વાસનાની પૂર્તિના પ્રયત્નમાંજ નિરંતર સાવધ રહે છે. અશુભ વાસના વાસિત માનવી નીતિના પથનું ઉલ્લંઘન કરતાં વાર નથી લગાડતા. વાસનાની પૂર્તિ માટે અનીતિનો પણ આશ્રય લીયે છે.

શુભ વાસના તથા અશુભ વાસનાનું પૃથક્કરણ કરતાં પ્રથમ શુભ વાસના શું વસ્તુ છે, તે જાણવાની અત્યંત આવશ્યકતા રહે છે. શુભ વાસના આત્મિક વાસના આત્મિક વાસના છે. આત્માના સાથે સંબંધ ધરાવવાવાળી છે. શુભ વાસના આત્મિક ગુણોનું દોહન કરવા નિરંતર ઉત્સુક રહે છે. આત્મામાં અનંત ગુણો રહેલા છે તે ગુણોનો અંત ન આવવાથી આ શુભ વાસનાનો પણ અંત આવતો નથી નિરંતર આત્મિક ગુણોનું દોહન કર્યે જાય છે. માટે આ આત્મિક વાસનાજન્ય પ્રેમ આત્માની સાથેજ સંબંધ ધરાવે છે. આ વાસનામાં અરુચીનો સ્પર્શ પણ હોતો નથી જેમ જેમ આત્મિક ગુણ પ્રાપ્ત થતા જાય છે તેમ તેમ વાસનાની વૃદ્ધિ થતી જાય છે. અંતિમ પરિણામ એ આવે છે કે અન્ય આત્મા કે જેની સાથે પ્રેમ જોડાયલો હોય છે તેમાં તન્મય થઇ જાય છે એટલે કે આગલા આત્માની સાથે મળી જાય છે. આ વાસનાથી ક્ષણે ક્ષણે જીવનમાં આનંદ તથા સુખનો

સંચાર થતો જાય છે. અને જીવનની આદર્શતા પ્રગટ થતી જાય છે. અંતમાં દિવ્ય જીવન પ્રગટ થાય છે આ વાસનાની ક્ષણે ક્ષણે થતી વૃદ્ધિથી માનવી અંધારામાંથી પ્રકાશમાં આવતું જાય છે અને તેમ થવાથી દિવ્યમાર્ગ પ્રાપ્ત થાય છે. વસ્તુતત્ત્વ ઓળખાય છે. પોતાની ભૂલો સુધારાય છે. મુક્તિને આપવાવાળા પ્રેમની ઉત્પન્ન કરનારી જનની પણ આજ શુભ વાસનાજ છે આ વાસના-જન્ય પ્રેમ ધનાઢ્ય રૂપવાન, બળવાન, કંગાળ, કુરૂપવાન, નિર્બળ, બાળ તરુણ, વૃદ્ધ, દરિદ્રી, રાજા, રંક, ભિખારી તેમજ અન્ય દશામાં રહેલા માનવીને પસંદ નથી કરતો પણ જેનો આત્મા ઉચ્ચ દશાને પ્રાપ્ત થયો છે, આદર્શજીવી બન્યો છે. આનંદ તથા સુખમય જીવનનો ભોગી થયો છે તેને પસંદ કરે છે. આ શુભ વાસનાજન્ય પ્રેમને કામની લાલસા મુદ્દલ હોતી નથી. જીવનની કિંમત કદર કરી જાણનારના અંદરજ આ પ્રેમ ઉત્પન્ન થાય છે. શુભ વાસનાથી દુનિયાની તમામ શુભ વસ્તુઓની પ્રાપ્તિ થાય છે. અને અંતમાં સર્વ જગતનું પૂજ્યપણું મળે છે.

અશુભવાસના શુભવાસનાથી સર્વથા વિરોધ ધરાવનારી છે. અશુભવાસનાનો આત્માથી ભિન્ન જડ પદાર્થોની સાથે સંબંધ હોય છે. પાંચે ઇંદ્રિયોના વિષયને નિરંતર પસંદ કરે છે, રૂપ. રસ, ગંધ અને સ્પર્શને અધિક ચાહે છે. અશુભ વાસનાજન્ય પ્રેમ દૃશ્યસ્થૂળ દેહના ઉપરજ રહેલો હોય છે. અને પાંચે ઇંદ્રિયને પ્રિય એવા શુભરૂપ, રસ, ગંધ તથા સ્પર્શને પામીને આનંદ પામે છે. જ્યારે રૂપરસાદિની હાની થાય છે ત્યારે આ પ્રેમ નબળો પડી જાય છે અને ધીરે ધીરે હીન થઇ એક દીવસ સર્વથા નષ્ટ થઇ જાય છે. આવા પ્રેમને ધારણ કરવાવાળામાં અશુભ વાસનાની પૂર્તિ રૂપ સ્વાર્થ ઠાંસી ઠાંસીને ભરેલો હોય છે તેમજ માયાકારી તથા અસત્ય પણ હોય છે. શુભવાસના જન્ય પ્રેમ પ્રથમ મંદ મંદ અને પછી દીવસે દીવસે વૃદ્ધિ થતો જાય છે અને કાળાંતરે અતીવ દૃઢ થઈ જાય છે. પરંતુ અશુભ વાસનાજન્ય પ્રેમ પ્રથમ તીવ્ર દેખાય છે અને પછીથી દીવસે દીવસે મંદ થતો જાય છે. અશુભ વાસનાજન્ય પ્રેમના ધારણ કરનાર જ્યારે કોઇનું સુંદર રૂપ જુએ છે ત્યારે તેને પ્રાપ્ત કરવાની ઇચ્છાથી એકદમ પ્રેમ દર્શાવે છે. જ્યારે તેની ઇચ્છા પૂર્ણ થઈ જાય છે ત્યારે બનાવટી પ્રેમને છોડી દીએ છે. આજ પ્રમાણે અન્ય પણ સારો રસ સારો ગંધ સારો સ્પર્શ જોઇને પણ તેની પ્રાપ્તિને માટે અન્યને પ્રેમ દેખાડે છે જ્યારે તેની વાસનાની પૂર્તિ થઇ જાય છે એટલે પ્રેમને જલાંજલી આપે છે. રૂપરસાદિ વસ્તુઓનો સ્વભાવ છે તે પ્રતિક્ષણે બદલાઈ જવું. ક્ષણે ક્ષણે સારાનું નરતું અને નરતાનું સારું થઈ જાય છે. માટે અશુભ વાસનાજન્ય પ્રેમ ચિરસ્થાયી હોતો નથી. અશુભ વાસના વાસિત માનવીઓને ધનવાન, રૂપવાન, વિષયાશક્ત, બલવાન, તરુણ તેમજ મદોન્મત્ત વધારે પસંદ પડે છે. અશુભ વાસનાનું અંતિમ પરિણામ આધિ, વ્યાધિ અને ક્લેશ શિવાય કાંઇ પણ પ્રાપ્ત થતું નથી. અશુભ વાસનાજન્ય પ્રેમથી સંગઠીત થયેલા માન-વીઓનાં જીવન નિરસ તેમજ દુઃખમય બને છે. તથા જીવનમાં ક્ષુદ્રતા તથા તુચ્છતાનો સંચાર થાય છે. નિર્મળ જીવન પણ મલીન બની જાય છે. જીવનજ્યોતિનો પ્રકાશ મંદ પડી જાય છે, દિવ્યચક્ષુ ઢંકાઇ જાય છે. પ્રકાશમાંથી દીવસે દીવસે અંધારામાંજ ગમન કરાય છે, કર્તવ્ય ભૂલી જવાય છે, વારંવાર આપત્તિઓને ભેટાય છે, સંપત્તિ નષ્ટ થઈ જાય છે. માનવજીવન વિષમય બની જાય છે અને અંતમાં શ્રેષ્ઠ જીવનનો વિઘાત થાય છે.

જેઓના અંદરથી આ વાસના નીકળી ગઈ છે જેઓને વાસનાવિહીનપણું પ્રાપ્ત થયું છે જેઓના અંદરથી વાસનાનો સદંતર નાશ થઈ ગયો છે, તેવા માનવીઓજ પોતાને સીધે માર્ગે

ચલાવી શકે તેઓનેજ દિવ્યજીવનનો માર્ગ જડે છે. તેવા માનવીઓજ જગતમાં ચક્ષુવાળા ગણાય છે. આનંદમય, સુખમય તથા આદર્શમય જીવનના અભિલાષી માનવીઓએ સદ્‌વિચાર સેવ્યા કરવાની ટેવ પાડવી જોઇએ. સદ્‌વિચાર પણ જીવનમાંથી સરો કાઢવાને માટે અદ્વીતિય ઔષધીનું કામ કરે છે. જ્યાં સદ્‌વિચાર છે ત્યાંજ સદ્‌બુદ્ધિ છે અને જ્યાં સદ્‌બુદ્ધિ છે ત્યાંજ જીવનમાં અમૃતસિંચન થાય છે સદ્‌બુદ્ધિ અને સદ્‌વિચાર પરસ્પર ગાઢ સંબંધ ધરાવે છે બંને સાથેજ રહે છે જ્યાં સદ્‌બુદ્ધિ છે સદ્‌વિચાર પણ ત્યાંજ આવીને વસે છે તથા જ્યાં સદ્‌વિચાર છે સદ્‌બુદ્ધિ પણ ત્યાંથી વેગળી ખસતીજ નથી. સદ્‌વિચારની સેવા એકવાર નહિ પણ વારંવાર કરવી જોઇએ. જેમ જેમ સદ્‌વિચારની સેવા કરવામાં આવે તેમ તેમ માનવીના હૃદયમાં પ્રકાશ વધતો જાય છે. જે માનવી નિરંતર એક વખત પ્રભુપ્રાર્થના કરી બેસી રહે છે તેના કરતાં જો તે સદ્‌વિચારની સેવા કરે તો સારો લાભ ઉઠાવી શકે છે. વિચારોદ્વારા શરીરને બળવાન બનાવી શકે છે. વિચારોદ્વારા સુખી થઈ શકે છે વિચારોદ્વારાજ દુઃખી થઇ શકે છે. દરેક પ્રકારની શક્તિ વિચારોના અંદરજ રહેલી હોય છે.વિચારો દ્વારા દુઃસાધ્યકાર્ય પણ સુસાધ્ય બનાવી શકે છે અને વિચારોદ્વારાજ સુસાધ્ય કાર્ય દુઃસાધ્ય બનાવી શકે છે. જેવા જેવા પ્રકારના વિચારોની સેવા કરવામાં આવે છે માનવીઓની દશા પણ તેવા તેવા પ્રકારના રૂપમાં પરિણત થઈ જાય છે. પોતાને ઉચ્ચ બનાવવો હોય અથવા તો પોતાને નીચ બનાવવો હોય તો ઉચ્ચ તથા નીચ વિચારોનું સેવન કરવાથી બની શકાય છે.

જે માનવીઓ ઉચ્ચ વિચારના હોય છે તેઓ કેવળ પોતાના જીવનનેજ ઉચ્ચ બનાવી શકતા નથી પરંતુ અન્યના જીવનને પણ ઉચ્ચ બનાવી શકે છે. આપણે અનુભવીએ છીએ કે, એક પુરૂષ કાયર હોય છે તો તે પોતાનેજ ડરપોક નથી બનાવતો પણ તેના સહવાસમાં આવનાર અન્ય આદમીને પણ ડરપોક બનાવી દીએ છે, જેના વિચાર નિરંતર વિશુદ્ધ હોય છે તેના જીવનમાં પ્રતિક્ષણે આનંદનો વધારો થતો જાય છે, જગતમાં એવો નિયમ છે કે સમાન વસ્તુ, સમાન વસ્તુને ખેંચે છે. ઉચ્ચ વિચાર આનંદને તથા ઉચ્ચતાને ખેંચે છે તથા નીચ વિચાર નિરાનંદતા તથા નીચતાને ખેંચે છે, માનવીઓને ચાહે ગમે તેટલો બોધ આપવામાં આવે પણ જ્યાં સુધી તેઓના વિચારોમાં પરિવર્તન થતું નથી ત્યાં સુધી આપેલો બોધ નિષ્ફળ જાય છે. વિચાર શૂન્ય માનવી કોઇપણ કાળે રહેતો નથી. કોઇને કોઇ પ્રકારના વિચારો નિરંતર ઉત્પન્ન થયા કરેજ છે. માટે આ વિચારમાળામાંથી અસદ્‌વિચારોને કીનારે કરીને જે સદ્‌વિચારની સેવા કરતો રહે અને વિચાર-માળામાં કેવળ સદ્‌વિચારોનાજ મણકા પરોવતો રહે તો તેના જીવનમાં આ સદ્‌વિચારોની માળાનો જાપ આનંદ તથા શાંતિને આપી શકે છે. વ્યાધિગ્રસ્ત માનવી સર્વ ઔષધો છોડી દઇને કેવળ સદ્‌વિચારરૂપ ઔષધીનું સેવન કરતો રહે તો તેનો વ્યાધી સદંતર નાશ થઇ જાય છે માનવીઓને જે શોક પેદા થાય છે તથા દુઃખ ઉત્પન્ન થાય છે તેનું મૂળ કારણ તેના વિચારોજ થઇ શકે છે. વાસ્તવિકમાં વિચારીએ તો વિચાર એ દરેક કાર્યનું કારણ છે, વિચારાનુકૂળજ કાર્યની ઉત્પત્તિ થાય છે.

આપણે જેવા પ્રકારનું આચરણ બનાવવું હોય તેવા પ્રકારના વિચારોનું સેવન એક વખત નહીં પણ વારંવાર કરવું જોઇએ. જો કે પહેલપ્રથમ નવો વિચાર ઉત્પન્ન કરવો જરા કઠણ જેવો જણાશે પણ કેટલોક સમય વ્યતીત થવા પછી તે એક પોતાની પ્રકૃતિનું રૂપ પકડી લેશે. આપણે કોઇ પણ નવા કાર્યનો આરંભ કરીએ છીએ ત્યારે આપણને તે કાર્ય પ્રારંભ વખતે ઘણુંજ કઠણ માલુમ પડે છે પરંતુ તેજ કાર્યમાં ધૈર્યતા રાખીને વળગ્યા રહીએ તો ઘણુંજ સરળ થઈ જાય છે

એક વખત કઠણ જણાશે તો બીજી વખત તે કાર્ય કાંઇક સરળ થશે ત્રીજી વખત તેનાથી સરળ આમ વારંવાર તે કાર્યના સેવનથી ઘણીજ સરળતા થઇ જશે. તેમજ પહેલાંપ્રથમ નવો વિચાર લાવતાં જરા કઠણ જણાશે પણ વારંવાર તેનું સેવન કરવાથી તે વિચારને આપણે પોતાના વશ કરી શકીશું. આ પ્રમાણે વશ થયેલા વિચાર કોઈ અન્ય માનવી દૂર કરવા પ્રયત્ન કરશે તો તે નિષ્ફળ પ્રયત્ન નિવડશે. આપણે જે સારા વિચારોનું સેવન કરીને એક પોતાની પ્રકૃતિરૂપ બનાવેલાં હશે તો દુનિયાના દાનવો આપણા વિચારોને ફેરવવા શક્તિશાળી થઈ શકશેજ નહીં. અને તેમ ન થવાથી દુરાચારિઓના દુરાચાર આપણને જરાએ હરકત કરી શકશે નહીં. આ બાબતનો આપણને પ્રત્યક્ષ અનુભવ થઈ રહ્યો છે માનવીઓને જે ધર્મનો બોધ થતો નથી તેનું કારણ એજ છે કે તેઓએ સંસારિક કાર્યોના વિચારોનું એવું સેવન કરેલું છે કે સાંસારિક વિચારો એક તેમનું અંગ થઇ ગયા છે. એટલા માટે ધાર્મિક વિચારોની અસર તેમના ઉપર થઇ શકતી નથી. સ્વાભાવિક કાર્યની અસર બદલાઇ જાય છે. માનવી પોતાના વિચારબળથી ઉચ્ચ પદવી પ્રાપ્ત કરે છે તેમજ નીચ પદવી પણ વિચારબળથીજ મેળવી શકે છે. પોતાને તથા પરને ઉચ્ચ તથા આદર્શજીવી બનાવવામાં પણ વિચારબળનીજ અધ્યક્ષતા હોય છે વિચારોથીજ સુખ વધે છે અને વિચારોથીજ દુઃખ વધે છે. સમગ્ર જીવનનો પાયો વિચારજ છે જીવનના વ્યવસ્થાપક વિચારોજ છે. માટે પ્રથમ વિચારોની વિશુદ્ધિ નિરંતર કાયમ બની રહે તેમ વર્તવાની જરૂરત છે. જેનું વિચારક્ષેત્ર વિશુદ્ધ છે તેનું જીવન પણ વિશુદ્ધજ છે જીવનને આનંદમય તથા સુખમય બનાવવા ઉચ્ચ વિચારોનેજ હૃદયમાં સ્થાન આપવું જોઇએ નીચ વિચારોથી જીવન ઉન્નત દશાને પ્રાપ્ત થઇ શકતુંજ નથી. જે વિચારોથી તમારા ચિત્તમાં ઉદ્વેગ થતો હોય ચિંતા થતી હોય કષાય ઉત્પન્ન થતો હોય દીનતા ઉત્પન્ન થતી હોય તેવા વિચારોને તમે પોતાના હૃદયમાં વધારે વાર રહેવા દેશો નહીં. તત્કાળ તેને કાઢી નાંખશો તો તમને તેવા વિચારો કાંઇ હરકત કરી શકશે નહીં જે વખતે નબળા વિચાર આવે તે વખતે તમે પોતાની મનોવૃત્તિને અન્ય કાર્યમાં રોકશો તો તમારા નબળા વિચારો રહેવા પામશે નહીં. વિચારોને કાઢવાને માટે વિચાર જેટલા કામ નથી આવતા કે જેટલી બહારની ક્રિયાઓ કામ આવે છે. બહારની ક્રિયા અંદરના વિચારોને દૂર કરવા સમર્થ થઇ શકે છે. ઉદાહરણ તરીકે વિચાર કરો કે, જેમ કોઇ માણસને એવો વિચાર આવ્યો કે મારે અમુક માણસના ઘરમાંથી અમુક વસ્તુ ચોરી લેવી છે. તે માનવી તેવા વિચારનું સેવન કરી રહ્યો છે એટલામાં એક માણસે આવીને કહ્યું કે આજે મારે ત્યાં તમને જમવાનું નિમંત્રણ છે. રસોઈ તૈયાર છે માટે જલદી પધારજો આ નિમંત્રણ સાંભળીને તે માનવી કે જેણે ચોરીનો વિચાર કર્યો હતો તેણે તત્કાળ જમવા જવાની તૈયારી કરી અને જમવા ચાલ્યો ગયો તેનું ધ્યાન જમવા તરફ હોવાથી જમવાના કાર્યમાં લીન થયો જેથી કરી ચોરીનો વિચાર તેના અંદરથી નીકળી ગયો અને ચોરી કરતો અટકી ગયો. આ પ્રમાણે અસદ્‌વિચારને દૂર કરવાને માટે અન્ય અન્ય કાર્યમાં મનની પ્રવૃત્તિઓ રોકવાની જરૂરત રહે છે. જ્યારે સદ્‌વિચારો ઉપર પૂર્ણ સત્તા આવી જાય છે ત્યારે માનવીઓ પોતાના આચરણને શ્રેષ્ઠ બનાવી શકે છે. વિચારોના અંદર હમેશાં આહ્લાદ શુભ આશા, પ્રતિદિન શ્રદ્ધા અને ઉચ્ચતા રાખવી જોઇએ. સદ્‌વિચારોની શીઘ્ર ગતિ હોય છે માટે તેને રોકી રાખવા નિરંતર સાવધ રહેવું જોઇએ. અશુભ વિચારોની ગતિ ઘણીજ મંદ હોય છે માટે તેને શીઘ્ર ગતિ બનાવવા પ્રયત્નશીલ થવું જોઇએ. આમ કરવાથી સદ્‌વિચારો શીઘ્ર ગતિ ત્યાગીને મંદગતિવાળા થશે અને ધીરે ધીરે અંતઃકરણને એક પોતાનું આશ્રયસ્થાન બનાવી લેશે પછી તમે નિઃસંશયપણે સદાચારી

થઈ શકશો. અને એ વાત ચોક્કસ જાણજો કે તમારી તમામ અવસ્થાઓના ઉત્પાદક વિચારોજ છે દરેક પ્રકારની દશાને પ્રાપ્ત કરાવનાર વિચારો શિવાય બીજી કોઇપણ વસ્તુ નથી. તમારી પાસે સામાન્ય ધન હોય તો તમે દુઃખ ન ધરાવશો પણ તમે તમારા જેવા વિશ્વવાસી જીવોને ધ્યાનમાં લેજો ઘણા માનવીઓ એમ કહે છે કે અમારી પાસે આજીવિકા પૂરતું ધન ન હોવાને લીધે અમારો નિર્વાહ નથી થઇ શકતો આ પ્રમાણે વિચાર કરનારે સ્મરણ રાખવું જોઇએ કે પોતાની અવસ્થા કરતા દુષ્યતા ધરાવનાર વ્યક્તિનો વિચાર કરવો જોઇએ. દુનિયાના અંદર સમાન અવસ્થા ભોગવનાર અનેક વ્યક્તિઓ હોય છે સર્વ માનવીઓ કાંઇ રાજાજ નથી હોતા, તેમજ સર્વે ધનવાન પણ નથી હોતા અને સર્વ કંગાલ પણ નથી હોતા. દુનિયાના કોઈ પણ માનવીની અવસ્થા જોઇએ તો તેવી અવસ્થાથી પ્રાપ્ત થયેલા બીજા પણ મળી આવશે, માટે આપણી અવસ્થા કેવી છે તેને ધ્યાનમાં રાખીને આપણા જેવીજ અવસ્થાવાળાનો વિચાર કરવો કે, આની પણ મારી જેવીજ અવસ્થા છે છતાં એ માનવી પોતાનું નિર્વાહ કેવી રીતે કરી શકતો હશે એ જેવી રીતે નિર્વાહ કરે છે તે માર્ગથી હું પણ પોતાનો નિર્વાહ કરી શકું છું. આમ જો વિચાર કરવામાં આવે તો માનવી પોતાની સાધારણ અવસ્થાનાં પણ આનંદમય જીવન ગાળી શકે છે વિચાર કરીએ તો માનવીને જન્મથી લઇને મરણ પર્યન્ત સદ્‌વિચાર હોય તો કોઈ દિવસ પણ રોગ, શોક, આધિ, ઉપાધી હરકત કરી શકતા નથી. જેટલા આત્મિક ગુણો પ્રગટ થાય છે તે પણ સદ્‌વિચારોથીજ થાય છે, માનવીઓના અંદર જે ખોટી ટેવો નજર આવે છે તેમાં વિચારોનુંજ બળ હોય છે. અસદ્‌વિચારોને લઇનેજ કુટેવો પડી જાય છે. જો કે વિચાર કરવામાં મનુષ્ય સ્વતંત્ર છે માનવીને ચાહે તેવી નિમંત્રણામાં રાખવામાં આવે તોપણ માનવી સખત નિમંત્રણામાં પણ વિચાર કરવાને સ્વતંત્રતા ધરાવે છે કાયિક ક્રિયા તો અમુક અમુક સ્થાનમાં નથી થઇ શકતી જેમકે ધાર્મિક સ્થાનોમાં કાયિક વિપરીત ક્રિયા નથી થઈ શકતી. પણ માનસિક ક્રિયા ધર્મસ્થાનમાં પણ માનવી કરી શકે છે. ધર્મને બાધ પહોંચાડનાર વિચારો ધર્મસ્થાનમાં પણ કરવામાં આવે છે. દાક્ષિણ્યતાને લઇને માનવી અન્ય માનવીને કાયિક ક્રિયાદ્વારા બાધ પહોંચાડી શકતો નથી. પરંતુ અન્ય માનવીના પ્રત્યક્ષમાં માનસિક ક્રિયાદ્વારા અહિં ચિંતવન કરી શકે છે.

જેમ સદ્‌વિચાર જીવનજ્યોતિ પ્રગટાવવામાં સહાયક છે તેમજ મહત્વકાંક્ષા પણ માનવજીવતને અત્યુત્તમ બનાવવામાં પૂર્ણ સહાયતા કરે છે. જેને મહત્વાકાંક્ષા છે તે પોતાના આચારવિચારને સહજ ઉચ્ચ બનાવી શકે છે, કારણ કે તેને મહત્વના ભંગનો ભય રહે છે મહત્વાકાંક્ષીઓએ ખરી મહત્વાકાંક્ષા રાખવાની જરૂરત છે. જેઓ ખોટી મહત્વાકાંક્ષા રાખે છે તેઓનાં જીવન સુધરી શકતાં નથી. ખોટી મહત્વાકાંક્ષાવાળાના આચારવિચાર કનીષ્ઠજ રહે છે. ખોટી મહત્વાકાંક્ષાવાળાને દંભ છળ કપટ અસત્યતા તથા ધુર્તતા ઘણી કરવી પડે છે. કારણ કે તેની પાસે મહાનગુણોનો અભાવ હોય છે તેના આચારવિચાર કનીષ્ઠ હોય છે છતાં તેઓ પોતાને મહાન ગણાવવા લોકોની વૃત્તિ પોતાના તરફ દોરે છે, પોતાના તરફ બીજાની ચિત્તવૃત્તિ ખેંચવાને માટે પૂર્વોક્ત માયા આદિની આવશ્યકતાને તેને અવશ્ય કરવી પડે છે. મહત્વાકાંક્ષા સર્વ પ્રાણી માત્રે રાખવી જોઇએ પરંતુ મિથ્યા અભિમાન ન રાખવું જોઇએ. મિથ્યાભિમાનથી કોઈ કાળે પણ મહાન થઇ શકાય નહીં મહાન બનવામાં તો કેવળ મહત્વાકાંક્ષાજ ઉપયોગીની થઈ શકે છે. મહત્વાકાંક્ષાની દુનિયાના મોં તરફ દૃષ્ટિ નથી પણ આત્મા ઉપરજ દૃષ્ટિ રહે છે અને મિથ્યાભિમાનીઓની દૃષ્ટિ જનસમુદાય તરફ રહે છે મિથ્યાભિમાનીના મનમાં એવી વિચારણા રહ્યા કરે છે કે મને લોકો સારો કેવી રીતે કહે, હું

કેવાં કાર્ય કરૂં કે જેથી લોકો મને પૂજ્ય તથા શ્રેષ્ઠ માને. આવી અનેક પ્રકારની ધારણાઓથી મિથ્યાભિમાની નિરંતર જનસમુદાયની સાથે ધૂર્તતા કરવા ઉદ્યત રહે છે. મિથ્યાભિમાનીઓનું જીવન ઘણીજ કફોડી સ્થિતિવાળું હોય છે. અનેક પ્રકારના દુર્વિકલ્પોથી મિથ્યાભિમાનનું ચિત્ત કલુષિત વસ્તુ મેળવવાનું સાધન ન હોય તો કરેલી ધારણા વ્યર્થ પણ જાય છે આ પ્રમાણે બનાવટી મહત્વાકાંક્ષા એટલે મિથ્યાભિમાનીનું જીવન કલેશમય તથા દુઃખમય બની વ્યતીત થાય છે. મિથ્યાભિમાની પ્રાપ્ત થયેલા ઉત્તમ માનવ જીવનને નષ્ટ ભ્રષ્ટ કરી નાંખે છે, ક્ષુદ્ર તથા તુચ્છ બનાવી નાંખે છે. સૂક્ષ્મદૃષ્ટિથી વિચાર કરીએ તો મિથ્યાભિમાનથી મહત્વાકાંક્ષા બની શકતીજ નથી મહત્વાકાંક્ષા અને મિથ્યાભિમાનમાં ઘણુંજ અંતર રહેલું હોય છે, મહત્વાકાંક્ષી નિરંતર પોતાના આચારવિચારને વિશુદ્ધ બનાવવામાંજ તત્પર રહે છે. કારણ કે જ્યાં સુધી વિશુદ્ધ આચારવિચાર બને નહીં ત્યાં સુધી આત્મા મહાન બની શકેજ નહીં અને આત્મા મહાન બન્યા વગર મહત્વાકાંક્ષા પૂર્ણ થઈ શકે નહીં. મહત્વાકાંક્ષીને લોકોની નિંદા અથવા સ્તુતિ ઉપર દૃષ્ટિ હોતીજ નથી પરંતુ પોતાની ઉચ્ચ કૃત્તિ તરફ દૃષ્ટિ હોય છે કારણ કે મહત્વાકાંક્ષીને લોકોની સમ્મતિની જરૂરત હોતી નથી તે તો પોતાની આત્માનીજ સમ્મતિથી વિચરવાવાળો હોય છે. તેને વાસ્તવિક મહત્વતા મેળવવી છે પણ બનાવટી નહીં. લોકોની તરફ દૃષ્ટિ રાખી વિચરનાર મહત્વતા મેળવી શકેજ નહીં કેટલીક વ્યક્તિઓનું માનવું છે કે જેને જનસમુદાય પૂજ્યની દૃષ્ટિથી જુએ છે ભલે તેના આચારવિચાર નીંદનીય છે છતાં તેજ મહાન પુરૂષ ગણાય છે. આવી માન્યતા યથાર્થ કહી શકાયજ નહીં, જેને પરિમિત જનસમુદાય મહાન માનતો હોય પૂજ્ય ગણી આદરબુદ્ધિ ધરાવતો હોય તો પણ જ્યાં સુધી તેનો આત્મા મહાન બન્યો નથી. તેના અંદર પૂજ્યપણાના ગુણો પ્રાપ્ત થયા નથી ત્યાં સુધી તે મહાન કહી શંકાયજ નહીં, લોકો જે તેને પૂજ્ય અથવા તો મહાન ગણે છે તેનું કારણ એજ છે કે, ધૂર્તતા વાપરીને મિથ્યાભિમાની માનવલોકોના ચિત્તની વૃત્તિના અનુસાર પોતાનું વર્તન બનાવે છે. અથવા તો મહાન પુરૂષોના જેવો બહારથી ડોળ કરે છે જેથી કરી પરિમિત જનસમુદાય તેમાં પણ વિશેષે કરીને અજ્ઞતાને ભજવાવાળા આચારવિચાર વિહીન માનવને પણ મહાન પુરૂષોની કોટીમાં ગણી નાંખે છે. અજ્ઞજન સમુદાયની પ્રશંસા સાંભળી તે મિથ્યાભિમાની માનવ ફૂલાઇ જાય છે અને જ્યારે પોતાને અમહાન છતાં પણ મહાન સમજીને કનીષ્ઠ આચારવિચારનું કારણ લીયે છે, મહત્વતા પ્રાપ્ત કરવી કાંઇ સ્હેલી વાત નથી આત્મ જ્ઞાનસંપાદન કરવું પડે છે ત્યારેજ મહાન બની શકાય છે. સર્વ પ્રકારની તૃષ્ણાઓ તથા સર્વ પ્રકારની વાસનાઓને હૃદયમાં રાખીને મહાન બનવાની ઇચ્છાવાળો મિથ્યાભિમાનીનીજ પંક્તિમાં ગણી શકાય છે. જે સાચો મહત્વાકાંક્ષી છે તેનુંજ જીવન આદર્શજીવન કહી શકાય છે. મિથ્યાભિમાનીના જીવનમાં આદર્શતાનો સંચાર થઈ શકતોજ નથી. પણ મહત્વાકાંક્ષીના જીવનમાં આદર્શતાનો સંચાર અવશ્ય થઇ શકે છે જે મહાન છે તેજ આદર્શજીવી છે, અને જે આદર્શજીવી છે તેજ મહાન છે, એટલાજ માટે આદર્શજીવનમાં મહત્વાકાંક્ષા અત્યંત ઉપયોગીની છે આ મહત્વાકાંક્ષા પ્રાણીમાત્રમાં રહેલી હોવાથી તેઓને જીવનને આદર્શ બનાવવામાં વધારે પ્રયત્ન કરવો પડતો નથી કેવળ મહત્વકાંક્ષામાંથી મિથ્યાપણું કાઢી નાંખવાની જરૂરત છે. જેની મહત્વાકાંક્ષામાં મિથ્યાનુ મિશ્રણપણું હોય છે તેજ માનવી મિથ્યાભિમાની કહેવાય છે અને તેનું જીવન આદર્શ નહીં પણ તુચ્છ તથા ક્ષુદ્રજીવન કહેવાય છે.

મુનીશ્રી કસ્તુરવિજયજી.

# नवीन वर्ष निमित्त प्रभु प्रार्थना.

આ નૂતન વર્ષાનંદકારી વિઘ્ન સઉ નિવારજો,
અમ જાતિને ઉદ્ધારવા, બળ આપી અમને તારજો;

જય શાંતિદાતા ઇશ આજે, વારે અમ ઝટ આવજો,
સદ્બુદ્ધિ આપી દોષ કાપી, જ્ઞાન દીપ પ્રકટાવજો.

નિવારી સઘળા પાપતાપો, કરી ઉદય મહિલા તણો,
જ્ઞાન બુધ્ધિ આપજો, વિકસાવજો અમ યશ ઘણો,

વર્ષના આરંભમાં યાચું પ્રભુ 'હું' એટલું,
અમ બળ નથી પણ આપજો કરૂણાથી માગું તેટલું.

# સ્ત્રી રત્ન.

## સ્ત્રીઓના ઘણાજ રોગનો નાશ કરનાર.

સ્ત્રીઓના તમામ દરદોનો સ્ત્રી રત્ન નામની દવા નાશ કરે છે. રજસ્વળા આનયમિત વધારે કિંવા કમી આવતું હોય તેને નિયમિત લાવે છે. અતિવિહાર અને આળસથી થએલ વ્યાધીને દુર કરે છે. વારંવાર તથા વધારે પેશાબનું થવું તથા શરીરનું ધોવાવું (ધાતુનું જવું) આવા દરદોને માટે રામબાણ છે. જઠરની બદહજમી, કમતાકાત, કબજીયાત, સંગ્રહણી, પેટનું આફરવું, છાતીનો બળતો દાહ, ખારા, ખાટા, તીખા, ઓડકાર, ચૂંક આંકડી, પેટનું દરદ, હેડકી, પીચોટી, (આબેઇનું ખસવું) થોડો ખોરાક ખાવાથી પણ ઊલટી, ગોળો ચડવો, વેણુંચુથા કળતર, કમ્મરનો દુખાવો, બરડાની ફાટ મસ્તક સુળ વગેરે દરદે. માટે સ્ત્રી રત્ન નામની દવા ઉંચામાં ઉંચી અને અકસીરમાં અકસીર (નવડી ચૂકી છે ગોળી ૧૦૦)ની ડબી ૧ કીં. રૂા. ૨-૮-૦ ખાસ પરેજ નથી.

## ગર્ભ ધારણની અકસીર દવા.

સ્ત્રીઓને માટે આ એક આશીર્વાદ સમાન દવા છે. સ્ત્રીઓને ગર્ભ ન રહેવાના સાત દોષ (રોગ) છે. તેમાંથી આ દવા છ દોષ (રોગ) ને મટાડી ગર્ભ ધારણ કરાવે છે, ઇશ્વરઇચ્છાથી આ દવાથી ઘણી સ્ત્રીઓને વાંઝીયાપણામાંથી મુક્ત કરી સહુપુત્રાં (બચ્ચાવાળીઓ) કરી છે! ડબી ૧ની કિં. રૂા. ૨-૮-૦

એક ડબ્બી ચાર માસ ચાલે છે. અને તેટલી મુદતમાં ગર્ભ રહે છે વાપરવાની હકીકત ડબી સાથે રાખવામાં આવે છે.

## લોહીવા રક્ત પ્રવાહ.

આ દરદ સ્ત્રીઓને ભયંકર લાગે છે અને તે ગમે તેટલા જોરમાં હોય તો પણ પહેલેજ દીવસે ફાયદો થાય છે. ડબી ૧ની કીં. રૂા. ૨-૮-૦

## શ્વેતપ્રદર.

આ દરદ સ્ત્રીઓને બહુજ ખરાબ છે અને તે વધારે વખત રહેવાથી ઘણી નબળાઈ આવી મરણને શરણ થાય છે માટે આ રોગની દવા તાકીદે કરવી ડબી ૧ની કીં. રૂા. ૨-૮-૦.

## બાળાગોળી.

બાળકાને આ ગોળીથી ઘણોજ આનંદ રહે છે અને રૂષ્ટ પુષ્ટ થાય છે ગોળી ૧૦૦ની ડબી ૧ની કીં. રૂા. ૧-૦-૦.

મફત !!! ધાતુ વિકાર-આર્તવ વિકાર. મફત !!!

વધારે વિગત જાણવા અને સ્ત્રી તેમજ બાળકના દરદની તમામ દવાઓનો ભંડાર નામે "આર્તવ વિકાર" નામનું પુસ્તક એક કયાર્ડ લખી મફત મંગાવી લ્યો.

**વૈદ શા. ગીરધરલાલ કહાનજી મુ. ધોળકા, જી. અમદાવાદ.**

# સાભાર-સ્વીકાર.

પરમપૂજ્ય મહારાજ શ્રીમન્ વલ્લભવિજયજી. મહારાજશ્રીની ભલામણથી શ્રી આત્માનંદ જૈન સભા અંબાલા શહેર (પંજાબ)ના સેક્રેટરી તરફથી નીચે જણુંવ્યા પ્રમાણેનાં પુસ્તકો જૈન વનિતા વિશ્રામની બાળાઓના ઉપયોગ માટે ભેટ મોકલાંયાં છે. તેની આભાર સહિત પહોંચ સ્વીકારાય છે.

—: પુસ્તકોના નામ :—

આત્મકાંતિ પ્રકાશ પ્રત-૧૦. આબુ જૈન મંદિરોની નિર્માતા પ્રત-૨. સ્તવન સંગ્રહ. પ્રત-૪. અકબર જૈન ધર્મ-૧. સત્ય હરિશ્ચંદ્ર; સંબોધ સત્તરિ, વિજયસેન સૂરિની પધરામણી, આદર્શ જીવન, જૈન ઇતિહાસ ભાગ ૧-૨, જૈનમત નાસ્તિકવાદી નથી, ખનકકુમાર, સતિ દમયંતિ, અજીતનાથ અને સંભવનાથનું ચરિત્ર, ચંદનબાલા, ઉત્તરકુમાર ચરિત્ર, સપ્ત ભંગી નય, સ્થુલભદ્ર ચરિત્ર ધનપાલ ચરિત્ર, આરામશોભા ચરિત્ર. શું ઇશ્વર જગતકર્તા છે ?, મહાસતી સીતાજી, વીર હનુમાન, વિશ્વલીલા, પ્રશ્નોત્તરમાળા, દ્રૌપદી, સાચું બાલદાન, હી. ઓરા મીપર વિચાર, જૈનતત્ત્વ મિમાંસા પ્રત-૨ અનાથી મુનિ, સમુચિત શિક્ષા, મનુષ્ય કર્તવ્ય, તિર્થંકર ચરિત્ર ભૂમિકા. અનેકાત્મક પ્રભુતા, સપ્તભંગી નય, વિકટજાલ, કન્યા એજન્સીકા વ્યાપાર, શિલવતી, રૂપ કીશોર, ગુરૂ ઘંટાલકા વ્યાખ્યાન.

---

## પર્યુષણ પર્વમાં મુંબઈમાં થયેલી ટીપ.

૧૦૧) શેઠ સારાભાઈ મગનભાઈ મોદી.
૧૦૧) „ મોતીલાલ મુલજી.
૧૦૧) „ હીરાલાલ બકોરદાસ.
૧૦૧) „ વાડીલાલ બકોરદાસ.
૧૦૧) „ કલ્યાણચંદ શોભાગચંદ.
૧૦૧) „ રાયચંદ મોતીચંદ.
૧૦૧) „ જશકરણ કેસરીચંદ હા. લખમીચંદ.
૧૨૫) „ પ્રેમચંદ રાયચંદ એન્ડ સન્સ.
૧૨૫) „ સાકરચંદ મોકમચંદ (પચીસ રૂા. વર્ષગાંઠને દિવસે ભોજન)
૫૦) „ ચુનીલાલ વીરચંદ.
૫૧) „ અમરચંદ ઝવેરચંદ હા બેન હરકોઇબાઇ.
૫૧) „ લલ્લુભાઇ ગુલાબચંદ ઝવેરી.
૫૧) „ મોતીચંદ ગીરધરલાલ કાપડીયા સોલીસીટર મુંબઈમાં ભર્યા
૫૧) „ મોતીચંદ કાપડીયા ભાવનગરમાં તેમનાં પુત્રની લગ્નની ખુશાલીમાં ભર્યા.
૫૧) „ અભેચંદ મુલચંદ હ. નેમચંદભાઈ (અપુર્ણ)

Registered No. B. 1654.

॥ श्री गौतमायनमः ॥

—: સુરત જૈન વનિતાવિશ્રામને અંગે પ્રકટ થતું માસિક :—

# મહિલા ભૂષણ

सदगुणनीतिविधायकलेखै रुचिरं प्रकाशयते धर्म्यम
महिलाभूषणमेतत्सर्वस्त्रीहितकृते सततम् ॥





પુસ્તક ૫ મું. અંક ૬ ઠો. કાર્તિક સંવત ૧૯૮૦.

વાર્ષિક લવાજમ રૂા. ૨. પોસ્ટેજ સાથે અગાઉ-થીજ.







સંપાદિકા:—બ્હેન રૂકિમણી શેઠ સા૦ હીરાચંદ મોતીચંદની વિધવા.
ગોપીપુરા—સુરત.

# સાભાર-સ્વીકાર.

પરમપૂજ્ય મહારાજ શ્રીમન્ વલ્લભવિજયજી મહારાજશ્રીની ભલામણથી શ્રી આત્માનંદ જૈન સભા અંબાલા શહેર (પંજાબ)ના સેક્રેટરી તરફથી નીચે જણુંવ્યા પ્રમાણેનાં પુસ્તકો જૈન વનિતા વિશ્રામની બાળાઓના ઉપયોગ માટે ભેટ મેકલાયાં છે. તેની આભાર સહિત પહોંચ સ્વીકારાય છે.

—: પુસ્તકોના નામ :—

આત્મકાંતિ પ્રકાશ પ્રત-૧૦. આબુ જૈન મંદિરોની નિર્માતા પ્રત-૨. સ્તવન સંગ્રહ. પ્રત-૪. અકબર જૈન ધર્મ-૧. સત્ય હરિશ્ચંદ્ર; સંબોધ સત્તરિ, વિજયસેન સૂરિની પધરામણી, આદર્શ જીવન, જૈન ઈતિહાસ ભાગ ૧-૨, જૈનમત નાસ્તિકવાદી નથી, ખનકકુમાર, સતિ દમયંતિ, અજીતનાથ અને સંભવનાથનું ચરિત્ર, ચંદનબાલા, ઉત્તરકુમાર ચારત્ર, સમ ભગી નય, સ્થુલભદ્ર ચરિત્ર ધનપાલ ચરિત્ર, આરામશોભા ચરિત્ર. શું ઇશ્વર જગતકર્તા છે ? મહાસતી સીતાજી, વીર હનુમાન, વિશ્વલીલા, પ્રશ્નોત્તરમાળા, દ્રૌપદી, સાચું બાલદાન, હી. ઓરા મીપર વિચાર, જૈનતત્ત્વ મિમાંસા પ્રત-૨ અનાથી મુનિ, સમુચિત શિક્ષા, મનુષ્ય કર્તવ્ય, તિર્થંકર ચરિત્ર ભુમિકા. અનેકાત્મક પ્રભુતા, સસભગી નય, વિકટલાલ, કન્યા એજન્સીકા વ્યાપાર, શિલવતી, રૂપ કીશોર, ગુરૂ ઘંટાલકા વ્યાખ્યાન.

---

## પર્યુષણ પર્વમાં મુંબઈમાં થયેલી ટીપ.

૧૦૧) શેઠ સારાભાઈ મગનભાઈ મોદી
૧૦૧) „ મોતીલાલ મૂલજી.
૧૦૧) „ હીરાલાલ બકોરદાસ.
૧૦૧) „ વાડીલાલ બકોરદાસ.
૧૦૧) „ કલ્યાણચંદ શોભાગચંદ.
૧૦૧) „ રાયચંદ મોતીચંદ.
૧૦૧) „ જશકરણ કેસરીચંદ હા. લખમીચંદ.
૧૨૫) „ પ્રેમચદ રાયચંદ એન્ડ સન્સ.
૧૨૫) „ સાકરચંદ મોકમચંદ (પચીસ રૂા. વર્ષગાંઠને દિવસે ભોજન)
૫૦) „ ચુનીલાલ વીરચંદ.
૫૧) „ અમરચંદ ઝવેરચંદ હા. બેન હરકોઇબાઇ.
૫૧) „ લલ્લુભાઈ ગુલાબચંદ ઝવેરી.
૫૧) „ મોતીચંદ ગીરધરલાલ કાપડીયા સોલીસીટર મુંબઇમાં ભર્યા
૫૧) „ મોતીચંદ કાપડીયા ભાવનગરમાં તેમનાં પુત્રની લગ્નની ખુશાલીમાં ભર્યા.
૫૧) „ અભેચંદ મુલચંદ હ. નેમચંદભાઈ (અપુર્ણ)

# મહિલા ભૂષણ.

પુસ્તક ૫ મું     કાર્તિક સંવત ૧૯૮૦.     અંક ૬ ઠો.

## सद्गुणी थवा बहेनोने सुबोध.

પદ. (નાથ કૈસે ગજકો બંધ છુડાયો—એ લય.)

ગુણીયલ બહેનો, સદ્ગુણ ઉરમાં ધરજો.
શુદ્ધ અંતરથી જ્ઞાન મેળવજો, દેશ હિત દીલ ધરજો;
સમદ્રષ્ટિથી નિરખો સહુને, અમૃત વાકયો ઉચરજો—ગુણીયલ૦

નમ્ર વિવેકને સદ્વાકયો ધારી, સહનશિલતા ધરજો;
સત્ય સંપને તેમાં સરલતા, દાન દયા કર ગ્રહજો—ગુણીયલ૦

મોહ માયા લોભ માન નિવારી, રાગ દ્વેષ પરહરજો;
ક્રોધ કલેશ કદી રાખો ન તનમાં, દુરગુણો દૂર કરજો—ગુણીયલ૦

દીન દુઃખીના કષ્ટો નિવારવા, શુભ પંથે સંચરજો;
દાન શિયળ તપ ભાવના ભાવી, ભવસાગરથી તરજો—ગુણીયલ૦

संपादिका.



# સંગીત.

(લેખકઃ—ચંપકલાલ મગનલાલ લાકડાવાળા, ચંપાગલી–મુંબઈ.)

સંગીત, હા, શું ઉચ્ચ પ્રકારની વસ્તુ! "માનસિક, શારિરીક, સામાજીક તેમજ ધાર્મિક લાભ કરનેવાલી વસ્તુ! ઉર્દુ. સંગીત, ગાના ઔર બજાના, માનસકુ મનવંછિત ફળ દેતા હૈ." ગાવાથી મન પ્રસન્ન રહે છે એટલુંજ નહિ, પરંતુ શુભ વિચારો આવે છે, હરેક કામમાં મનનો ઉત્સાહ વધે છે, તથા મનમાં શાંતી આવે છે, તેમજ કોઇ દુઃખ કે આપત્તી આવી પડે તો સંગીત શરૂ કરી દેવું કે તે આપત્તી મનપર બીલકુલ અસર કરશે નહિ. વળી ગાવાથી શરીરમાં વાયુ શુદ્ધ રહે છે. જે જે પ્રાણાયામ કરવાથી ફાયદા થાય છે તે તે ફાયદા ગાવાથી પણ થાય છે ગાવા વાળાને છાતીની બીમારી કોઇ દીવસ થતી નથી પણ છાતી અને ફેફસાં મજબુત થાય છે. મન શાંતિમાં રહે છે એટલે રાત્રે ઉંઘ પણ સારી આવે છે, અને કોઇ પણ કામ કરવાને શરીરમાં સ્ફુરતી રહે છે. સંગીતકળાથી લોકો ઘણી વાર એકઠા થાય છે, જલસા, ગમ્મત, મીજલસો વગેરે કરે છે અને એક બીજાના સહવાસમાં આવે છે, અને પોતાનું સાંસારિક કાર્ય સાધે છે એટલુંજ નહિ પણ ધર્મમાં પણ સંગીત પુષ્કળ ઉપયોગી છે. માણસને ખરો ઉત્સાહ આવે છે ત્યારે તે એકદમ ગાવા મંડી જાય છે. એકના એક શબ્દો, જો રાગમાં બોલાય તો, આપણને તેના ઉપર કંટાળો નથી આવતો પણ ઉલટો પ્રેમ આવે છે અને કહીએ છીએ કે ભાઇ પેલું ચલાવ, પેલું પેલું. તેટલાજ માટે ધર્મના પુસ્તકો ગાથા, શ્લોક, વગેરેમાં કરેલા હોય છે. હજી પણ "સાપ જાય અને લીસોટા રહી જાય" તેમ સંગીતનો અંશ જોવામાં આવે છે. હું જ્યારે જ્યારે દહેરા આગળથી જાઉં છું, અને બૈરાંઓ પૂજા ભણાવતા હોય છે ત્યારે તેઓ સાથે સાથે તાલીઓ પાડે છે (જો કે સમજ્યા વગર), પરંતુ એ તાળીઓ પાડે છે તે, નીચે જોઇશું તે પ્રમાણે, વખત માપવાને **તાલ** આપે છે. તેમજ રાત્રે ભાવનામાં પણ તેજ થાય છે. સંગીતના જ્યારે આટલા આટલા માનસીક, શારિરિક, સામાજીક, ધાર્મિક ફાયદા છે તો શું આપણે તે કળાથી અજાણ્યા રહેવું?

વિષય ઘણો વિશાળ છે તેથી તેના ફાયદા પર વધુ વખત ન ગુમાવતાં, હું વાંચકોને સંગીતની અંદર પ્રવેશ કરવા કોશીશ કરીશ.

ગાયનકળા શીખવામાં પહેલા **સ્વર** શીખવાની જરૂર છે. **સ્વર** અથવા **સુર**. એટલે જે અવાજ ગાતા બહાર આવે તે "સ્વર" અને "અવાજ"માં એટલો ફેર કે "સ્વર" મધુરા, સાંભળવાને મન થાય એવો લાગે ત્યારે તેને સંગીત કહે છે. જ્યારે "અવાજ" કઠોરો, કયારેને બંધ કરો એવો લાગે તે ફક્ત અવાજ છે. **સા**......નો બધા કરે પરંતુ જે મધુરો કરે તે સ્વર બાકીનો અવાજ. તો "સ્વર" કેટલા? 'સ્વર" સાત છે જેના નામ **षड्ज, ऋषभ, गांधार, मध्यम, पंचम, धैवत, निषाद.** અને ગાતી વખત એ સ્વરોના ઉચ્ચાર સ, રિ, ગ, મ, પ, ધ, નિ થાય છે. એ સાત સ્વરોના સમુહને **સપ્તક** કહે છે. પ્રીય વાંચનાર, હવે તને સમજણ પડી હશે કે હારમોનિયમ બજાવવાવાળો પૂછે છે કે "કેટલા સપ્તકની પેટી છે?" એટલે શું?

વાર. સપ્તક ત્રણું પ્રકારના હોય છે. મન્દ્ર, મધ્ય અને તાર. જે સ્વરોના ઉચ્ચારણ કરતી વખત હૃદયમાં પુષ્કળ જોર લાગે અને જે સ્વરોથી હૃદયની અધિક ગુંચ નીકળે તે મન્દ્ર સપ્તક, જે સ્વરો કંઠમાંથી નીકળે તે મધ્ય સપ્તક અને જે સ્વરોનું જોર તાલુસ્થાનમાં લાગે તે તારસપ્તક કહેવાય છે. બચ્ચાંઓને સમજાવીએ તો જાડા સ્વર નીકળે તે મન્દ્ર, સાધારણ (વચગાળાના) તે મધ્ય, અને તીણા નીકળે તે તાર સપ્તક મન્દ્ર સપ્તકથી મધ્ય સપ્તક ઉંચો અને મધ્યથી તાર સપ્તક ઉંચો–આ તફાવત ત્રણુ સપ્તકમાં જોવામાં આવે છે.

તેવીજ રીતે સાના અવાજથી રેનો અવાજ ઉંચો, રે થી ગ નો, ગ થી મ, મ થી પ, પ થી ધ, ધ થી નિ નો અવાજ ઉંચો; અને આટલાજ માટે સાત સ્વરો જુદા પાડેલા. સ્વરને ઉંચા ચડાવવા, એટલે સા, રે, ગ, મ, પ, ધ, નિ, અવાજ કાઢવો એને આરોહ કહે છે. અને અવાજ નીચે ઉતારવો, અથવા સા, નિ, ધ, પ, મ, ગ, રે સા ને અવરોહ કહે છે. આ ગાવન વગાડવાને ઘણો ઉપયોગમાં આવે છે.

સંગીત, ખાલી સ્વરોનું ઉચ્ચારણ કરવામાં નથી. "તાલ" એ અગત્યની વસ્તુ છે. જેમ ખાંડ વગરનો દૂધપાક, મીઠા વીનાં શાક, પ્રેમ વિનાના લગ્ન, તેમ "તાલ" વિનાનું સંગીત. જે સંગીતની અંદર તાલ નથી તે સંગીત નથી, તેટલા માટે જે માણુસ નીયમમાં નથી, જે માણુસ તાલમાં નથી, તેને વહેવારમાં 'બેતાલો' કહેવામાં આવે છે. તો એ "તાલ" શું વસ્તુ છે? ગાતી વખત અથવા વગાડતી વખત, સમય ગણવાને જે હાથથી તાલી દેવામાં આવે તેને તાલ કહે છે. જેમ ઘડીયાળ, ટીક્ ટીક્ કરીને સમય, કાળ ગણે છે તેમ તાલ સમય ગણે છે. કેટલો વખત એક સ્વર કાઢતા થયો ને તાલ કહી આપે છે. દીલરૂબા વગાડવા વાળો તાલ પોતાના ગજપર અથવા પગેથી ગણે છે, પ્યાનો વગાડવાવાળો હાથેથી અથવા માથુ ધૂણાવીને ગણે છે, તબલાવાળાનો મુખ્ય હેતુ "તાલ" ગણવાનોજ છે, ફીડલવાળો (Violinist) પગેથી હારમોન્યમવાળો ચાવીપર ટકોરા મારીને–એમ જુદા જુદા માણસો જુદી જુદી રીતે તાલ ગણે છે. જો તાલનું ભાન થાય તોજ સંગીતમાં ખરો રસ જામે. તાલ અનેક પ્રકારના છે માટે તે ન લખતાં હું એટલુંજ કહીશ કે જો માણસને તાલનું ભાન થાય તો તે કહેશે કે આગગાડી અમુક તાલમાં ચાલે છે, ઘોડો અમુક તાલમાં ચાલે છે, આ ભાષણકર્તા આ તાલમાં બોલવાનો પ્રયત્ન કરે છે, ઈત્યાદી ઈત્યાદી. સારાંશ એટલો કે તેના આખા જીવનમાં તાલ દેખે. પોતાને રોજ કરવાનો કાર્યક્રમ (Time Table) તેની તાલમાં જોઇએ; ખાવા પીવાનું પણ તાલમાં જોઇએ, બોલવા ચાલવાનું પણ તાલમાં જોઇએ, આટલા માટેજ વિદ્વાનો કહે છે કે જ્યારે લોકો તાલમાં આવી જશે; દેશમાં સંગીતનો પ્રચાર ઘેરેઘેર થશે ત્યારે સ્વરાજ જરીવારમાં મળી જશે.

પરંતુ તાલ કયી ગતીમાં દેવો? આનો જવાબ લયકારી આપી શકે. બીજા શબ્દોમાં તાલની ગતીને લય અથવા લેદ. કહે છે. તાલી ધીમે ધીમે દે છે કે જલદી જલદી દે છે તેને લય કહે છે. "લય" ત્રણ પ્રકારની છે. વિલંબીત, મધ્ય, દ્રુત બહુ ધીમે ધીમે ચાલવાવાળી લય તેને વિલંબિત કહે છે. વિલંબિતથી ડબલ (દુગણી) ચાલવાવાળી તે મધ્ય અને મધ્યથી ડબલ ચાલવાવાળી તે દ્રુત લય કહે છે. જે માણસને લયકારીનું ભાન થાય છે તે માણસ સંગીતમાં ઘણો રસ લે; હું તો એટલે સુધી કહું છું કે તાલ અને લયકારીમાં ઉંડો ઉતરેલો માણસ ખાવા પીવાનું પણ ભૂલી જાય, જેમ તમે આ વાંચવામાં રસ લો તો કોઈ પૂછે તેનો જવાબ પણ ન દો તેમ.

જેમ અવાજ, માપવાને સાત સ્વર છે, તેમ લય માપવાને "માત્રા" છે. એક માત્રાની લયકારી એક એક સેકન્ડ બરાબર છે. "માત્રા"ના સાત ભેદ છે. ચતસ્ત્ર, ગુરૂ. લઘુ, દ્રુત, અણુઅણુદ્રુત, અણુઅણુઅણુદ્રુત. આ ભેદોની માત્રા નીચે પ્રમાણે છે. ચતસ્ત્રની ચાર, ગુરૂની બે, લઘુની એક, દ્રુતની અડધી ($\frac{1}{2}$), અણુ દ્રુતની પા ($\frac{1}{4}$), અણુઅણુ દ્રુતની પાનો અડધો ($\frac{1}{8}$), અણુઅણુઅણુ દ્રુતની પાની પા ($\frac{1}{16}$), માત્રા જાણવી. માત્રા જાણવાથી લય ધીમી કે ઉતાવળે માપી શકાય છે.

લેખ ઘણો લાંબો થઇ જાય માટે હું અત્રેથી અટકીશ; અને **સમ, તાન, પલટો,** આડ, **રાગ** ઇત્યાદી વસ્તુઓ વિષે વાત ફુરસદે કરીશું. ટુંકમાં હું એટલું કહીશ કે જે માણસ સુર, તાલ, લય, માત્રા એટલી બી વસ્તુ જાણે તો શું અત્યાનંદ ભોગવે, તો સંગીતની અંદર ઉતરેલા ઉસ્તાદો **શું–કામ** દુઃખી હોય? અસલના વખતમાં ગાવા વગાડવાથી વરસાદ લાવતા હતા, દીવા સળગાવતા હતા, તે હવે ક્યાં છે? પણ મને આશા છે કે સમય બદલાયો છે અને લોકો સંગીતમાં આગળ વધ્યા જાય છે. શું પ્રીય વાંચકો તમે ઉભા રહી સમાજની પછાડી પડી જશો કે તે લોકો સાથે દોડી તે લોકોની સાથે અગર અગાડી જવા પ્રયત્ન કરશો?

વાંચકવર્ગ, અત્ર એક ચેતવણી આપવાની મને ખાસ જરૂર પડે છે. સંગીત શીખવાની આટલી વાત કરી તેમાં તમારે એમ સમજી ન લેવું કે નાટક–ચેટકના ગાયનો અથવા તો ખરાબ રસ્તે દોરવનારા ગાયનો પર શોખ લગાડવાનો મારો બીલકુલ પણ ઇરાદો છે ઉલટો, હું તેથી વિરૂદ્ધ છું. સંગીત, સંગીતની ખાતર શીખવાની જરૂર છે અને એકવાર પણ જો સંગીતનો શોખ લાગ્યો તો ગાયનના અર્થ કરતાં સંગીતપર વધારે પ્રેમ પડશે. સંગીતનો પ્રેમી સંગીત પછાડી ગાંડો હોય છે, નહિ કે તેના ખોટા અર્થપર. એ સંગીત, જો ઇશ્વર ભક્તિમાં ખપ લગાડશો તો અજબ લાભ થશે, કેટલાંક પોતાની છોકરીઓને નિશાળમાં કે ઘેર માસ્તર રાખીને:—

શ્યામ ઝુલે હીંડોળા..............

દીલ ગલે સૈંયા, મેં રોયે રોયે જાનીયાં...........

મારી પાસે પાસે આવે, છાની વાતો સંભળાવે;
મારૂં દીલ લલચાવે, પેલો ગરજી..............

આવા આવા ગાયનો શીખવે છે. તેમાં સેજ ફેરફાર કરવાની જરૂર છે. તેટલાજ બારથી હું કહું છું કે છોકરાઓને પણ એવા ગાયનો શીખવા, શીખવવા નહિજ જોઇએ.

શું ઇશ્વરલીલા! મહિલાઓની ગળી! એ લોકોને સંગીત કળામાં ઇશ્વરી બક્ષીસ હોય છે, એ વાતપર બે અભિપ્રાય વિદ્વાનોના હોતા નથી. માટે શું આર્ય મહિલાઓ સંગીતકળા રૂપ મહીલા ભૂષણ અંગીકાર ન કરે? **અસ્તુ.**



# અહિંસાપાલન વા નિંદાનો ત્યાગ.

(અનુસંધાન વર્તમાને વર્ષના પૃષ્ઠ ૮૦ થી.)

ઘણીવાર મેં જોયું, અનુભવ્યું છે તેમ, ઘણાની પ્રભાત, સવારના કાર્યનો આરંભ, ઇશ્વર સ્તવન કે તેમના કલ્યાણકારી નામોચ્ચારને બદલે તારી મારી, કોઇની કુથલી પરનિન્દાથીજ શરૂ થાય છે–તે રાત્રિએ તેમની જીવ્હા આરામ લે તેની છેલ્લી ઘડી સુધી.

સમાજ, મેળાવડા, લગ્ન, કોઇની માંદગી–વા મરણ સમયે પણ એનું અસ્તિત્વ હોયજ. માંદગી અને મરણ પ્રસંગે આશ્વાસનને સ્થાને નિન્દા ચાલુજ હોય તો પછી ત્યાં જવાનું પ્રયોજન શું છે? શા સારૂ જઇએ છીએ તે બરાબર સમજતાંજ નથી; જો સમજતાંજ હોય તો માંદાને શાન્તી વળે, તેના આસપાસના મનુષ્યોને ધૈર્ય આવે તેવું માયાળુ વર્તન હોવું જોઇએ. મરણ સમયે પણ મરનારના આત્માને શાન્તીના વિચાર, અને તેના સંબંધીઓને પણ શાન્તવન આપનારા શબ્દો હોવા જોઇએ. આ પ્રસંગો સિવાય મંદિરો અને દેવસ્થાનમાં પણ એજ પ્રકારનું વર્તન જોવામાં આવે છે. પ્રભુના પવિત્ર આવાસ રૂપ સ્થળો–મંદિરો તે પણ નિન્દા સ્પર્ધા રહિત રહેવા અથવા પામ્યા નથી. નિન્દાના, ઇર્ષાના, સ્પર્ધાના, ભિન્નતાના દાખવતા વાતાવરણથી. જ્યાં–જે સ્થળે સર્વ જીવાત્માની ઐક્યતા હોવી જોઇએ. જ્યાં સર્વ અંતઃકરણો ઐક્યતા હોવી જોઇએ. જ્યાં સર્વ અંતઃકરણો ઐક્યતાથી જોડાઇ, એક પ્રભુના ચરણમાં સાથે શીર નમાવવા હોય હોય "તું એકજ મહાન શક્તિ અમો સર્વમાં વ્યાપી રહેલ છે, આત્માથી અમો સર્વ અભિન્ન છીએ; અભિન્નતા વડે અમો સર્વ તું એક–અદ્વિતિયમાં ભળીએ છીએ" એવી ભાવનાને સ્થાને ઉપલા દુર્ગુણોથી પવિત્ર વાતાવરણ અશુદ્ધ કરી દે છે. પ્રભુના નામથી, તેના કલ્યાણકારી ઉચ્ચારથી, તેના ભવતારક ધ્યાનથી પણ 'કુથલીની, ખોટા બકબકારાની મહત્વતા ચઢી જતી જણાય છે કે ત્યાં પણ તેનું સામ્રાજ્ય હોયજ.

આ અહિંસા માર્ગનો ધર્મ છે? આ ધર્મની અને પ્રભુના સંદેશમાં માન્યતા છે? ધર્મગુરૂઓમાં અને પ્રભુમાં આસ્તિકતા છે? ધર્મ સ્થળો માટે આ ઉચ્ચ ભાવના છે? આ દૈવી સંપદના લક્ષણ છે? જેજે ધર્મ સ્થાપકો નિન્દાની વિરૂદ્ધ બોધ આપી ગયા છે તેમની અંતરમાં પધરાવવા યોગ્ય મૂર્તિઓ પાસેજ નિન્દા એ ધર્મ આજ્ઞા પાલન છે? આવોજ ધર્મ હોય, આવીજ ભાવના હોય આવાંજ લક્ષણ અને આજ્ઞા પાલન હોય તો આપણે કયાં ઉભા છીએ તેનો ખ્યાલ આવે છે? અધોગતિના ઉંડા–કાળાં અંધકારમાં–જ્યાં આસુરી સંપત્તિના સૈનીકોએ ઘેરી લીધેલા છે ત્યાં ઉંડા ખૂટી ગયેલા, અજ્ઞાનતાથી અંધ દશામાં, આત્મજ્ઞાનને ભૂલી ગયેલી દશાએ પ્હોંચેલા છીએ, હજુ આમાંથી ઉગરવું હોય તો શાસ્ત્રનો નિયમ, તેની આજ્ઞાનુસાર–નિન્દાનો ત્યાગ કરવો. તેનું બીજ માત્ર આપણામાંથી નંકળી જવું જોઇએ. હવે, એ નિન્દા કયાંથી શરૂ થાય છે? કોઇ પ્રત્યે ઇર્ષાભાવ, કોઇ માટે હલકા વિચાર, નિરર્થક, વ્હેમ એ દુગુણો એવા એક બીજા સાથે ગુંથાઇ ગયેલ છે કે તે નિન્દાનુંજ હિંસાનુજ સ્વરૂપ છે, તો આવા દુર્ગુણોના બીજજ શા માટે આપણામાં હોવા જોઇએ? આવાં બીજ રાખીને, તેને પોષીને–આપણે આપણુંજ હૃદય કોતરી જીવન નિર્માલ્ય કર્યે છીએ, બીજા માટે ખોટા વિચારો ફેલાવીએ છીએ, અને જેમ એક સુગંધ ભરી વાટિકા હોય અને ત્યાં કયાંકથી દુર્ગંધમય પવનનો ઝપાટો આવી તે પરિમલ ભરી હવા બીગાડી નાંખી અસ્વચ્છ કરી નાંખે છે તેમ આ નિન્દા, વ્હેમ, ઇર્ષારૂપી દુર્ગંધ–શુદ્ધમાં શુદ્ધ

પવિત્ર વાતાવરણ, સ્નેહમય જીવન તેની ઝેરી હવાથી કમકમામાની દે છે. આ દુર્ગંધી સકાથી કેટલાં સુખી જીવનો નષ્ટ થયાં છે. આવા વર્તનથી, હલકા વિચારથી અન્યને દુઃખી કરાય છે. અને નિન્દા કરનાર વા હલકા વિચાર, વ્હેમ ઇર્ષાનો બનેલ દાસ પોતાનું મન વિચાર, પાણી તેને આધિન કરી દુર્ગંધમય બનાવે છે અને જ્યાં ત્યાં તેનો ચેપ ફેલાવતોજ રહે છે. આવા પ્રકારના વર્તનથી તે મનુષ્ય શું મેળવે છે? ફક્ત તેની પોતાની અધોગતિજ. જે બીજ વવાય છે તેના ફળ એને પોતાનેજ ચાખવાનાં છે. બીજાને હલકા પાડવા જતાં તે માણસ પોતે દુઃખી હેરાન નથી થતો? એનું હૃદય તે અહોકાળ નથી બાળી નાંખતો? તેની શાન્તીનો તે પોતેજ ભંગ નથી કરતો? આખર. તે સઘળું ફળ તે એકલોજ ભોગવે છે શા માટે બીજા માણસની રીતભાતની, વર્તનની બીજાએ દરકાર રાખવી જોઇએ? સામા માણસમાં દુર્ગુણ છે વા સદ્‌ગુણ છે. તે અમૂક રીતિએ કામ કરે છે–અમુક નથી કરતો ચોકસ માન્યતાઓ ધરાવે છે, ચોકસ નથી ધરાવતો વિગેરે વિગેરે બાબતોથી બીજાએ ગ્રાહિતે શા માટે ખટપટ કરવી જોઇએ? તે ચાહે તેમ કરતો હોય. ગમે તેવો દુર્ગુણ તેમાં હોય વા નહિ પણ હોય. તેમાં આપણને શું? તેનો દુર્ગુણ ખામી એને નડશે, એનું કર્મ એને ભોગવવાનું છે તેમાં અન્યને શા માટે ઉકળાટ થવો જોઇએ! આપણે પોતેતો કોઇનું ભોગવવાના નથીને? તો પછી બીજા માટે શા સારૂ બહુ વિચાર તથા પરવા રાખવી જોઇએ? કોઇના માટે વિચાર બાંધવા તથા અભિપ્રાય આપવાને આપણને જરાયે હક નથી, કારણ આપણે પોતે પણ કાંઇને કાંઇ ખોડ ખામીથી રહિત તો નહિજ હોઈ શકીએ–વા નથી,

જે નજરથી બીજાના દુર્ગુણો જોવાય છે તેજ નજરથી આપણા પોતાના જુઓ. આપણે કેવા છીએ, આપણામાં શું, શું, ખોડ ખામી છે તે કેમ વિચારતા નથી? અગર કેમ કોઇને પૂછતા નથી કે, મારામાં શું દોષ–દુર્ગુણ છે તે કહી શકશો? જો તેઓ કહેશે તો તે આપણે એકદમ કબુલ કરીશું? જો તેઓ માટે અભિપ્રાય ન્યાય આપવા તત્પરતા દાખવીએ છીએ તેવી પોતાના માટે ધરાવીએ છીએ?

જો આપણામાં સદ્‌ગુણનું બળ હોય તો સામા માણસમાંથી સદ્‌ગુણનું તત્વ ખેંચી લઇએ. પરંતુ લોહ–લોહને આકર્ષે તેમ દુર્ગુણ, દુર્ગુણ પ્રતિ આકર્ષાઇ ઉત્તેજીત થાય છે. અને વૃદ્ધિ પામે છે બન્નેમાં તે વૃદ્ધિને પામે છે. એવા દુર્ગુણથી મુક્ત થવું હોય અને સામા માણસને તેમાં ઓછો ભાગીદાર કરવા હોય તો. સામા માણસના દુર્ગુણ શોધવા કરતા, તેમાં ક્યા ક્યા ગુણો ગ્રહણ કરવા યોગ્ય છે. તે શોધતા રહેવાય તો તે બન્ને પક્ષને ફળદાયી છે. બન્ને પક્ષના સદ્‌ગુણ એક બીજા પ્રત્યે આકર્ષાઈ પોષાઇ દૃઢ થશે, અને સદ્‌ગુણ આપણો કાયમનો મિત્ર બની, નિર્મળ વિચારો પ્રગટાવવામાં સ્હાયકારી નીવડશે. આ સ્હાયતા સુગંધ ભરી વાટિકા વિશેષ સુગંધવાળી કરશે, તેમ દુર્ગંધભરી હવાના ઝેરથી કરમાઇ જતાં પુષ્પ જીવનોને તેમાંથી મુક્ત કરવાની શીતળતા જેટલી તેનામાં શક્તિ છે. અસ્વચ્છને સ્વચ્છ બનાવવાનું તેમાં સામર્થ્ય રહેલું છે.

ખરેખર, નિન્દા પાપરૂપ છે. પ્રેમ અને સર્વ સદ્‌ગુણની વિરૂદ્ધ છે. ચાહે તેમ કોઈ માણસ પોતાને ધર્મી કહેવડાવતો હોય. પણ જ્યાં સુધી તેના ચુગલીખોર કાનો અને ખામી શોધતી આંખો, ચાડી ખાતી જીવ્હા–કોઇના દોષ શોધવા આતુર હૃદય તે ધરાવે છે ત્યાં સુધી તે માણસ લાખોની સખાવત કરતો હોય, દાનેશ્વરી અને પુણ્યશાળી, લોકો તેને ભલે કહે પણ. સત્યની નજરે, ધર્મની નજરે, પ્રભુની નજરે આમાંની કોઈ પણ ઉપમા વા વિશેષણને તે લાયક નથી. જે કદી

કોઇની સંભાળતો નથી, જે કદી કોઇનો દોષ શોધતો નથી; શોધવા પ્રયત્ન કરતો નથી; જે કદી ખુશામદ ખાતર કોઇનું બૂરૂં બોલતો નથી. કોઇના કાર્યમાં માથું મારતો નથી. કોઇના કામમાં આડે આવતો નથી. તે ઉપરાંત તેમ છતાં અંતરથી બન્ધુભાવ રાખી સર્વ તરફ નિઃસ્વાર્થ અને પ્રેમ ભાવનાથી શુભ ઇચ્છી રહ્યો છે; સૌમાં સારૂંજ જોય છે અને સારૂંજ પોતે છે તેજ ખરો પુણ્યશાળી, પ્રભુનો આજ્ઞાપાલક સેવક છે. અને તેનુંજ જીવન સુગંધી પુષ્પ જેવું છે. તેનુંજ જીવન ખરી સખાવત છે કે જેનો સદ્‌ગુણરૂપી સખાવતનો લાભ, જાણ્યે કે અજાણ્યે રંક કે શ્રીમંત એક સરખો લે છે. જેનું જીવન-અન્યને દૃષ્ટાંતરૂપ અને ઉત્કર્ષતા ભર્યું છે તેજ ખરો સાધુ પુરૂષ, ખરો સંત છે. સંસારમાં છતાં તે સાધુ-સંતની ઉપમાને લાયક છે. નિન્દાની અટકાયત મૌન છે. મૌન બહુ અઘરો વિષય છે. પરંતુ તે સર્વેએ ગ્રહણ કરવા જોગ છે. મૌન કેવા પ્રકારનું કયે સમયે મૌન તે સમજવાનું છે, ઘણી વેળા આપણે જે વાતો કરીએ છીએ તે ઘણે ભાગે નકામી અને મુર્ખાઇ ભરેલી-અને છેવટમાં તો તેમાંથી સાર ગ્રહી ન શકાય તેવી નિર્માલ્યજ હોય છે. અને અંતે નિન્દા અને બીજાની વાતો થતી હોય છે. આવું થાય ત્યારે તે નિન્દાનોજ વિષય છે, એમ તમને જણાય અને તમને નિન્દાથી મુક્ત રહેવું હોય તો, આ વાતમાં તમારે મુદ્દલ ભાગ લેવો નહિ. મુદ્દલ એક શબ્દ બોલવો નહિ. અને જો તમારામાં હિંમત હોયતો તે વાતજ ત્યાંથી-કહેતાં અટકાવો કોઇની વાતજ સાંભળવાની ઓછી કરો. એટલે તમારી કોઇની વાત સાંભળવાની તેમજ કરવાની ટેવ ઓછી થતી જશે, અને પછી તદ્દનજ પછી તો નિન્દા શબ્દ પ્રત્યે અણુગમો રહેશે.

કોઇની વાત ગમે તેવી હોય-તે વાત સત્ય પણ હોય તો પણ-ગમે તે થાય, કહી દેવાને તમારી ઉગ્ર ઇચ્છા થાય તો પણ-**સત્યને ખાતર સત્ય વર્તન રાખી** જરૂર મૌન રાખજો. અને તે વાત તમારામાંજ સમાવી દેજો; પણ કોઇ પાસે શબ્દ ન ઉચ્ચારશો. આ પ્રકારનું મૌન એ નિન્દાની અટકાયત છે. બોલવા કરતાં સાંભળવું વધારે ઉત્તમ છે. સાંભળવાની ટેવ ઠરેલ અને શાન્ત વિચાર ઉપજાવે છે; તથા અને જ્ઞાનતંતુ શાન્ત રાખે છે. આથી કરીને કોના માટે ઉતાવળો અભિપ્રાય કે ભીતિ રહેતી નથી.

શાસ્ત્રોમાં અને અગાઉના સમયમાં એકાન્તવાસનાં-અરણ્યોમાં વાસ કરી મુનિઓ વ્રત લેતા હતા તે આ કારણથીજ કેમ ન હોય ? તેઓ વૈરાગ્યવૃત્તિ-જીવન ધારણ કરતા. વૈરાગી કહેવડાવતાં હતા તો જરૂર વૈરાગ્ય સાથે મૌનનો સંબંધ, હેતુ આજ હોવો જોઇએ. સંસારી ચીજો સંસારી વ્યવહાર, સંસારી બંધનોથી વિરક્ત દશામાંજ પૂર્ણ વૈરાગ્યનો સમાવેશ થતો નથી. તે ઉપરાંત-વિચાર, વાણી મનપર કાબુ હોવો જોઇએ. તે સિવાય કદી વૈરાગ્ય દશા પૂર્ણ નથી. વાણી, વિચાર, અને મન-જ્ઞાનતંતુ શાન્ત અને શુદ્ધ ન હોય તો મન, વાણી કે કર્મનું તપ અપ્રાપ્ત વસ્તુ છે. સર્વ તપમાં મન અને વાણી પણ તપ છે. મન-વાણીનો સંયમ તે તપશ્ચર્યા છે. પરંતુ બધી વસ્તુનો વૈરાગ્ય-એકપક્ષી વૈરાગ્ય (જડ વસ્તુના મોહનો અભાવ પરંતુ ઇન્દ્રિયનિગ્રહ કે મનોનિગ્રહની ખામી તે એકપક્ષી વૈરાગ્ય) હોય પણ મન અને વાણીનોજ સંયમ નહિ હોય તો ? મન, વિચાર-વાણી શુદ્ધ ન હોય તો ? તો વૈરાગીનો નિશ્ચય, દૃઢતા, અને મનોવૃત્તિઓ પણ સ્થિર કેમ હોઇ શકે ? સ્થિરતા વિના **ક્ષમાભાવ** અને **સમાનતા** કેમ સંભવી શકે ? **અંતઃકરણની શુદ્ધિ** આ ગુણો માટે અવશ્યની છે, અને તેનું મુળ, સર્વ દોષરહિત થવું તે છે. અને એકદમ તદ્દન દોષરહિત થવાતું નથી. દ્વેષ, ઇર્ષા, વ્હેમ, ક્રોધ એવા દુર્ગુણો રહેવા પામ્યા હોય તો તેને અંગે પ્રસંગવશાત્ કોઇની વાતો, કોઇના છિન્દ્રો, અન્યનો ભેદ-ઇર્ષા, વહેમ, ક્રોધના આવેશમાં બીજા પાસે ઉઘાડા પાડે. નિંદકર્મ આચરેલો તે માણસ વૈરાગી કેમ કહેવાઇ શકે વા ખરી રીતે થઇ શકે ?

નિન્દા એક અધોગતિની નિશાની છે. અને તેનાથી મુક્ત સ્થિતિ ઉત્તમ ગતિ છે. ગ્રહણ કરવા યોગ્ય સર્વોત્તમ સાધનોમાં મૌન એક સાધન છે. તે આજ હેતુથી, કારણ નિન્દા કર્મબંધનમાં નાંખનાર છે; જ્યારે મૌન મુક્ત કરનાર છે. ગૃહસંસાર, સમાજ, મનુષ્યના સમુદાયથી વેગળા–જંગલમાં જઇ તપ-વ્રત કરવાનો આજ હેતુ કે, આવી જાતના બંધનનાં પાશમાં પડાય નહિ. અને પોતાની ઇચ્છામાં પણ સફળ થવાય. પરંતુ ખરૂં તપ અને ખરી ખુબી, ખરી માહત્વનાનો પ્રતિકુળ સજોગોમાં રહીને-સંસારી જીવનમાંજ વાણીનું તપ કરવું તેજ છે. ખરો સંયમ તો તેજ કહેવાય. વાણીપર સંયમ મેળવવા સારૂ–અંદર ખાતેથી દૃઢ વિચાર–અને વિચારને યોગ્ય મનને બનાવવું. તે મન અનેવિચારનો સંયમ. એ ત્રણેનો સંયમ તે આત્મોન્નતિ–આત્મબળ–આત્મપ્રકાશ.

હવે તમે જોયું હશેકે નિન્દા શું વસ્તુ છે. નિન્દાને આધિન થનાર કયી દશાને પામે છે, અને તેને જીતનાર કઇ ઉપમાને યોગ્ય છે. અને તેનું કેવું ઉચ્ચ ફળ અને શક્તિ છે. માટે જો નિન્દાથી મુક્ત થવું હોય તો–તમારૂ વ્રત-નિયમ લોક નિન્દા કરવી નહિ. તેમજ સાંભળવી નહિ. જ્યાં થતી હોય ત્યાં તેવી વાતોમાં ભાગ લેવો નહિ. અને બની શકે તો તેવી વાત અટકાવવી. કોઇ માણસ શું કરે છે, કેવી રીતે કરે છે, કેવા વિચાર ધરાવે છે કેવી માન્યતા રાખે છે શું કહે છે તેની સાથે જરાપણ લેવા દેવા તમારે રાખવી નહિ. તમે તમારે રસ્તે–એ એને રસ્તે. જ્યાંસુધી તમારા માનેલાં કર્મ વાણી અને વિચારથી વચ્ચે ન આવે ત્યાંસુધી તેના વિષે કાંઇ પણ કહેવા વિચારવાનું તમારે કાંઇજ પ્રયોજન નથી.

નિન્દાની અટકાયત–જેમ મૌન છે તેમ બીજો ઉપાય પ્રેમ છે. મૌન નિન્દાને અટકાવે છે. જ્યારે પ્રેમ, નિન્દા અને નિન્દનાર બેયને વશ કરી વિજય ભ્રાતૃભાવ કરાવે છે. એકયતા કરાવે છે. જ્યારે તમને એમ જણાય કે અમુક વ્યક્તિ, તમારે માટે અમુક શબ્દો ઉચ્ચારે છે, ચોક્કસ વિચારો ફેલાવે છે. ત્યારે પણ તમારો ધર્મ મૌનજ છે. તે સાથે શાન્તી ધરી, તેના પ્રત્યે સામાજીજ વર્તન રાખશો. કારણકે નિન્દા એ અજ્ઞાનતાની સખી છે. જ્યાં અજ્ઞાનતા હોય ત્યાં આવો પ્રકાર હોયજ. તમારે તમારો બચાવ કરવાની જરૂર નથી. કારણકે અજ્ઞાની સાથે વાદવિવાદ વા વિરોધભાવ કરવો એ સાથે સાથે જ્ઞાનની પણ અજ્ઞાનતાજ ગણાય.

એ મનુષ્યો જ્યારે નિન્દા એ પાપ છે એમ સમજશે. ત્યારે અમુક તે છોડી દેશે. પરંતુ જ્યાં સુધી તેઓ તેના પાશમાં છે ત્યાં સુધી તેઓ દયાને પાત્ર છે. તેઓ પ્રત્યે સારા વિચારો માયાળુ વર્તન ક્ષમા ભાવ. અને પ્રેમ એ જ્ઞાનીનું ભૂષણ છે. અને બનવા જોગ છે કે આવા વર્તનની સારી અસર થઇ તે મનુષ્યનો સ્વભાવ સુધરી પણ જાય. કારણ મનુષ્ય સ્વભાવ આખરે દૈવી સંપદજ છે. કોઈ કારણસર અમુક સમય–ચોક્કસ સદ્‌ગુણ ઢંકાઇ રહે. પરંતુ તે કારણ દૂર થતાં તેના મૂળ સ્વરૂપમાં એક સમયે તો જરૂર પ્રગટી નીકળે છે. તો સરસ ઉપાય એ છે કે, તેઓ પ્રત્યે ક્ષમા ભાવ અને પ્રેમ રાખવો. આખર એવો સમય આવશે કે, તમારા નિન્દકોજ સમય જતાં–તમારા શુભેચ્છક મિત્રો બનશે પરંતુ તે ક્યારે કે તમો પોતે તેના મિત્રો અને શુભેચ્છક બનો ત્યારે. પ્રેમ એક અખંડ વિજયી શસ્ત્ર છે. સર્વ દુર્ગુણરૂપી દુશ્મનો-વિઘ્નો સામે તેજ એક વિજયી શસ્ત્ર છે. જેનું તે શસ્ત્ર છે તેનો વિજય સદા સર્વદા છે. નિન્દા નાશ પામો સર્વત્ર પ્રેમ પ્રસરો. તા. ૮-૧૧-૨૩.

સી૦ 'જ્યોતિ'

સર્વ સ્થળે ભ્રાતૃભાવ અને શાન્તી હો.

# સ્ત્રી કેળવણી.

(ગતાંકથી ચાલુ)

પ્રિય વાંચક ! આપણે ગત અંકમાં ભાષા સુધી આવ્યા હતા. પછીથી અટકી ગયા. ભાષા વિષે તો એટલુંજ હાલ તો બસ છે. હવે જરા ગણિતશાસ્ત્ર તરફ દૃષ્ટિ ફેરવીએ. શ્રીયુત મગનલાલ મહેતા સ્ત્રીઓને ભાષા સાથે ગણિતનું જ્ઞાન આવશ્યકતું છે એમ કહે છે. અને ખરેખર તેમનું કહેવું વ્યાજબીજ છે તેઓથી પોતે કહે છે કે,

"ગણિત એ એક એવો વિષય છે, કે જેના જ્ઞાનને અભાવે દુનિયામાં એ બહુ કઠિન થઇ પડે છે, અંકગણિતના મૂળતત્વો શીખી સ્હેલા દાખલા કરવાની ટેવ સ્ત્રીઓમાં અવશ્ય પાડવી જોઇએ ભવિષ્યમાં આ જ્ઞાન તેમને ઘણુંજ ઉપયોગી થઈ પડે છે."

આ સિવાય કન્યાઓએ થોડુંઘણું નામુઠામુ (commerce) પણ અવશ્ય શીખવું જોઇએ કારણ કે સાધારણ નામુઠામુ (હિસાબ) રાખતાં આવડતું હોય તો તેમને કરકસરથી ઘર કેવી રીતે ચલાવવું તે આવડે છે. આ વિષયમાં જૈન વનિતાઓ પારંગત હોય છે અને તેથી તેમને કરકસર કરતાં ઠીક આવડે છે. કેટલીક સ્ત્રીઓ કહે છે કે 'અમારે આ બધું શીખીને શું કરવું છે ? અમારે ક્યાં નોકરી કરવી છે જે !' આમાંજ તેમની મોટી ભુલ છે. નોકરી કરવા સારૂં કંઈ ભણવાનું નથી કેળવણી લેવી એટલે મનુષ્યત્વ મેળવવું, જીવનની પૂર્ણતા પ્રાપ્ત કરવી.

ઇતિહાસને ભુગોળ પણ કન્યાઓએ શીખવા જોઇએ પણ તે જરૂર પુરતાં. કારણ કે અર્વાચીન કાળમાં આપણને ઇતિહાસનું તેમજ ભુગોળનું ખરૂં જ્ઞાન નથી મળતું અને જે કાંઇ શીખવવામાં આવે છે તે મગજમાં ખાલી કચરો ભરવા જેવું છે રાષ્ટ્રીયની દૃષ્ટિએ જે ઇતિહાસ ભુગોળ લખાયા હોય તે અવશ્ય શીખવવા. કારણ કે તેથી તેમનામાં શુરાતન આવે છે. વિરોચિત ભાવનાઓ પેદા થાય છે: આ કારણથી તેમના સંતાન માંયકાંકલા ન થતા બહાદુર બને છે. મહાન આદર્શવાદિ થતા તેમના બાળકને આવડે છે.

કન્યાઓને કળાનું શિક્ષણ અવશ્ય આપવું જોઇએ. કળાનો અર્થ ઘણોજ સંકુચીત કરવામાં આવ્યો છે. જેને અંગ્રેજી ભાષામાં (fine arts) કહે છે તે કળા અથવા સ્ત્રીઓને શોભે તેવીજ કળાનું જ્ઞાન સંપાદન કરવામાં સ્ત્રીઓને આવશ્યકતા છે.

એની બિસાંટના કહેવા મુજબ 'સિવવું ગુંથવું અને ભરવું Sewing, Knitting and Embroidery) કાવ્યવિનોદ પાકશાસ્ત્રમાં સમાવેશ થઇ જાય છે (Cooking) વગેરે કળાઓનો આ fine arts પણ આ બધામાં વધારે અગત્યનું એ છે કે કન્યાઓએ સુન્દર ને ઝીણું કાંતતા શીખવું જોઇએ. કાંતવું એ પણ એક સુન્દર કળા છે બેનો ! અગાઉ તમેજ સુન્દર કાંતતા હતા. તમારી અહીંની ઢાકાની મલમલને માટે તો સ્પેનના રાજાની રાણીએ હઠ કરી હતી તમેજ અગાઉ તમારા બાળકોના શરીરને ઉત્તમ વસ્ત્ર બનાવી ઢાંકતા હતા. પરન્તુ હાલ તમારે વિદેશીપર આધાર રાખવો પડે છે એ શું તમને શોભાસ્પદ લાગે છે ? ઉચ્ચવર્ણની (બ્રાહ્મણ વિગેરેની) ન્યાતોમાં લગ્ન વખતે તરાક બતાવે છે. આ તરાક બતાવવાનો ઉદ્દેશ શો હશે ! આપણા શાસ્ત્રકારો કાંઇ મુર્ખાઓ ન હતા. તેમનો ઉદ્દેશ તો મેં ઉપર જણાવ્યો તેજ હોઈ શકે. મીસ લેથમ પુનેથી મુંબઈ આવી રેંટીઆ ઉપર સુતર કાંતતા શીખી ગયા હતા. અને અદ્યાપિ પર્યંત તેઓ અહમદનગરમાં રેંટીઆનો પ્રચાર કરી રહ્યા છે. જ્યારે આવી વિદેશીય બેન રેંટીઓ કાંતે ત્યારે શું તમારી એ પવિત્ર ફરજ

નથી કે પવિત્ર રેંટીઓ કાંતવો. સર્વ કળાઓમાં આ કળા અગ્રસ્થાન લે છે. આનાથી કેવળ દેશનું શ્રેય એટલુંજ નહિ પણ સાદાઇનો ગુણ આ વિષયમાં પારંગત થવાથી તમારા ચારિત્ર્યની અંદર દૃષ્ટિગોચર થશે.

પાકશાસ્ત્રના જ્ઞાનમાં તો જેમ બને તેમ શ્રેષ્ઠતા પામવી તે સ્ત્રીની પહેલામાં પહેલી ફરજ છે. પરન્તુ અફસોસની વાત એ છે કે અર્વાચીન સમયમાં શહેરમાં વસતી કેટલીક ફેશનની શીસીઆરીમાં સુધરેલ ગણાતી સ્ત્રીઓ આ પહેલી ને પવિત્ર ફરજને છેલ્લી કહેતાં અચકાય છે–શરમાય છે.

એક લેખકે બરાબરજ કહ્યું છે કે "ચાલુ જમાનામાં કેટલાક અર્ધદગ્ધ માબાપો કેળવણીનો એવો અર્થ કરે છે કે જેથી તેમને, તેમના કુટુમ્બને જ્ઞાતિને તેમ ઉત્તરોત્તર સમસ્ત દેશને છપ્પને બદલે અનિષ્ટ–પરિણામની પ્રાપ્તિ થાય છે કેળવણીનો અર્થ એવો નથી કે જેની અન્દર શેક્સપિઅર મિલ્ટનના કાવ્યો અને બીજા પાશ્ચાત્ય કવિના કાવ્યો અને ગ્રંથોનોજ સમાવેશ થાય."

"એ કેળવણી પ્રાપ્ત કરવા સાથે સ્ત્રીઓને 'પાકશાસ્ત્ર'ની કેળવણી પ્રાપ્ત કરવી તેજ શ્રેય છે એટલુંજ નહિ પણ દેશનું શ્રેય પણ તેમાંજ રહ્યું છે. પોતાના પતિની સાથે મિટિંગોમાં (જાહેર ભાષણોમાં) હાજરી આપવી, સીનેમા તથા સરકસમાં જવું, તથા નાટકોમાં ખાસ ઇન્ટિરેસ્ટ (ધ્યાન) લેવું પરન્તુ રસોઈ બાબતમાં કહેવામાં આવે ત્યારે નાક ચઢાવવું અને કહેવું કે હાલમાં કામનો બોજો વધી પડવાથી રસોઇને પહોચાતું નથી. (જો કે આ બાબતમાં એક બ્હાનું છે. કારણ કે આ શાસ્ત્રમાં પોતાનું પોગળ છે.) માટે રસોયો રાખો તો ઠીક. અને એવોજ અર્થ ચાલુ જમાનામાં થતો હોય તો ભુલભરેલું છે અમારી ભારતવર્ષની મહિલાઓને તેવી કેળવણીની આવશ્યકતા નથી. ભલે અમારી આર્યાવર્તની આર્યાઓ અભણ રહે. અને ફીડમ (સ્વતંત્રતા) માટે ભવિષ્યમાં પાર્લામેન્ટમાં ન લડે."

શ્રીયુત મગનલાલ મહેતાએ એક ઠેકાણે કહ્યું હતું કે "રસોઇ કેમ તૈયાર કરવી સારાંસારાં પકવાનો કેમ બનાવવા તથા સાદી તથા નમાલી વસ્તુઓમાં સ્વાદ કેવી રીતે લાવવો તે સઘળી બાબતનું જ્ઞાન સ્ત્રીઓએ સંપાદન કરવું જોઇએ. ચાલુ જમાનામાં સ્ત્રીઓ યુનિવર્સિટીમાંથી પ્રવીણ બી–એ ની ડીગ્રી ન મેળવે એ કેટલું બધું શોચનીય!

સરસ્વતીચંદ્ર દ્વીતિય ભાગમાં શ્રીયુત સ્વ. સાક્ષર શીરોમણી ગોવર્ધનરામ ગુણસુન્દરી પાસે વિદ્યાચતુરને નીચે પ્રમાણે કહેવડાવે છેઃ—

શું ઇશ્વરે જગત એવું નિર્મેલું છે કે સ્ત્રીએ પણ ધનની સેવા કરવી! અમને અમારું કામ જે આવું મોટું છે તે શિખવામાં મદદ આપો. તમારી પાસે દ્રવ્ય વધે તો અમને અમારા કામમાં ઉંચી પદ્વી આપો. કુંવારા પુરૂષો ગરીબ હોય છે, ત્યારે પોતે પોતાના ચાકર તથા રસોયા બને છે. તેવીજ રીતે ગરીબ પતિની સ્ત્રી બને છે. રસોઇનું કામ સોંપી સ્ત્રીને હલકી કરી નાંખી એવું બોલનારા વગર વિચાર્યું બોલે છે. કારણકે સ્થિતિ પ્રમાણે તે કામ સ્ત્રીપુરૂષ ઉભયને કરવું પડે છે. દશ રૂપિયા કમાવા બજારમાં મજુરી કરવી અથવા બસો રૂપીઆ કમાતા ડોકટર બની દવા ઉકાળી અને ગુમડાનાં પરૂમાં હાથ બોળવા તેના કરતાં રસોઇની ક્રિયા હલકી છે કે!

બ્હેનો! તમારે હવે કવિતા તથા ગરબીઓમાં પણ દરકાર કરવો જોઇએ. હવે કંઇ ફોગટની તાળીઓ પાડી તથા ગીતોને બદલે જે પરસ્પર ભુંડું બોલવાની જે ટેવ તમને પડી હોય છે. તે તજી દેવી જોઇએ.

હવે તો જમાનાને અનુસરતી એવી જાતની ગરબીઓ ગાવી કે જેથી તમારા બાળકોમાં સ્વદેશપ્રેમનો જુસ્સો આવે. કેટલીક સ્ત્રીઓ હાલરડું ગાતી વખતે ગાય છે કેઃ—

" હાલરડું ને હુલરડું,
ને ઘીને ખીચડી ચટાડું !"

શું હજુએ તમારે આવાજ હાલરડાઓ ગાવા જોઇએ કે? નહિ નહિ હવે તમારે એવાં હાલરડાઓ ગાવા જોઇએ કે "હિન્દુસ્તાનના હિરાઓના, ઓ પવિત્ર હૃદયના બાળકો ! તમે આત્માઓ છો. પ્રભુના પ્રિય પુત્ર છો, અને હિન્દની આશાઓ છો, ભાઈ ડરીશ નહિ.

પ્રભુ મહાન છે. તમને ડરવાને માટે નહિ પણ બહાદુરી કરી દેશયજ્ઞમાં હોમાવા પ્રભુએ મોકલ્યા છે. ડરીશ નહિ. રૂદન તમને શોભે નહિ. મધુર સ્મિત હાસ્ય કરો. અને તમારી પવિત્ર ફરજો બજાવો. આવું ગાવાને બદલે " વાટકી ચાટશે મારો ગુણવંતો ભાઈ" આ તમે ગાઓ એ શું શોભાસ્પદ લાગે છે? શું દીલગીરભરેલું તમને નથી લાગતું. આજ મુજબ લગ્નના ગીતોમાં પણ તમારે ફેરફાર કરવો જોઇએ. લગ્નના ગીતો કેવા ગાવા જોઇએ એ ઉપર સ્વ૦ દલપતરામ ડાહ્યાભાઇ કવિએ તથા નર્મદાશંકર નાગરના ગીત એ ઉપર બે અનુક્રમે કાવ્યો લખ્યા છે. પણ હાલ નાગરની કોમમાં કેવળ પરસ્પર ગાળો લગ્ન વખતે ભડાય એ બિલકુલ શોભાસ્પદ નથી.' બ્હેનો ! તમારે તો એવા ગીતો લગ્ન વખતે ગાવા જોઇએ કે, " તમારૂ યુગલ બહુ સુખી થશો. કારણ કે કન્યા ગુણવાન મળેલી છે, ઓ ભલા વેવાઇ ! તમે આવું કીમતી રત્ન અમારા પુત્રને આપ્યું માટે અમે સૌ તમારો ઉપકાર માનીએ છીએ. તમે અમને સારો સત્કાર આપ્યો માટે તમને ધન્યવાદ આપીએ છીએ. આવા આવા ઉચ્ચ કોટીના સ્વદેશસેવાના તેમજ સાંસારિક ગીતો તમારે શીખવા જોઇએ. કારણ કે સંગીતથી ઘણી સારી અસર સાંભળનારના મનપર થાય છે.

આ સિવાય સ્ત્રીઓને ગૃહવિજ્ઞાનનું (Science of one house) જ્ઞાન પણ ખાસ કરીને સંપાદન કરવું જોઇએ. વાણિયણો ચલાવે છે તે મુજબ કરકસરથી ઘર કેમ ચલાવવું, વડિલોની સાથે હાવભાવથી કેમ વર્તવું, બહાર માણસોની સાથે કેવી નમ્રતાથી વાતચીત કરવી પતિ દિવસના કામથી કંટાળી ઘેર આવે તો તુરતજ ઘરની કુથળીથી કંટાળો દેવાને બદલે સુખ કરી કેવી રીતે આશાયેશ આપવી, કેવળ બાહ્ય સૌન્દર્યને માટે અલંકાર તથા વસ્ત્રો ઉપર ધ્યાન આપવાને બદલે ગુણસુન્દરીની માફક અલંકારને પ્રિય ન ગણતા પતિને સુખે સુખી ને દુઃખે દુઃખી. એના ઉપર દમયંતિ ને સિતાનું ઉદાહરણ લઇને મનન કરવું, દુઃખના સમયે, દુઃખ કંઇ હંમેશાં પાપની શિક્ષા તરીકે નથી હોતું, દુઃખમાંથે દીલાસો હોય છે; દુઃખમાંથે કેટલીક વખત પ્રભુનો મહાન હેતુ હોય છે,

ભગવાન સૂર્યનારાયણ ઉન્હાળામાં વિશેષ તપે છે કે તે શું પૃથ્વીને દુઃખ દેવાને કે રસાળ બનાવવાને. સીતા જેવી સતિને, દમયંતિ જેવી દિવ્યાંગનાને, તારામતિ જેવી હરિશ્ચંદ્રની રાણીને કે જેઓ કોમળ પુષ્પો પર પણ ચાલવાને અસમર્થ એવી કોમળાંગીઓને પણ જ્યારે દુઃખ પડયું, રાજા જેવા દેવા દેવને દુઃખ પડયું, તો આપણે કોણ માત્ર? એવા ઉન્નત વિચાર કરીને દુઃખમાંથે હિમ્મત ન હારતાં કવિ દલપતરામની કવિતાની પ્રથમ લીટી "ઘણા કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો સદા રાજી રાજી હદેમાં રહેવું." નું મનન કરવું. વગેરે ઘણી બાબતોનો આમાં સમાવેશ થાય છે.

આ ઉપરાંત ધાર્મિક જ્ઞાનનાં સંસ્કાર પણ સ્ત્રીઓમાં હોવા જોઇએ. અલબત મારે કબુલ કરવું જોઇએ પુરૂષ હંમેશ ધર્મની બાબતમાં નાસ્તિક રહે છે, સંશયી રહે છે, કે બેદરકાર જણાય છે. પરન્તું ધર્મની ખરી રક્ષક તો સ્ત્રી જાતિજ છે. જેણે સરસ્વતિચંદ્રના બીજા ભાગમાં ધર્મલક્ષ્મીને તેના પતિ માનચતુરના વર્ણનો વાંચ્યા હશે તેમને ઉપલી વાત સ્પષ્ટ સમજાશે. અને એટલે એના-

પર મારે વિશેષ કંઈ કહેવાનું ન હોય. કેવળ સ્ત્રી કેળવણીનોજ અભાવ છે આપણે જો આપણી કન્યાઓને સદ્ સ્ત્રી કેળવણી આપીએ તો જરૂર તેમના હૃદયમાંથી અંધશ્રદ્ધા ને ખોટાં ખોટા વ્હેમો ઝટ દૂર થાય.

શરીરે સુખી તો સદા તે સુખી છે,
શરીરે દુખી તો સદા તે દુ:ખી છે.

એ સુત્ર ધ્યાનમાં લઈ દરેક બહેને અવશ્ય થોડી થોડી કસરત કરવી. અને બ્હેનો ! કસરત કરવાં કયાં આઘું જવું પડે એમ છે? દરરોજ ૭ શેર ૮ શેર દળવાની પ્રેકટીસ રાખશો તો તમને બે રીતનો ફાયદો પડશે એક તો તમારા શરીરને પૌષ્ટિક ખોરાક મળશે અને બીજું તમારા શરીરને કસરત મળશે અને આટલા માટે તો મહાત્મા ગાંધી દરેકને ઘંટીનો (ચક્કી) દળેલો લોટ ખોરાક તરીકે લેવાને ભલામણ કરે છે જેમણે આરોગ્ય સંબંધી ધ્યાન ખાસ આપવું હોય તે જરૂર મહાત્માજીની બનાવેલી 'આરોગ્ય વિદ્યા' વાંચે, મહાકવિ કાળિદાસે પણ કહ્યું છે કે **शरीरमाद्यं खलु धर्मसाधनम्** એ વિદ્વાનના વાક્યને અનુસરી સ્ત્રીઓએ પોતાની તેમજ પોતાના સંતાનની કાળજી રાખવી જોઇએ.

સ્ત્રી કેળવણીનાં હિમાયતીઓ પણ બીએ છે, કે રખેને પુરૂષના જેવા સમાન હક્ક ગાન મેળવી માંગશે તો પછી આપણી વાસનાઓ કેમ સંતોષાશે. પરન્તુ સુલોચના બેનના કહેવા મુજબ "સ્ત્રી પણ પ્રભુની સરજેલી વ્યક્તિ છે ને તેને પણ આત્મવિકાસનો હક્ક છે."

આપણે સ્વરાજ લેવું છે, અને બેનોને ગુલામગીરીમાં રાખી દુનિયામાં શો ખળભળાટ ચાલી રહ્યો છે તે દરેક વાતથી અજ્ઞાત રાખવી એ કેમ બની શકે?

સ્ત્રીઓની જીવનભાવના અને આદર્શોનું ચિત્ર સ્વ૰ ગોવર્ધનરામભાઇના શબ્દોમાંજ જે સરસ્વતિચંદ્ર બીજા ભાગમાં વાપર્યા છે તેજ શબ્દો હું ટુંકમાં કવિતા લખું તો,

ત્રીપાઠી પુત્ર માધવના, ગુર્જર ભાષા કવિવરે;
ચર્ચ્યા છે હક સ્ત્રીજના, તે સુણો ધ્યાનથી તમે.
નવિનચંદ્ર તણી સાસુ, વાતમાં નીજ ભર્તુસં;
હસંતા મોદથી કહેતિ, નવા શું હક આપવા.
તમે જે ખાઓ, ખાઉં, તમે જ્યાં ત્યાં અમો ખરાં;
સુવું રે'વું બધુ સરખું, કહો શું હક આપશો.
રાંધવું કામ છે, હમનું, કમાવું તમ શીરપે;
પાઘડી ના હમે ઓપે, સાડી કો કેમ પહેરશો.

અંતમાં હું એટલુંજ જણાવા માંગું છું કે દેશના મહાન્ નેતાઓએ મહાત્મા ગાંધિજી, દેશબન્ધુ દાસ, લાલા લજ્પતરાય વિગેરેઓના બનાવેલે માર્ગે સુજ્ઞ વડિલો તેમજ માબાપોએ પોતાની કન્યાઓને 'National Education' અર્થાત્ રાષ્ટ્રિય કેળવણી આપવી જોઇએ. તેથીજ આપણો ઉદ્ધાર થવાનો છે અને તેમાંજ દેશનું શ્રેય છે.

ॐ वन्देमातरम्

ગંગાશંકર ગણપતરામ અડાજણ–સુરત.

# બ્હેનોને એક પત્ર.

(અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૯૬ થી)

તમારામાંની ઘણી માતાઓ હશો. તમે નકુલમાતા જેવી થઇ નકુલનું ભાગ્ય એ બાળકોને અર્પણ કરી શકો તો તમારાં બાળકોનું, તમારૂં અને તમારાં બન્ને કુળોનું હિત થાય અને જગત્‌માં તમારે લીધે કોઇનું અહિત તો થાયજ નહિ.

ગાંધીજીને સ્ત્રીઓ પ્રત્યે ઘણો પક્ષપાત છે; હિન્દુસ્તાનના પુરૂષો કરતાં સ્ત્રીઓ પર વધારે વિશ્વાસ છે, એમ એમણે અનેકવાર કહ્યું છે હું તો અત્યાર સુધી સ્ત્રીને પ્રભુની સૃષ્ટિની એક ભૂલ સમજતો હતો પણ મનુષ્યની ઉન્નતિ શેમાં છે અને યોગ્ય પરિસ્થિતિ હોય તો, પુરૂષ અને સ્ત્રી પૈકી કોનામાં એ ઉન્નતિ સાધવાની વિશેષ લાયકાત છે, તેનો વિચાર કરતાં જણાયું કે સ્ત્રીઓમાં ધર્મની રક્ષા કરવાની વિશેષ લાયકાત રહેલી છે, એમ જે ગાંધીજી માને છે એ બરાબર છે. એમનો સ્ત્રીજાતિ પ્રત્યેનો ભક્તિભાવ યોગ્ય છે.

પણ આનો અર્થ એ નથી કે તમારી આજની દશા સંતોષકારક છે, કે તમે આજે છો તેવીજ સ્થિતિમાં ધર્મની રક્ષા કરી શકો એમ છો. પણ એનો અર્થ એ છે કે તમારામાં જો વિચારશક્તિ જાગ્રત થાય, સત્ય અને અસત્ય પારખવાની તમારી વિવેકશક્તિ વધે, તો સત્ધર્મ સ્વીકારવા, પાલન કરવા, ફેલાવવા અને તેને માટે સ્વાર્પણ કરવા પુરૂષો કરતાં તમારામાં વધારે સ્વાભાવિક લાયકાત છે.

આનું કારણ હું તમને સ્પષ્ટ કરી સમજાવું. ધર્મનું મૂળ દયામાં છે,—અને એ પુરૂષો કરતાં તમારામાં વિશેષ છે. વળી, ધર્મનું મૂળ પોતાનાં સુખોને જતાં કરી, અનેક અગવડો વેઠી બીજાને માટે હેતથી ઘસાવામાં—બીજાની સેવા કરવામાં છે;—અને બીજાની સેવામાં ઘસાઇ જવાની શક્તિ ભરજુવાન પુરૂષ કરતાંયે ઘરડામાં ઘરડી અશક્ત સ્ત્રીમાં વધારે છે. વળી, ધર્મનું મૂળ હૃદયની કોમળતામાં છે,—અને એમાંયે પુરૂષથી તમે હઠી શકો નહિ.

પણ ધર્મના વૃક્ષને વધવા માટે બીજી બે વસ્તુઓની પણ જરૂર છે. શ્રદ્ધાનું પાણી અને પ્રજ્ઞા—વિવેકબુદ્ધિ. તોલ કરવાની શક્તિનું ખાતર. આ બેમાંથી તમારામાં શ્રદ્ધા ખૂબ હોય છે; એટલી બધી હોય છે કે સ્વાર્થી લોકો તમારી શ્રદ્ધાનો દુરુપયોગ પણ કરી શકે છે. પણ પ્રજ્ઞાની—બુદ્ધિની—ન્યૂનતા રહે છે. આની લીધે તમારા હૃદયમાં ધર્મનું વૃક્ષ લીલું રહે છે, પણ વિશાળ નથી બનતું. શ્રદ્ધા વડે તમે એક રિવાજ ધર્મ તરીકે સ્વીકારી લો, પછી એમાં ભૂલ માલમ પડે તો પણ તેને બદલી નથી શકતાં અને કાંઇક કરતાં બદલો છો વળી એ રિવાજને પણ એવા જોરથી પકડો છો કે એમાં પાછી ભૂલ માલમ પડતાં એને બદલાવવામાં એટલુંજ કષ્ટ સહન કરવું પડે છે.

આથી ઉલટું પુરુષોમાં બુદ્ધિ ઠીક ખીલેલી હોય. છતાં શ્રદ્ધાની ન્યૂનતાને લીધે, જેમ જમીનમાં ગમે તેટલું ખાતર નાખ્યું હોય, પણ પાણી ન મળે તો ઝાડ ઉંડાં મૂળ ઘાલે નહિ તેમ પુરૂષનાં હૃદયમાં ધર્મ શુષ્ક અને ઉપર ચોંટીયો જ રહે છે. અમે પુરૂષો બહુ વાદવિવાદ કરી જાણીયે છીયે, પણ અણીને પ્રસંગે ધર્મનું આચરણ કરી શકતા નથી.

કોઈક ગાંધીજી જેવા વિરલ પુરુષ એવા જાગી ઉઠે છે, કે જેમાં ઝીણામાં ઝીણી પ્રજ્ઞા સાથે અત્યંત શ્રદ્ધા હોય, સ્ત્રીના જેવો હેતાળ સ્વભાવ હોય, અખૂટ દયા અને હ્રદયની કોમળતા હોય. કેટલાંક બાળકો પિતા પર જ ઉતરે છે અને કેટલાક માતા પર ઉતરે છે. આવા પુરુષો માતાપિતાનો સમાન અંશ લઇને અવતર્યા હોય એવા જણાય છે. જે લોકોની વચ્ચે એવા પુરુષના જન્મ થાય છે, એ—જો સમજતા હોય તો—કેવળ એમના જન્મદિવસ માટે નહિ, પણ આવા કાળમાં પોતાનો જન્મ થવા માટે ધન્યતા માને.

પણ સ્ત્રીઓની પોતાની સાચી બુદ્ધિનો પૂરો વિકાસ ન થાય તો એમની એ ઉન્નતિ અધુરી છે. જ્યાં સુધી તમારી વિચારશક્તિનો પૂરતો વિકાસ થવાનો તમને અવકાશ ન મળે ત્યાં સુધી તમારી ઉન્નતિ ઘણે અંશે પરાવલબીજ રહેવાની; તમને એક જાતનું પાંગળાપણું—અબળાપણું—લાગ્યા કરવાનું; તમે ભયરહિત નહિ થઇ શકો, તમો નકુલમાતાની માફક પોતાને માથે સર્વ ભાર ઉપાડી લેવાની હિમ્મતથી પતિને સુખે મરવાનો બોધ નહિ આપી શકો. જ્યાં સુધી ધર્મ શું, અધર્મ શું આનો વિચાર કરવાની તમારા પોતાનામાં શક્તિ ન આવે ત્યાં સુધી તમને પુરુષો જ તેનો બોધ આપ્યા કરશે. અને એ બોધમાં કાંઇક પોતાની જાતિનું હિત સાચવવાનો સ્વાર્થ રહેલો હોય તો નવાઈ ન કહેવાય પુરુષોએ ઘણા ગ્રન્થો વાંચ્યા હોય તેને તમે ધર્મનો બોધ આપવાને લાયક માની એના ઉપર શ્રદ્ધા રાખી એનો વચનો સ્વીકારી લ્યો છો. પણ ધર્મનું રહસ્ય એ કાંઇ ગ્રન્થોને સમજાવવાની શક્તિથી આવતું નથી; એ તો દયાવૃત્તિથી, સ્વાર્થરહિત પ્રેમવૃત્તિથી, સર્વનું હિત ઇચ્છવાની અને સાધવાની વૃત્તિથી આવે છે. ધર્મગ્રન્થો શીખેલા એવા પવિત્ર હ્રદયના હોય છે જ એમ નથી બનતું.

સદ્બુદ્ધિ અને શ્રદ્ધાની સમતા વિના પુરુષ અને સ્ત્રી બન્નેની ખરી ઉન્નતિ થતી નથી. પણ પુરુષ હોય કે સ્ત્રી હોય, બે કારણથી બન્નેની પ્રજ્ઞા કાં તો બંધનમાં પડે છે, અથવા એનો વિકાસ અટકી પડે છે.

સાચી બુદ્ધિને બંધનમાં રાખનાર પહેલી આપણી કામનાઓ છે. જ્યાં સુધી ખાવુંપીવું હરવુંફરવું એવી એવી ચીજોનું આપણા ઉપર બળ ચાલે છે, જ્યાં સુધી છોકરાં હોવાં, લગ્નવિવાહ ઉજવવા, ન્યાતો જમાડવી જમવી, એવું સંસારાસક્ત ચિત્ત છે, જ્યાં સુધી ધનવાન થવામાં સુખ મનાયું છે; જ્યાં સુધી બીજાના કલ્યાણ કરતાં આપણી વાહવાહ થાય, આપણી કીર્તિ ફેલાય, માન મળે, આપણો કક્કો ખરો પડે, આપણને સર્વેના મનો મળે, આપણો દોર ચાલે, આપણી સત્તા જામે, આપણે બીજાંને નીચા પાડીયે, હરાવીયે—એવા આગ્રહો રહેલા છે; જ્યાં સુધી સ્વર્ગના ભોગો ભોગવવાની, સારો જન્મ મેળવવાની કે એવી કોઇ પરલોકની પણ ઇચ્છા છે—ત્યાં સુધી પુરુષ અને સ્ત્રી બન્નેની વિવેકબુદ્ધિ બંદીખાનામાં છે. એવા સ્ત્રીપુરુષ ગમે તેટલા વિદ્વાન હોય તોપણ એ ધર્મઅધર્મનો ચોખ્ખો નિર્ણય કરી શકે નહિ.

વિવેકબુદ્ધિનો વિકાસ અટકી પડવાનું બીજું કારણ સંકુચિત જીવન છે. કુવામાંના દેડકા જેવી સ્થિતિ વિવેકને વિરોધી છે. ખુબ વિચાર કરવાની અને વિચારવાને માટે નીરખવાની સગવડ હોવી જોઇયે. પણ ગૃહવ્યવસ્થામાં પુરુષો તરફથી તમને મદદ નથી મળતી—અને ન મળી શકે—એવી સમાજની રચના છે. ઘરનો બોજો તમે ઘણી વહેલી વયે વહોરી લો છો. ખાધા પીધા વિના—વ્યવસ્થિત ઘરમાં રહ્યા વિના પુરુષોને પણ ચાલતું નથી.

છતાં ખાવાપીવાની તૈયારી કરવામાં કે ગૃહવ્યવસ્થા જાળવવામાં તમને કાંઇ મદદ કરવી એમાં પુરુષો નામોશી સમજે છે. મિત્રો પોતાના ભાઇબંધની પત્ની ઘેર હોય ત્યારે જમવા જવામાં–જમવાનું માગી લેવામાં—સંકોચ નથી માનતા; પણ મિત્ર હાથે રાંધી ખાતું હોય ત્યારે એને ઉપાધિરૂપ થવા નથી ઇચ્છતા. પુરુષને જમવું, સાફ કરેલા ઓરડામાં બેસવું, ચળકતા લોટામાં પાણી પીવું, એમાં ઉપાધિ નથી લાગતી; પણ અગવડે સ્ત્રીને માટે રાંધવું, ઘર વાળવું કે વાસણ અજવાળવાં એમાં ત્રાસ છૂટે છે. પણ પુરુષો કહે છે કે અમે બહાર જઇને કમાવાનો ત્રાસ વેઠીયે છીયે કેની ! પુરુષો એટલું કમાઇ લાવતા હોત તો એક વાત હતી; તેઓ કમાવાની સાથે અનેક જગ્યાએ ફરી આવે છે, અને ફરીને જ્ઞાનમાં ઉમેરો કરી આવે છે. તમને એવી તક જ નથી. જે વસ્તુને ભોગવવામાં કામની વહેંચણી થઇ ન શકે તે વસ્તુ બનાવવામાં પણ બને તેટલો સહકાર જ થવો જોઇયે; નહિ તો કોઇને વધારે સહન કર્યા વિના છૂટકો ન થાય. જમવાની ક્રિયામાં કામની વહેંચણી ન થઈ શકે, હરેકે પોતપોતાનું ખાવું જોઇયે, ઘરની સગવડો ભોગવવામાં કામની વહેંચણી થઇ ન શકે, દરેકે પોતે જ ભોગવવી જોઇયે, તો જમવાની વસ્તુ બનાવવામાં, ઘરને વ્યવસ્થિત રાખવામાં, પુરુષ અને સ્ત્રી બન્નેએ સરખો સમય આપવો જોઇયે.

આપણા કરતાં પછાત વર્ગનાં સ્ત્રીપુરુષોનું જીવન વિશેષ સમાન હોય છે, પણ એમને બિચારાંને ગરીબીને લીધે, સંસ્કારહીનતાને લીધે બુદ્ધિના વિકાસ માટે તક નથી મળતી.

દરેક સ્ત્રી પોતાની અને પોતાની બ્હેનોની સ્થિતિ પોતાની જ આંખેથી તપાસે; કેટલા અજ્ઞાનમાં તેમનું જીવન વીતે છે, કેટલા રોગોથી એમનું આયુષ્ય ખવાઇ જાય છે, કેટલા પ્રકારના સામાજિક જુલમ નીચે એમનો ઉત્સાહ માર્યો જાય છે, એમને જ્ઞાન પ્રાપ્ત કરવામાં કેટલા પ્રકારની વિટંબણા વેઠવી પડે છે, એમની કેટલી બ્હેનોને કેવા નીચ ધંધાઓનો આશ્રય લેવો પડે છે, પુરુષો પોતાની પાપી વાસનાઓ તૃપ્ત કરવા માટે સ્ત્રીઓની કેવી દુર્દશા કરે છે, ચાંવલે પાવડે પૈસો ખસેડવા માટે સ્ત્રીઓના શીલને કેવા પ્રકારના જોખમમાં નાખે છે, આ સર્વે જુએ અને તપાસે; એમાં પોતાનો દોષ કેટલો છે, પુરુષોનો કેટલો છે. સમાજના રીતરિવાજોનો અને આદર્શોનો કેટલો છે, ધાર્મિક મનાયલી માન્યતાઓનો કેટલો છે, એનો પોતે જ વિચાર કરે.

તે જ પ્રમાણે બ્હેનો સ્વાદવૃત્તિને વશ કરે, વસ્ત્રાલંકારનો મોહ ઓછો કરે, પોતાની આજુ બાજુ દૃષ્ટિ નાખીને ભૂખે મરતા, ગરીબાઇ અને રોગોથી પીડાતાં કરોડો લોકો તરફ નજર નાખી પોતાની શ્રીમંતાઇ છતાં સાદાઈ લે, ધનના લોભને લીધે નહિ પણ દયાથી પ્રેરાઇ એમને માટે ઉદ્યમ કરી એમને પોષે.

આની સાથે બ્હેનો નિર્ભય બને, પોતાની શુદ્ધતા ઉપર વિશ્વાસ રાખવાવાળી બને, સંયમી બને, પુરુષોની ઓશીયાળી ન રહે.

આટલું કરી વિચારશે તો એમને સમજાશે કે ગાંધીજી શા માટે સ્ત્રીઓને રેંટીયો ચલાવવા કહે છે, ખાદી પહેરવા કહે છે, અન્ત્યજોની છીટ કાઢી નાખવા કહે છે, હિન્દુમુસલમાનની એકતા માટે કહે છે અને આની સફળતામાં જ સ્વરાજ્યપ્રાપ્તિ માને છે. સર્વેનું અમળપણું મટે એવી પરમાત્માની કૃપા થાઓ.

(નવજીવન) કિશોરલાલ ઘ. મશરૂવાળા.



# વિધવા બ્હેનોને !



બ્હેન ! વિધીનું નિર્માણ ! તારા નસીબમાં હવે તો સહન કરવું એ એકજ કામ બાકી છે ! તને કોઇ રાંડ કહેશે, કોઇ કંઈ કહેશે–બેફીકર રહે........તું તારે રસ્તે ચાલી જા ! સહન કરવું એજ તારૂં કાર્ય શ્રેય–તેજ શ્રેયમાં તારા પવિત્ર છોડને ઉગાડ !

પવિત્ર ! એક નંદનવનમાં એક વખત ટહુકતો મયુર જ્યારે તેજ નંદનવનને ઉજ્જડ વેરાન સમું દેખે ત્યારે રડે છે–આંસુ પાડે છે. તેમ તું પણ રડે તે સ્વાભાવીક ! બસ તારે માટે એકજ કામ ! વ્હાલાનું સ્મરણ ! અને તેજ તારા જીવનનું એક લ્હાણું !

ભગિની! ગયેલાને સંભાર ! તેની ભવ્યતવ્યતાને પિછાણ. સૌભાગ્ય સ્થીતિમાં ન પિછાણી શકી હોય તો પશ્ચાતાપ કર ! એજ તારૂં લ્હાણું ! તે કરમાયેલા છોડને ફરીથી ખીલેલો માન ! અને કરમાયેલો રહે પણ એ તારી વાડીમાં હજુ પણ ઉગેલો છે માન...........તારી સર્વશક્તિઓ તેને જળપાન કરાવવા પાછળ ખરચી નાંખ. જ્યાં સુધી કાયામાં જીવ છે ત્યાં સુધી બીજા અમે તેવા સુગંધીત........સુશોભીત છોડને ઉગાડવાનો વિચાર પણ ન કર ! એજ તારા જીવનનું લ્હાણુ અને ક્ષેત્રની ફળદ્રુપતા !

ચાલીજા ! પણ સબુર ! રખે ચુકતી એ કરમાયલા છોડને ! હજુ તારે મન જીવતો જાગતો–ને ફાલતો રાખ ! એજ અભ્યર્થના.

ભાવનગર. પ્રભુદાસ મહેતા



# પ્રજ્ઞા અને જ્યોતિ.

(અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૦૭ થી.)

## પ્રકરણ ૩જું.

### ન્યાતિના ઝગડા.

આજે સવારના ૧૧ વાગ્યાથી સુરતની ફર્સ્ટ કલાસ કોર્ટ માણસોથી ચીકાર ભરાઇ ગઇ હતી. નાગર જ્ઞાતિનો કેસ હોવાથી ભિક્ષુક નાગરો ચકરી દક્ષણી પાઘડીને પહેરીને અને ગૃહસ્થ નાગરો કાયસ્થસાહી બેઠી પાઘડી પહેરીને આજે કોર્ટમાં આવ્યા હતા. નાગર યુવકો પણ માથે ચીનાઈ બ્રધર્સની બેંગલોર અને હંગરીયન ટોપીઓ પહેરી ચશ્માં લગાવી. કેટલાક કોટ પાટલુન સાથે અને કેટલાક ધોતીઆ અને કોટ સાથે કચેરીમાં આવ્યા હતા.

બરાબર સાડા અગીઆર કલાકે જડજ સાહેબે ન્યાયાસન સ્વીકાર્યું. પહેલોજ કેસ આ નીકળ્યો. એક બે જણાની જુબાની થઇ. પછી ચંદ્રમુખરાયની જુબાની નીચે પ્રમાણે થઇ.

જડજ—તમારૂં નામ શું ?

જવાબ—ચંદ્રમુખરાય.

સવાલ—બાપનું નામ ?

જવાબ—પરમાનંદ.

સવાલ—ઉમર.

જવાબ—૨૮.

સવાલ—જાત.

જવાબ—વડનગરા નાગર બ્રાહ્મણ.

સવાલ—તમે આ ઝગડા બાબત શું જાણો છો ?

જવાબ—મારો જવાબ ઘણો લંબાણુ છે. પણ આપ નામદારનો વધારે વખત નહિ રોકતાં ટુંકમાં જણાવું છું કે અમારી જ્ઞાતિમાં પ્રથમ ભિક્ષુક અને ગૃહસ્થ એમ બે જાતના ભેદ હતા. પરંતુ પાછળથી પરદેશગમન સંબંધી મત ભેદો પડવાથી અમારા આ તે ભેદોમાં પણ વિલાયતી અને સ્વદેશી એવા ભેદ પડી ગયા. અમારા ભિક્ષુક અને ગૃહસ્થના ભેદ હતા ત્યારે અમારામાં પણ પણ દ્વેષભાવ નહોતો પરંતુ જ્યારથી આ વિલાયતી અને સ્વદેશીના ભેદ પડ્યા છે ત્યારથી અમારૂં અધઃપતન થવા લાગ્યું. કેમકે અમારામાં માંહોમાંહ દ્વેશભાવના જાગ્રત થવા પામી. અને જ્યાં આ પ્રમાણે દ્વેશભાવના હોય ત્યાં અધઃપતન થાય એમાં કાંઇ નવાઇ નથી. આ ભાવના દિવસે દિવસે વધતી ચાલી અને અમારામાં આજના ફરીયાદી હિરાલાલને ત્યાં તેમની નવી સ્ત્રીને સીમંતનો દિવસ હતો ત્યારે ન્યાતિમાં ભોજન સમયે માંહોમાંહ તકરાર થઇ. આ તકરાર નાના સ્વરુપમાં હતી પરંતુ ઘાસના ગંજીમાં એક નાની સરખી ચીનગારી પડતાં પ્રથમ તે ઘણું નાના સ્વરુપમાં હોય છે પણ પાછળથી ઘણા મોટા રૂપને ધારણ કરે છે તેમ આ તકરારે પણ મોટું પરિણામ લીધું. પરિણામમાં મારામારી થઇ. સઉસઉના લાગતા વળગતાએ એક બીજાને માર્યા તેમાં હિરાલાલભાઇને પણ થોડો માર પડ્યો અને પરિણામમાં આપની આગળ ફરીયાદી થઇ.

જજ—'તમારી ન્યાતિઓમાં આવી રીતે ભેદાભેદ હશે એ મેં આજેજ જાણ્યું, આવી રીતના ભેદાભેદને લીધેજ તમારા સંસારની ઉન્નતિ નથી. અમારે પારસીઓમાં આવા ભેદ નથી. મુસલમાનોમાં પણ નથી. રસ્તે ગમે તે મુસલમાન અથવા પારસીનું શબ જતું હોય તો ઓળખાણ વગરનો મુસલમાન કે પારસી ત્યાં જઈ થોડો સમય તે સરઘસની સાથે ચાલવા લાગે છે. અને તમારામાં આવી રીતના ભેદ અને તેમાંથી આટલી બધી વિપરીતતા સાંભળી મને આશ્ચર્યજ થાય છે. અંગ્રેજી પ્રજા આને માટેજ જણાવે છે કે હિન્દુઓની જ્ઞાતિમાં જ્યાં સુધી પરસ્પરની વિગ્રહતા દૂર નહિ થશે ત્યાં સુધી તેમની વાસ્તવઃ ચઢતી નથી.

ચંદ્રમુખરાય-"સાહેબ આપના વિચારની સાથે હું બરોબર મળતો થાઉં છું પણ જ્ઞાતિઓના આ વિગ્રહ તુટી શકે એવું લાગતું નથી."

જજ-"આ જગતમાં અશક્ય એવું કાંઇપણ છેજ નહિ. મી. ચંદ્રમુખરાય તમે કાંઇક પ્રગતિના વિચાર સમજી શકો છો તેથી તમને જણાવું છું કે આ વિગ્રહને તોડવા માટે તમારી ન્યાતમાં એક એક કમિટી સ્થાપો. અને પ્રથમ તમારા નાનાં નાનાં વિગ્રહને દૂર કરો. આમ કરવામાં તમને સુગમતા અર્થે સઘળા ભિક્ષુક નાગર એક થાઓ. પછી સઘળા ગૃહસ્થ એક થાઓ આમાં ભેદ ન રાખો અર્થાત્ ભિક્ષુક નાગરમાં સર્વ ભિક્ષુક નાગરનો સમાવેશ થઈ જવો જોઇએ. અને ગૃહસ્થમાં સઘળા ગૃહસ્થનો સમાસ થવો જોઇએ. પછી તેમાં આ અમુક પક્ષનો એવા ભેદ ન રાખવા જોઇએ. આ પ્રમાણે જ્યારે સઘળા ભિક્ષુકો અને સઘળા ગૃહસ્થો એક થાય ત્યાર પછી તેમણે બધાએ એક થવું જોઇએ. અને વડનગરા નાગર કહેતાં તેમાં સર્વ વડનગરાનો સમાવેશ થઇ જવો જોઇએ. આજ પ્રમાણે વીસનગરા, સાઠોદરા. વગેરેમાં પણ આ મોટા અને આ નાના તડનાં એવો ભેદ દૂર કરી એક થવું જોઇએ. અને પછી વીસનગરા નાગરનું નામ દેતાં તેમાં સર્વ વિસનગરાનો સમાસ થવો જોઇએ. સાઠોદરાનું નામ દેતાં તેમાં તમામ સાઠોદરાનો સમાસ થવો જોઇએ. વળી ઔદિચ્યમાં પણ અમદાવાદી રોળકીયા સીધપુરીયા વગેરેનો ભેદ છે. તે પણ નીકળી જવો જોઇએ. અને આમ દરેક જ્ઞાતિઓમાં જે પેટા વિભાગ અસખ્ય થઇ ગયા છે તેને દૂર કરવા પ્રયત્ન કરવો જોઇએ."

ચંદ્રમુખરાય—"આપ જ્ઞાતિએ પારસી હોવા છતાં અમારા હિન્દુ સંસારનો જે અનુભવ દર્શાવો છો તેને માટે આપના પ્રત્યે મારું સંપૂર્ણ માન છે."

જજ—"ચંદ્રમુખરાય અમે તમારા ધર્મને એક સત્ય તરીકે આજે ઘણા સમયથી જેવોને તેવો ટકી રહેલો જોઇએ છીએ અને તેથી અમારા અંતઃકરણમાં તમારા ધર્મનાં રહસ્યો જાણવાની જીજ્ઞાસા થાય છે. અને તેથીજ અમે તેમજ પાશ્ચાત્ય પ્રજાના કેટલાક વિદ્વાનો તમારા શાસ્ત્રનાં ગ્રંથો પ્રેમપૂર્વક અવલોકીએ છીએ. હું તમને પૂછું છું કે તમે તમારા શાસ્ત્રના અથવા વેદના કોઇ પણ ગ્રંથમાં આવી ભિન્ન ભિન્ન જાતિઓને તથા તેમાં પણ અનેક પ્રકારના પેટા વિભાગ પાડવાનું શાસ્ત્ર સંમત છે એમ બતાવી શકશો?

ચંદ્રમુખરાય—ના. અમારી પાસે એવું સાધન નથી. જ્ઞાતિઓમાં અનેક પ્રકારના પેટા વિભાગ અંદર અંદર પાડવાનું કામ કોઈ પણ શાસ્ત્રકાર સુચવી શકે એમ નથી. શાસ્ત્રનો હેતુ સંપને ઐક્યતાને વધારવાનો છે અને તેથી તેઓ આવા અંદર અંદરના ફાંટાને વધારવા ઉત્તેજન આપવાનું કાર્ય કરે તે શી રીતે બની શકે. આ કાર્ય શાસ્ત્ર સંમત નથી. માત્ર મનુષ્યોએ પોતાનાજ આપખુદી વિચારથી આવા ફાંટા પડયા છે. કોઇની સાથે ન ફાવ્યું કે લાગલા તડ પાડ્યાં એ પ્રકારનો પ્રધાન ઉદ્દેશ આજે વ્યાપી રહયો છે.

જજ્જ—"ખરેખર તમારા કહેવા પ્રમાણેજ છે. કેમકે મેં તમારા ઘણા ખરા ગ્રંથો અવલો કયા છે પણ તેમાં આવા પેટા વિભાગ પડવા સંબંધનું વર્ણન આવેલું મને યાદ આવતું નથી. હવે તમારા શાસ્ત્રમાં જાતિના સંબંધમાં શું ઉદ્‌ગારો કહ્યા છે તે સાંભળો. તેમાં એમ કહેવામાં આવ્યું છે કે" જાતિનો હેતુ જન્મ છે. કરોડો પ્રકારના કર્મો કરવાથી પણ જન્મથી પ્રાપ્ત થએલી જાતિ અન્યથા કદીજ થઈ શકતી નથી. જેવી રીતે પશુ વિગેરેમાં ગાય બકરી વગેરે જાતિ જન્મ પડેજ સિદ્ધ થએલી હોય છે અને કોઇ પણ અન્ય પ્રકારે થએલી હોતી નથી તેજ પ્રમાણે માત પિતા દ્વારા જન્મ થયો હોય છે તે જન્મથીજ જાતિ સિદ્ધ થાય છે. પરંતુ આ જાતિ ભેદ જે કહ્યો છે તે ભૌતિક સ્થુલ દેહનોજ છે. એ દેહમાં વ્યાપેલો જે અજન્મા આત્મા છે તેને જાતિ નથી કારણ કે જન્મ એ લક્ષણથીજ જાતિની સિદ્ધિ હોવાથી જન્મ રહિતને જાતિ હોય નહિ આમ હોવાથી જાતિને માટે જે ધર્મો શાસ્ત્રો કહેલાં છે તે ધર્મોમાં માત્ર શરીરનીજ પ્રવૃતિ હોય છે. આત્માની હોઇ શકતી નથી વળી તમારી શ્રુતિમાં પણ આ બાબત સારી રીતે ચર્ચા કરેલી છે. તેનો વિચાર કરવાથી આપણને કેટલું બધું જ્ઞાન પ્રાપ્ત થાય તેમ છે.

ચંદ્રમુખરાય—શ્રુતિ અને ઉપનિષદ્‌ના પુસ્તકો એ જ્ઞાનનો પરમ ભંડાર છે, અને જ્યારે જ્યારે જ્યારે તેનું અવલોકન કરવામાં આવે છે ત્યારે ત્યારે મનની ગતિ કુંઠીત થઇ જાય છે. આપે અમારા પુસ્તકો જોઇને તેમાંથી જે જ્ઞાન સંપાદન કર્યું છે. તેને માટે આપને ફરીથી ધન્યવાદ છે.

જજ્જ—હવે સમય વધારે થયો છે. આ કચેરીનો વખત છે તેથી આપણી આ વિજ્ઞાનની વાતોને વધારે લંબાવીએ તો તેમાં રસ પડતો હોવા છતાં બીજા કામવાળાઓને અન્યાય થાય છે. માટે હવે તમારા આજના કેસનો જલદી નીકાલ થઇ જાય તો સારૂં પછી તેમણે જ્ઞાતિના આગેવાનો અને ફરીયાદી ઉદ્દેશીને બોલવા માંડયું કે ભાઇઓ. આ કેસ તમારે જ્ઞાતિ સંબંધનો છે એટલે તેમાં સરકારને નાંખવા કરતાં તેનું અંદર અંદર સમાધાન કરો તો સારું. ચંદ્રમુખરાયની સાથે મારે અત્યાર સુધી જે વાતચિત થએલી છે તે તમે બધાએ સાંભળી છે. એટલે તમે સુસુક્ષીત હોવાથી સમજી શકયા હશો કે માંહે માંહે આવો દ્વેષ રાખવો શ્રષ્ટ નથી. તેમાં ઉન્નતિ નથી. પૂર્વકાળમાં દ્વેષને લીધે કેટલાં કેટલાં ભયંકર પરિણામો બન્યાં છે તેની ઇતિહાસ ઉપર દૃષ્ટિ નાંખતાં કાંઇક માહિતી મળે છે. પાંડવો ઉપરના દ્વેષને લીધે કૌરવ કુળનો નાશ થયો. અને પૃથ્વીરાજ ઉપરના દ્વેષને લીધે જયચંદ્રનો નાશ થયો આ સર્વ હકીકત તો તમને ખબર છેજ. માટે એવા ખોટા દ્વેષને છોડી દો. આવા જ્ઞાતિના વિચિત્ર ફાંટાઓને દૂર કરો માંહમાંહે સલાહ અને સંપથી રહો. અને આ કજીયાની પતાવટ કરો તો ઠીક મિ૦ ચંદ્રમુખરાય હાલ હું ટીફીન કરવા જાઉં છું ત્યાંથી પાછો આવું તે દરમ્યાન તમે તમારા જ્ઞાતિજનોને સમજાવજો એમ કહી તેઓ ચેમ્બરમાં ગયા.

બરાબર એક કલાક રહી તેઓ સાડાત્રણ વાગે પુનઃ કચેરીમાં આવ્યા. આ વખત દરમ્યાનમાં ચંદ્રમુખરાયે જ્ઞાતિજનોને સમજાવ્યા હતા તેમજ જડ્‌જ સાહેબના ઉપદેશની અસર પણ તેમને થઇ હતી તેથી તેઓએ રાજીનામું આપ્યું. રાજીનામું સ્વીકારતાં સાહેબે જણાવ્યું કે તમે સર્વે સજ્જન અને સદ્‌ ગૃહસ્થ છો એટલે તમે યોગ્યાયોગ્ય વિચાર કરી શકો છો તેથી આ બાબત તમે જે માંહેમાંહે પતાવટ કરી તેને માટે તમને તેમજ તમારી સુધારણાને માટે વચ્ચે પડીને મહેનત કરનાર મી. ચંદ્રમુખરાયને આ કોર્ટ અભિનંદન આપે છે.

કોર્ટ તરફથી અભિનંદન મળવાથી જ્ઞાતિના આગેવાનોએ એકત્ર થઈ જણાવ્યું કે હવેથી અમે અમારા માંહયો માંહયના ભેદ દૂર કરી એકત્ર થવાનો પ્રયત્ન કરીશું અને ચંદ્રમુખરામને અમારા પ્રમુખ કરી તેમની સૂચના અનુસાર વર્તીશું.

જજ્જ—તોજ તમારો અભ્યુદય સત્વર થશે. વળી તમારીજ પેઠે બીજી જ્ઞાતિના આગેવાનો પણ તમારૂંજ અનુકરણ કરી આવી પેટા જ્ઞાતિઓને દૂર કરી એકત્ર ન્યાત સ્થાપવાનો પ્રયત્ન કરશે તો તેમનો અભ્યુદય પણ સત્વર થશે.

ચંદ્રમુખરામે—ન્યાતિના માણસો સાથે ઉઠતાં ઉઠતાં જણાવ્યું કે આપની ઇચ્છા પરમેશ્વરની કૃપાથી સત્વર ફલિભુત થાઓ એવુંજ અમે ઇચ્છીએ છીએ.

તમારા શુભ કામમાં પરમાત્મા તમને જરૂર મદદ કરશે. જજ્જ સાહેબે પ્રતિ ઉત્તર વાળ્યો.

(અપૂર્ણ)



# જૈન સતી રત્ન.

પ્રકાશક-ગ્રન્થ ભંડાર, લેડી હાર્ડીંજ રોડ, માટુંગા.

ઉપર જણાવેલ નામનું પુસ્તક ગ્રન્થ ભંડાર, લેડી હાર્ડીંજ રોડ માટુંગા તરફથી પ્રગટ કરવામાં આવ્યું છે. ઉક્ત પુસ્તક 'મહિલા ગૌરવ ગ્રન્થમાળા'નું પ્રથમ પુષ્પ છે. ગુજરાતી ભાષામાં સ્ત્રી ઉપયોગી સાહિત્યનો વિશેષાંગે અભાવજ ગણાય. સાહિત્ય, સંગીત અને કળા નરજાતિ કરતાં નારીજાતિમાં વિશેષ સંચાર કરે તો હીંદમાં અનેક સાહિત્યાચાર્ય, ગાંધર્વો અને કળાકોવિદો પેદા થાય એમાં શંકા છેજ નહિ. આ ગ્રન્થ સામાન્ય દષ્ટિએ સર્વ કોઇને, વિશેષે સ્ત્રીઓને અત્યંત ઉપયોગી થઇ પડે તેમ છે. જૈનધર્માવલંબિની મહિલાઓ માટે તો આ પુસ્તક આશીર્વાદરૂપ છે. આ પુસ્તકમાં મહાસતી સીતા, દેવી બ્રાહ્મી, દેવી સુંદરી, કુમારી ચંદનબાળા એ ચાર સતી સ્ત્રીઓનાં જીવનચિત્ર કઇંક વિસ્તારરૂપે ખેંચવામાં આવ્યાં છે. સતીઓનો પ્રભાવ પ્રાચીન કાળમાં કેટલો બધો હતો તેનો સહજ ખ્યાલ આ પુસ્તક વાંચનારને આવી શકે ખરો. ચંપાપુરીના રાજા દધિવાહનની પતિપરાયણ પત્નીની શિયળરક્ષાની કથની અત્યંત પ્રભાવોત્પાદક છે. આ જમાનામાં જો પુરૂષ પણ અનેક વખત ધૈર્યચ્યુત થઇ જાય છે તો પછી અબળાજાતિ વિષે તો પૂછવુંજ શું ? પૂર્વે સતી સ્ત્રીઓ પોતાના શિયળને માટે પ્રાણ પાથરી દેતી અને છેવટે અમર નામના મેળવી આ સંસારમાંથી પ્રયાણ કરતી. સતી ધારિણીના શબ્દો હૃદયને વીંધી નાંખે છે. તે અટ્ટહાસ્ય કરી કહે છે કે '**આ નરાધમ! લે! હવે આ શરીરને છોડીને આત્મા જાય છે! પછી રક્તમાંસથી ભરેલા આ ઓઠોથી તું અમૃતનું પાન કરજે અને તારી તરસ મટાડજે.**

મેં જે દિવસે મારૂં હૃદય પોતાના સ્વામી—મારા પ્રેમના અધિકારીને અર્પણ કર્યું હતું તેજ દિવસે મેં તેમને ભરોસો આપ્યો હતો કે હું સર્વસ્વ તમારી છું. હવે મારા પર કોઇનો અધિકાર નહિ થશે. તે વચનને નિભાવીશ. પોતાના પ્રેમ પોતાના વચન અને પોતાના શિયળને માટે નરકમાં જવું સારૂં લાગે છે. ઓ શિયળના લુટારા! ઓ ધર્મના ડાકુ! લે જાઉં છું. આવ મારી શક્તિ જો?" જૈન સ્ત્રીઓજ નહિ બલ્કે સ્ત્રીમાત્રને આ પુસ્તકનું એક વખત પણ મનન કરવા ખાસ નિવેદન છે. જે સ્ત્રીઓ પોતાની ઉન્નતિ દર્શાવનારા સાહિત્ય પાછળ કંઇ ખરચી શકે છે. તેમણે તો

ખાસ કરી આ પુસ્તક વાંચવું અને અન્યને વંચાવવું તેમણે જાણવું જોઇએ કે તેમના માથે આ સંસારનો ભાર રહેલો છે. એ ભાર ઉપાડવાને, સંસારની કઠણ યાત્રા નિર્વિઘ્ને પૂર્ણ કરવાને આ પુસ્તક સહાયભૂત થઈ પડે એવું છે. એક કવિ કહી ગયા છે કે "મહાપુરૂષો અને સ્ત્રીઓનાં જીવન-ચરિત્રથી એટલો તો લાભ મળે છે કે આપણે પણ એમના જેટલા ઉચ્ચ થવા પ્રેરાઇએ છીએ, અને સંસારમાંથી પ્રયાણ કરતી વખતે વિદેહ થઇ ગયા હોવા છતાં આપણી પાછળ આપણું નામ હમેશને માટે અમર કરી જઇએ છીએ. પ્રકાશકના આ શુભ કાર્યમાં અમે પૂર્ણ ફતેહ ઇચ્છીએ છીએ અને આશા રાખીએ છીએ કે ભવિષ્યમાં સ્ત્રી ઉપયોગી સાહિત્યનો સર્વત્ર સંચાર કરવામાં તેઓ અત્યંત સહાયભૂત થઈ પડશે. છાપાની કેટલીક ભૂલો બીજી આવૃત્તિમાં સુધારી લેવાય તો ઘણું સારું પુસ્તકમાં સાત ચિત્રો મૂકવામાં આવ્યાં જેને લીધે પુસ્તક અત્યંત રોચક બન્યું છે.

ર. ગી.



# સ્ત્રીઓનો દરજ્જો.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૯૨ થી. )

લેખક—સદ્‌ગત્ રા. રા. વી. ટી. કોઠારી. બી. એ. એલ. એલ. બી. વકીલ., કરાંચી.

વિવાહની પ્રણાલી સંબંધી પાશ્ચાત્ય પ્રજામાં પણ કેટલાક વિદ્વાનો પ્રથમ વખતના વિવાહને કાયદેસર અથવા પ્રથમ પંક્તિના—બીજી વખતના મધ્યમ અને ત્રીજી વખતના તદ્દન કનિષ્ઠ ગણતા હતા. એ રીતે પુરૂષોની વિષય વાસના ઉપર અંકુશ મૂકવામાં આવ્યો હતો. અને વિધવા તથા વિધુરોના લગ્ન તરફ અપ્રસન્નતા દર્શાવવામાં આવતી હતી.

આ વિષય સંબંધીની ભિન્ન ભિન્ન પ્રકારની જે વલણો દર્શાવાઇ હતી તે તે વખતના સમય અને સંજોગોને અનુકૂળ હતી.

આ વિષય ઉપરની ખ્રીસ્તીધર્મ મહતોની ભાષા સાંપ્રત મતને તદ્દન વિચિત્ર લાગે છે, પણ તેઓ બીજી વખતના વિવાહને માત્ર પ્રજોત્પતિ કરવા અથવા કોઇ એવાજ અસાધારણ સંયોગોમાં રજા આપતા હતા. અને એજ બતાવી આપે છે કે તેઓની લાગણી તેની તદ્દન વિરૂદ્ધજ હતી.

આ વાત સિદ્ધ કરવા નીચેના કેટલાક દાખલાઓ બસ થશે. ત્યાંનો એક વિદ્વાન બીજી વખતના વિવાહને એક સુંદર પ્રકારનો વ્યભિચાર ગણતો હતો. ત્યારે એક બીજા વિદ્વાનના મત અનુસાર એક વિવાહમાંથી બીજી વખતના વિવાહ એ અનેક વિવાહમાં ઉતરવાનું પગલું છે. સેંટ જેમ્સ કહે છે કે પહેલાં બાવા આદમને એક સ્ત્રી હતી. બીજા આદમને સ્ત્રીજ નહોતી. જેઓ બીજી વખત પરણવાના મતને માને છે. તે લોકો ત્રીજા આદમને અનુસરે છે. કે જે બે બે વખત પરણ્યો હતો. તે કહે છે કે જે સ્ત્રી બીજી વખત પરણે છે તેને ધાર્મિક હોવાનો હક રહેતો નથી. ઇસુખ્રીસ્તના નામથી તે ફક્ત નર્કથી બચે છે પણ સ્વર્ગ સુખ તો પામતાંજ નથી. એક ભરેલું પાત્ર લેશો. તેમાં સંપૂર્ણ રીતે જળ ભરાઇ ગયું છે. હવે તેમાં બીજા એક બિંદુનો

અવકાશપણ ક્યાં છે. વધારાનું બિંદુ તો એની મેળે બહાર નીકળી જશે. તેજ પ્રમાણે હૃદયપાત્રમાં એકનો પ્રેમ ભર્યો હોય તો બીજા તરફનો પ્રેમ શી રીતે રહી શકે તે કલ્પનામાંજ આવતું નથી. પ્રેમ તો એકજ જગ્યાએ આપી શકાય છે. પુનર્લગ્નના હિમાયતીઓ કહે છે ' જીવનના અંત પછી બીજાને પ્રેમ આપવામાં કંઈ હરકત નથી. કેવો અધમ વિચાર ? એમાં પવિત્રતા ક્યાં રહી. ઉચ્છિષ્ટપાત્રનું જળ—એવું બીજાના કામમાં કેમ આવી શકે ? વિષયવૃત્તિના દાસ સિવાય એ કેમ બને ? વિષયવૃત્તિ મનુષ્યને મનુષ્યમાંથી પશુમાં લાવનાર છે. એને તો દાબેલીજ કામની.

સેન્ટ પાલના વિવાહ ઉપરની પ્રસિદ્ધ ચર્ચા જેમાં તે લગ્નને ક્રાઇસ્ટનું દેવળ સાથેના સંયોગની સરખામણી કરે છે તેના ઉપર ભાષ્ય કરતાં સેન્ટ જયોર્જ નઝીએઝન કહે છે કે "આ ઉપદેશ ઉપરથી બીજી વખતના વિવાહ નિન્દીત ગણાયા છે. જો આપણે બે ક્રાઇસ્ટો માન્ય કરીએ તોજ આપણે બે સ્વામીને બે પત્ની માન્ય કરી શકીએ. પરંતુ જ્યારે એકજ ક્રાઇસ્ટ છે, કે દેવળ તો અધિપતિ છે, જેને એકજ શરીર છે, ત્યારે બીજાનો અંગીકાર નહિજ કરવો જોઇએ. જ્યારે બીજા વિવાહને આવા સ્વરૂપમાં જુએ છે ત્યારે ત્રીજાની તો ઉપમાજ શી ? પ્રથમ વખતનો વિવાહ તે કાયદાસર છે. બીજી વખતનો વિવાહ તે ક્ષમાપાત્ર છે. પરંતુ ત્રીજી વખતનો વિવાહ તે અન્યાય પૂર્વક છે. અને તે આ હદ પણ ઓળગે છે તે પશુથી લેશપણ ચડીયાતો નથી. બીજી વખતનો વિવાહ કરનાર, ધર્મગુરૂઓની સંસ્થામાંથી તેમજ દેવળની ઉદારતામાંથી બાતલ કરવામાં આવ્યા હતા. અને તેઓને કોમ્યુનીયનમાં દાખલ કરવામાં આવતા તે પહેલા ક્રિયાઓ કરવામાં આવતી. અને મધ્યકાળનાં બે ઇંગ્રેજી કાયદાઓ, જે કોઈ કેદીએ બે વિવાહ કર્યા વાસ્તે અથવા એક પણ વિધવાને પરણવાને વાસ્તે ધર્મગુરૂના લાભથી બેનશીબ બનાવે છે. ચોથા સૈકામાં હલીએરીઝની ધારામંડલે જો કે વ્યાવહારિક પુરૂષને ધર્મની પ્રવેશ કરવાની સીંચનક્રિયાને વાસ્તે નાલાયક બનાવે છે, તો પણ બહુજ જરૂરીયાત જેવાતે છુટ આપે છે પરંતુ તેમાં એક ફરજ મુકેલી છે કે જે સાંસારિક પુરૂષ સીંચનની ધર્મક્રિયા કરે તે બે વખત પરણેલો ન હોવો જોઇએ ગ્રીસોમાં ચોથા વખતના વિવાહ તદ્દન બીનકાયદાસર ગણાતા હતા. અને શહેનશાહ લીઓ ધી વાઇઝ, જે ત્રણ સ્ત્રી પરણ્યો હતો અને ચોથી રખાત રાખી હતી, તેને લોક લાગણી વિરૂદ્ધ રાણી બનાવવા તૈયાર થયો હતો તેથી બહુ ચર્ચા ઉત્પન્ન થઈ હતી.

ધર્મગુરૂઓના બ્રહ્મચર્યનો વિષય જેમાં પણ ધાર્મિક વિવાહ વિરૂદ્ધની વૃત્તિ પ્રદર્શિત થયેલી છે, તે અતિ વિસ્તૃત છે અને અહીંઆ તે બાબતની ઉડતી નોંધ આપવામાં આવી છે, તે વિષય પરત્વે બે બાબત મુખ્યત્વે કરી ધ્યાનમાં લેવાની છે. પ્રથમ તો દેવળના આદિકાળમાં ધર્મગુરૂઓને પરણવાની છુટ હતી. અને બીજી બાબત એ છે કે વિવાહ તે અપવિત્ર છે એવી માન્યતા તો હતી અને તેથી પવિત્રતામાં સર્વોત્તમ શિરોમણિ એવા ધર્મગુરૂઓને સાધારણ મનુષ્ય કરતાં આ બાબતમાં ઓછી છુટ હોવી જોઇએ. પ્રથમ પ્રકાર હતી. લાગણીના વલણનું કારણ એ છે ધર્મગુરૂઓનો બીજો વિવાહ અથવા તો વિધવા સાથેના લગ્ન તે બીનકાયદાસર ગણાતા હતા. આ જાતની લાગણી પ્રાચીનકાળથી અસ્તિત્વ ભોગવતી આવી છે અને ઘણા સૈકાઓ સુધી સખ્તાઇથી પાળવામાં આવી હતી. બીજે તબક્કે આપણને જણાઇ આવે છે કે, ધર્મગુરૂઓ વાસ્તે સ્ત્રી સાથે વ્યવહાર નહિ રાખવો તે સદ્‌ગુણ ગણાતો અને પાછળના કાળમાં ફરજ લેખાતી હતી. (અપૂર્ણ).

# " ભારતી "

હે ભારતી ! મા ભારતી !
મંગળકરો આ ભારતી.

અહલ્યા, મહાસતી અનસુયા, આદર્શ દેવી અરૂંધતી,
કુન્તા, અને દ્રૌપદી, ત્હારી કુખે જન્મી હતી;
સીતા, સતી સુલોચના, સાવિત્રી આદિ જે સતી,
એવી સુકન્યા, આજ આર્યાવર્તમાં એકે નથી.

ક્યાં અખિલ કુળ ઉદ્ધારતી ?
સન્નારીઓ એ ને સતી ?....હે ભારતી.

સુગ્રીવની તારા નથી, દમયંતી નળ નૃપની નથી,
ઝાંખી નથી સતી નર્મદા, હરિશ્ચંદ્રની તારામતી;
તા'રી દુહિતાઓ હતી, મંદોદરી પદ્માવતી,
વીર–'પ્રસુતા' તું જનેતા, યાદ કર તુજ ઉન્નતિ.

અફસોસ ! આજે અવનતિ,
અશ્રુ ઝરે છે આંખથી....હે ભારતી.

ક્યાં છે પતિને કાજ પ્રમદા પ્રાણુ પહેલાં આપતી,
સર્વસ્વ સ્વામીનાથ, નિજ સૌભાગ્ય પર ઓવારતી;
ક્યાં પારલૌકિક પ્રેમથી...પતિને પ્રભુ ગણી પૂજતી,
વીરાંગના સમશેર લઈ જે એક સમયે ઝૂઝતી ?

પલટી ગતિ, પલટી જાતી,
પલટ્યાં પતિ, પલટી સતી....હે ભારતી.

પતિ–પાદ–પ્રક્ષાલન કરી, આંખે અડાડી પ્રીતથી,
સદ્‌ભાગ્ય સન્નારી સ્વયં એ'માંજ ત્યારે ઈચ્છતી;
બ્રહ્મચારી ભિષ્મ, ભર્તૃહરિ, જે'ની સંતતિ,
તે ક્યાં છે ? રત્નોની જનેતા, જવલ્લે ઝાંખી થતી.

જ્યાં આપ દુર્બળ દંપતી,
શૂરવીર ત્યાં શી સંતતિ ?....હે ભારતી.

વિનતી પ્રભો ! અમદેશમાં એવી સુશિલા દો અતિ,
ઉરમાં પતિવ્રત–ભાવના, ભરજો નિરંતર સન્મતિ;
આદર્શ–આર્યાઓ, સતી, સન્નારી, દેવી, ભગવતી,
ઊતારજો આ લોકમાં, એ ઈન્દ્રની અમરાવતી.

વી રાં ગ ના સં ભા ર તી,
મા ! આજ આંસુ સારતી....હે ભારતી.

છે દેશનો ઉદ્ધાર જો હિન્દુ–મુસલમાન સંપથી,
અબળા તણો ઉદ્ધાર છે, પતિવ્રત તણા પાલન થકી;
ઈતિહાસમાં અભિમાન સાથે, નામના પણ શ્રીમતિ,
અંકાવજો કે' "પુષ્પ" કરજોડી ચિરસ્થાયી "સતી"
આલમ ઉતારે આરતી,
"પુષ્પ" તેને નમન ! જય ભારતી....હે ભારતી.

---

## "પતિ એજ પ્રભુ"

—: ગરબો :—

[ઝીણા ઝરમર વરસે મેહ, ભિંજે મ્હારી ચુંદરડી...રાહ].

બ્હેની...... પતિવ્રત પ્યારૂં હો....
કે પ્રીતે પાળીએ રે........(૨)

બ્હેની....... શિયળ સુધાનો કુંભ....
સદા સંભાળીએ રે........બ્હેની.

॥ સાખી ॥

સાડી સ્વર્ગીય સ્નેહની, ચણીયો ગૃહ–ચતુરાઈ;
કંચુકી કરકસરની, ને સાથે સંતોષને સાદાઈ.
અંતર લાવીએ રે........બ્હેની.

" પતિ પ્રમદા તણા પરમેશ "
હૃદયે ઉતારીએ રે........બ્હેની.

વસ્ત્રાભૂષણ વિનયના....... વિવેકના શૃંગાર........
અલંકાર ભક્તિ, નીતિ, ને દયા દાન મળી ચાર.
અંગે ધારીએ રે......બ્હેની.

સેવ્યે ચરણકમળ સ્વામીનાથ.... ના
"પુષ્પ" સુખ પામીયે રે........બ્હેની.



# સ્ત્રી રત્ન,

## સ્ત્રીઓના ઘણાજ રોગનો નાશ કરનાર.

. . સ્ત્રીઓના તમામ દરદોનો સ્ત્રી રત્ન નામની દવા નાશ કરે છે. રજસ્વળા અનયમિત વધારે કિંવા કમી આવતું હોય તેને નિયમિત લાવે છે. અતિવિહાર અને બાળલગ્નથી થએલ વ્યાધીને દુર કરે છે. વારંવાર તથા વધારે પેશાબનું થવું સ્થઃ શરીરનું ધોવાવું (ધાતુનું જવું) આવા દરદોને માટે રામબાણ છે. બાઇની બદહજમી, કમતાકાત, કબજીયાત, સંગ્રહણી, પેટનું આફરવું, છાતીનો બળતો દાહ, ખારા, ખાટા, તીખા, ઓડકાર, થુંક, આંકડી, પેટનું દરદ, હેડકી, પીચોટી, (આંબોઇનું ખસવું) થોડો ખોરાક ખાવાથી પણ ઊલટી, ગોળો ચડવો, વેણુંચુથા કળતર, કમ્મરનો દુખાવો, બરડાની ફાટ, મસ્તક સુળ વગેરે દરદો માટે સ્ત્રી રત્ન નામની દવા ઉંચામાં ઉંચી અને અકસીરમાં અકસીર નિવડી ચૂકી છે ગોળી ૧૦૦)ની ડબી ૧ કીં. રૂા. ૨–૮–૦ ખાસ પરેજ નથી.

## ગર્ભ ધારણની અકસીર દવા.

સ્ત્રીઓને માટે આ એક આશીર્વાદ સમાન દવા છે. સ્ત્રીઓને ગર્ભ ન રહેવાના સાત દોષ (રોગ) છે. તેમાંથી આ દવા છ દોષ (રોગ) ને મટાડી ગર્ભ ધારણ કરાવે છે, ઇશ્વરઇચ્છાથી આ દવાથી ઘણી સ્ત્રીઓને વાંઝીયાપણામાંથી મુક્ત કરી સહ્પુત્રી (બચ્ચાવાળીઓ) કરી છે ! ડબી ૧ની કિં. રૂા. ૨–૮–૦

એક ડબ્બી ચાર માસ ચાલે છે. અને તેટલી મુદતમાં ગર્ભ રહે છે વાપરવાની હકીકત ડબી સાથે રાખવામાં આવે છે.

## લોહીના રક્ત પ્રવાહ.

આ દરદ સ્ત્રીઓને ભયંકર લાગે છે અને તે ગમે તેટલા જોરમાં હોય તો પણ પહેલેજ દીવસે ફાયદો થાય છે. ડબી ૧ની કીં. રૂા. ૨–૮–૦

## શ્વેતપ્રદર.

આ દરદ સ્ત્રીઓને બહુજ ખરાબ છે અને તે વધારે વખત રહેવાથી ઘણી નબળાઇ આવી મરણને શરણ થાય છે માટે આ રોગની દવા તાકીદે કરવી ડબી ૧ની કીં. રૂા. ૨–૮–૦.

## બાળાગોળી.

બાળકોને આ ગોળીથી ઘણોજ આનંદ રહે છે અને રૂષ્ટ પુષ્ટ થાય છે ગોળી ૧૦૦ની ડબી ૧ની કીં. રૂા. ૧–૦–૦.

મફત !!! ધાતુ વિકાર-આર્તવ વિકાર. મફત !!!

વધારે વિગત જાણવા અને સ્ત્રી તેમજ બાળકના દરદની તમામ દવાઓનો ભંડાર નામે "આર્તવ વિકાર" નામનું પુસ્તક એક કાર્ડ લખી મફત મંગાવી લ્યો.

**વૈદ શા. ગીરધરલાલ કહાનજી મુ. ધોળકા, જી. અમદાવાદ.**

# પર્યુષણ પર્વમાં મુંબઈમાં થએલી ટીપ.

૫૧) શેઠ ચુનીલાલ ઝવેરચંદ
૫૧) ,, મોહનલાલ હેમચંદ
૫૧) ,, ધનજી કલ્યાણજી
૫૧) ,, જીવનલાલ પ્રતાપસિંહ
૨૫) ,, શાન્તીદાસ ખેતસી
૨૫) ,, હીરચંદ નાનચંદ
૨૫) ,, ભાઈચંદ અમુલખ
૨૫) ,, રતનચંદ ભભુતમલ
૨૫) ,, પોપટલાલ ગોતમચંદ
૨૫) ,, અમથાલાલ ચુનીલાલ
૨૫) ,, ભોગીલાલ પ્રેમચંદ
૨૫) ગં૰ કેવળબાઈ હ. જશકોરબેન
૩૧) શા. ગોરધર ધારશી
૩૧) ,, હરીદાશ દુર્લભદાશ શેઠ ઉનાવાળા
૩૦) શેઠ સારાભાઈ મગનભાઈના પુત્ર તરફથી
૨૧) શા. રતનજી જેચંદ
૨૧) ,, શુકનરાજ ભંડારી
૨૧) ,, રામચંદ ખુબચંદ પાલણપુરવાળા
૧૫) ,, ચુનીલાલ કમળશી
૧૫) ,, ઝવેરી નગીનદાસ લલ્લુભાઈ એન્ડ સન્સ
૧૦) બેન પોપટ
૧૦) શા. હીરાચંદ રામચંદ
૧૧) ,, ગોરધનદાસ લખમીચંદ
૧૧) ,, હરખચંદ ધારશી
૧૦) ,, સુંદરલાલ લખમીચંદ
૧૧) ,, ડાહ્યાભાઈ હરગોવીંદદાસ
૧૦) ,, જીવરાજ ભીખાભાઈ
૧૧) ,, રામચંદ હરગોવીંદદાસ
૧૧) ,, નથમલજી મુલચંદ
૧૧) ,, ડાહ્યાભાઈ ચીમનલાલ
૧૧) ,, વાડીલાલ કશળચંદ બાકી
૧૧) ,, મોતીચંદ દલીચંદ બાકી
૧૦) ,, શા. છોટાલાલ લહેરચંદ

Registered No. B. 1651.

॥ श्री गौतमायनमः ॥

—: સુરત જૈન વનિતાવિશ્રામને અંગે પ્રકટ થતું માસિક :—

# મહિલા ભૂષણ



सद्गुणनीतिविधायकलेखै रुचिरं प्रकाश्यते धर्म्यम्
महिलाभूषणमेतत्सर्वस्त्रीहितकृते सततम् ॥





પુસ્તક ૫ મું.

અંક ૭ મો.

માગસર સંવત ૧૯૮૦.



વાર્ષિક લવાજમ રૂા. ૨. પોસ્ટેજ સાથે અગાઉથીજ.





સંપાદિકા:—બ્હેન રૂક્મિણી શેઠ સા૦ હીરાચંદ મોતીચંદની વિધવા.

ગોપીપુરા-સુરત.

# વિષયાનુક્રમણિકા.



## શ્રી જૈન વનિતાવિશ્રામનો હેતુ.

આ સંસ્થાનો મુખ્ય હેતુ એ છે કે વિધવા બ્હેનો આ સંસ્થામાં રહી સાધુ જીવન ગાળે, ધર્મનીતિ સંબંધી જ્ઞાન પામે, તેઓનું નિરૂદ્યમી જીવન ઉદ્યોગી બને, તેઓ કર્તવ્યપરાયણ થાય, તથા તેઓની માનસિક તથા આધ્યાત્મિક સ્થિતિ સુધરે કે જેથી તેઓનું જીવન આપોઆપ શાંતિવાળું ગૌરવવાળું વથા આત્મશ્રદ્ધાવાળું બને, અને તેઓ પોતાનાં કુટુંબને સહાયક તથા સમાજને પણ ઉપયોગી થઈ પડે, તે ઉપરાંત સધવા શ્રાવિકા બ્હેનો તથા જૈન કન્યાઓને ધર્મનીતિની તથા વ્યાવહારિક કેળવણી આપવી કે જેથી તેઓ ઉત્તમ ગૃહિણી તથા માતા બને અને કર્તવ્યનિષ્ટ થાય.

ઠે૦ ગોપીપુરા—સુરત.


આ પત્ર સુરત—ચૌટાના પુલ ઉપર ટાંકી પાસે આવેલા "શંકર" પ્રિન્ટીંગ પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યું અને બ્હેન રૂક્મણી હીરાચંદ મોતીચંદની બીધવાએ ગોપીપુરા સુરતમાંથી પ્રગટ કર્યું.



મોદી ભોગીલાલ જગજીવનના સ્વર્ગસ્થ પત્ની સૌ૦
બહેન જવલબાઈ
રાજકોટ
જૈન વનિતા વિશ્રામને રૂા. ૧૦૧)ની મદદ આપનાર.

# મહિલા ભૂષણ.

પુસ્તક ૪ થું | માર્ગશિર્ષ સંવત ૧૯૮૦. | અંક ૯ મો.


## વિનયરૂપી મંત્ર.

રાગ—આશા જોઠી

વિનય વિવેક ઉર ધારો, ભગિની મારી વિનય વીવેક ઉર ધારો,
એ વિના જન્મારો ખારો; ભગિની મ્હારી૦ ૧

વિનય વિના વિદ્યા નહિ આવે,
ભાવથી ઉરમાં ઉતારો. ભગિની મ્હારી૦ ૨

વૈરી સઘળા વ્હાલ ધરાવે,
ગુણુકર થઈ ગુણુ ગાવે. ભગિની મ્હારી૦ ૩

મોહની મંત્ર અવર નહિ એથી,
આ દુનિયાની માંહે. ભગિની મ્હારી૦ ૪

ધર્મતણું આ મૂળ મનોહર,
જ્ઞાનનું બીજ ગણાયે. ભગિની મ્હારી૦ ૫

એજ રસાયણુ અંતર કેરાં,
સઘળાં દોષ સમાયે. ભગિની મ્હારી૦ ૬

# આદર્શ લગ્ન.

(લેખિકા. અ. સૌ. બ્હેન હીરા.)

ઉચ્ચ પદાભિલાષી સુશીલ બ્હેન માલતી!

આદર્શ લગ્ન કેવું હોવું જોઇએ, તે સંબંધી તમે મારા વિચારો જાણવા માગો છો, કારણ કે તમે આદર્શ ગૃહસંસારને ઇચ્છો છો. આ સંબંધી જે વિચારો હું જણાવું, તે તમને કદાચ વિચિત્ર લાગશે, આપણી પ્રચલિત રૂઢીઓની વિરૂદ્ધ લાગશે, છતાં ગંભીર ચિત્તે તે પર વિચાર કરશો, અને પૂર્વબદ્ધ વિચારોને દૂર કરી સત્યને ગ્રહણ કરવા ઉત્સુક થશો. હું ધારું છું કે તમે તેમ કરશોજ,-કારણ કે તમારો આત્મા મિથ્યા કદાગ્રહમાં પડી રહેવા સરજાયેલો નથી.

આદર્શ લગ્ન વાસ્તે-પ્રથમ અને સૌથી અગત્યની બાબત એ છે કે લગ્નમાં જોડાનાર યુવતિ અને યુવક આદર્શ હોવા જોઇએ, અથવા તો તે યુવતિ અને યુવકના હૃદયમાં આદર્શ પત્ની અને આદર્શ પતિ થવાની પ્રબળ ઇચ્છા હોવી જોઇએ. કારણ કે લગ્નનો આધાર એક વ્યક્તિ પર નહિ પણ બન્ને ઉપર સમાન રીતે આધાર રાખે છે. પક્ષીની એક પાંખ ગમે તેવી સુંદર અને બળવાન હોય, પણ જો બીજી પાંખને ઘા લાગ્યો હોય તો તે પક્ષી ઉડી શકતું નથી, અને બન્ને પાંખો નકામા જેવી થઈ પડે છે. રથનું એક ચક્ર સુશોભિત અને યોગ્ય રીતે ચાલતું હોય પણ બીજા પૈડાંને ખાડો પડયો હોય, અથવા બીજું પૈડું ભાંગી ગયું હોય તો રથની ગતિ કેવી થાય છે, તેનો તેવા રથમાં બેસનારને અનુભવ થયા વિના રહેતો નથી.

આદર્શ યુવક અથવા યુવતિનો અર્થ અહીં એટલોજ લેવાનો છે કે બન્નેની તંદુરસ્તી સારી હોવી જોઇએ, બન્ને ભણેલાં જોઇએ, બન્નેનાં હૃદય પ્રેમાળ જોઇએ, અને બન્ને ચારિત્ર શીલ જોઇએ જો આટલું હોય તો આદર્શ લગ્ન થાય એવું માનવામાં હરકત નથી.

હવે આપણે માની લ્યો કે બન્નેનાં લગ્ન થયાં—પણ આ સ્થળે ખરો ઉપયોગી મુદ્દો એ છે કે તે લગ્ન બન્નેની સંમ્મતિથી થવાં જોઇએ. અને તે જ્યારે બાળલગ્નનો અટકાવ થાય, ત્યારેજ થઈ શકે જ્યાં સુધી લગ્નો અમુક કુલ, ધન, રૂપ, તથા ઘ્હારનાં બીજાં કારણો પર આધાર રાખે છે, પણ લગ્નમાં જોડાનાર યુવક કે યુવતિની તેમાં બીલકુલ સંમતિ હોતી નથી, ત્યાં આદર્શ લગ્ન સંભવે, તે તો અપવાદ રૂપ ગણાવું જોઇએ. લગ્ન કર્યું માટે ચ્હાવું જોઇએ, એ મનુષ્યના હૃદયની કસોટીની છેલ્લી સીમા આવી જાય છે. જ્યાં સ્વાભાવિક પ્રેમ ન ઉપજતો હોય ત્યાં પરાણે અનિચ્છાએ પ્રેમ બતાવવામાં રાચવું એ વિકાસક્રમની ઘણી ઉચ્ચ દશા સૂચવે છે.

મારા કહેવાનો ભાવાર્થ એમ નથી કે બધાં લગ્નો સ્વયંવર ક્રિયાથી થવાં જોઇએ, પણ એટલું તો કહેવાની હિમ્મત ધરૂં છું કે જે બન્ને યુવક તથા યુવતિ વચ્ચે વિવાહ કરવાનો વિચાર થયો હોય તે યુવક અને યુવતિની સંમતિની તો જરૂર છે.

આવાં યુવક યુવતિના લગ્ન થયાં, પ્રથમ તો એક બીજા પ્રત્યે તેઓ ઘણા સ્નેહ ભાવથી વર્તે છે, પણ યોગ સમયમાં તેઓ એક બીજાના ગુણ દોષ જાણી જાય છે. એક બીજાની *નિર્બળતાઓ તથા ખામીયો જણાયા વગર રહેતી નથી. હવે જો આદર્શ લગ્ન બનાવવું હોય તો* પતિ તથા પત્નીએ એક બીજાના દોષો તથા નિર્બળતાનો ઓછો વિચાર કરી એક બીજાના ગુણોનો વિશેષ વિચાર કરવો જોઇએ. નિર્બળતાનો વિચાર કરવાથી નિર્બળતા વધે છે, અને ગુણોનો વિચાર કરવાથી ગુણોની વૃદ્ધિ થાય છે. બન્નેએ એક બીજાના ગુણોનું મહત્વ સ્વીકારી તે ગુણો કેમ આદર્શરૂપ થાય તેનીજ ભાવના કરવી ! ગુણો ખીલશે એટલે દુર્ગુણો આપોઆપ ચાલ્યા જશે, કારણકે ગુણ અને દુર્ગુણ સાથે લાંબો વખત રહી શકે નહિ. મનુષ્યો એક બીજાને ઉપર ઉપરથી જુએ છે, તેથી તેઓ ઘણીવાર સ્થૂલ બાજુજ જુએ છે. તેઓ ઘણું તો સામી વ્યક્તિનાં વચનો અથવા કાર્યો તપાસે છે. તેની બોલવાની રીત જુએ છે, તેની કામ કરવાની પદ્ધતિ તપાસે છે, અને તે બહારનાં સાધનો દ્વારા તે આખી વ્યક્તિનો તોલ બાંધે છે. પણ તેઓ તે વ્યક્તિના બહારના ગુણ દોષોની પાછળ રહેલી અત્માની ભવ્યતાનો ખ્યાલ લાવી શકતા નથી. આપણે કોઇ વિષે ઉચ્ચ અભિપ્રાય બાંધવામાં ભાગ્યેજ ભૂલ કરીએ છીએ, કારણ કે તેનો અંતરાત્મા તો આપણે તેને વિષે બાંધેલા અભિપ્રાય કરતાં પણ મહાન્ છે, માટે કોઈ વિષે સારો અભિપ્રાય બાંધવામાં, આપણે સત્યના નિયમનો ભંગ કરતા નથી. દરેકમાં મહાન્ શક્તિઓ ગુપ્ત રહેલી છે, તે આ રીતે પ્રકટ થવા માંડે છે.

ધારોકે કોઇ પત્નીને અસત્ય બોલવાની ટેવ છે. હવે તેનો પતિ તેને અસત્ય બોલવા માટે વારંવાર ઠપકો આપે, લોકો આગળ પોતાની સ્ત્રી અસત્યવાદી છે, એમ કહ્યાં કરે, તો તેથી તે સ્ત્રી સત્યવાદી બની જતી નથી; કારણ કે તેથી તો તે પોતાનું અસત્ય છુપાવવાને બીજાં અનેક પ્રકારનાં અસત્ય બોલવાને દોરાય છે. પણ પતિ એમ વિચારે કે મારી પત્ની સત્યવાદી બનતી જાય છે, અને પત્ની સત્યજ બોલે છે. એવી ભાવના કર્યા કરે અને તે સ્ત્રી ઉપર વિશ્વાસ રાખે ને પોતાના પતિ ઉપર પ્રેમ ઉપજશે, અને તે પ્રેમને ખાતર સત્યજ કહેશે, પોતાની ભૂલ થઈ હશે, તે પણ કબુલ કરશે, અને આ રીતે તે સત્યતા તરફ ત્વરાથી દોરાશે.

આપણે બધા જીવનમાં ભૂલો તો કરી બેસીશું. પણ આપણે સમજવું જોઇએ કે જેઓએ પોતાનો વિકાસ પોતાના હાથમાં લીધો છે, તેઓ જાણે છે કે આ ભૂલો ક્ષણિક છે, અને તે નાશ પામવાને સરજાયેલી છે. એક મનુષ્ય પાસે પુષ્કળ ધન હોવા છતાં કંજુસ છે તેણે કોઈ ફંડમાં એક રૂપીઓ ભર્યો. હવે આપણે તેને કહીએકે તમારો સ્વભાવ ઉદાર થતો જાય છે, તમે તે ફંડને ઠીક મદદ કરી, તે મનુષ્યને લાગશે કે મારી ઉદારતાના વખાણ થાય છે, હવે જો હું કંજુસ રહીશ તો લોકો સારું બોલશે નહિ. માટે મારે વધારે ઉદાર થવું જોઇએ.

આની રીતે તેનામાં રહેલા ઉદારતાના બીજને પુષ્ટિ મળે છે. ને તમે વિશ્વાસ રાખો. અને સામો મનુષ્ય વિશ્વાસને પ્રાપ્ત થશે. જેમ વિશ્વાસ વિશ્વાસને પોષે છે.. તેમ પ્રેમ પ્રેમને પોષે છે. કોઇવાર વિશ્વાસમાં ઠગાવાનો ભય રહે પણ એકંદર વિશ્વાસ સામા મનુષ્યમાં વિશ્વાસ પેદા કરે છે. માટે પતિપત્નીએ એક બીજા ઉપર બહુજ વિશ્વાસ રાખી એક બીજાના ગુણોને જોવા. અને તે ગુણોનુંજ ચિંતન કરવું કે જેથી એક બીજાનો પ્રેમ વૃદ્ધિ પામી આદર્શ લગ્નના માર્ગ સમીપ જઇ શકાય.

His hope is treacherous only whose love dies with beauty which is varying every hour. But in chaste hear to uninfluenad by the outward change there blooms a deathless flower. That breathes on earth the air of paradise.

દરેક કલાકે બદલાતી બાહ્ય સુંદરતા સાથે જેનો પ્રેમ નાશ પામે છે. તે મનુષ્યની આશાઓ જરૂર નિષ્ફળ જવાની છે પણ બહારનો ફેરફારો છતાં જેને અસર થતી નથી, તેવાં પવિત્ર હૃદયમાં પ્રેમનું અમર પુષ્પ ઉગે છે, અને તે પૃથ્વીપર ઉગવા છતાં સ્વર્ગની હવા લે છે.

શરીરનો ફેરફાર થાય, શરીરની સુંદરતા સમય જતાં નાશ પામે, પણ જેનો પ્રેમ હૃદયનો છે, તે તો એક સરખા પ્રેમથી સામી વ્યક્તિને ચાહે છે, અને આ સ્થળે એક ઉપયોગી બાબત જણાવવાની રજા લઉં છું કે પ્રેમાળ હૃદયના મનુષ્યો હંમેશ જુવાન રહે છે તેમનાં શરીરો વય વધતાં બેડોળ બને પણ તેમના મુખપર અને ખાસ કરીને તેમની આંખોમાં પ્રેમનો ગુલાબી રંગ છવાએલો માલુમ પડે છે.

પ્રેમ જાતે સુંદર હોવાથી પ્રેમી મનુષ્યો હૃદયની કાન્તિ બદલાવા લાગે છે. અને તે સુંદર લાગવા માટે કોઇને નહિ તો તેને ચાહનાર વ્યક્તિને તો તેનું મુખ સુંદર ભાસ્યા વિના રહેતું નથી. કારણ કે તે પ્રેમની ચક્ષુથી જુએ છે અને તેથી તેને તેનું પ્રેમપાત્ર જરૂર સુંદર લાગે છે અને લાગવુંજ જોઇએ.

સ્ત્રીઓની મહત્તા સમજવામાં નથી, આવી તેથીજ મોટે ભાગે આદર્શ લગ્નનો અભાવ નજરે પડે છે સનાતન ધર્મ દીપિકામાં હંસયોગી અને નારાયણ ઋષિ વચ્ચેનો સંવાદ વર્ણવવામાં આવ્યો છે. નારાયણ ઋષિ કલિયુગને પવિત્ર ગણે છે. ત્યારે હંસયોગી તેનું કારણ પૂછે છે, તેનો તેનો જવાબ આપતાં નારાયણઋષિ જણાવે છે કે:—

कलौ युगे स्त्रियः सर्वाः सर्व विद्या विचक्षणः ।
युगान्तरो द्वाह धर्ममाशयिष्यन्ति धर्मतः ॥
आयुषो हि गतिं पुंसा परीक्ष्य बहुधा स्वतः ।
तुम्य शील वयो वृत्तं तुम्पा मिजन भक्षणम् ॥
पतिं गृत्वन्ति विधिना हंसयोगिन् कलौ युगे ।
नात्रदोष स्त्वया दृष्टस्वतः साधुः कलिर्मवेत् ॥

કલિયુગમાં સ્ત્રીઓ સર્વ વિદ્યાઓમાં નિપુણ થશે. તેઓ વિવિધ રીતે પુરુષનો જીવન ક્રમ તપાસશે. અને પોતાને વાસ્તે વિધિ પ્રમાણે વય, ટેવ, જન્મ અને ચરિત્રમાં પોતાને અનુરૂપ પોતે મોટે ભાગે પસંદ કરશે તેઓ બીજા યુગોમાં જે નિયમો ચાલતા હતા તેનું ફક્ત અનુકરણ કરે હંસયોગી તારે આમાં દોષ જોવો નહિ. તે માટેજ કલિયુગ પવિત્ર છે, સ્ત્રીઓ તો પતિમાં દેવબુદ્ધિ રાખતી આવી છે, પણ જ્યારે પુરુષો પોતાની પત્નીમાં દેવીની ભાવના રાખતા થશે, અને ભવિષ્યના આત્માની માતાને સન્માન આપતા થશે, ત્યારે ગૃહસ્થાશ્રમમાં કાંઇ અપૂર્વ નવીનતા આવશે ગૃહસ્થાશ્રમ એ કાંટાની પથારી નહિ પણ ગુલાબનું બિછાનું થશે.

રા. હરજીવનદાસ લખે છે કેઃ—

લગ્ન એ પવિત્ર દીક્ષા છે અને ભાવી પ્રજા માટે ભાવી દેશ માટે અને આખા જગત માટે પોતાના યુગ્મ જીવનનો હોમ કરવા માટે છે. માતપિતા થવું એ મોજ માણવા માટે નથી પણ તે તો વિશ્વનું ઋણ ચુકાવવા માટે અને બ્રહ્માંડ માટે યજ્ઞ કરવા સારૂ છે.

શ્રીયુત સી. જીનરાજદાસ લખે છે કેઃ—

દંપતીના સંબંધનો વિચાર કરતાં તેઓ જીવનની તમામ હક અને તેની જવાબદારીઓમાં સમાને કક્ષામાં છે. તેમના યુગ જેવા લાંબા જીવનમાં તેઓ આ પ્રથમજ વાર મળતાં નથી, તેઓ અગાઉ ઘણીવાર મળેલા હોય છે, તેઓ બીજા પણ કેટલાક જીવો સાથે કર્મથી જોડાયેલાં છે, અને તે જીવો તેમને ત્યાં બાળક તરીકે આવે છે અરસપરસ અને ઘરના અન્ય સભ્યો વચ્ચેના આવા કર્મોથીજ એ જીવાત્માઓ પત્ની તરીકે સંલગ્ન થાય છે.

ઘણીવાર તો આ કાર્યને અંગે પ્રેમ અને દયા વિકસે છે. ત્યારે આપણે તેને એક આદર્શ લગ્ન કહીએ છીએ. અન્યના આત્માની અને પોતાના આત્માની શોધ માટે આ સંબંધ જેવી મહાન તકો અન્ય કોઇ સંબંધ પુરી પાડી શકતો નથી. કર્મે આપેલી આ તકોનો ઉપયોગ કરવાથી સ્ત્રી યા પુરૂષની આધ્યાત્મિકતા વધે છે, તેઓ પ્રભુતાની તથા મનુષ્ય જાતિના મહાન આત્માની શોધની સમીપ આવતા જાય છે. જે બે આત્માઓ આ પ્રમાણે આદર્શ લગ્નથી જોડાય, તે બન્નેને ધન્ય છે!

લી૦ તારૂં હિતઇચ્છક તારી સ્નેહાધિન સખી

"હીરા"ના પ્રણામ.



# આપણું કર્તવ્ય.

બ્હેનો, આજે આ આપણી સ્વજાતિને માટે સ્થાપન થએલી મહિલા જ્ઞાનવર્ધક સભા જોઇ મને આનંદ થાય છે.

સુશિલ બ્હેનો, આજનો વિષય આપણું કર્તવ્ય એ વિષે રાખવામાં આવ્યો છે. અને અને તે ઉપર વિવેચન કરવાનું મને સોંપાયું છે. આપણું કર્તવ્ય એટલે આપણી ફરજો શું શું અને કયા કયા પ્રકારની છે તેનું વિવેચન કરીએ તો બહોળા વિસ્તારથી લખીએ અને વિવેચન કરીએ તો પણ પાર ન આવે. અને હાસ્ય ખાતર કહેવું પડે છે કે, ગતિમિતિ જંલતત્વં તેજસ્તા અર્થાત્ જેમ એ શ્લોકમાં જણાવ્યા પ્રમાણે પરમાત્માના સ્વરૂપનો વિચાર કરતાં ગમે તેટલો વિચાર કરીએ તો પણ વાણી પાર પામતી નથી તેજ પ્રમાણે કર્તવ્યના સંબંધમાં આપણી સ્થિતિ થાય. અને હું ધારૂં છું કે તેટલો વખત પણ આજે બાંગેજ આપને હશે. તેથી આજના વ્યાખ્યાનમાં તો આપણા કર્તવ્ય સંબંધમાં જેમ બને તેમ અલ્પમાંજ જણાવીશ.

કર્તવ્યના વિષયો ઘણા વિશાળ છે. માતપિતા પ્રત્યેની આપણી ફરજ. ભાઇ બહેન પ્રતિ આપણી ફરજ, સગા કુટુંબ પ્રતિ આપણી ફરજ, સાસુ સસરા શ્વસુરપક્ષ. પોતાની સંતતિ વગેરે તરફ આપણી ફરજો શું શું છે. તે સંબંધી આગળ ઉપર કહીશ. એ સઉ આપણા કર્તવ્યના માર્ગો છે. આજે તો આપણી સ્વજાતિ પ્રત્યેનું કર્તવ્ય શું છે તે ઉપરજ મારા વિચારો આપની સન્મુખ મૂકીશ.

બહેનો સઉથી પ્રથમ ફરજ અથવા આપણું કર્તવ્ય આપણી જાતિની વાસ્તવિક પ્રગતિ કરવા તરફ હોવું જોઇએ. જે બહેનો તદન અભણ અજ્ઞાન હોય તેના પ્રત્યે આપણે કંઇક અંશે કેળવાયલી બહેનોની શું ફરજ છે. એ બાબતનો આપણે કોઇ દિવસ પણ વિચાર કર્યો નથી. સો તેની મુલાકાત તો કયાંથીજ લીધી હોય ? આપણી બહેનો પ્રત્યેની આપણી ફરજ પુરેપુરી સમજવી જોઇએ. આપણી અજ્ઞાન બહેનોની શી દશા છે ? કેવી સ્થિતિ છે શું સુખીબતો છે અને તેઓ પોતાના જીવનને કેવા પ્રકારે વ્યતિત કરી રહી છે. તે ખાસ ઘેર ઘેર ફરી તપાસવું જોઇએ. અને બનતો પ્રયત્ન કરી તેઓને મદદગાર બની ભુલો સુધારવી જોઇએ. અને ખરો માર્ગ દેખાડવો જોઇએ. જ્યાં સુધી કેળવાયલી બહેનો, પોતાની કેળવણીનો સદ્ઉપયોગ નહિ કરે અને જાતે મહેનત લઈ કાળજીથી પોતાની જાતિને નહિ સુધારે ત્યાં સુધી હિંદનો ઉદય નથી.

પુરૂષો ઘણીખરી બાબતોમાં એમ કહે છે કે અમારે પગે મોટામાં મોટું જો બંધન હોય ત્યાં તે સ્ત્રીજાતિનું છે. તો તેમનો પ્રહાર આપણે કયાં સુધી સહન કરી શકીશું આપણે હવે તો એવો પ્રયત્ન કરવો જોઇએ કે આપણે તેમના બંધનરૂપ ન થતાં તેમને ગગનવિહારી થવું હોય તો આપણે પવનરૂપ થવું જોઇએ. મતલબ કે તેમને અનુકુળ થઈ તેમની પ્રગતિની દિશામાં તેમને આગળ વધારનાર સાધનરૂપ થવું જોઇએ.

અને આ સાધન આપણે કયારે પાર ઉતરી શકીએ ? યોગ્ય પ્રકારની કેળવણી મેળવી તેનાથી વિભુષિત થઇએ ત્યારેજ. અને તેથી આપણું પ્રથમ કર્તવ્ય આપણી અજ્ઞાન બહેનોને જ્ઞાન આપવાનું છે.

કેળવાયલી બહેનો જ્યાં સુધી પોતાની બહેનોને દશા સુધારવા પ્રયત્ન નહિ કરે ત્યાં સુધી તેમની કેળવણી શું ઉપયોગની ? ગમે તેટલી સભા ભરે ગમે તેટલા લેખો લખે ગમે તેટલી સુવિચારો અને ગમે તેટલી બહાદુરી બતાવે તો તે સર્વ નકામી છે. જ્યાં સુધી પોતાની જાતિમાં સુધારો નથી કર્યો ત્યાં સુધી તેણે ઘણું શરમાવાનું છે. વિદ્વાન નેતાઓ કહે છે કે દેશના સુધારાનો આધાર તેમજ. ભાવિ પ્રજા સુશિક્ષીત બનાવવાનો આધાર સ્ત્રીઓ ઉપરજ છે. તે વાત ખરી છે. સ્ત્રીઓ સુશિક્ષીત હશે તોજ તેની સંતતીને કેળવશે, અને સુસંસ્કારવાળી બનાવી શકશે. માટે કેળવાયલી બહેનોએ અજ્ઞાન બહેનો પાસે જઈ તેને સમજાવી બનતા પ્રયત્ને તેને કેળવણીનો ઉત્સાહ વધે તેવા ઉપાયો કરવા જોઇએ. ભલે તેમની ઉમર થઇ હોય તો પણ તે સુશિક્ષીતના સહવાસથી કંઇ શીખે જો તેને પ્રેમથી, ઉત્સાહથી, લાલચથી ગમે તે પ્રકારે એવી સારી જગ્યાએ આવવાને દોરવવી, જ્યાં સારા સારા વિચારો, સારી સારી ભાવનાઓ, સારા સારા કાર્યો થતાં હોય ત્યાં આવવાથી કંઈ સારૂંજ શીખી જાય—સાંભળી જાય તોપણ તેટલો સુધારો થાય. સો શિક્ષકની ગરજ એક સુસંસ્કારી માતા સારે છે. પોતાની સંતતિને તે સુધારે છે. તેનામાં દિવ્યભાવના અર્પત કરે છે. અને દેશ પ્રત્યેની ફરજ પણ સમજાવે છે. બહેનોમાં કેળવણી વધતાં સંપ વધે છે. સન્માર્ગગામી થાય છે. અને સુખ પ્રાપ્ત કરી શકે છે.

અજ્ઞાની બહેનોને જો શિક્ષણ આપવામાં આવે તો દેશને તથા કોમને ઘણોજ ફાયદો થાય. દુઃખો દૂર થાય. એક રીતે મજુરી કરી પેટ ભરનાર બહેનો પોતાની ફરજ અદા કરે છે. પણ જે સાધારણ તેમ શ્રીમંત બહેનો છે. તેઓ પોતાની ફરજ સમજતી નથી. બસ તેને તો ખાવું પીવું ઓઢવું, ખરચ કરવા, ફેસનેબલ થઇ ફરવું, ખોટો ડોળ રાખવો. અને આળસું થઇ પડી રહેવું એ તેમનું કર્તવ્ય થઇ પડયું છે. એવી બહેનોને સમજાવી તેનું જીવન સુધારવા પ્રયત્ન કરવો જોઇએ, આ બાબત ઘણીજ ઉપયોગી છે. ભાષણ કરવાની જગ્યાએ વિદ્વાન કેળવાયેલી બહેનોએ ભેગાં થઇને બોલવું, તે કરતાં તેની જગ્યાએ પોતાની કોમની, સગાની, સ્નેહીની તેમજ પડોશનાં મહોલ્લાંની ગામની બહેનોને ખાસ કેળવવા પ્રયત્ન કરવો જોઇએ. તોજ ઘણો લાભ થાય બાકી તો કેળવાયેલી બહેનોજ સભાઓમાં આવ્યા કરે અને નકામો ટાઇમ વ્યતિતકરે તેમાં કાંઇ વાસ્તવીક ઉદયની નિશાની નથી.

આપણું કર્તવ્ય અમલમાં મૂકવું હોય તો આપણી પૂર્વજોની વીરાંગનાઓ, વીરપુત્રીઓ, મહાસતીઓના દ્રષ્ટાંતો યાદ કરો. તેમણે કેવાં કેવાં ઉપયોગી કાર્ય કર્યાં હતાં કેટલાં કેટલાં દુઃખ સહન કર્યાં છે તે યાદ કરો અને તેમને પગલે ચાલવા શકિતમાન થાઓ.

આપણા દેશમાં વિધવા બહેનો પણ ઘણી છે. જેઓમાંની ઘણીખરી દુઃખી અને નિરાધાર છે. તેઓને કંઇ માર્ગ સુઝતો નથી અને તેઓ રડી રડીને પોતાનું જીવન વ્યતિત કરે છે. તેવી બહેનોને સારા સારા હુન્નર ઉદ્યોગ કેળવણી આપી સન્માર્ગે ચડાવાય તો પણ તે આગળ જતાં દેશને ઉપયોગી થાય. આપણું ખરું કર્તવ્ય આપણી બહેનોને સન્માર્ગે સમજાવી આપણા સમાગમમાં રાખી કેળવીને સુશિક્ષિત બનાવવી જોઇએ. જેથી તે દેશને ઉપયોગી થાય. આ કાર્ય અઠવાડીયામાં દરરોજ બે કલાક કરવામાં આવે તો આપણે ઘણું કાર્ય બજાવી શકીએ. હવે તો કાર્ય કરવાનો ટાઇમ જલદી લેવો જોઇએ. દર અઠવાડીએ આ સભા મળે ત્યારે કરેલા કાર્યનો અહેવાલ દર્શાવવો અને નવા કાર્યોની યોજના કરવી, દેશના કાર્યો કરવાં ઘણી બહેનોની જરૂર છે. બહેનો જેટલું ધારે તેટલું કાર્ય બજાવી શકે જેટલો સુધારો કરવા ધારે તેટલો કરી શકે.

આજે આટલાજ વિચારો કરી સમયના અભાવે મારા વ્યાખ્યાનને અત્રેથી અટકાવીશ. પરમાત્મા આપણા કર્તવ્યમાં આપણને બળ આપો એવી પ્રાર્થનાપૂર્વક વાણી વેગ વિરમે છે.

સંપાદિકા.

## સ્ત્રીઓ પ્રત્યેનું આપણું વર્તન.

### (ઓ. રા. બ. વી. કે. રામાનુજચારીઅરના ભાષણ ઉપરથી)

સ્ત્રીઓ પ્રત્યે આપણે કેવું વર્તન રાખીએ છીએ, તે સંબંધમાં હું તમારૂં લક્ષ ખેંચવા માગું છું, આપણે સ્ત્રીઓને અયોગ્ય દબાણમાં રાખીએ છીએ, એવું જ્યારે એક વ્યાખ્યાનકારે કહ્યું, ત્યારે ઘણા સાંભળનારાઓ કહેવા લાગ્યા કે 'નાના', પણ વસ્તુસ્થિતિ કેવી છે તેનો ખ્યાલ લાવો. આપણી પુત્રીઓ નાની વયની હોય, અને લગ્ન શું તે સમજતી પણ ન હોય. ત્યારે આપણે તેમને પરણાવીએ છીએ. તેમાંની કેટલીક કુમારિકા–વિધવા બને છે. આ બાળાઓનો શું આ લગ્નમાં જરા પણ હાથ હતો ? હું એમ કહેવા માગતો નથી કે તે પુત્રીના પિતાનો આશય

સારો ન હતો, પણ આવા મહત્વના વિષયમાં પુત્રીની સંમતિ લીધા સિવાય પરણાવવી એ શું ગેરવાજબી નથી ?

આપણામાંથી કેટલા જણ આપણી સ્ત્રીઓને ગૃહની રાણી તરીકે ગણીએ છીએ ? શું આપણે સ્ત્રીઓ પૈસાનો સદુપયોગ કરી શકશે નહિ એમ માની આપણા બધા પૈસા આપણી પાસે રાખતા નથી ! વળી આપણી પત્ની વયમાં માતા થાય તો તેનું શું પરિણામ આવશે, તેનો કદાપિ આપણે વિચાર કર્યો છે ? માતા થતાં ગર્ભનું રક્ષણ કરવામાં, તથા બાળકના જન્મ પછી તેને ઉછેરવામાં તેને કેટલી અડચણ ભોગવવી પડશે તે પત્નીથી અજાણ્યું નથી. માતા થવામાં પોતાને શું જોખમ છે, તેને સમજે છે, પણ આ વખતમાં પતિ જરાપણ લક્ષ આપતો હોય એમ જોવામાં આવતું નથી. યુરોપના દેશમાં સ્ત્રીઓને જે સ્વતંત્રતા છે તેવી સ્વતંત્રતા આપણી સ્ત્રીઓને મળે તો આ દિશામાં વસ્તુસ્થિતિ કાંઇક જુદીજ થયા વગર રહે નહિ.

આપણે પાંજરામાં પૂરેલા પક્ષી તરફ કેવી દયા બતાવીએ છીએ, તેવીજ દયા આપણે સ્ત્રીઓ પ્રત્યે દર્શાવીએ છીએ. આપણે તે પક્ષીને ખોરાક આપીએ છીએ, પણ તેને પાંજરાબહાર જવા દેતા નથી, તેવીજ રીતે આપણે સ્ત્રીવર્ગને ઘરેણાં વસ્ત્રોથી શણગારીએ છીએ. પણ જો કોઇપણ બાબતમાં તેઓ આપણી ઇચ્છાને પ્રતિકૂળ થાય તો શું તેઓને નમતું મૂકવાની જરૂર પડતી નથી ?

કેટલા હિંદુઓ સ્ત્રીઓને ઘરમાં એવી રીતે ગોંધી રાખે છે કે બીજાઓ તેમને દેખી શકે નહિ. આ કેદખાનું નહિ તો બીજું શું ? સુખી કુટુંબમાં પતિ પત્નીએ સ્વેચ્છાએ એકબીજાને અનુકૂળ થવું જોઇએ; અને એકબીજાના પર દબાણ થવાની જરૂર નથી, આપણે આપણી પુત્રીને એવી રીતની કેળવણી આપવી કે તેઓ પોતાને લાભ થાય તેવી રીતે પોતાનો સંસારવ્યવહાર યોજી શકે. સ્ત્રીઓને એવા પ્રકારનું શિક્ષણ આપવું કે તે રીતે શિક્ષણ પામેલી સ્ત્રી પતિને ગૃહવ્યવસ્થામાં ઉપયોગી થાય, અને કેવી રીતે જીવન ગાળવું, તથા બાળકોને કેવી રીતે ઉછેરવા તે જાણી શકે. જે થોડા સમયમાં માતા થવાની છે, તે બાળાને જ્યારે દુઃખ દેવામાં આવે ત્યારે તે કેવી રીતે તંદુરસ્ત બાળકને જન્મ આપી શકે, તેનો ખ્યાલ લાવો. એ બાળક જરા હઠીલું જણાય તો તેને મારવામાં આવે છે. અથવા ભૂત વગેરેની વાતો કરી બીવડાવવામાં આવે છે. આ સ્થિતિમાં બાળક કે બાળકી કેવી રીતે નિર્ભય અને સશક્ત બની શકે ?

તમારા કાર્યોમાં ભ્રાતૃભાવના સિદ્ધાંતને લગાડો, તો તમારૂં સ્ત્રીઓ પ્રત્યેનું વર્તન તદ્દન ફરી જશે. અને ગૃહમાં તમે સુખશાંતિના પ્રચારક થશો, જેનો લાભ તમને પોતાને પણ થશે.

અનુવાદક "વસંતનંદન".

## બે સખીઓનો જીવન પ્રશ્નો સંબંધી સંવાદ.

લેખિકાઃ—બ્હેન પુષ્પા.

સિરિન અને સરોઝ નામની બે બેનપણીઓ હતી.

સિરિન—બ્હેન સરોઝ ! મને ખરેખર, આ સંસારથી કંટાળો આવ્યો છે; કારણ કે હું મારી ભાવના પ્રમાણેનું જીવન ગુજારી શકતી નથી, હું જાણું છું કે મારે કંઇક કરવું જોઇએ.

પણ પરતંત્રતાને લીધે મારા ધાર્યા પ્રમાણે તે કરી શકતી નથી, તેથી મને અસંતોષ રહે છે તો મારે શું કરવું ?

સુરોઝ—બ્હેન ! તને અસંતોષ રહે એ બનવાજોગ છે પણ હું તને એક વાત કહું તે સાંભળ. દરેક મનુષ્યે પોતે પોતાની સ્થિતિમાં સંતોષ માનવો જોઇએ, કારણ કે કુદરતે આપણે જે સ્થિતિમાં મૂક્યાં છે તે સ્થિતિ આપણે માટે જરૂરની હોય છે, તને તારી સ્થિતિમાં અસંતોષ ન રહે તેને વાસ્તે હું તને એક ભાવના કહું છું તે કરજે એટલે તને જરૂર સંતોષ થશે. બ્હેન ! જ્યારે તને અસંતોષની લાગણી થાય ત્યારે વિચાર કરજે કે કુદરત આપણી સ્થિતિથી અજાણ નથી, કારણ કે તેણેજ આપણા કર્મ પ્રમાણે આપણને તે સ્થિતિમાં મૂક્યાં છે. કુદરત એટલી બધી ભલી છે કે આપણને આપણા કર્મ પ્રમાણે અમુક સ્થિતિમાં મૂકે છે ખરી, પરંતુ આપણી સ્થિતિના પ્રમાણમાંજ તે આપણી પાસેથી અમુક કાર્યની આશા રાખે છે. જેવી રીતે નાનું બાળક કે જે જરા સરખું કામ કરે, દાખલા તરીકે અમુક નજીવી વસ્તુ અમુક જગ્યાએથી લઇને આપણને આપે, તોપણ આપણે ખુશી થઇએ છીએ, અને મોટી ઉમ્મરનો માણસ એવાં હજારો કામ કરે પણ આપણે તેને હીસાબમાં ગણતાં નથી; તેમ કુદરત આપણી સ્થિતિના પ્રમાણમાંજ બની શકે તેટલા કામ કરવાં અને તેમાં સંતોષ માનવો એજ આપણે માટે જરૂર છે. તેને માટે હું તને એક દ્રષ્ટાંત આપું છું. તે તમે સાંભળ્યું તો હશે પણ અહીં તે લાગુ પડે છે, એટલે તે દ્રષ્ટાંત લગાડવાથી તને વધારે ખુલાસો થશે, "એક ડોશી હતી તેની પાસે કંઇજ નહોતું. ફક્ત એક ઘંટીજ હતી. તે મરી ગઈ ત્યારે તેને પૂછવામાં આવ્યું કે તેં શા પુણ્યનાં કામ કર્યાં છે ? તેણે કહ્યું કે મારી પાસે શું હતું ! ફક્ત એક ઘંટી હતી. ત્યારે તેને કહેવામાં આવ્યું કે જ્યારે તારી ઘંટીએ કોઈ દળવા આવતું ત્યારે તું કોઇને દળવા દેતી નહોતી, ત્યારે જો તને વધારે દ્રવ્ય મળ્યું હોત તો તો શું વધારે પુણ્યના કામ કરવાની હતી ?" આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે દરેક માણસની શક્તિના પ્રમાણમાંજ તેની પાસેથી અમુક કાર્યની આશા રાખવામાં આવે છે. વળી જો મનુષ્ય પોતે પોતાની સ્થિતિના પ્રમાણમાં કામ કરે તો તેનામાં વધારે સારું કામ કરવાની લાયકાત આવતી જાય છે, અને આ જન્મે યા બીજે જન્મે પણ તે પોતાની ભાવના પ્રમાણેનું કાર્ય કરી શકે છે. પણ જે માણસ ચાલુ સ્થિતિમાં અસંતોષ માની, સંયોગોનો ગુલામ બની, પોતાની સ્થિતિના પ્રમાણમાં જે બની શકે તે કાર્ય પણ કરી શકતો નથી તે પોતાની ભાવના પ્રમાણેનું કાર્ય કરવા કોઈ દિવસ પણ શક્તિમાન થતો નથી ?

તનથી અને ધનથી બીજાને મદદ કરવામાં પરિસ્થિતિ આડી આવે છે ખરી, પણ મનથી મદદ કરવામાં પરિસ્થિતિ આડે આવતી નથી. મનથી માણસ જ્યારે ધારે ત્યારે, અને જેવી ધારે તેવી મદદ કરી શકે છે. સ્થુળ કાર્ય કરતાં વિચારની અસર વધારે થાય છે તે આપણે જાણીએ છીએ, માટે આપણે બીજાનું શુભ ઇચ્છવું એ મોટામાં મોટી સેવા છે, અને તે દરેક માણસ કરી શકે છે. વળી તે સાથે આપણાથી બનતી ધનથી અને તનથી મદદ કરવી જોઇએ.

સિરિન—હા, તમારૂં કહેવું મને અક્ષરસઃ સત્ય લાગે છે. હવે હું તમને બીજો પ્રશ્ન પૂછવા ઇચ્છું છું અને તે એજ કે આદર્શ જીવન ગુજારનાર માણસે પહેલાં કયો ગુણ ખીલવવો જોઇએ ?

સરોઝ—આદર્શ જીવન ગુજારનાર મનુષ્યે પહેલાં સ્વાર્થ ત્યાગ કરતાં શીખવું જોઇએ. આદર્શ જીવનનો મૂળમંત્ર સ્વાર્પણ છે. આદર્શ જીવન ગુજારનાર મનુષ્યે એવો વિચાર કરવો જોઇએ

કે હું જગતને વાસ્તે છું, જગત મારે વાસ્તે નથી, જગતના દરેક પ્રાણી માત્રને તેણે સહાય કરવી જોઇએ, પણ કોઇની સહાયની આશા તેણે રાખવી જોઇએ નહિ.

"જગત મારે વાસ્તે નથી, જગતને વાસ્તે હું છું," આ સિદ્ધાંત પદાર્થને લાગુ પડતો નથી; કારણ કે જો પદાર્થ વાસ્તે એ સિદ્ધાંત લાગુ પાડીએ તો પદાર્થના ગુલામ થઇને રહેવું પડે. એટલે પદાર્થને માટે એથી ઉલટો સિદ્ધાંત લાગુ પડે છે અને તે એજ કે, પદાર્થ મારે વાસ્તે છે; હું પદાર્થને વાસ્તે નથી. આ સિદ્ધાંત સમજવાથી પદાર્થના ગુલામ બનવાને બદલે પદાર્થના સરદાર બનાય છે. પદાર્થને વાપરવો હોય તોજ વાપરીએ, અને ન વાપરવો હોય તો ન વાપરીએ એ સ્થિતિ કેળવવી જોઇએ; સ્વાર્થ ત્યાગની પછવાડે બીજા સદ્‌ગુણો દોડતા આવે છે. સ્વાર્થ ત્યાગ કરનાર મનુષ્ય ભવિષ્યમાં આદર્શ સેરંઢ બની શકે છે.

સિરિન—બ્હેન! તમે તો કહેતાં હતાં કે દરેકને પોતપોતાનાં કર્મ ભોગવવાં પડે છે. પણ એક જગાએ એમ જોયું કે, જે રોગ બાપને હતો તેજ રોગ દીકરાને લાગુ પડ્યો તેથી તે ઘણોજ પીડાય છે અને તો નવાઇ લાગી કે એમ બનેજ કેમ! માટે આનો ખુલાસો કરો.

સરોજ—હા, હું તને મારી શક્તિ મુજબ સમજાવીશ જેવી રીતે વીંછીની વેદના કરડનારનેજ થાય છે, તેવીજ રીતે જે કર્મ કરે છે તેજ ભોગવે છે. સ્ત્રી ઘરમાં રહે અને સારાં યા ખોટાં કામ કરે, તેની જવાબદાર તે પોતેજ છે; તેમ પુરુષ બહારનું કામ કરે છે, તેનો જવાબદાર પણ તે પોતેજ છે. કોઇનાં કરેલાં કર્મ બીજા કોઇને ભોગવવા પડતાં નથી, તો પછી બાપનો રોગ દીકરાને લાગુ પડ્યો એમ બનેજ કેમ? જો કોઇનાં કર્મ કોઇને ભોગવવાં પડે તો, જગત્ અન્યાયથી ચાલે છે, એમજ ઠરે. તું કહે છે કે બાપનો રોગ દીકરાને લાગુ પડ્યો છે એ વાત ખરી, ઘણા રોગો વંશ પરંપરા ઉતરે છે એવું મેં પણ સાંભળ્યું છે, તેમ નજરે પણ જોયું છે. તે પરથી એમ ન કહી શકાય કે બાપનું કર્મ દીકરાને ભોગવવું પડ્યું; કારણ કે એક બાપને ચાર છોકરાં હોય છે તેમાંથી એકનેજ એ રોગ લાગુ કેમ પડ્યો? તે ઉપરથીજ સિદ્ધ થઈ જાય છે કે તેણે કોઇ જન્મમાં ખોટાં કર્મ કર્યાં હશે, અને તેનુંજ આ પરિણામ હશે. જો બાપનો રોગ છોકરાને લાગુ પડતો હોય તો દરેકને તે લાગુ થવોજ જોઇએ પણ એવું કંઇજ નથી. પૂર્વ જન્મનાં ખોટાં કર્મને લીધે તે ખોટાં કર્મને અનુકૂળ માબાપને પેટે જન્મ લો, અને તેથી તેને રોગીષ્ટ શરીર મળે એમાં નવાઈ નથી.

અપૂર્ણ.

## સ્ત્રીપુરૂષોનું કર્તવ્ય.

લેખક—સાહિત્ય પ્રેમી મુનિ શ્રી વિનય વિજયજી.

શાસ્ત્રો પતિને પરમેશ્વર માનવાની આજ્ઞા ફરમાવે છે અને તેમ ન માનવાથી નરકમાં પડાય છે તેવી ધમકી આપનું હોવાથી ભયની મારી બીચારી સ્ત્રીઓની સાથે લાકડે માંકડું વળગાડવામાં ઘણે ઠેકાણે આવે છે તોપણ તે બીચારીઓ અંતઃકરણ કબુલ ન કરે છતાં પણ પતિને પરમેશ્વર માનવા વૃત્તિને વેગ આપે છે. પણ તે તે વેગ ટકી શકતો નથી. અને અનેક સ્ખલનાઓ થાય છે. ત્યારે ડાહ્યા ગણાતા પુરૂષો પણ સ્ત્રીઓને દોષી ગણવા તૈયાર થાય છે તેમને પતિવ્રતાના લક્ષણોથી રહિત ગણે છે. આ કેવું અજ્ઞાન? કેવો અવિવેક? તેવાઓને જો આંધળી કુબડી કે

સંગડી, કાણી રોગી અને ગાંડી સ્ત્રી પરણાવી હોય અને તેની સાથે રામ જેમ સીતાની સાથે અદ્વિતીય પ્રેમથી વરત્યા હતાં તેમ વર્તવા કહ્યું હોય. તો તેમની અમેરી ચઢી જાય છે. વળી તેમને તેમ પણ કહ્યું હોય કે એક પત્ની વ્રતથી પુરૂષને મોક્ષ મળે છે તો તે વાત તેના ધ્યાનમાં ઉતરતીજ નથી. અને બીચારી સ્ત્રીઓના સંબંધમાં મન ન મળે એવા પુરૂષો સાથે સંબંધો જોડી આપી તેમને પરમેશ્વર રૂપે પૂજવવા છે. એ કેવી સ્વાર્થ પરાયણતા, અને આ બધી સ્વાર્થાંધતાનો પોટલો તેઓ શાસ્ત્રોને માથે ચડાવે છે. આવાં લગ્નોજ શાસ્ત્રને સ્વિકૃત નથી. આમ લાકડે માંકડું વળગાડીને અસ્વાભાવિક આચાર પળાવવાનો શાસ્ત્રનો આશય હોયજ નહિ. યોગ્ય લગ્ન થઈ ગયા પછી દૈવયોગે પતિ કાણો કુબડો થાય ત્યાંજ શાસ્ત્રની આજ્ઞા પ્રવર્તે છે. અયોગ્ય પતિયોની સાથે સંબંધમાં જોડાઇને સ્ત્રીઓએ પરાધીનતાને આખો જન્મારો શા માટે વેઠવી? શું એટલા માટે? શું તુચ્છ વિષયાભિલાષ માટે? શું પુરૂષોજ સ્ત્રીયોનું પેટ ભરે છે? શું અનેક વિધવા સ્ત્રીઓએ પોતાના છોકરાઓને પરિશ્રમ કરીને નથી ઉછેર્યાં? માટે ફરજ આવી પડતાં પોતાનું તથા પોતાનાં સંતાનોનું પેટ ભરવા સ્ત્રીયો સમર્થ થઈ છે. તો પછી પેટ ભરવા ખાતર શા માટે તેમને મન ન માને તેવા પતિ સાથે જોડાઇને પરતંત્રતામાં આયુષપૂર્ણ કરવું. જેમ દુધમાં સાકર મળી જાય છે તેમ જ્યાં હૃદય હૃદયની સાથે એકમેક થઈ જાય ત્યાંજ સ્ત્રી પુરૂષે સંબંધ બાંધવો ઘટે છે. ઘણે ઠેકાણે તેમ નહિ થવાથી આજકાલ કોઇ કુટુંબમાં પતિ પોતાની પત્નીને માર ઝુડ કરતો હોય છે. તો કોઈ કુટુંબમાં સાસુજ પોતાના પુત્રની નીરાધાર વહુ ને અસહ્ય દુઃખ દેતી હોય છે. કોઈ કુટુંબમાં નણંદના ત્રાસથી પુત્ર વધુ કંપતી હોય છે. તો કોઇ કુટુંબમાં જેઠાણી પોતાની દેરાણીને તરવારની ધાર પર ચલાવતી હોય છે. કોઇ કુટુંબમાં સાસુથી વહુ કંપતી હોય છે. તો કોઇ કુટુંબમાં વહુના જુલમી રાજ્યમાં સાસુને પેટભરીને અન્ન પણ મલતું હોતું નથી. દોષવાન પતિમાં નિર્દોષ પોતાની ભાવના કરવાથી જો સ્ત્રીયો પોતાના પતિને સુધારી શકે છે. તથા તેને નિર્દોષ કરી તેનો અભ્યુદય સાધી શકે છે. તો દૂષિત પત્નીમાં નિર્દોષતાની ભાવના કરવાથી પતિ પોતાની પત્નીને કેમ સુધારી નહિ શકે? પરંતુ ખેદજનક એજ છે કે ઘણા મદોન્મત પતિયો પોતાની સ્ત્રીનો પોતાનામાં ઇશ્વરબુદ્ધિ કરવાનો સ્વધર્મ ગણે છે. પરંતુ સ્ત્રીનામાં ઉંચ ભાવના કરવાનો સ્વધર્મ સ્વિકારતા નથી કેટલાકોને તો પોતાની સ્ત્રીનું મોં પણ જોયું ગમતું નથી. બુધાની અધિકારી એ રાંડ શંખણીમાં વળી ઉચ્ચ ભાવના કેવી એવો તેમનો દૃઢનીશ્ચય બંધાઈ ગયો હોય છે. વળી તેઓ પોતાનાથી નીત્ય દોષો થતાં પણ પોતાને ક્ષમાનું પાત્ર ગણે છે. પણ સ્ત્રીવડે સહજ દોષ થતાં પણ તેને ક્ષમાંનું પાત્ર ગણતા નથી. એટલુંજ નહિ પણ ઉલટા ગાળો કે લાતો વડેજ તેના દોષનો પ્રતિકાર કરે છે. નબળો માટી બૈરી પર શૂરો એ કહેવતને તેઓ બરાબર સાર્થક કરે છે.

પરંતુ આવા વરતનથી જેટલી હાની તે પુરૂષને પોતાનેજ થાય છે. તેટલી અન્ય કોઇને થતી નથી. આવા પ્રવર્તનથી ગૃહસ્થાશ્રમી પુરૂષના દુઃખવૃક્ષનાં મૂળ ઉંડાં અને ઉંડાં નંખાતાં જાય છે.—



# લગ્ન મંડપમાં લખવા યોગ્ય.

## લગ્ન પ્રસંગના રહસ્યમાન મુદ્રા લેખો.

સંગ્રાહક: જયતીલાલ છબીલદાસ સંઘવી મોરબીવ

૧. કન્યા કેવા વરની વાંચ્છના કરે છે :—

નહિ અધુરો નહિ સમોવડો,
પણ પ્રાણેશ્વર જીવન નિયન્તા;
જેના આદર્શ ગમ ઉંચુ જોઈ,
નેત્રધારી પ્રણામ તો કરૂં.
સંસાર સાગરમાં મ્હારી નૌકા,
જેના કર કૌશલ્યમાં ધીરૂં;
એવો રસવીર નાયક,
મ્હારો આત્મજેના યશસ્વી સ્વામીન્.
મ્હારો આશાકેન્દ્ર હૃદય નાથ,
મ્હારો પૃથ્વી ઉપરનો પ્રભુ;
અહો રાત્ર નમન હું કરવા,
પ્રેમ થાળ ભરી ભરી પૂજવા,
મ્હારે ગૃહદેવ જોઈએ છે.

૨. આત્મા ઓળખે તે વર, ને ના ઓળખે તે પર.

૩. શ્રીફળ એ માંગલ્યની મૂર્તિ છે.

૪. પીઠી એ શરીરની સંજીવની છે. (ધોળા પાઉડર કરતાં એ પીળો પાઉડર બહુ સારો છે.)

૫. વરમાળ તે વરકન્યાની પ્રેમ રજ્જુ.

૬. દીવડો તે દંપતિનો સ્નેહજ્યોતિ.

૭. વરઘોડો એ ગૃહધર્મનો સ્વીકાર છે.

૮. ચેવાઈના દ્વારપર "સ્વાગતમ્"

૯. તોરણ તે ગૃહસ્થાશ્રમને રણતુલ્ય સૂચવે છે.

૧૦. ધૂંસળ (ધોંસરૂ) તે ખેતીવાડીની,
રવૈયો તે ગાયો પાળવાની,
મુશળ (સાંબેલું) તે અનાજ ખાંડવાની,
ત્રાક તે રેંટીઓ રાખવાની
} પોંખતી વખતે સૂચના કરે છે.

૧૧. માહ્યરૂં તે વરકન્યાનું સ્નેહમંદીર.

૧૨. છેડા છેડી તે વરકન્યાનો પ્રેમ પલ્લવ.

૧૩. સપ્તપદીના સાત મન્ત્રો:—

(૧) મ્હારો આત્મા ત્હારા આત્મા સાથ જોડું છું.
(૨) મ્હારા પ્રાણ ત્હારા પ્રાણ સાથ જોડું છું.
(૩) મ્હારા અસ્થિ ત્હારા અસ્થિ સાથ જોડું છું.

(૪) મ્હારું માંસ ત્હારા માંસ સાથે જોડું છું.
(૫) મારી ત્વચા ત્હારી ત્વચા સાથે જોડું છું.
(૬) ભર્તા સંતુષ્ઠ ભાર્યાથી ભાર્યા ભર્તાથી તેમજ,
(૭) સદાયે કુળમાં જેહ, ત્યાંજ કલ્યાણ શાશ્વત.

૧૪. વરકન્યા ચોરીમાં કંસાર જમે છે, તે દંપતિ જીવનને મીઠડું બનાવવાની જામીનગીરી આપે છે.
૧૫. લગ્ન એ પ્રાણ વિકાસનું વ્રત છે, સ્વર્ગ પંથનું પગથીયું છે; માનવ બાલનો ધર્મ્ય માર્ગ છે. લગ્ન એ સ્ત્રી પુરૂષની હૃદયગ્રંથી છે.
૧૬. પરણવું એટલે પ્રભુતામાં પગલા પાડવાં.
૧૭. પંચોળું એ ભ્રાતૃભાવનું ભાણું છે,
૧૮. હોઠ નહિ પણ હૈયાં જોજો, સાધન નહિ પણ સાધના જોજો;
ભોજન નહિ પણ ભાવના જોજો, ફુલ નહિ તો ફુલની પાંખડી.
૧૯. સુદામાના તાંદુલ, વિદુરની ભાજી; દાસની સેવા સ્વીકારી, થાશો રાજી.
૨૦. સંપત છે તેટલું દઇશું, પછી હાથ જોડી ઉભા રહેશું.
૨૧. ગૃહિણી એ ગૃહનો સ્તંભ છે.
૨૨. વડીલોની અમી દ્રષ્ટિ એ જીવનની મીઠાશ છે.
૨૩. વડીલોની સેવા એ જીંદગીનું અમૃત છે.
૨૪. તજી મદની તવંગરતા, સરળતામાં રહી નિત્યે, પતિપગ પૂજજે બ્હેની, શિયળ શણગાર ધારીને.
૨૫. છાપો:—

આપણું કન્યા રત્ન, અન્ય વર વહુ બને છે,
વહુ આપણી અહીં, પુત્રી તે પીયર, ગણે છે.
પુત્રી વહુ પર પ્રેમ, સાસરે સરખો રહેશે;
ગૃહસંસારે સુખ, સાસુ માતા સમ લેશે.
ગૃહિણી ગૃહનું નૂર છે, ગૂલાંમડી ગણશો નહિ,
દુર્લભ દીલ દુભાય છે, દુઃખ કલેશ કરશો નહિ.

૨૬. મ્હાત્મા ગાંધીજીના ફોટા નીચેઃ- (મહા પુરૂષોના ફોટા પણ ચાલુ જમાનામાં આવશ્યક છે)
જો ત્રીસ કોટી હિંદીઓ થઇ એક તે ઇચ્છા કરે;
સ્વરાજ્ય એ તો કાંઇ નથી, પણ સ્વર્ગનેય મૂંઝાવશે.

૨૭. અલી બીરાદરોના ફોટા નીચેઃ—
હિંદુ મુસલમીન એક સરખા, એજ સાચી ટેક છે;
અલાહ કહો ઇશ્વર કહો, એ અર્થ બેનો એક છે.

પ્રિય બંધુઓ! લગ્ન મંડપ આવા સુદ્રા લેખોથી શણગારવો જોઇએ, નહિ કે જેવા તેવા ફોટા આડંબરી ખર્ચો વિગેરેથી સુદ્રા લેખો સુંદર અક્ષરે લખાવી યોગ્ય સ્થળે આકર્ષક રીતે ગોઠવી દેવા, બાકીના વધતા સુદ્રા લેખો એક મોટા પૃષ્ઠમાં લખવા. આ ટુંકે ખરચે માંડવો દીપી નીકળવા સાથે જાનૈયા તેમજ દરેક વાંચકને જ્ઞાન મળશે, રહસ્ય સમજશે (આજે ઘણાખરા અજ્ઞાત હોય છે.) તે સુખી થશે. એથી અધિક શું?

મંગળદાસ બીલ્ડીંગ નં. પ્રીન્સેસ સ્ટ્રીટ.
ચોથે માળે રૂમ નં. બીર્ટ્ટ્રે
મુંબઇ નં. ૧

લી૦ સેવક,
જયંતીલાલ છબીલદાસ સંઘવી
મોરબીવાળા.

# ભ્રાતૃભાવની ખીલવણી

(લેખિકાઃ—બ્હેન પુષ્પા.)

ભ્રાતૃભાવ એટલે ઐકયતા અથવા જુદાઇની ભાવનાનો નાશ. ભ્રાતૃભાવને જો વ્યવહાર્ય બનાવવામાં આવે તો ખરેખર સંસારમાં સ્વર્ગજ ઉતરે પછી સ્વર્ગમાં જઇ સુખ ભોગવવાની જે ભાવના રહે છે તે રહેજ નહિ.

જો એક સ્ત્રી ભ્રાતૃભાવને વ્યવહારૂ બનાવવા ઇચ્છે તે પહેલાં તેણે વિચાર કરવો જોઇએ કે મારે ભ્રાતૃભાવ કયાં કયાં રાખવો જોઇએ ? કયાં કયાં હું ભ્રાતૃભાવથી વર્તું છું ? અને કઇ જગ્યાએ હું ભ્રાતૃભાવના સિદ્ધાંતને ભૂલું છું ? લખનાર પોતે પણ સ્ત્રી છે. અને ભ્રાતૃભાવને વ્યવહાર્ય બનાવવા ઇચ્છે છે, એટલે અહીં જે સ્ત્રીઓને સૂચના આપવામાં આવે છે તે એને પોતાને પણ લાગુ પડે છે. કેટલીક એવી જગ્યાઓ છે કે જ્યાં આપણે ભ્રાતૃભાવ તદ્દનજ ભૂલી ગયા છીએ. અને તેથી દરેક દરેક કુટુંબમાં કલેશ વધ્યા છે.

હવે કઇ જગ્યાએ ભ્રાતૃભાવથી વર્તાય છે અને કઈ જગ્યાએ ભ્રાતૃભાવને તદ્દન ભૂલી જવામાં આવે છે તે જોઇશું, તો માલમ પડશે કે માત પિતા અને પુત્ર પુત્રી, બે બ્હેનો, ભાઇ અને બેન એ સંબંધીઓમાં અરસ પરસ ભ્રાતૃભાવના દ્રષ્ટિથી જોવામાં આવે છે. જો કે કેટલીકવાર કર્મોનો નિયમ પ્રમાણે એથી ઉલટું પણ બને છે ખરું, પણ સાધારણ દ્રષ્ટિથી કહી શકાય કે એટલા સંબંધીઓ અરસ પરસ ઐકયની ભાવનાથી રહે છે. હવે કઇ જગ્યાએ ભ્રાતૃભાવને ભૂલી જવામાં આવે છે તે જોઇશું તો માલમ પડશે કે સાસુ અને વહુ, નણંદ અને ભોજાઇ, દેરાણી અને જેઠાણી એઓ અરસ પરસ તદ્દનજ ભ્રાતૃભાવને ભૂલી જાય છે. અરે ! એને વાસ્તે હું નજીવો દાખલો આપું છું. એક નણંદ અને ભોજાઈ સાથે રહેતાં હતાં. નણંદ કપડાં ધુએ ત્યારે ભોજાઇનાં કપડાં જોઇએ તેવાં સાફ ન ધુએ અને ભોજાઇ પણ તેમજ કરે. અરસ પરસ આ વાત એક બીજાં સમજે ખરાં પણ કંઇ બોલે નહિ. અરેરે ! કેટલી બધી અજ્ઞાનતા ! જો આમાંથી એક જણ પણ ભ્રાતૃભાવની દ્રષ્ટિથી જીવન ગુજારનાર હોય તો બન્નેને કેટલો બધો ફાયદો થાય હું ધારું છું કે દરેક માણસ પોતેજ પોતાનું જીવન ભ્રાતૃભાવની દ્રષ્ટિથી ગુજારે તો તેના સંબંધમાં આવતા દરેક જણના જીવનને ફાયદો થાય અને ભ્રાતૃભાવ એ શું છે એ વગર કહેજ સમજે અમુક સિદ્ધાંત પર ભાષણ આપવાથી અથવા લેખ લખવાથી જે ફાયદો થાય છે, તેના કરતાં વિશેષ ફાયદો જીવન જીવી બતાવાથી થાય છે એ આપણ સર્વે જાણીએ છીએ, જો કે તે માણસને પહેલાં ભોગ આપવો પડે પણ ખરેખર આગળ જતાં તે સંસારમાં સ્વર્ગનો અનુભવ કરી શકે. જો વહુ સાસુ પ્રત્યે માતા સમાન વર્તે, સાસુ વહુ પ્રત્યે દીકરી સમાન વર્તે, નણંદ ભોજાઇ એક બીજા સાથે પોતાની બેન સમાન વર્તે, તો ખરેખર આપણા જીવનના સર્વ કલહો દૂર થઇ જાય અને આપણે સર્વે સુલેહ શાંતિમાં રહી શકીએ.

ભ્રાતૃભાવને વ્યવહાર બનાવવો એટલે આપણા જીવનની નાની નાની બાબતોમાં આપણી પોતાના ઘરમાં ઐકયથી વર્તવું એજ છે. આગળ જતાં કુટુંબમાં, ગામમાં, દેશમાં ભ્રાતૃભાવ કેળવી આખરે "વસુધૈવ કુટુમ્બકં" એ પ્રમાણેનું જીવન થાય જો પહેલેથીજ માણસ આખી પૃથ્વી એક કુંટુંબ છે, એમ માનવા જાય તો તેથી પોતાના જીવનને ફાયદો ન થતાં તેના વિકાસક્રમને નુકસાન થાય છે. નીચેથી ઉંચે ચઢવા પ્રયત્ન કરી શકાય. ઉંચે ચઢવાની લાયકાત વગર ઉંચે જઈ શકાય નહિ.

ભ્રાતૃભાવ કેળવવામાં કયા કયા દુર્ગુણો આડે આવે છે તે હવે આપણે જોઇએ. મોટાઇની ભાવના, સ્વાર્થ, અહંભાવના-જુદાઇની ભાવના, નિષ્ઠુરતા (પ્રેમ વગરનું જીવન) એ દુર્ગુણો માણસને ભ્રાતૃભાવ ખીલવવામાં આડે આવે છે; માટે ધીમે ધીમે આ દુર્ગુણોને કાઢી એની સામેના સદ્ગુણો કેળવવા પ્રયત્ન કરવો એટલે ભ્રાતૃભાવ ખીલવવાનું સહેલું પડશે.

પુરૂષ વર્ગ પણ પોતે જે સ્થાનમાં મૂકાયા હોય તે સ્થાનમાં ભ્રાતૃભાવ કેળવી શકે. જો વેપાર કરતો હોય તો દુકાન પર આવતા ખરીદનાર પ્રત્યે ભ્રાતૃભાવની દ્રષ્ટિથી જુએ તો કદાપી તેને છેતરી શકે નહિ. જો નોકરી કરતા હોય કે હોદ્દેદાર હોય અને પોતાના હાથ તળે મૂકાયલા માણસો પ્રત્યે ભ્રાતૃભાવથી જુએ તો તેઓને દુઃખી કરી શકે નહિ.

દરેક મનુષ્ય પોતે જ્યાં છે ત્યાંજ ભ્રાતૃભાવ રાખે તો એણે ઘણું કર્યું કહેવાય. કારણ કે મહાન્ પુરૂષોનો સિદ્ધાંત છે કે "જ્યાં છો ત્યાંથી આગળ ચાલો." જે મનુષ્ય થોડાં માણસોમાં ભ્રાતૃભાવ રાખી શકશે, તેને ઘણા મનુષ્યો સાથે ભ્રાતૃભાવ રાખતાં અઘરૂં પડશે નહિ અને કુદરતી નિયમ પ્રમાણે તેને કુદરત તેના યોગ્ય સ્થાનમાં-વિશેષ ભ્રાતૃભાવ કેળવી શકે એવા સ્થાનમાં મૂકેજ જશે. કુદરત દરેક પ્રાણીના વિકાસનું કાર્ય કરીજ રહી છે, ફક્ત આપણે એના નિયમોને અનુકુળ વર્તવું જોઇએ વિકાસક્રમની યોજના પ્રમાણે મનુષ્ય આખરે વિકાસ પામતો પામતો **"વસુધૈવ કુટુમ્બકમ્"** એ સ્થિતિ પર આવે છે, અને આખા જગતને કુટુંબ તુલ્ય માને છે, તેનું દ્રષ્ટાંત આપણી આગળ મોજુદ છે. ભગવતી એસન્ટ આખા જગતને કુટુંબ તુલ્ય માની જગતની સેવા કરી રહ્યાં છે.

આપણે આપણી શક્તિ અને સ્થિતિના પ્રમાણમાં આપણા સંબંધમાં આવનારા જીવો પ્રત્યે ભ્રાતૃભાવ-મૈત્રીભાવ ખીલવવા પ્રયત્ન કરવો તેજ આ લેખનો સાર છે.



## સ્ત્રીઓનો દરજ્જો.

(અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૪૨થી.)

લેખકઃ-સદ્ગત વી. ટી. કોઠારી. બી. એ. એલ. એલ. બી. વકીલ.

૪૯૯ની સભાએ બ્રહ્મચારીની સલાહથી ધર્મગુરૂઓએ સ્ત્રીઓ સાથે વ્યવહાર નહિ રાખવો એવો કાયદો પાસ કરતાં અટકાવ્યો હતો. પરંતુ ચોથા સૈકામાં એ ધોરણ થઈ પડયું ધર્મગુરૂઓનો વિવાહ તે ગુન્હારૂપ ગણાવા લાગ્યો. આમ છતાં પણ ખુલ્લા દીલથી આવા વિવાહો. અનેકવાર ઉજવવામાં આવતા હતા, ધાર્મિક અધિકારીઓએ આ વિષય સંબંધી ભિન્ન ભિન્ન પ્રકારની જે વલણ બતાવી હતી તે નૈતિક ઇતિહાસનો એક વિચિત્ર કાંડ દર્શાવે છે. અને બ્રહ્મચર્યની અનિષ્ટતાનું એક નાદર ચિત્ર રજુ કરે છે. અહીંયાં તો ચાર સૈકા દરમ્યાન ધર્મગુરૂઓના ઉલ્લેખોમાંથી તેમજ તેઓની સભાના વિવેચનોમાં પુરાવાનો સંગ્રહ કરવામાં આવ્યો છે. એક લોકમાન્ય વહેમ પ્રજામાં

હસ્તી ભોગવે છે. અને તે એ છે કે ધાર્મિક વિપ્લવ અથવા સુધારણા પહેલાં અનીતિ અને દુરાચારની પરિસીમા હતી. પરંતુ આ વહેમ એવા લેખકોથી ઉત્પન્ન થએલો છે કે જેઓને મધ્યકાળના દેવળના દુષ્ટાચાર અને દુર્વ્યવસ્થાનું જ્ઞાન નથી. આ અજ્ઞાનથી તેઓ કહે છે કે મનુષ્યનું મન શ્રદ્ધાંકિત હતું ત્યારે, અનીતિનો ઉપદ્રવ બહુજ ઓછો હતો. વાસ્તવિક રીતે ધાર્મિક લેખકોના ઉલ્લેખોથી જણાઇ આવે છે કે આઠમા સૈકામાં તેમજ ત્યાર પછી ત્રણ સૈકામાં, ધાર્મિક મંડલના સાધુઓમાં વિષય લંપટતાનું પ્રમાણ બહુ નહોતું પરંતુ આ પણ જાણવા જોગ બીના છે. દેવળના અધિષ્ઠાત્રીઓ પોપ્સ, દશમા સૈકામાં, પ્રત્યેક દુષ્ટ ભ્રષ્ટ અને પાપિષ્ટ હતા, પાદરીના જગ્યાઓ લાંચ લઇને દેવાતી હતી. જંગલી રાજાઓ બાળપણમાં પરણતા, અને નિગ્રહના નિયમથી તદ્દન અજ્ઞાત હોવાથી, દેવળથી મુખ્ય જગ્યાઓના અધિકારીઓ બનતા અને અતિશય દુરાચાર હસ્તીમાં આવ્યા.

દશમાં સૈકાનો એક ઇટલીનો ધર્માધ્યક્ષ એમ બોલ્યો હતો કે દુરાચારી પાદરીઓ જે પર કાયદાઓ ચલાવી અપરાધી બનાવવામાં આવે તો સમગ્ર ખ્રિસ્તિ દેવળમાં, જે છોકરાઓ સિવાય કોઇપણ મુક્ત રહે નહિ. અને આ સદાચારી છોકરાઓમાંથી પણ દાસી પુત્રો જારજો ને બાદ કરવા જોઇએ ખરેખર આ ધર્માધ્યક્ષના વચનો સંક્ષેપમાં દશમા સૈકાની નીતિનું તાદ્દશ ચિત્ર રજુ કરે છે. આ સંકટ એવી સ્થિતિએ પહોંચ્યું હતું કે, પાદરીઓમાં તેઓના પુરોહિતની વૃત્તિ વંશપરંપરા બનાવી દીધી હતી.

પાદરીઓના વિવાહ એક સાધારણ બનાવ જેવા થઈ પડયા હતા અને તે લેશમાત્ર પણ ગુન્હો સૂચવતા નહોતા. અને અગીયારમા સૈકામાં અદ્દ્ભુત બનાવો પ્રકટ કરવાને નડતરરૂપ પણ મટી ગયા હતા. પણ આનો અપવાદરૂપ હતું, આદિકાળથીજ અનેક ધાર્મિક મંડલોની પરંપરાએ તેમજ, નામાંકિત ધર્માધ્યક્ષો જેવા એ અને તેઓના ઉત્તરાધિકારી પોપોએ પાદરીઓના વિવાહને તેમજ રખાત રાખવાની સંસ્થાને મ્હોટો અપરાધ ગણી સખ્ત ભાષામાં વખોડી કાઢયા હતા. પરંતુ પાદરીનું તે વખતનું જીવન પાપકર્મથી ભરપુર હતું.

વ્રત ભંગ કરી, અનીતિના જીવનની પરાકાષ્ટા પ્રાપ્ત કર્યા પછી પાદરીઓ સાંસારિક પુરૂષથી પણ અધિક અવનત થયા હોય તે માનવું કુતુહલ ઉત્પન્ન કરે તેમ નથી

એવું પણ જોવામાં આવ્યુ છે કે પાદરીઓ વિવાહ કરતા ત્યારેજ જાણતા કે તે બીન કાયદા સર છે અને તેથી પરિણીત સ્ત્રી તરફ વફાદારી રાખવાનું ધ્યાનમાં લેતા નહિ અને બીજી અને બીજી એવી રીતે અનુરાગની ચંચળતાની લાગણી ઉત્પન્ન થઇ હતી મધ્ય કાલીન લેખકોના આને લીધે ઘણા સખ્તમાં સખ્ત કાયદાઓ પાસ કરવામાં આવતા જેમાં પાદરીઓ તેઓની જનની અને ભગીની સાથે પણ વસવાટ ન કરવાના પણ અનેક ધારાઓ પણ છે.

(અપૂર્ણ.)



# સાભાર સ્વીકાર.

વ્યાખ્યાન સાહિત્ય સંગ્રહ ભા. ૧-૨. આ બે પુસ્તકો અમોને મુની મહારાજ શ્રી વિનય વિજયજી મહારાજ સાહેબ તરફથી મળ્યાં છે. આ પુસ્તકોમાં ઘણું જાણવા જેવું છે. ઘણી ઘણી બોધની ચીજો છે સર્વ ભાઈ બ્હેનોને વાંચવા લાયક છે.

શ્રીસદ્બોધસંગ્રહ ભાગ ૧-૨-૩ એકત્ર આ પુસ્તક કચ્છ માંડવીથી મુની જયવિજયજી મહારાજ તરફથી મલ્યું છે. આ પુસ્તકમાં દાન શીલ તપ ભાવ વીગે વિવેચન કર્યું છે. દ્રવ્યાનું ગ્રામ અંગુષ્ઠરવાદ કર્તવ્ય વીગેરે વિષયો પણ વાંચવા લાયક છે.

રસ તરંગિણિ. આ બુક દામોદર ખુશાલદાસ બોટાદકર તરફથી મલી છે તેમાં ઘણાં સારા ગરબાઓ ને ગીતો ઘણાં સારા ભાવાર્થવાળા અને ઘણાં ઉત્તમ છે સહેલાઇથી સમજાય તેવાં છે.

આત્મજ્ઞાન પ્રવેશીકા. આ બુક નં. ૮ જવેરી મોતીચંદ ભગુભાઇની પુત્રી લીલાવતી બહેન તરફથી મલી છે. આ બુક પુજ્ય મહારાજશ્રી કેશર વિજયજી ગણિએ બનાવી છે. ઘણી વાંચવાલાયક સારી ઉપયોગી છે. પાઠશાળાઓમાં ચલાવા લાયક છે.

ચતુર્વિંશજીનેન્દ્ર સ્તવનાવળી. આ નામની બુકો નં. ૫ મળી છે શ્રીમદ્ નિતીવિજયના શિષ્ય સિદ્ધી વિજયજી મહારાજ સાહેબ તરફથી મલી છે. સ્તવનો સઝાયો પુજાઓ વાંચવાલાયક છે.

## વિવિધ દેશની સ્ત્રીઓ અને તેમના રીતરીવાજ.

આ પુસ્તક તારદેવ અનાથાશ્રમની સુપ્રીટેન્ડેન્ટ લેખીકા બાઇ યશોદાબાઇ વિષ્ણુ બુધકર તરફથી મલી છે. આ પુસ્તકમાં દેશોદેશની સ્ત્રીઓનો પહેરવેશ રીતરીવાજ સારી રીતે ચિત્ર સાથે આપ્યો છે આવાં પુસ્તકની ખાસ જરૂર હતી તેમાં ઘણું જાણવાનું છે અને ખાસ ખરીદવા લાયક છે.

સઝીય તથા સ્તવનો ટુંકો સંગ્રહ. આ બુકો નં. બે ગુરૂણીજી લાભશ્રીજીના સદ્-ઉપદેશથી છપાવી પ્રસિદ્ધ કરતાં જૈનધર્મ પ્રસારક સભા ભાવનગર તરફથી મલી છે તેમાં ઢાળો સઝાયો સ્તવનો વીગેરે આપેલ છે. આચાર્યશ્રી બુદ્ધિ સાગરજી મહારાજ સાહેબના ભજનો તથા ગુહુલીઓ ગરબાઓ પણ તેમાં છે.

શ્રીવંતોત્પલ તથા ગુંહુલી ચિત્ર વેલ નં. ૫ આ બુકો અમોને પન્યાસશ્રી ચતુર વિજયજીના શીષ્ય દર્શનવિજયજી તરફથી મલી છે સ્તવનો ગુંહલીઓ લખેલી છે ઠીક છે.

શ્રી મહાવીર વિદ્યાલયનો રિપોર્ટ. આ સંસ્થા મુંબઇમાં ઘણું સારું કાર્ય બજાવે છે. કાર્યવાહકો ઘણાં ખંતથી કાર્ય બજાવે છે દેખરેખ સારી છે આ સંસ્થા ઘણી ઉપયોગી છે. આ સંસ્થામાં મદદની ખાસ જરૂર છે. આ સંસ્થાથી ભવિષ્યમાં ઘણાં વીર રત્નો પાકશે અને પોતાની કોમનો તેમજ દેશનો ઉદ્ધાર કરશે. એવી આશા રાખીએ છીએ.

રત્નાકર પચ્ચીશી. આ પુસ્તક અમને મુંબઇથી રા. રા. શ્રાવક ભીમસિંહ માણેકના તરફથી મલ્યું છે તે ઘણું ઉપયોગી છે. રૂદસ્ય ને ભાષાંતર યુક્ત છે ગાથાઓનો અર્થ સાથે છે ઘણી સારી ઢબમાં લખેલું છે. મુલ્ય રૂ. ૦-૧૦-૦ છે.

૫ „ નેમચંદ ભાણાજી ભોજનો માટે.
૧૫ „ રામચંદ પ્રેમાજી
૨૫ „ ધનરોલ્ટ જે. પરમાર વર્ષગાંઠની ખુશાલીમાં.
૩૫ „ બ્હેન સરસ્વતી ડાહ્યાભાઇની રીના. હ. કેશવલાલ છગનલાલ.
૨૫ „ શેઠ નરોતમ જેઠાભાઇ ચી. જગમોહનની વર્ષગાંઠની ખુશાલીમાં.
૧૫૧ „ શેઠ નરોતમ જેઠા.
૧૦૦ „ મુની મહારાજશ્રી કેશરવિજયજી ગણીના સદ્ઉપદેશથી વલસાડના સંઘ તરફથી.
૭૫ „ વિકાનેર સંઘ તરફથી હ. સુમેરમલ સુરાણા.
૧૦ „ જયચંદ પાનાચંદ
૫૦ „ રા. રા. મંગનલાલ પરસોતમ બદામીના પુત્ર ફકીરચંદને ત્યાં પુત્ર જન્મની ખુશાલી
૨૦૦ „ એક બ્હેન જૈન વનિતા વિશ્રામની વિદ્યાર્થીના લગ્ન પ્રસંગની ખુશાલીમાં સાસરા તરફથી.
૨૧ „ ગજરાબ્હેન નાનચંદની ત્રણ માસની રીના. હ. ઝવેરચંદ કૃષ્ણાજી.
૨૫ „ મણીલાલ ખુશાલચંદ ગયા વર્ષની પર્યુષણની ટીપના.

## ગૃહકાર્યોથી ફાયદા.

લેખકઃ—જયંતીલાલ છબીલદાસ સંઘવી, જૈનભુવન–મોરબી.

એક સમય એવો હતો કે સ્ત્રીવર્ગ દળણું દળવા, પાણી ભરવા, લુગડા ધોવા વિગેરે ગૃહકાર્યો કરવામાં ગૌરવ અને આનંદ માનતો. આજે જો દળવું પડે, પાણી ભરવું પડે, લુગડા ધોવા પડે. તો (કહેવાતી) શ્રીમંતાઇને, ખાનદાનીને અને મ્હોટાઇને ઝાંખપ લાગે ! કુદરત ! ત્હારી બલિહારી છે. દળવાથી શરીરમાં સ્ફુર્તિ આવે છે, દરેક અવયવો ફરવાથી કસરત થાય છે. વળી લોટ સારો દળાય. સારૂં અનાજ બદલાઇ જવાની ધાસ્તી પણ ન રહે, ઘરમાં વિશેષ માણસો હોય તો કામ કરનારી રાખે છે છતાંયે કેટલીક બ્હેનો તો સર્વ કામ હોંસથી કરે છે.

પાણી ભરવું એ પણ કસરત છે. બેડા બરાબર મંજાય, સાફ થાય અને પાણી સ્વચ્છ રહે. ધોડા સાબુએ લુગડા સારા ધોવાય તેમજ લુગડાનું આયુષ્ય પણ વધે.

રસોઇ હાથેજ કરવી જોઇએ. કસરત ઉપરાંત નકામો બગાડ થાય નેથી, રસોઇ જાતેજ કરવી એ પ્રત્યેક સ્ત્રીની ફરજ છે.

આર્ય મહિલાઓની ગૃહિણી તરીકેની આ ફરજો છે. અવકાશે ભરતકામ થાય, પુસ્તકો વંચાય ને બીજાં ગૃહકાર્ય પણ થઇ શકે, ઉપરોક્ત કાર્યો જાતે કરવાથી શ્રીમંતાઇ અથવા ખાનદાની કે મ્હોટાઇ ઘટતી નથી પરંતુ સમજીએ તો વધે છે. લાભ થાય, પૈસા બચે એ વિશેષમાં ! ! શરીરને જોઇતી કસરત મળવાથી કેટલાક રોગો પણ નથી થતા. રોગ દૂર ભાગે છે, તે સ્પર્શ કરી શકતો નથી. બેઠા બેઠા પ્રમાદી થઇ જવાય માટે પ્રવૃત્તિ જોઇએ. (એનો આશય એ નથી આખો દિવસ ને રાત કામજ કર્યા કરવું અલબત્ત થોડીઘણી નિવૃત્તિની પણ આવશ્યકતા છે). ભલે શ્રીમંત બ્હેનો રૂપાને બેડે પાણી ભરે ! પણ એ બધું જાતે કરવું–સ્વાશ્રયી થવું હિતકર છે. દેખાદેખી ભૂલી દઇ સમજપૂર્વક જો ધ્યાનમાં આવે તો અવશ્ય લાભદાયક છે. " મોટા ઘરના પાણી ભરે !

બોજ લાગે" વિગેરે શબ્દો કોઇ કહે તો સાંભળવાને સહન કરવા. ઘરનું કામ કરવામાં શું ખોટું? શરીર સારૂં રહે, પૈસો બચે, કસરત થાય વિગેરે ફાયદા કહેનારને સમજાવવા. શ્રીમંતબ્હેનો નથી કામ કરતી કે નથી સારા પુસ્તકો વાંચતી? કુથલીમાં કે નં ઇચ્છિંવાયોગ્ય વિષયોમાં સમય વિતાડી શરીરની તંદુરસ્તી, બુદ્ધિની ખીલવટ, પૈસાનો બચાવ, કાર્યની ચોકખાઈ વિગેરે કેટલાય ફાયદા ગૂમાવે છે! ઉપરોક્ત કાર્યો મલિન વિચારોને પ્રવેશતાં રોકે છે. ટેવ ન હોય તો ધીમે ધીમે ટેવ પાડવી. ટેવાઇ ગયા બાદ કશુંય કઠીન નથી! ફકત ઉત્સાહને કાર્ય પ્રતે રસ જોઇએ. આ સામે આંખ મિચામણાં કરવા ન ઘટે.



## બાળ લગ્ન.

આપણાં દેશમાં બાળ લગ્નના દુષ્ટ રીવાજથી શું શું ગેર ફાયદાઓ થાય છે તે કોઇથી અજાણ્યું નથી. કોઇએ વાંચીને અથવા તો સાંભળીને જાણ્યા હશે. પણ જાતે અનુભવેલાં તો ઘણાંએ હશે. અને ઘણાં દુઃખો પણ સહન કર્યાં હશે છતાં તે જુનીરૂઢી પ્રમાણેજ આપી પોતાની સંતતીને પણ એ દુષ્ટ રીવાજમાં સપડાવે છે. જ્યાં આવી રીતે વિચાર વગરનું કામ થાય તે દેશની ચડતી શી રીતે થાય. પૂર્વકાળમાં આપણે યાદ કરીશું તો તે સમયમાં બાળ લગ્નનો રિવાજ નહોતો. કારણકે સતિઓના ચરિત્રો વાંચવાથીજ સમજાય છે કે તે સમજવા લાયક યોગ્ય ઉમરની થાય ત્યાંસુધી શિક્ષણ કળા હુન્નર એક એક કાર્યમાં હુશીયારી મેળવતી. સ્ત્રીઓને ચોસઠ કળા શિખવ્યા બાદ તેના માત પિતા સ્વયંવર રચતા હતા. અને તેમાં કન્યાની પસંદગી થતી અને વરમાળા આરોપતી હતી. પુરૂષો પણ કેળવાયલા હુન્નર વિદ્યા કળા, વ્યાપાર વીગેરેમાં નિપુણ તથા તેમની ૭૨ કળામાં બહાદુર હુશિયાર અને વિદ્વાન હતા. અને તેવા સ્ત્રી પુરૂષોની યોગ્યતા પસંદગી કરી તેજ તેમના લગ્ન થતાં હતાં.

બ્હેનો આપણી પૂર્વની મહાસતીઓ બ્રાહ્મી સુંદરી; સુલસા, ચંદનબાળા, સીતા, સુભદ્રા, સાવિત્રી, દ્રૌપદી, મૃગાવતિ, દમયંતી આદી વિદ્યાકળા કૌશલ્યામાં બહાદુર હતી. સંકટ આવે તે હિમ્મતથી સહન કરીને તેમાંથી પસાર થવાના ઉપાયો કરતી હતી. અને તેની હીમ્મત બહાદુરી વિદ્યાકલા, એવી અપ્રતિમ હતી કે અઘોર જંગલોમાં સંકટો આવે તે સહન કરી લેતી હતી તથા પોતાના પતિને હીમ્મત આપતી શુરાતન પ્રકટાવતી હતી. તે વખતની ભારતની જાહોજલાલિ અને ચડતી યાદ કરો ક્યાં તે વખતની વીર રમણીઓ અને આજની ચાલતાં પણ ઠોકર ખાઇ પડી જાય એવી સ્ત્રીઓ કેટલું બધું પરિવર્તન અને તે પણ શાને લીધે? ફકત બાળલગ્નને લીધેજ.

પૂર્વનો સમય ગયો તે ગયોજ. આજે એમાંનું કંઇક દેખાતું નથી. ત્યારનું રામ રાજ્ય યાદ કરીએ છીએ. પણ ત્યારની પ્રજાના વિચારો કરતા નથી. જ્યાં સુધી તે પ્રજાએ ક્યા માર્ગે પોતાનો અભ્યુદય મેળવ્યો હતો તે આપણે જાણીએ નહિ. જાણીએ પણ તેને આચારમાં ઉતારીએ નહિ ત્યાં સુધી ઉન્નતિની આશા તો મિથ્યાજ છે.

બ્હેનો બાળ લગ્ન અને કન્યા વિક્રયનો દુષ્ટ રિવાજ તરતજ બંધ કરવો જોઇએ. એક વિશાળ વૃક્ષ હોય તેના મૂળમાં સડો લાગ્યો હોય તો તે વૃક્ષ થોડા દિવસમાંજ સુકાઇ જવા પામશે. માનવ જીવન વૃક્ષનો સડો તે બાળ લગ્ન છે અને મને કહેતાં ખેદ થાય છે કે પોતાના બાળકોને એ સડામાં તેના હિત ચિંતક ગણાતા માબાપોજ નાંખે છે.

હાલના ભારતવાસીઓ આળસુ, બીકણ, બાયલા હુન્નર કળામાં પછાત પ્રમાદી બલહિન વિદ્યા કે બુદ્ધિ તો મળેજ નહિ કુસંપ ઇર્ષા અદેખાઇથીજ જીવન વ્યતિત કરનારા ઘણે ભાગે થઇ ગયા છે. આ પ્રમાણે ફેરફાર થવાનું કારણ બાળલગ્નને માતપિતાનીજ ભૂલો છે કે પોતાની સંતતિને પુરી કેળવણી આપ્યા વગર હુન્નરો શિખવ્યા વગર નાની ઉમરમાં લગ્ન કરી એકદમ પોતાનો લહાવો લેવાનુંજ સમજેલા એવી અજ્ઞાનતામાં દશબાર વરસની ઉમરમાં લગ્ન કરી નાંખે છે. જ્યારે ખરું શિક્ષણ લેવાનો સમય થાય બરાબર સમજવાની શક્તિ આવવાનો ટાઇમ થાય ત્યારે તો લગ્ન થઇ જાય હવે તમેજ કહો કે એવાં જોડાંઓ તે શિક્ષણમાં જીવ રાખે કે પોતાના બાળકોમાં? ભવિષ્ય આજ પ્રમાણે તેઓ બગાડે છે. પણ તેનો ખ્યાલ માતપિતાને ક્યાં છે? સ્વભાવ ન મળ્યા, કે કંઇ રોગ આવે અથવા વિચારોમાં સામ્યપણું ન આવે તો એ ગૃહસ્થાશ્રમ દુઃખમાંજ વ્યતિત થાય છે. પુરૂષો બીજી સ્ત્રી લાવે પણ જીંદગી સુધી સ્ત્રીનું જીવન બગડે છે. ઓછી બુદ્ધિ હોય છે, અને અજ્ઞાનતામાં ઉંધા રસ્તા લેઇ અધઃપતનનો માર્ગ સ્વીકારે છે. બાળલગ્ન અને કજોડાંના દુષ્ટ રિવાજોથીજ ભારતની પ્રજાની આટલી દુર્દશા થએલી છે.

બાળ લગ્નના હિમાયતીઓ કહે છે કે दश वर्षे भवेत गौरी એ વચન અનુસાર કન્યાના લગ્ન તો જલદીજ કરી નાંખવા જોઇએ, પણ તેમનું આ માનવામાં ભૂલજ થાય છે. દેશની પૂર્વકાળ પછીની વસ્તુ સ્થિતિમાં એ વચન લખાયું હતું પણ તે એક કથન રૂપેજ છે. તેમાં સત્યાંશ નથી.

બાળલગ્નની બાબતમાં ખરે ખરો દોષ માતપિતાનોજ છે. પોતાની સંતતિને ઉમર લાયક થવા બાદ લગ્ન કર્યાં હોય તો તેની જીંદગી સુખમય થાય છે. કર્મવશાત કોઇ દુઃખ આવે તો તેમાંથી મુક્ત થવાનો માર્ગ મેળવે છે. તથા રાજકવિ કલાપીના વચન પ્રમાણે સહન કરવું એજ છે એક લ્હાણું એ વચન અનુસાર દુઃખને સહન પણ કરી શકે છે.

તમારી સંતતિને બીજા શોભાના અલંકારો ન આપશો પણ સદ્ગુણોના અલંકારો જરૂર તેને આપજો અને તે એનામાં દૃઢ કરી તેના શ્રેયને સાધો તેનાથીજ જાતિનો, સમાજનો તેમ દેશનો ઉદય થઇ શકશે.

માતપિતા પોતાની સંતતિને જેવા સંસ્કારો નાંખે છે તેવી તે થાય છે. પુરૂષોના ઉપર તે જવાબદારી બહુ નથી પણ આપણી જવાબદારી કંઇ ઓછી નથી. પ્રજા બળવાન, હિમ્મતવાન બહાદુર બનાવવાની જોખમદારી માતા ઉપરજ છે. કારણકે બાળક માતાના સહવાસમાંજ વિશેષ રહે છે. માટે તમારા પરજ બધી જોખમદારી છે તેથી સ્ત્રીને કેળવણી આપવાની ખાસ જરૂર છે.

હવે બાળલગ્ન અટકાવીએ તો લગ્નની ઉમરનો વિચાર કરવાનો રહ્યો. આપણામાં કહેવત છે કે સોળે સાન અને વીશે વાન એ વચન અનુસાર ઓછામાં ઓછા પુત્રીને સોળ વર્ષ પુરાં થાય અને પુત્રને વીશ વર્ષ પુરાં થાય બાદ લગ્ન કરવાં જોઇએ. અને ત્યાંસુધી બરાબર કેળવણી આપવી જોઇએ. જેનાથી આપણી સર્વાંગી રીતે પ્રગતિ થશે.

સંપાદિકા.



# સ્ત્રી રત્ન,

## સ્ત્રીઓના ઘણુજ રોગનો નાશ કરનાર.

સ્ત્રીઓના તમામ દરદોનો સ્ત્રી રત્ન નામની દવા નાશ કરે છે. રજસ્વળા અનિયમિત વધારે કિંવા કમી આવતું હોય તેને નિયમિત લાવે છે. અતિવિહાર અને બાળલગ્નથી થએલ વ્યાધિને દુર કરે છે વારંવાર તથા વધારે પેશાબનું થવું તથા શરીરનું ધોવાવું (ધાતુનું જવું) આવા દરદોને મટે રામબાણ છે. જાથુની. બદહજમી, કમતાકાત, કબજીયાત, સંગ્રહણી, પેટનું આફરવું, છાતીનો બળતો દાહ, ખારા, ખાટા, તીખા, ઓડકાર, ચૂંક આંકડી, પેટનું દરદ, હેડકી, પીચોટી, (અંબોઈનું ખસવું) થોડો ખોરાક ખાવાથી પણ ઊલટી, ગોળો ચડવો, વેણાંચુથા કળતર, કમ્મરનો દુખાવો, બરડાની ફાટ મસ્તક સુળ વગેરે દરદે. માટે સ્ત્રી રત્ન નામની દવા ઉંચામાં ઉંચી અને અકસીરમાં અકસીર નિવડી ચૂકી છે ગોળી ૧૦૦)ની ડબી ૧ કીં રૂા. ૨-૮-૦ ખાસ પરેજ નથી

## ગર્ભ ધારણની અકસીર દવા.

સ્ત્રીઓને માટે આ એક આશીર્વાદ સમાન દવા છે સ્ત્રીઓને ગર્ભ ન રહેવાના સાત દોષ (રોગ) છે તેમાંથી આ દવા છ દોષ (રોગ) ને મટાડી ગર્ભ ધારણ કરાવે છે, ઇશ્વરઇચ્છાથી આ દવાથી ઘણી સ્ત્રીઓને વાંઝીયાપણામાંથી મુક્ત કરી સહપુત્રા (બચ્ચાવાળીઓ) કરી છે !. ડબી ૧ની કિં રૂા ૨-૮-૦

એક ડબ્બી ચાર માસ ચાલે છે અને તેટલી મુદતમાં ગર્ભ રહે છે વાપરવાની હકીકત ડબી સાથે રાખવામાં આવે છે

## લોહીવા રક્ત પ્રવાહ.

આ દરદ સ્ત્રીઓને ભયંકર લાગે છે અને તે ગમે તેટલા જોરમાં હોય તો પણ પહેલેજ દીવસે ફાયદો થાય છે ડબી ૧ની કીં રૂા ૨-૮-૦

## શ્વેતપ્રદર.

આ દરદ સ્ત્રીઓને બહુજ ખરાબ છે અને તે વધારે વખત રહેવાથી ઘણી નબળાઈ આવી મરણને શરણ થાય છે માટે આ રોગની દવા તાકીદે કરવી ડબી ૧ની કીં રૂા ૨-૮-૦

## બાળાગોળી.

બાળકાને આ ગોળીથી ઘણોજ આનંદ રહે છે અને રૂષ્ટ પુષ્ટ થાય છે ગોળી ૧૦૦ની ડબી ૧ની કીં રૂા ૧-૦-૦

મફત !!! ધાતુ વિકાર-આર્તવ વિકાર. મફત !!!

વધારે વિગત જાણવા અને સ્ત્રી તેમજ બાળકના દરદની તમામ દવાઓનો ભંડાર નામે "આર્તવ વિકાર" નામનું પુસ્તક એક કયાર્ડ લખી મફત મંગાવી લ્યો

વૈદ શા. ગીરધરલાલ કહાનજી મુ ધોળકા, જી અમદાવાદ.

# જૈન વનિતા વિશ્રામ ગોપીપુરા—સુરત.

## ટ્રસ્ટીઓ.



## વ્યવસ્થાપક મંડળ.



## મુંબઈમાં કાર્યક્રમ કરનાર બહેનોની કમિટી.



સુરત જૈન વનિતા વિશ્રામના વ્યવસ્થાપિકા ગયા ભાદ્રપદ માસમાં મુંબઈની મુસાફરીએ ગયા હતાં. અને ત્યાં ફંડનું પ્રચાર કાર્ય કરતાં જણાયું કે મુંબઈ જેવા બહોળા ક્ષેત્રમાં ઘણાખરા બાઇઓને તો આ જૈન વનિતા વિશ્રામ સંસ્થા છે એવીજ ખબર નથી જો તેમના ધ્યાન ઉપર આશ્રમની પ્રવૃત્તિઓ આવે. તો તેમના તરફથી આશ્રમને સારૂં ઉત્તેજન મળી શકે તેથી ઉપર દર્શાવેલ બહેનોને મુંબઈમાં આશ્રમના કામનો પ્રચાર કરવા અર્થે સવંત ૧૯૮૦ના વર્ષથી નિમવામાં આવ્યાં છે. હવેથી મુંબઈમાં આશ્રમ સંબંધી ફંડ તેમ પ્રચારનું કાર્ય તેમના ઉત્સાહભર્યા પ્રયાસથી સારૂં થઈ શકશે. શ્રીમંત બાઇઓ ને બ્હેનોને જણાવવામાં આવે છે કે આ કમીટીમાંથી ગમે તે બ્હેનને મળી મદદ માટે નિર્ણય કરી પોતાનો ઉદાર હાથ આ સંસ્થા માટે લંબાવવો જોઇએ.

વ્યવસ્થાપક મહિલા ભૂષણ

જૈન વનિતા વિશ્રામ, ગોપીપુરા—સુરત.

Registered No. B. 1654

પુસ્તક ૪ થું. અંક ૮ મો. પોષ સંવત ૧૯૮૦.

॥ શ્રી ગૌતમાયનમઃ ॥

સુરત જૈન વનિતાવિશ્રામને અંગે પ્રકટ થતું માસિક

# મહિલા ભૂષણ

सद्गुणनीतिविधायकलेखै रुचिरं प्रकाश्यते धर्म्यम
महिलाभूषणमेतत्सर्वस्त्रीहितकृते सततम ॥

વાર્ષિક લવાજમ રૂ. ૨. પોસ્ટેજ સાથે અગાઉથી.



મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી.

# વિષયાનુક્રમણિકા.



## શ્રી જૈન વનિતાવિશ્રામનો હેતુ.

આ સંસ્થાનો મુખ્ય હેતુ એ છે કે વિધવા બ્હેનો આ સંસ્થામાં રહી સાધુ જીવન ગાળે, ધર્મનીતિ સંબંધી જ્ઞાન પામે, તેઓનું નિરૂદ્યમી જીવન ઉદ્યોગી બને, તેઓ કર્તવ્યપરાયણ થાય, તથા તેઓની માનસિક તથા આધ્યાત્મિક સ્થિતિ સુધરે કે જેથી તેઓનું જીવન આપોઆપ શાંતિવાળું ગૌરવવાળું તથા આત્મશ્રદ્ધાવાળું બને, અને તેઓ પોતાના કુટુંબને સહાયક તથા સમાજને પણ ઉપયોગી થઈ પડે, તે ઉપરાંત સધવા શ્રાવિકા બ્હેનો તથા જૈન કન્યાઓને ધર્મનીતિની તથા વ્યાવહારિક કેળવણી આપવી કે જેથી તેઓ ઉત્તમ ગૃહિણી તથા માતા બને અને કર્તવ્યનિષ્ઠ થાય.

ઠેo ગોપીપુરા-સુરત.


આ પત્ર સુરત-ચૌટાના પૂલ ઉપર ટાંકી પાસે આવેલા "શંકર" પ્રિન્ટીંગ પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યું અને બ્હેન રૂકિમણી હીરાચંદ મોતીચંદની વીધવાએ ગોપીપુરા સુરતમાંથી પ્રગટ કર્યું.

# મહિલા ભૂષણ.

પુસ્તક ૪ થું · પોષ સંવત ૧૯૮૦. · અંક ૮ મો

## માતાઓની ફરજ.

(કૃષ્ણ કરે તે ઠીક કરે છે, શોચ કરે શીદને શાણી-એ રાગ.)

ભારત ભગિનીઓ ભાવ ધરીને,
બાળાને શિક્ષણ દેજો. ૧

બાળા તમારી ભારત ભાગ્યોદય, ભવિષ્યમાં કરનારી છે;
માતાપદને ધારણ કરીને, દેશને દીપાવનારી છે—ભારત. ૨

જોખમદારી તમ શીર ભારી, સંતતિ કેળવવાની છે;
ફરજ તમારી ઉરમાં ધારી, બાળાને શિક્ષણ દેજો—ભારત. ૩

સદ્‌વિદ્યાને ગૃહ વ્યવહારી, ધાર્મિક નૈતિક ઉદ્યોગી;
શિક્ષણ આપી સદ્‌ગુણો સ્થાપી, ગૃહિણીપદ સાર્થક કરજો—ભારત. ૪

દયા ક્ષમાને સહનશીલતા, સંપ શિયળ વિવેક રાખી;
સેવા ભાવ હૃદયમાં ધારી, ઉત્તમ ગૃહિણી કરજો—ભારત. ૫



# યશોદા.

લખનાર—અંબાશંકર નાગરદાસ પંડયા. મુ. માણસા.

(૧) 'માબાપની મુંઝવણ'

કહેવાય છે કે–'ડોસો કુંવારો રહે, પણ ડોશી કુંવારી જાણી છે?' એ મુજબ હવે યશોદાનાં લગ્ન માટે તેનાં માબાપ બહુ ચિંતાતુર રહેતાં હતાં સબબ કે જ્ઞાતિમાં તેમના જેવડી મોટી કન્યા કરનાર કોઇ ન્હોતાં. લોકો પ્રસંગોપાત યશોદાને હજી લગી કુંવારી રાખ્યા બાબતની ટીકા કરવામાં ચૂકતા નહિ. યશોદાના પિતા તો સુધારાના હિમાયતી હોવાથી આવી ટીકાઓથી ડરી જતા નહિ, પરંતુ તેની માતા આજકાલ બહુ ઉદાસ રહેતી. ગમે ત્યાં પણ છોડીને ચાર ફેરા ફેરવી દેવાયતો સારૂં એમ તેની તીવ્ર ઇચ્છા હતી. જ્યારે પિતાના મનમાં હતું કે દીકરીને માટે સુશીલ, ગુણીયલ અને વિદ્વાન મુરતીઓ મળે તો સારૂં અને એવો મુરતીઓ શોધવા જતાં બે પાંચ માસ વધારે મોડું થાય તો એની દરકાર તેને ન્હોતી. પણ જ્ઞાતિમાં કોઇ એવો વર નહોતો એ ચાર ઠેકાણે દ્રવ્ય ઘણું હતું. પણ મુરતીયામાં ચારિત્ર્ય ન્હોતું. યશોદાની માતા તો દ્રવ્યવાન જમાઇ મળે એમાં સંતુષ્ટ હતી, ચારિત્ર્યનો તેને વિચાર સરખો ન્હોતો થયો. આમ જમાઇની પસંદગીમાં બન્નેના દૃષ્ટિબિન્દુમાં ફેર હોવાથી આટલી મુદત વીતી જવા છતાં કોઇ મુરતીયાને પસંદગી મળી ન્હોતી. અર્થાત યશોદાને પંદર વર્ષ થવા છતાં તેનું વેવીશાળ પણ હજી સુધી થઇ શકયું ન્હોતું. દિવસે દિવસે યશોદાનું શરીરરૂપી ફૂલ ખીલતું જતું હતું. તેનાં માબાપ આ ઉઘરતી સ્ત્રીધર્મમાં આવતી જતી દીકરીને યોગ્ય સ્થળે પરણાવી દેવા માટે ચિંતાતુર હતાં.

( ) 'સ્ત્રી' જનનો વિજય.

પત્ની—આપણા ગોપાલ શેઠનું ઘર કેવું?

પતિ—ઘણું સારૂં; પણ તેનો છોકરો પૂરી પાંચ ચોપડી ભણ્યોએ નથી...અને વળી બહુ સારી સોબત પણ તેને નથી......

પત્ની—એમ બધા તમે દોષજ જોવા બેસો તો કાંઇજ પારજ ન આવે. બીજા કોઇના કરતાં શું ખોટા છે? બહુ ભણ્યો નથી તો શું કામ છે? તમેજ કહોને તમે ઘણું ભણ્યા છો પણ પગાર તો આખો પાંતરીસ મળે છેના? અને એટલા તો સ્હેજે હાથ ખરચના......

પતિ—તું તો કશુંજ સમજતીજ નથી. ભણતરને અને પગારને કશોજ સંબંધ નહીં.

પત્ની—અમે શેનાં સમજીએ? બે પાંચનું ઘરેણું ડોકમાં કરાવીનેય નથી નાંખી શકયા; અને આ દીકરી ત્યાં જાશે તો સુંડલી ઘરેણું પેરશે ને સુખે રોટલો ખાશે.

પતિ—એતો જાણે ઠીક વાત; પણ મેં તેને ભણાવી ગણાવી છે, તેના જીવને એવા અણઘડ મુરતીયા જોડે પરણા........

પત્ની—સારું સારું: અર્ધુંપડ શેણે છે? રૂપાળું બોલે છે. ચાલે છે. બે પૈસા વાપરે એવો છે. પછી બીજું શું જોઈએ ?

મતિ—અભણ અને હલકા સોબતીઓની સાથે બેસનારો છે.

પત્ની—સોબતી કયાં બધાય દિવસ બેશી રહે તેવા છે ? અને હલકા સોબતી છે, તેશું કાંઈ ઘરમાંથી પૈસા વેફરી દે છે ?

પતિ—ના ! ના ! એમ નહિ, પણ નઠારી સોબતમાં પડી જાય તે અંતે નઠારું થાય.

પત્ની—રાખો ! રાખો ? આપણા ગોરધન શેઠનો દીકરો રૂડી સોબતમાં હતો તારે કેમ બંઠી ગયો ?

પતિ—એનો કાંઇ સંસ્કાર........

પત્ની—તો આમાં પણ સંસ્કાર હોય તો સારોજ નીવડેને.

પતિ—ઠીક હવે વિચારીશું.

પત્ની—વિચારીશું વિચારીશું કરીને બે વરસ કાઢી નાંખ્યાં. આ એ કાલે સવારે પાછો વરી જશે. એવા મોગનાં છોકરાં વરી જતાં શી વાર ? (સજળનેત્રે) તમારે કંઇ નથી પણ નાતજાતનાં લોક મને ટુંપી ખાય છે. બહાર લોકમાં મારાથી તો મોંએ દેખાડાતું નથી. જે હોય તે એવડી મોટી દીકરી અરર્ બાઇ કુંવારી છે કહી મને તો શરમથી ભોંય ભેગી કરી દે છે. વળી તમે આદમી બધું શું જાણો ? હું તમને બીજું કહુંએ શું ? હવે જો આ વખત જવા દેશો તો પછી ખાટી છાશ ઉકરડે ઢોળવી પડશે અને ગમે ત્યાં દેવી પડશે. તે કરતાં આ ઠેકાણું શું ખોટું છે ? કાંઇ નહિ હોય તો નિરાંતે રોટલો તો ખાશે. પછી મારું વધારે શું જાય ! તમે ગમે તેમ કરો...હવે જો નહિ કરો તો...અને કાંઇ સારું ખોટું લોકમાં બોલાશે તો હું તો મારે કુવો હવાડો કરી મારું જીવતર ટાળીશ. પછી તમારે ગમે ત્યારે તેને પરણાવજો. આપણાથી તો હવે લોકનાં મેણાં સંખાતા નથી.

પતિ—અરે ! અરે ! તું આટલી બધી આકળી શા માટે થાય છે. તારી મરજી છે તો. ભલે જા, ગોપાળ શેઠને ઘેર નક્કી વિચાર રાખીશું. મુહૂર્તે ચાલ્લાં કરી નાંખશું. હું બે ચાર દિવસમાં બધું નક્કી કરું છું પછી કાંઇ છે ?

**(૩) મંગલાચરણ.**

યશોદાનું લગ્ન ગોપાળ શેઠના એકના એક પુત્ર 'સુરેશ' સાથે થઇ ગયું છે. છ માસ થઈ ગયાં છે.

'સુરેશ' લાડમાં ઉછરેલો છવ્વીસ વર્ષનો યુવાન છે. તે આ બીજીવાર પરણ્યો છે. ભણતર પડતું મુકી સ્વચ્છંદી મિત્રો સાથે નઠારી કુટેવોનો ગુલામ થયો છે.

માબાપે તો યશોદાને સુખી થવા આપી છે. ઘરેણાના ઢગલાથી દીકરીને લદાયેલી જોઇ માના હરખનો પાર રહ્યો નથી પિતા-ગુણનું કજોડું થયું હશે એવું માની દુઃખી છે.

આજે યશોદા શ્વસુરગૃહે આવી છે.

'યશોદા...યશોદા' પોતે સુધારક છે એવું પત્નીને દર્શાવવા સુરેશે ધીમેથી પણ દમામથી કહ્યું. યશોદા પલંગ પરની ચાદર બિછાવતાં બોલી "હં, હં, એમ નામ લઇને શું બોલાવતા હશો......નીચે સૌ સાંભળશે".

સુરેશે જરાક ખોંખારો ખાતાં અક્કડાઇથી જણાવ્યું—"સાંભળશે તો શું થઇ જશે, તારૂં નામ લઉં તેમાં શું થઈ જવાનું ? વીજળી, તારા, જયા, રમા સૌનાં–એનનાં–માનાં–ફૂઇનાં કાકીનાં બધાનાં નામ લેવાય ને તારૂં કેમ ન લેવાય ? કહે, કહે–રસિકે કહે જોઉં ?" નજીક આવી છેલ્લા શબ્દો બોલતાં બોલતાં સુરેશે યશોદાનું મુખ બે હાથે પકડી જરાક ઉંચું કર્યું અને અધરામૃત ચાખ્યું. સ્ત્રી સ્વભાવને વશ થઇ યશોદાથી કહેવાઈ ગયું–'અંહ ! આમ તે શું કરેતા હશો ! જરા તો શરમાઓ !' × × ×

પ્રસંગોપાત થોડી ઘણી વાતચીત કર્યા પછી યશોદાએ કહ્યું–ત્યારે તમારી પાસે 'હાસ્ય મંદિર' છે કે ? હોય તો મને આપોને–મારે વાંચવું છે.

જાણે જવાબ ઉડાવા સુરેશ 'અરે ! હું બીડી ભૂલી ગયો દુકાને'–કહી અચિંતો ભડકીને ઉઠ્યો–યશોદાએ વિચાર્યું કે આવીને ચોપડી આપશે–હમણાં બીડીની ઉપાધીને લીધે–ચાલ્યા ગયા.

સુરેશ દાદરો ઉતરતાં મનમાં બબડયો—"આને વળી ચોપડી જોઇએ છે ! કેવી એ...તેનું નામેય સારૂં...હસવાનું રે ! હસવા ઉપરથી છે કંઇ ! હા ! હા ! સાંભર્યું એ 'હાસ્ય મંદિર' કોને ખબર છે શું હશે એ ?" થઈ ચૂકયું મંગલાચરણ બેના રસ્તાજ જુદા હતા તેવાંને જોડી દઈ આબાપ પોતાને કૃતકૃત્ય માની રહ્યાં હતાં ! ! !

### (૪) એક રથનાં બે પૈડાં—વિષમયુગ્મ.

જેમ રથ ચલાવવાને રથનાં બે પૈડાં સરખા વાટનાં, સરખા માપનાં, સરખી જાતનાં, સરખા વજનનાં હોય તો શોભે અને રથ અટકયા વગર સુરક્ષિતપણે ચાલે. તેમ સંસાર રથનું પણ હોઇ શકે. દરેક વ્યક્તિનો સંસાર ચલાવવાને બે પૈડાં નર–નારી ગુણ, વય, રૂપ, વગેરેમાં સરખે સરખાં–યથાયોગ્ય હોયતોજ સંસાર ચાલે, પણ જો વિષમતા હોય તો ? તો આપણે આર્ય સંસારમાં ઘણે સ્થળે જોઇએ છીએ તેમ સંસાર ધૂળ જેવો ખારો ઝેર થઇ પડે !

યશોદા અને સુરેશનો સંસાર એવોજ ધૂળ જેવો થઇ પડયો છે. તેમને જોડી દેનારાં પૈકી અત્યારે કોઇ નથી. એ તો દીકરી–દીકરાનાં લગ્ન માણી લઇ અવસ્થા પૂરી કરી ગયાં છે. બિચારાં આ તેમને પનારે પડેલાં બે જણ વિષમ ગુણોએ એક બીજાથી અસંતુષ્ટ હોઇ તેમનો સંસાર ઝેર જેવો પણ નિભાવી રહ્યાં છે. પણ તેમાં રસ નથી, દંપતિ જીવનની મિઠાશ નથી. સ્વર્ગ સુખનાં લ્હાણુ નથી. પ્રેમ તણી ખાણ નથી.

હરિઃ હરિઃ આર્ય સંસારમાં એવાં તો ઘણાંએ વિષમયુગ્મ છે.

સુરેશ—કેમ યશુ ? સાંભળ્યું કે નહિ ? જા, જા, પેલી પેટીના ખાનાંમાંથી જરા સિગાર તો લાવ.

યશોદા—વહાલા ! હવે દમ ચડે છે ત્યારે તો આ ટેવ છોડો.

સુરેશ—કેમ ! કેમ બોલતાં શીખી કે ? લાવ તું ત્યારે ગરબડ નહિ.

યશોદા—અરે વ્હાલા ! આ શી ટેવ ? લાખો રૂપીઆનું પાણી કરી નાંખ્યું, હજી આવી લત મૂકતા નથી કયાં સુધી હવે લાજ આબરૂ.......

સુરેશ—લાજ આબરૂ કાંકરીઆ તળાવમાં ડુબી ગઇ છે. સમજી ? શેખી ન કર શેખી ! મેં બહુ જોઇ છે તારા જેવી બોધ આપનારીને આડું બોલીશ તો ધ...રી...દઇ...શ સમજી ?

યશોદા—લ્યો લાવી.

સુરેશ—કેમ દિવાસળી વગર સાથી સળગાવું ? મૂર્ખ ! એટલું એ કહ્યા વગર લાવવાની ખબર નથી ?

યશોદા—અગ્નિ લાવું તો ચાલશે ! આજ દિવાસળીની પેટી ખલાસ થઈ ગઇ છે.

સુરેશ—રાંડ ! કમજાત ! તદ્દન ખલાસ થઇ જાય છે, ત્યાં લગી લાવવાનું કેમ કહેતી નથી.–લાવ હવે અગ્નિ લાવ–ચાલ ચાલ જલદી

યશોદા—અરે ગાળો શાને દયો છો ? બજારમાં ગયા ત્યારે કહ્યું હતું, તે ભૂલી ગયા ?

સુરેશ—સિગાર સળગાવી બે ચાર ફુંક મારી રહ્યા બાદ યશોદાને કહે છે—અરે આવ, ક્યાં ગઇ ? જો, સાંભળી લે. હું નાટક જોવા જાઉં છું–બે વાગે આવીશ–કમાડ ખખડાવું કે તુરત જાગ્રત થજે સમજી ?

યશોદા—અરે વ્હાલા ! રોજરોજ એવા નાટકમાં પૈસાનો ધુમાડો...

સુરેશ—કેમ ! કેમ ! બોલતાં બોલતાં ફાટી કે ? ધુમાડો થાય છે તો ક્યાં તારા બાપના પૈસાનો થાય છે ?

યશોદા—હું એમ ક્યાં કહું છું પણ વ્હાલા જરા જુવો તો ખરા, રોજરોજ એવા ઉજાગરા કરીને તમારું શરીર પણ.

સુરેશ—શરીરની મને પરવા નથી સમજી ? જા હવે છાનીમાની સઇ જા.

યશોદા—પણ વ્હાલા મને આવડા મોટા ઘરમાં એકલાં ઉંઘપણ...

સુરેશ—ન આવે તો પડ જહાન્નમાં—હું તો આ ચાલ્યો.

× × × × × × ×

(૫) જીવનની મિઠાશ.

યશોદા (મનમાં)—અરે ભગવાન ! આને આ શું સુઝે છે ? હાય ! હાય ! ના પાડવા છતાં સટ્ટાની લતે ચડયા બાપના લાખો રૂપીઆનું પાણી કર્યું–ન ખાવાનાં ખાધા–ન પીવાનાં પીધા અને ન થાય એવા અનેક કર્મો કીધા ઘરમાં ફુટી બદામ રહેવા ને દીધી તોય હજી જપવાળીને રહેતા નથી. હાય ! હાય ! શિખામણનાં બે બોલ કહેવા જઇએ છીએ ત્યાં ગાળોના વરસાદ વરસાવે છે કે મારવા માંડે છે ? અરેરે નાટકની લતે પાયમાલ થઇ ગયા છતાં હજી તે સમજતા નથી. નવરાશના વખતમાં બીડીઓ ફુંકયાં કરે છે. કાંઇ મહેનત મજુરી કે યથાયોગ્ય ઉદ્યમ પણ કરતા નથી આમ તે કેમ જીવાશે ? હું કન્યાશાળાની છોડીઓને ભણાવા રહું તેની એ ના પાડે છે. ખાનગી રીતે ગુંથણ કામ શીખવું છું તે બંધ કરાવી દેવા માગે છે ત્યારે હાય હાય ઘર કેમ ચાલશે ? હે પ્રભુ હવે તો એને સન્મતિ આપ. બીજો કાંઇ રસ્તો રહ્યો નથી.

યશોદા ઉપર પ્રમાણે ખ્યાલ કરતી ચોધાર આંસુથી રડી રહી છે. માબાપ તરફથી મળેલ જ્ઞાન, વિદ્યા, અને ગુણ બધાનો ઉપયોગ કરી જોઇને પતિને સુધારવાને મથી રહી છે, પણ પરિણામ શુન્ય આવતાં પોતાનું જીવન તેને ઝેર સમું લાગ્યું છે.

× × × × × × ×

મિત્રમંડળમાં સુરેશ જઇ પહોંચે છે. તેને મોડો આવેલો જોઇને ૧મિત્ર–કેમ સુરેશ મોડું થયું ! સુરેશ—એ તો પેલી, જાણો છો, તેનો સ્વભાવ

૨ જો મિત્ર હાં ! હાં ! તમારા ઘરવાળી કે ? એ તો ભાઇ ભણેલાં ગણેલાં જલ્દી તમારા પંજામાં ન આવે.

સુરેશ—(ગર્વથી) અરે ? ન શું આવે ! બંદા પાસે રાંડનું શું જોર ! એ તો રાંડ રોજ રોતી રહે છે, અને આપણે બંદા તો ચાલ્યા આવીએ છીએ.

૩ જો મિત્ર—સ્ત્રીઓ તો રોવાનો ઢોંગ જબરો કરી જાણે હોં !

૧ લો મિત્ર—એનો ઢોંગ આપણે ચાલવા શું કામ દઇએ ?

૨ જો મિત્ર—હા ! હા ! એ તો ઘોડે જાર બાજરી ને ધોકે નાર પાંસરી. (!!!)

સુરેશ—હું દોસ્ત, એમજ. આપણે તો ઝાઝું બોલે તો જડાવી દઇએ બરોબર બે ચાર ચાઠા ! સીધા દોર—ચમત્કાર ત્યાં નમસ્કાર !! બાપા ચૌદમું રતન તો ઉત્તમ છે—ઉત્તમ !

૧ લો મિત્ર—ખરૂં દોસ્ત 'સુરેશ' તું પણ જબરો હોં. નહિતર આજે અમે ઓરચેસ્ટ્રાની આશા ન્હોતી રાખી—

સુરેશ—ઠીક યાર ! એમાં જબરાઈ શી ! એ તો પાંચ પૈસા આપણે પેદાએ કરીએ ક્યારેક એકએપણ ખરા–એમાં રાંડનું શું ચાલે ?–જો પૈસા ની બાબતમાંએ બોલતી નથી અને જરાક લવરી કરે તો જણે ને મેથીપાક ! રુજે એટલે સાધી દોર—

* * * * * *

હરિ હરિ વાંચનાર ! આર્ય સંસારમાં આવાં તદન ભિન્ન વિચારનાં જોડાંઓને જોડી દઇ લગ્ન માણનારાં સંબંધીઓ કેવું વિપરીત કામ કરી મૂકે છે તેનું તેમને ભાન સરખુંએ હોતું નથી.

આર્યસંસારમાં સમાન ગુણનાં ઉત્તમ દંપતિ થાઓ.

---

## પ્રતિજ્ઞા—ગીત.

સખી શાણી ચતુર સુજાણ !
આવો પ્રતિજ્ઞા એક કીજીએરે લોલ.

વ્હાલી ! દેશનું થવાને કલ્યાણ !
આવો પ્રતિજ્ઞા એક લીજીએરે લોલ.

સાખી—હાથે વણી કાંતી હવે સજીએ વસ્ત્ર હંમેશ;
પરદેશી નહિ પહેરીએ, એજ પ્રતિજ્ઞા એસ.

આલી ! બ્હેની મરજાદને લ્હાણ,
વસ્ત્ર જાડાં પ્હેરી અંગ ઢાંકીયેરે લોલ.

ઘણો પાકે કપાસ ઠામ ઠામ,
બ્હેની કાંતવું એ પહેરવું વ્રત રાખીએરે લોલ.



# નહિ ચળીએ પતિવૃત્ત ધર્મથી કદીએ.

અમારૂં ધર્મ એજ ધન ખરૂં—અમારૂં ધર્મ એજ ધન ખરૂં.
બીજું સઘળું-પરૂં, અમારૂં ધર્મ એજ ધન ખરૂં.
સ્ત્રીનો ધર્મ પતિની સેવા,
તે કરતાં ન કોથી ડરૂં ?—અમારૂં ધર્મ એજ ધન ખરૂં.
ખાવા, પીવા, જાય ભલે પણ,
પતિવૃત ક્યમ વિસરૂં—અમારૂં ધર્મ એજ ધન ખરૂં.
ભારતની હા ! આર્ય રમણી હું,
પતિવૃતથી નહિ ચળું !—અમારૂં ધર્મ એજ ધન ખરૂં.

સલિલ.



## બાળ ઉછેર.

### મહિલા જ્ઞાનવર્ધક સભામાં સૌ. પાર્વતી બહેને કરેલું ભાષણ.

માનવંતા પ્રમુખ શ્રી સુજ્ઞ બ્હેનો ને બાળાઓ.

આપણી જ્ઞાનવર્ધક સભાની આ ચોથી બેઠક ભરાતી જોઇ મને અને તે સાથે દરેક બ્હેનોને આનંદ થયા વગર રહે તેમ નથી. પ્રભુ, આપણી સભાને દીર્ઘાયુષી કરે અને આપણા ઉત્સાહમાં વધારો કરી આપણ સર્વેને સ્ત્રી સમાજ હિતના વિષયોની ચર્ચા કરવામાં વધારે અને વધારે રસ લેતી કરે.

આટલું કહ્યા બાદ હવે હું આજના વિષય ઉપર આવું છું. મારું દ્રઢ માનવું છે કે આજનો વિષય જેટલો મહત્વનો ગભીર અને સમાજનો ઉન્નતિકર છે. તેટલો ભાગ્યેજ બીજો કોઇ હશે. આખા સમાજની ઉન્નતિ જો કોઈ એક બાબત ઉપર સૌથી વધુ આધાર રાખતી હોય તો તે બાળકોની તન્દુરસ્તી અને મજબુતી ઉપર છે. આજના બાળકો તે કાલના નાગરિકો છે.

આજના બાળકોમાં દેશના આવતી કાલના મહાન ધર્મ પ્રવર્તકો, તત્વજ્ઞાનીઓ, વિજ્ઞાનશાસ્ત્રીઓ, સાહિત્યકારો, કળાવિદો, અને દેશભક્તો છુપાયેલા છે.

કોઇ પણ દેશમાં તેમ કોઇ પણ સમયમાં જન્મથીજ મહાન પુરૂષો પાક્યાં નથી. પરંતુ તે સર્વે યોગ્ય કેળવણી અને માતાપિતા આદિ સગાં સબંધીઓના શુભ સંસ્કારો લઇનેજ તેવા થાય છે. અગર થએલા છે. અલબત એટલું તો નિર્વિવાદજ છે કે તેમનાંમાં જન્મથીજ એવાં કંઇક દૈવી તત્વો તો રહેલાં હોય છેજ, છતાં તે અપ્રકટ હોઇ કેળવણી આદિ બહારના નિમિત્તો વિના પ્રકટ થઇ શકતાં નથી તો હવે પ્રશ્ન એ છે કે બાળકોની અંદર ગુપ્ત પડેલાં તત્વોને બહાર લાવવામાં સૌથી વિશેષ ફાળો કોણે આપવાનો છે. અથવા તે પ્રકટ થવામાં સૌથી વધારે સહાયભૂત કોણે બનવાનું છે તથા તે ધર્મો બરાબર પ્રકટ થાય તેટલા માટે કેટલી કેટલી અને કઇ

કઇ સંભાળ રાખવી જરૂરી છે. એ જાણવું અતી અગત્યનું છે. મારે નમ્ર માનવું એવું છે કે આ કામ પુરૂષ કરતાં સ્ત્રીનું વિશેષ છે. બાળક જન્મથી માંડી પાંચ સાત વર્ષની ઉમ્મર થતાં સુધી વધારે સમય માના સહવાસમાં રહે છે. અને આ સમય બાળકની ખરેખરી કેળવણીનો એટલે નવું નવું જાણવાનો અને જે કંઇ દેખે તેનું અનુકરણ કરી લેવાના સ્વભાવનો હોવાથી માતાજ તે વખતની તેની ખરી ગુરૂ બને છે અહીં એક વાત સ્પષ્ટ કરી દેવા ઇચ્છું છું કે બાળકની શારીરિક માનસિક અને આધ્યાત્મિક કેળવણી તેના જન્મતા પહેલાં એક રીતે જ્યારથી તે માતાના ગર્ભમાં આવે છે ત્યારથીજ શરૂ થઇ જાય છે. પોતાનું બાળક સારી રીતે તંદુરસ્ત બને અને સુસંસ્કારી થાય એટલા માટે આપણા તીર્થંકર ભગવાનની માતાઓએ કેવી કેવી સંભાળ પોતાના આહાર વિહાર બેસવા ઉઠવામાં તથા પહેરવા ઓઢવામાં સંભાળ લીધેલી છે. તે કલ્પસૂત્ર જે સાંભળ્યું છે. તે બ્હેનોથી જરાએ અજાણ્યું નથી. માતાએ તે દીવસોમાં અતિશય આનંદમાં રહેવાનું છે ધાર્મિક પુરૂષો અને સ્ત્રીઓની પવિત્ર કથાઓ વાંચી તે ઉપર વિચાર કરવાનો છે. તેણે અતિશય ઉતાવળે ચાલવાની, હીંચકે બેસી ઝુલવાની ઘણા તીખા તમતમા ઘણાં ગળ્યાં વગેરે ઘણી જાતના નુકસાનકારક પદાર્થો ખાવાની મનાઇ છે. આ રીતે પોતાના ગર્ભમાં રહેલા બાળકની આવજત કરવાની છે. ત્યારબાદ યોગ્ય સ્થળે યોગ્ય દાઇવિણ વગેરેની મદદથી પ્રસુતિ થાય તેની તજવીજ રાખવાની છે. પ્રસુતિગૃહમાં સારી હવાને અવજાવું જોઇએ તે દીવસોમાં ખોરાક પણ હલકો અને પચે તેવો અને પુષ્ટિકારક નીયમિત રીતે લેવાવો જોઇએ.

સારૂં ધાવણ આવતું હોય તો બાળકને બીજી કોઇ વસ્તુ ઉપર રાખવાની જરૂર નથી પણ જો ધાવણ પુરતું આવતું ન હોય, અગર રોગિષ્ટ હોય તો સારી રીતે પળાતી ગાયનું તાજું દુધ તેને નિયમિત પાઇને મોટું કરવું જોઇએ. આ હાલતમાં બાળકના સાધારણ વ્યાધિ તથા તેના ઇલાજનું થોડુંક જ્ઞાન દરેક માતાએ લઇ લેવું જરૂરનું છે. બાળકને ધવરાવવાની બાબતમાં વખતે વખતે ફેરફાર કરવો જોઇએ. વગેરે હકીકત વૈદ અગર ડૉકટર પાસેથી જાણી લેવી. ત્યાર બાદ આસરે દોઢથી અઢી વરસની મુદતમાં બાળક પોતાનો સ્વતંત્ર અભ્યાસ કરવો શરૂ કરે છે. તેનું કુમળું મન આસપાસના સંસ્કારોની છાપ પોતાના મન ઉપર લઇ લે છે. એવો એક વિદ્વાનનો મત છે. માટે દરેક માતાપિતાની ફરજ છે કે આ મુદત દરમ્યાન તેમણે પોતાના વ્હાલા બાળકની નજર આગળ જેટલી સુન્દર વસ્તુઓ લાવી શકાય તેટલી તેની આગળ રજુ કરવી એવા બાળકની આસપાસ સારા સારા ચિત્રો રાખવા. સારા સારા કાવ્યો ભાવ સહિત સુન્દર રાગોમા ગાવા. તેની આગળ ક્રોધની તથા શોકની લાગણી પ્રદર્શિત કરવી નહિ. તેની સાથે મીઠે સ્વરે મયાળુ પણે બોલવું ખુલ્લી હવામાં રમણીય જગ્યાએ લઇ જવું. હલકો અને પૌષ્ટિક ખોરાક આપવો. અને તેની ઇચ્છા મુજબ હરવાફરવાની અને રમવાની છુટ આપવી. ત્યારબાદ અગર સાત વરસની ઉમર થયે તેને પુસ્તક આદિ મારફત શિક્ષણ આપવાનું કામ શરૂ કરવું. બાળકને તેના માતાપિતા શીખવે એ સૌથી ઉત્તમ છે પણ તેમ ન બની ન શકતું હોય, તો સારી નિશાળમાં અથવા સારા શિક્ષક પાસે તેનો અભ્યાસ કરાવવો. અભ્યાસ કરાવવામાં જરાએ બળાત્કાર અથવા ધાક બતાવવા કરતાં બાળકની રૂચિ અનુસાર પ્રેમથી કામ લેવામાં વધારે ફાયદો અને લાભ રહેલો છે.

આ ઉમરે પણ બાળકને અભ્યાસનો બોજો જેટલો બને તેટલો ઓછો નાંખવો જોઇએ. જેટલું ભણે તેટલું આનંદથી ભણે એ સર્વથી અગત્યનું છે. રમવાની અગર કસરતની પુરેપુરી છુટ રહે તે લાભકારી છે.

અતિશય અભ્યાસથી બાળકનું મન નબળું અને જડ઼ બની જાય છે. પણ રમતને કસરતથી શરીર મજબુત અને ચંચળ બને છે. બાળકને ચાર પ્રકારની કેળવણી એકંદર રીતે આપવાની છે. તે ધ્યાનમાં રાખવું.

૧ શારીરિક કેળવણી ૨ બુદ્ધિની કેળવણી ૩ નૈતિકને ૪ અધ્યાત્મિક કેળવણી. આમ કેળવણી ચાર પ્રકારની છે અને આ ચારે પ્રકારની કેળવણી યોગ્ય રીતે આપ્યાથી હરેક બાળક સારી રીતે મંજબુત બુદ્ધિમાન નિતિમાન્ અને ધાર્મિક બને છે. વિદ્યાકળામાં હુશિયાર બને છે અને પોતાની જ્ઞાતિ દેશ અને છેવટે આખા માનવ સમાજનું તે હિત કરવાની લાયકાત મેળવે છે. આકેળવણીનાં ચારે અંગો ઉપર મ્હારે પુષ્કળ કહેવાનું છે. પરંતુ તે વિષે બોલતાં ભાષણ ઘણું લાંબુ થઇ જાય અને મને એકલાને વધુ વખત લાગી જવાથી બીજા બ્હેનોને પોતાનાં વિચારો પ્રગટ કરવાને પુરતો વખત મળે નહિ એટલા ખાતર આટલેથીજ વિરમું છુ પરમાત્મા આપણુ સર્વને બાળકોને ઉછેરવાનું મહાન્ અને પવિત્ર કામ યોગ્ય રીતે પાર પાડવાનું બળ આપો. એટલું યાચી બેસી જવાની રજા લઉં છું.

શૌ. બ્હેન પાર્વતી અંબાલાલ ચત્રભૂજ શાહ



## શ્રી આદર્શ જીવન.

બહેનો, આજે આપણો વિષય આપણું આદર્શ જીવન ઉપર રાખવામાં આવ્યો છે. આદર્શ જીવન એટલે નમુનારૂપ કહો કે એક અરીસા જેવું કહો. જેમ એક આરસીમાં જોવાથી જેવી મૂળ વસ્તુ હોય, તેવી દેખાય છે તેમ આપણા જીવનને પણ આદર્શરૂપ બનાવવું તે આદર્શજીવન કહેવાય છે.

આપણે વર્તમાન સમયને અનુભવતા આપણું જે અરીસા સમાન જે શ્રી જીવન તે ઢંકાઇ ગયું છે. તેને પોતાના આદર્શમય જીવનથી સજીવન બનાવવાને બહેનોએ પ્રયત્ન કરવો જોઇએ. બહેનો, આપણે અત્યારે જેટલા જેટલા પ્રમાણમાં જાણકાર છઇએ, સમજીએ છઇએ. તેટલા પ્રમાણમાં આપણી અજાણ બહેનોથી અળગા ન રહેતાં વધારે પરિચયમાં આવી અજ્ઞાન બહેનોને પ્રેમથી, સ્નેહથી અને લાગણીથી જે માર્ગ હાનિકારક છે તે માર્ગથી તેને દૂર કરવી એ આદર્શ જીવન બનાવવાનો મુખ્ય રસ્તો છે.

બહેનોએ પ્રથમ પોતાના ઘરમાં પ્રેમ સંપાદન કરવો જોઇએ. વળી પોતાના ઘરની વાત પણ કોઇને કહેવી નહિ. એક કવિતામાં કહ્યું છે કે,

પરઘરે બહુ બેસવું નહિ,<br>
ઘરતણી કથા કહેવી ના કદી.<br>
હસમુખા રહો પ્રેમ વાધશે,<br>
કુસંપ કલેશ તો દુર સૌ જશે.

વગેરે કવિતામાં બાળાઓને બોધ આપેલ છે. જે અત્યારે બાળા છે. તેજ આગળ જતાં એક માતા થવાની છે. માટેજ તેને આ બોધ આપવાનો છે. અને આપણે નહિ જાણતા હોઇએ તો તે જાણીને ગ્રહણ કરવાનો છે.

-હવે એક સુશિક્ષિત માતાને પોતાનાં સંતાનનું રક્ષણ કરવા માટે કંઇ ઓછી જવાબદારી નથી ? બાળકને નિરોગી, ધાર્મિક, નૈતિક, અને અધ્યાત્મિક કેળવણીથી પોષવાનું છે. કુમળી ડાળ જેમ વાળીએ છીએ તેમ વળે છે. તેવીજ રીતે કુમળા બાળકમાં જેવો રસ નાંખીશું તેવુંજ તે ઘડાશે. તેથીજ કહ્યું છે કે એક આદર્શ અને સુશિક્ષિત માતા સો શિક્ષકની ગરજ સારે છે. જે સમય બહેનો નિરર્થક અને પારકી કુથળીઓ કરવામાં ગાળે છે. જો તે સમયનો ઉપયોગ પોતાનું જીવન સુધારવામાં ગાળીએ તો જીવન કેવું અરીસા જેવું થાય ? વહાલાં બહેનો ! આપણને કોઇ સુધારવા આવવાનું નથી પરન્તુ આપણા દુર્ગુણો આપણે પોતાએજ કાઢવાના છે. કહેવાથી કે બોલવામાત્રથી તે નીકળી જવ ના નથી પણ હૃદયના ભાવથીજ નીકળે છે. આપણે આપણા જીવનને સુન્દર બનાવવાને અને આદર્શજીવન કરવાને માટે પ્રયત્નશીલ થવું જોઇએ. પ્રથમ બહેનોએ સુધરવાની જરૂર છે. બહેનો સુધરેલી અને કેળવાયલી હશે તો પોતાના બાળક પણ તેવાંજ નીવડે છે.

હાલમાં જે આદર્શરૂપ માતા પુજ્ય કસ્તુરબાને આપણે નજરે જોઇએ છીએ કે જેઓ પોતાનાં પતિ સાથે અને પૂર્વની સતીઓ જે આદર્શરૂપ થઇ ગઇ તેના ચરિત્રો પણ આપણે વાંચીએ છીએ.

શું આપણામાં એવી શક્તિ નથી ? છે. એ પણ આપણા જેવીજ સ્ત્રીઓ હતી. તેઓએ સંપૂર્ણ કેળવણી લીધી હતી અને શિક્ષણ પણ એવુંજ મળ્યું હતું. આપણે પણ જો ધારીએ તો એવા બની શકીએ. વિધવા બહેનોને કંઇ બાબત કરવાની નથી એમ નથી તેમને પણ દેશના, જાતિના ઉદ્ધારના ઘણા કાર્યો કરવાના છે અજ્ઞાન બહેનો જે પોતાનો સમય પારકી નિંદામાં ગાળે છે તેને તે કામથી અટકાવવી અને સન્માર્ગે દોરવવા મહેનત કરવી એ પણ આપણી ફરજ છે. કારણ કે આપણે બીજા તરફ પછી જોના પ્રથમ પોતા ભણી જોવું જોઇએ. જ્યાં સુધી જાતિનો ઉદ્ધાર નથી ત્યાંસુધી દેશનો ઉદ્ધાર ક્યાંથી ?

ઘરમાં પતિ રાજા છે અને સ્ત્રી પ્રધાનપદને ધારણ કરનાર છે. ત્યારે સ્ત્રીને કેટલી જવાબદારી છે ? કરકસરથી વર્તન રાખવું પોતાના પતિને ગૃહચિંતનથી મુક્ત રાખવા એ આદર્શમય ગૃહિણીની ફરજ છે.

જીવન અલ્પ છે અને અમૂલ્ય છે. માટે વર્તમાન સમયમાં થતી સ્ત્રી જીવનની અવદશાને અટકાવવી જોઇએ. અને એ આપણે પોતેજ અટકાવીશું. દેશની માટે ઘણી બહેનોએ આત્મભોગ આપી દેશસેવા કરી રહી છે ત્યારે આપણી ધર્મ બ્હેનોને માટે કંઈ નહિ ? આપણી ફરજ પહેલાં તો અજ્ઞાનતા નાશ કરવાની, અને આપણું પવિત્ર આદર્શ જીવન ગુજારવાની તથા અજ્ઞાન બહેનોને સન્માર્ગે દોરવવાની છે. તેનુ જે પાલન કરે છે તેજ સ્ત્રી આદર્શ જીવન બનાવવા યોગ્ય છે.



# કર્તવ્ય

લેખક—તનમનગૌરી.

હમેશાં સર્વ વિદ્વાનો આ વાત માને છે કે પ્રત્યેક મનુષ્યની શારીરિક અને માનસિક શક્તિઓ જુદી જુદી હોય છે. વિકાસના સિદ્ધાંત પ્રમાણે સર્વ મનુષ્ય આત્મિક ઉન્નતિની જુદી જુદી સીડીઓ પર ચઢી રહ્યા છે. કોઇ આગળ, કોઇ પાછળ, કોઇ ઉતાવળા-ઉતાવળા ચઢી રહ્યા છે; કોઇ ધીરે ધીરે પોતાનાં પગલાં ફેરવી રહ્યા છે. કોઈ એક માણસ પોતાની આત્મિક ઉન્નતિની વૃદ્ધિ કરી રહ્યો છે, તો બીજો પોતાની શારીરિક ઉન્નતિની. એક હોશિયાર દુકાનદાર બની શકે છે, તો બીજો હોશિઆર કારીગર થઇ શકે છે. તાત્પર્ય એજ કે સમાજરૂપી ઉદ્યાનમાં પ્રત્યેક પુષ્પ પોતાનાં રૂપ રંગ અને સુગંધમાં એક બીજાથી ભિન્ન છે.

આ વિષયમાં વિદ્વાનોએ જન્મનાં ગપગોળા નથી માર્યા તેમણે એવું નથી માન્યું કે કાંઈ ખાસ જાતિ અથવા ખાસ વર્ણમાં ઉત્પન્ન થવાથી મનુષ્યની શક્તિઓમાં ભેદ પડી જાય છે. વિકાસનો સિદ્ધાંત સર્વ વ્યાપક છે. અમેરિકામાં મ્હોટા મ્હોટા વૈજ્ઞાનિક ઉત્પન્ન થાય છે તો ભારતમાં પણ થઇ શકે છે, અથવા ભારતમાં જે મહાત્મા જન્મ લે છે, તો ઈંગ્લાંડમાં પણ લઇ શકે છે. આત્મા મહાન હોવો જોઇએ ગમે તો ત્હેનો અવતાર સુથાર ઇમુખ્રિસ્ત હોય કે ગમે તો રાજકુમાર બુદ્ધ હોય.

યાદ રાખવું જોઇએ કે ધર્મને જેટલાં અંગ છે ત્હેની ઉત્પત્તિ મનુષ્ય સમાજમાંજ થાય છે. હમારે બીજાની સામે શા માટે સાચું બોલવું જોઇએ? એટલાજ માટે કે એવું ન કરવાથી સમાજનાં વ્યવહારોમાં ગડબડ મચે, અને કોઇ કોઇનો વિશ્વાસ ના કરે. 'બોલવાની સ્વતંત્રતા' 'કામ કરવાની સ્વતંત્રતા' હમારા અધિકારમાં સામેલ છે, પરંતુ જ્યાં આ અધિકાર મનુષ્ય સમાજમાં અશાન્તિ અને ગડબડાટ ફેલાવનાર થઇ જાય છે, ત્યાં આગળ ધર્મનાં વાડા બંધાય છે. ને વાડા બાંધીને ધર્મ અથવા કર્તવ્ય માનવામાં આવે છે. ત્યાં આગળ કોઇ એવો પ્રશ્ન કરી શકે છે કે શું મનુષ્યસમાજદ્વારા હમારા હક છીનવી લેવાતા નથી? અમે પ્રતિઉત્તર દઇશું કે નહિ. સમાજ મનુષ્યનાં અધિકારોને છીનવી લેતી નથી, પરંતુ તેમનાં ઉપયોગનો સત્સમાર્ગ દર્શાવે છે.

કોઇ મનુષ્ય ક્રોધ કરવામાં, અસત્ય બોલવામાં, જુગાર રમવામાં, અને એકલી જાને ગાળો દેવામાં પૂરી સ્વતંત્રતા રાખે છે, અને આ બધું ત્હેનાં પોતાનાં અધિકારોની અન્તર્ગત છે, પરન્તુ આ અધિકારોનો આ સ્વતંત્રતાનો ઉપયોગ મનુષ્યસમાજમાં રહીને કરવાનો તેને હક નથી, કેમકે ત્યાં એવું કરવાથી સમાજને હાની થાય છે. એટલા માટે સમાજ મનુષ્યને માટે એક પ્રકારની નિયામક છે. સમાજ મનુષ્યની જરૂરીઆતોને પુરી કરવાને, અને તેમને યોગ્ય સુમાર્ગપર ચલાવવાનું સાધન છે.



# સ્ત્રીવર્ગ અને ભ્રાતૃભાવ.

પુરુષો અને સ્ત્રીઓ બન્ને છવાત્માઓ છે, એ સિદ્ધાંતનો સ્વીકાર કરવામાં આવે છે, પણ સ્ત્રીવર્ગ તરફની જનસમાજની ભાવના તથા વર્તન જોતાં એ સ્પષ્ટ થાય છે કે આ સિદ્ધાંતનો જન્મથી તે મરણ સુધી અનાદર કરવામાં આવે છે.

જો પુત્રનો જન્મ થાય તો ઘરમાં આનંદ આનંદ વર્તાઇ રહે છે. સાકર કે પેંડા વ્હેંચવામાં આવે છે. અને જે કોઇ મળે તેને કહેવામાં આવે કે અમારા પુત્રની વહુને પુત્ર જન્મ્યો. પણ જો પુત્રીનો જન્મ થાય તો કહે છે કે પત્થરો આવ્યો. હજારે એ હજારનું ખર્ચ આવ્યું, પુત્રને જન્મ આપનારી માતાનાં પણ તે કુટુંબમાં અને તેના પતિ આગળ માન વધે છે, અને પુત્રીની માતાનો ઘરમાં હિસાબ પણ ગણાતો નથી.

છોકરો નાનો બાળક હોય ત્યારથી તેને વાસ્તે રમવાના અનેક રમકડાં લાવવામાં આવે છે પણ છોકરી તો ફુકા રમી ખાય.

ભણવાની બાબતમાં તપાસીએ તો છોકરીને ભણાવવા વાસ્તે માસ્તર રાખવામાં આવે, તેને નિશાળમાં ભણવા વાસ્તે જોઇતાં અગત્યનાં સાધનો માગતાંવાર લાવી આપવામાં આવે, પણ પુત્રી બીચારી કરગરે તોપણ કેટલાક દિવસ તે વસ્તુઓ લાવતાં થઇ જાય, નિશાળની ફી આપવાના સંબંધમાં પણ પુત્રની ફી જલદીથી અપાય, પણ પુત્રીની ફી આપતાં જીવ પાછો હઠે. પુત્રી ૧૦ વર્ષની થાય કે કહેવામાં આવે કે તેને નિશાળેથી ઉઠાડી મૂકો. અહીં ઘરમાં તેના વિના અડચણ પડે છે. ઘેર હશે તો જરા કામકાજ પણ કરશે; ભણીને ક્યાં તેને કમાવા જવું છે? શું આ પુત્રી મસાણમાં ગાય દોવરાવવાની હતી કે તેના ભણવા પાછળ પૈસા ખરચો છો? આવા અથવા આવી જાતના ઉદ્ગાર આપણે કાને પડે છે. આ ભાવનાથી ઘણી નાની વયે પુત્રીઓને પોતાનો અભ્યાસ છોડી દેવો પડે છે, અને પછી ઘરના કામકાજમાંજ બધો વખત ગાળવાની ફરજ પડે છે, થોડા સમયમાં થોડું ઘણું ભણેલું પણ ભૂલાય છે અને ભણ્યા તે ન ભણ્યા તેવી સ્થિતિ સમાન થઇ પડે છે.

પણ આ ભેદભાવ એટલેથી અટકતો નથી. લગ્નના સંબંધમાં તો ભેદભાવની હદ આવી જાય છે. જો પુત્રને કન્યા મળતી હોય તેના બદલામાં પુત્રીને ગમે તેવા વરને આપવી પડે, તો તેમ કરતાં માબાપ જરાપણ આંચકો ખાતા નથી. પુત્રના હિત આગળ પુત્રીની કિંમત નથી.

લગ્ન થયા પછી પણ જો તે પુત્રીને કંઈ સંતતિ થાય તો તો ઠીક, નહિ તો તેને લોકો વંધ્યા (વાંઝીયણ) કહે છે; અને તેવી સ્ત્રીને અપશુકનવાળી ગણે છે.

જો જોગજોગે તેનો પતિ મરી જાય અને તે વિધવા બને તો જે ઘરમાં તેનો રાજકારભાર ચાલતો હતો, અને જે નોકરો ઉપર રૂઆબ ચલાવતી હતી, તે એક કુટુંબની દાસીતુલ્ય બની જાય છે. ઘણાં કુટુંબોમાં તો ફક્ત તેને ભરણપોષણ જેટલું આપવામાં આવે છે, અને મહામહેનતે તે પોતાના દિવસો પુરા કરે છે.

મુસલમાન રીસાયન પ્રમાણે પિતાની મુડીમાંથી પુત્રના બે ભાગ અને પુત્રીનો એક ભાગ એ પ્રમાણે વ્હેંચણી થાય છે. પણ સમાનતાના સિદ્ધાંતોને માનનાર હિંદુ કાયદા પ્રમાણે તો પુત્ર પિતાની સર્વ મિલ્કતનો માલીક થાય છે. પુત્રીને તો પિતાએ જે કાંઇ આપ્યુ હોય તે સે; અથવા ભાઇની કૃપા થાય અને બ્હેનને કંઇ આપે તો જુદી વાત. પણ કાયદા પ્રમાણે તે કાંઈ હકથી માગી શકે નહિ.

**पतिर्देवोहि नारीयाम्** સ્ત્રીને મન પતિ એ દેવ સમાન હોવો જોઇએ. એ વાકયને પતિ આગળ ધરે છે, પણ **यत्रनार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता:** જ્યાં સ્ત્રીઓનું સન્માન થાય. ત્યાંજ દેવો પ્રસન્ન થાય, એ વાકયનો દરેક ડગલે અને પગલે ભંગ કરવામાં આવે છે.

સ્ત્રીનો પતિ મરી જાય તો તેણે આખી જીંદગી સુધી વૈધવ્ય ધર્મ પાળવો. પણ જો પત્ની મરી જાય તો પતિએ પણ વિધુરાવસ્થા ગાળવી એ નિયમને કોઇ કેમ આગળ લાવતું નથી?

બકરીની ઇદ થાય પણ વાઘની ઇદ કોઇ દિવસ સાંભળવામાં આવી છે?

સંતતિ વધના કાયદામાં પણ પુરૂષોના સ્વાર્થ તરફજ લક્ષ આપીને તે ઘડવામાં આવ્યો છે.

આ અને આવા બીજા ઘણા ભેદભાવ આપણી નજરે પડે છે, આ ભેદભાવનું મોટું કારણ એ છે કે સ્ત્રીઓ પણ પુરૂષોની માફક જીવાત્માઓ છે, અને તેમને પણ વિકાસ કરવાનો છે. તેઓ પણ પરમાત્માના અંશ છે, અને તેમને પણ જ્ઞાનની, હૃદયના પ્રેમની, અને આત્મિક વિકાસની જરૂર છે, તે બાબત સર્વથા ભૂલી જવામાં આવે છે. પુરૂષો આવું કેવળ સ્વાર્થબુદ્ધિથી કરે છે, એમ પણ નથી. ઘણા સમયની રૂઢીઓના બળથી લોચનવંતા-જ્ઞાની પુરૂષો પણ અંધ બની જાય છે, અને ગતાનુગતિક બને છે.

પણ હવે જાગ્યા ત્યાંથી સવાર ગણી પુત્રીઓને લક્ષ્મીનો અવતાર ગણતા શીખો, તેમને ભણાવો, તેમને વય, કળા, ગુણ અને ચારિત્રમાં અનુકૂળ પતિ સાથે પરણાવો, તેમને વારસામાં હિસ્સો મળે તેવા કાયદાઓ રચાવો, વિધવા થઇ એટલે કુટુંબની દાસી થઇ, એ વિચારને દુર કરી તેમના માટે સન્માન બુદ્ધિથી જુઓ, અને પવિત્ર જીવન ગાળવામાં સહાય કરો. જે જે તેના વિકાસમાં અડચણરૂપ હોય તેવી રૂઢીઓને દેશવટો આપો, તોજ તમે ખરા ભ્રાતૃભાવના સિદ્ધાંતને સ્વીકારનારા ગણાશો, અને તોજ સર્વના હૃદયમાં-પુરૂષો તેમજ સ્ત્રીઓના હૃદયમાં-રહેલો પ્રભુ તમારાપર પ્રસન્ન થશે, અને સ્ત્રીઓના ઉદ્ધારદ્વારા તમારો પોતાનો પણ ઉદ્ધાર થશે. કારણ કે એક કવિએ યથાર્થ કહ્યું છે કેઃ—

પુરૂષનો પક્ષ તેજ સ્ત્રીનો પક્ષ છે. તેઓ સાથે ઉંચે ચઢે છે, અથવા સાથે નીચે પડે છે તેઓ કાંતો અસુર સમાન અથવા દેવસમાન બને છે. તેઓ કાંતો સાથે બંધાય છે. અથવા સાથે મુક્ત થઇ શકે છે. માટે ખરા ભ્રાતૃભાવમાં પુરૂષો તથા સ્ત્રીઓને સમાન સ્થાન મળવું જોઇએ.

લી० વસંતનંદન.



# ગુજરાત કલાપ્રદર્શન, અમદાવાદ

### શ્રીયુત ન્હાનાલાલ દલપતરામ કવિએ આપેલું વ્યાખ્યાન.

**ગુજરાતનાં કલારસિક નરનાર !**

ગુજરાત કલાપ્રવર્તક મંડળ તરફથી એ મંડળના પ્રમુખ તરીકે, તેમજ ગુજરાતની લલિત કલાઓના એક ઉપાસક તરીકે, આપ સર્વનો આજ સત્કાર કરવાનું મ્હારૂં સદ્‌ભાગ્ય છે. ગુજરાતની લલિત કલાઓનાં આજે ત્હમને અભિવન્દન છે, એ કલામન્દિરનાં પૂજારીઓનાં આજે ત્હમને આવકાર છે. એ કલાદેવીઓનાં ચરણામૃત ગુજરાતને કલ્યાણકારી હો ! ગુજરાતના સૌન્દર્ય ભંડાર વિશાળ છે. ત્હેમાંથી કાંઈક, ફૂલ નહીં તો ફૂલની પાંખડી, આજે આ કલામંડળ આપને ધરાવે છે. ભાવના અને કૃતિ વચ્ચેનાં અન્તર આ ન્હાનકડા કલાપ્રદર્શનમાં યે અમને પ્રત્યક્ષ થાય છે. ગુજરાતના કલાભંડાર આથી અનેક ઘણા મ્હોટા છે. અમારા પ્રયત્ન અધુરા હોય ત્હાં ત્હાં તે નિભાવી લેઇને આપના આત્મામાંના સૌન્દર્ય સત્કારની સામગ્રીથી પૂરવણી કરી લેવા વિનંતી છે. કલાદેવીઓને કલામન્દિરે સૌન્દર્ય પૂજનને કાજ આપના દ્વારા સમસ્ત ગુર્જર સંઘને આ મંડળ આજ ન્હોતરે છે.

કલા એટલે મનુષ્યાત્મામાં વસેલા સૌન્દર્યભાવોનું મૂર્તિવિધાન. એ મૂર્તિવિધાન શબ્દમાં વાણીમાં રંગમાં કે સ્વરૂપમાં યે હોય. સંગીતાચાર્ય શબ્દબ્રહ્મ ઉપાસીને વાણીને અર્થથી યે 'પર' બુદ્ધિપ્રદેશથી આઘી, રસિકતાને અને સુન્દરતાને શ્રુતિગમ્ય કરે છે. કવિ કાવ્યકલા દ્વારા વાણી અને અર્થના અગોચર ભેદોનાં દર્શન કરાવે છે. સ્થાપત્યશાસ્ત્રી શીલ્પી સ્થૂલમાં ચેતનના ફૂવારા માંડે છે. ચિત્રકાર રંગ અને રેખાઓ દ્વારા અદ્‌ભુતતાના અમ્મર આંકડાઓ આલેખે છે. હાવભાવથી, અંગોના વિલાસથી, અભિનયની મંજુવાણીથી કવિતામાંનું સંગીતમાંનું અગોચર સૌન્દર્ય નટરાજ દૃશ્યમાન કરે છે. સુખદુઃખના, સદસદ્‌ભાવના, પુણ્ય પરમાર્થ ધાર્મિકતાના ભક્તિના, પૂજાના, જેમ મનુષ્યાત્મામાંથી સ્વયંભૂ ફુવારા ફુટે છે, તેમ સૌન્દર્ય ભાવનાના યે ચેતનભોમમાં રસફુવારા ઉડે છે. ચૈતન્યવિહારી એ અગોચર સૌન્દર્યને ઇન્દ્રિયગમ્ય કરવું, ઇન્દ્રિયપર એ આત્મવાસી ને બ્રહ્માંડવાસી તત્ત્વને ઇન્દ્રિયદેશમાં ઉતારવું. આરસના રંગના વાણીના શબ્દના હાવભાવનાં પડદાઓ ભેદીને કુદરતના એ પડદાઓની પાછળ ઉભરાતું સૌન્દર્ય, વિધવિધના એ સૌન્દર્ય આત્મારૂપ રસ, અને આત્મામાં યે પરમાત્મા વસે છે તેમ એ રસાત્મામાં યે ઊંડી વસેલી પ્રભુતાનાં દર્શન કરાવવાં: કલાનો એ પરમ કલાધર્મ છે. શ્રુતિ ભગવતિ તો કહે છે કે રસો વૈ સઃ જેટલે અંશે કલા એ સૌન્દર્યદર્શન, રસદર્શન, પરાત્પરદર્શન, કરે કરાવે એટલે અંશે એ કલાનું ને કલાવન્તનું કલાસાફલ્ય છે. પ્રેમાનન્દ કે દયારામ, મૌલાબક્ષ કે આદિત્યરામજી, પ્રેમચન્દ કે રાજા રવિવર્મા, જયશંકર કે બાલગાન્ધર્વ: એ સહુ એ તત્વના ઉપાસક છે, એ અગમ્યતાના શોધક છે. કલાવન્ત સ્વાર્થી નથી, પોતા કાજે જ માત્ર રાંધનાર નથી. પોતે જમી જગતને જમાડે છે. પોતે માણી જગતને માણાવે છે. ઉદારતા સાચ્ચા કલાવન્તનો જીવનરંગ છે.

અગર હમ બાગમેં હોતે,
તો ગુલશનકો લુટા દેતે.

એમ ગુલઝાર ગુલાવવાથી કદાચ ગુલઝાર જ ન રહે; ત્હોં યે કલાવન્તનો તો એજ ઉરભાવ હોય. સ્વર્ગમાં ત્હેનું વિશ્વ સમાઇ શકતું નથી. માત્ર વર્તમાનને કાજે નહીં, યુગયુગને કાજે કલાવન્તો સૌન્દર્યના બગીચા સરજે છે, ઉછેરે છે, કલાકારો તો સદાયે સુન્દરતાની મિજમાનીઓ માંડે છે. એવી એક ન્હાનકડી મિજમાની આજે આ ગુર્જરાત કલાપ્રવર્તક મંડળ ગુર્જરાતનાં રસરસિયાં નરનારને કાજ ઉજવે છે.

કહે છે કે દીપક રાગ ગવાય તો અંગઅંગમાં અજવાળાં પ્રગટે. કહે છે કે મલ્હાર રાગ ગવાય તો સંસારમાં મેઘ વરસે: સૌન્દર્યદર્શને યે એમ અંગઅંગમાં આનન્દદીવડા પ્રગટે, અંગમ્ય દેશનાં અજવાળાં થાય. વસ્તુવાસી સૌન્દર્ય અનુભવાતાં અન્તરમાં રસાનન્દ જાગે છે; તે એ રસાનન્દ કે કાવ્યનન્દ શ્રુતિયથાર્થત્વે બ્રહ્માનન્દ છે. કલા મિથ્યાચાર નથી, પાપ નથી: કલા પુણ્ય છે, પવિત્રતા છે. કલા જડવાદ નથી. કલોપાસના સ્થૂલપૂજા નથી; બ્રહ્માંડવાસીની બ્રહ્મપૂજા છે. રસ એ મદિરા નથી, અમૃત છે: રસોર્મિઓ કેફની નથી, પરમાનન્દની છે. ઓ જગતના લોક ! બાળક બાલિકાઓને સાચ્ચા સૌન્દર્યમન્દિરે પાડવતાં ડરતાં મા. સાચ્ચાં સૌન્દર્ય મન્દિરોમાં પાપપૂજા નથી હોતી, પુણ્યપૂજાજ હોય છે.

સૌન્દર્યરસિક સજ્જનો ! સર્વ લલિત કલાઓમાં સંસ્કારશોભન–classical અને જીવન પલ્લવિત–Romantic શૈલીઓની પ્રણાલિકાઓને, એમની કંઇક અથડામણ, દીર્ઘકાલથી ચાલીજ છે. કાલિદાસ ને હોમરની classical, કે બાણ ને ગોઇથેની Romantic, કવિતા; ગ્રીકરોમન સ્થાપત્યની classical ને ગોથિક સ્થાપત્યની Romantic ઘાટીઓ: સંગીતાચાર્યોનું Classical સંગીત ને બૈજર વ્હાવરાનું Romantic સંગીત: એમ ગંગાયમુના જેવી એ બે કલાશૈલીઓ દેશદેશમાં યુગયુગથી પ્રચરેલી છે. મ્હને તો એમાં સ્વતન્ત્રતા ને સંસ્કારનાં, Freedom ને Disciplineનાં સર્વમચારી વિવિધના ને સંગ્રામ દેખાય છે. Romance એટલે સ્વતન્ત્રતા–Freedom ને માટેનાં ફાંફાં કે ઉડ્ડયનો: classics એટલે સંસ્કાર–Disciplineની નિયમાવલી. Romance એટલે મેઘચિત્રો: classics એટલે ભૂમિતિની નિયમાવલિનાં રંગચિત્રો. ખરા કલાવિધાયકો તો એમનો વિરોધ નથી જોતા, એમની પરસ્પરની અનુભૂતિ નિહાળે છે. ગંગોત્રી ને જમ્નોત્રી નિરનિરાળાં: પણ આર્યનું પ્રયાગતીર્થ કે ઇસ્લામનું અલ્લાહાબાદ તો ગંગાયમુનાને સંગમતીરે. પ્રવૃત્તિ ને નિવૃત્તિની એવીજ માર્ગભિન્નતા ને પથવિટંબણા મુમુક્ષુઓને નડતી. શ્રી કૃષ્ણચન્દ્રે ભાખ્યું કે પ્રવૃત્તિમાં નિવૃત્તિ ને નિવૃત્તિમાં પ્રવૃત્તિ **यः पश्यति स पश्यति:** જે પેખે છે તે પેખનાર છે. વસ્તુનું કે પ્રજાનું પરમ જીવન સ્વતન્ત્રતાને સંસ્કારના, Freedom ને Disciplineના, સંગ્રામમાં નથી. સંગમમાં છે. ગુજરાત ! પરમ સ્વતન્ત્ર્યવાદી તેજ પરમ તપસ્વી છે. Romantic ને classical નો સંગમ એ પરમ કલાવિધાન છે, મારી કવિતાના કલાકૃતિઓમાં યથાશક્તિમતિ કલાવિધાનનું એ આદર્શ રાખ્યું છે. રુદ્રમહાલયનાં તોરણોમાં, સોરઠી સોમનાથની સાગરતીરના ખંડેરમાં, આબુના મન્દિરોમાં એ સંગમ છે. સરસ્વતીચન્દ્રની કાદમ્બરીમાં યે કલાસંગમ છે. Classics સંસ્કારિતાના કલાનિયમન ને Romance ની કલ્પનાના ઉર્ધ્વગામી ઉડ્ડયનો: પરમ કલાને ઉભય આવશ્યક છે. ગુજરાતની ગરબીઓમાં એ છે, સોરઠિયાણીઓના ને ગુર્જરાતણોના રાસડાઓમાં એ છે. અને,

A thing of Beauty is a joy for ever એ સૌન્દર્યન્યાયે આપણા એ મન્દિરો ને એ સરસ્વતીચન્દ્ર, ગુજરાતની એ ગરબીઓ ને ગુજરાતણોના એ રાસડા તેથીજ નિત્ય સૌન્દર્યની પ્રેરમ પ્રતિમાઓ છે.

કલાદૃષ્ટિએ ગુજરાતનું કલાવ્યક્તિત્વ Romance ને Classical ના સંગમકલા વિધાનમાં પેખાય છે; ઐતિહાસિક દૃષ્ટિએ ગુજરાતનું કલાવ્યક્તિત્વ આર્ય ને ઇસ્લામના કલાસંગમમાં દર્શાય છે. મસ્જિદોની બાંધણીમાં મન્દિરોનાં પત્થરજ માત્ર નથી સંચાયા, મન્દિરોનું કલાવિધાને સંચારેલું છે. કલાશાસ્ત્રીઓ એ કલાવિધાનને Indo—Saracenic Art—આર્ય ઇસ્લામનું કલાવિધાન કહે છે. હિંદુ ઇસ્લામનો સહવાસ દેશમાં રાજમન્દિરોમાં તેમજ ધર્મમન્દિરોમાં આજ સુધી તો ગુજરાતમાં અવિચ્છિન્ન રહ્યો છે. સ્વામીનારાયણ સંપ્રદાયમાં અનેક ખોજાભક્તો છે: દરગાહોમાં અનેક હિન્દુ નરનાર ઓલીયાઓને પુષ્પ ધુપ દીપ ધરાવે છે. હિન્દુ ઇસ્લામની સંગમકલાનો ઇતિહાસ ગુજરાતના મધ્યકાલીન મહાલયોમાં લખેલો છે. અમદાવાદ શહેર જ ઇતિહાસનો એક અજબ કલાગ્રન્થ છે. સૌન્દર્યનું વેરણ છેરણ થયેલું અમદાવાદ એક ઉદ્યાન છે સુરતની ને સુરતીઓની સૌન્દર્યભાવના રંસમાં રૂપમાં સ્વાદમાં સુગન્ધમાં સંગીતમાં કવિતામાં અનેકધા વિકાસેલી છે. જામનગર સૌરાષ્ટ્રનું સુરત છે. કુંકુમ ફુલ અત્તર બાંધણી જરીકામ સંગીત શાસ્ત્રવિશારદતા અનેકધા ત્હાં ત્હાંના શોખીયાઓએ શણગાર્યાં છે; વડોદરાને મહારાજ સયાજીરાવ ગાયકવાડે શણગાર્યું છે; ભાવનગર જૂનાગઢ જામનગર મોરબી ગોંડળ પોરબન્દરને ત્હાં-ત્હાંના રાજવીઓએ ઓછાં વધતાં શણગારેલાં છે. પણ ગુજરાતનો પ્રાચીન કલાઇતિહાસ એટલે ગુજરાતવાસી આર્યતાનો કલાઇતિહાસ બૌદ્ધોનો કલાઇતિહાસ, શૈવોનો કલાઇતિહાસ, જૈનોનો કલાઇતિહાસ, ઇસ્લામનો કલાઇતિહાસ, વૈષ્ણવોનો કલાઇતિહાસ, ગુજરાતનો પ્રાચીન કલાઇતિહાસ, એમ પચરંગી છે. દ્વારિકાના હરિમન્દિરોમાં બૌદ્ધ શૈવ ને વૈષ્ણવી સૌન્દર્ય છાયાઓ ગુંથાયેલી છે. મહારાજ અશોકના શિલામન્ત્રો, વલ્લભિપુરનાં કોક-કોક ખંડેર, ગિરનાર શિખર ઉપરનાં ને સાગરતીરનાં કોઇક કોઇક મન્દિરો, સુદર્શન સરોવરની સીમાઓ ને ભાંગેલી ભેખડો; એ બૌદ્ધ કલાઇતિહાસના ભાગ્યાતૂટ્યા અક્ષરો છે. પ્રભાસપાટણના સોમનાથનાં ખંડેર, સિદ્ધપુરના રૂદ્રમહાલયનાં ઉચ્ચ ભવ્ય તોરણો, પાટણના પડછાયા, મોઢેરાનાં ખંડેર, ઝિંઝુવાડાનો ઉત્કંઠ કિલ્લો, જૂનાગઢના ઉપરકોટનાં કાંગરા; એ શૈવ યુગની જાહોજલાલીના ભાંગેલા કીર્તિસ્તંભો છે. એજ કાળમાં જૈનયુગ પણ પ્રવર્તતો. ગિરનારને ને સિદ્ધાચળને શિખરે, આબુને ને તારંગાને માથે, સુરત અમદાવાદ જામનગરને ખોળે જૈનસંઘે સૌન્દર્યના અમ્મર અલંકાર ગુજરાતને ધરાવેલા છે, અને પછી આવ્યો ઇસ્લામનો યુગ. અમદાવાદ એટલે ઇસ્લામી સૌન્દર્યવિધાનનું સંગ્રહસ્થાન. વીસ લાખની વસ્તીના આ શહેરમાં મસ્જિદોનાં એક હજાર મિનારા હતા. બાદશાહી સોના ટંકશાળ હતી. નાગોરથી સાલસેટ સુધીની સલ્તનતનું આ રાજનગર હતું. હુમાયુન અકબર જહાંગીરશાહ શાહજહાનને ઔરંગઝેબ બાદશાહો આપણી નગરીમાં વસી ગયેલા છે. બાદશાહજાદાઓ અમદાવાદની સ્રાબગિરિમાં ગૌરવ માણતા. શહેનશાહબાનુ નુરજહાન ને શાહબાનુ મુમતાઝ મહેલ આપણા સાબરતીરે રહી ગયાં છે. આઝમખાનનો મહેલ બાદશાહીના એક સુબેદારનો મહેલ છે. દાદા હરીહરની વાવ બાદશાહીની એક દાસીએ બન્ધાવેલી જલમહેલ છે. સરખેજનો રોઝો, શાહઆલમનો રોઝો, દરિયાખાનનો ઘુમ્મટ બાદશાહના ધર્મગુરૂઓના રોઝા છે. મુમતાઝની પ્રેમસમાધિ ને મૃત્યુવાસ યમુનાતીરે મંડાયા તે પૂર્વે મુમતાઝના રંગમહેલ ને સંસારવાસ સાબરતીરે મંડાયા હતા સર ટોમસરો અમદાવાદ જોઇને મોહ્યો હતો. તે ભાખી ગયો છે કે દેશ દેશની

વસ્તુઓ ને દેશદેશની જનતા માણેકચોકમાં ને ત્રણ દરવાજે એકઠી મળતી. ઉર્દૂ કવિતાનો પ્રથમ કવિ વલી અમદાવાદી હતો. ઇસ્લામની જાહોજલાલીનો ઇતિહાસ કંઇક વણભૂંસાયેલો આજે યે અમદાવાદમાં મોજૂદ છે. પછી ગુજરાતમાં જાગ્યો વૈષ્ણવ યુગ નરસિંહમીરાંથી મંડાયેલો એ કલાયુગ પ્રેમાનન્દ ને દયારામભાઇમાં ખીલી નીકળ્યો. વલ્લભ સંપ્રદાયની ફૂલમંડળીઓ ને હિંડોળા, પુંજા સામગ્રી, કીર્તનસંગીત ને છપ્પનભોગ તેમજ સ્વામીનારાયણ સંપ્રદાયના મન્દિરમહાલયો એમણે વૈષ્ણવી કલાવિધાનોથી ગુજરાતને શોભાવ્યું. આમ ગુજરાતનું ઐતિહાસિક કલાવિધાનોથી ગુજરાતને શોભાવ્યું. આમ ગુજરાતનું ઐતિહાસિક કલાવિધાન પંચામૃત સરિખડું પંચ પરમ દ્રવ્યોનું બનેલું છે.

ગુજરાતની સૌન્દર્યવાટિકા વિવિધ ને વિશાળ છે, જગન્મોહિની છે. એ સૌમાં ગુર્જરી સૌન્દર્યોદ્યાનની પરમ રસકલા, સર્વશ્રેષ્ઠ કૂલકલિકા તો ગુર્જર સુન્દરી; શું હિન્દુ કે શું ઇસ્લામી, શું પારસી કે શું ખ્રીસ્તી યાહુદી. ગુર્જર સુન્દરીના ગરબા ભરતખંડમાં અનુપમ છે, જગતભરમાં અનુપમ છે; ગુજરાતણ જગતસુન્દરીઓમાં એવી અનુપમ છે. ગુર્જર સુન્દરીઓનો પોષાક સગવડ સૌન્દર્ય લાજમર્યાદ ને માટે બેનમૂન છે; મદ્રાસમાં મહારાષ્ટ્રમાં બંગાળામાં ઘણી નવસુન્દરીઓ ગુજરાતના પોષાક ઉપર મોહી છે, ને ધારણે કીધો છે. ગુજરાતની સંસ્કૃતિની સંગીતની કલાની કવિતાની ધાર્મિકતાની ગુર્જર સુન્દરી પરમ પુણ્યકલિકા છે; એની પાંખડીએ પાંખડીએ અદ્ભુતને અલૌકિક પરિમલ પમરે છે. રાજમહેલોમાં તેમજ ગરીબોની ઝુંપડીઓમાં ગુર્જર યશકલારૂપ ગુજરાતણ જન્મે છે, રણવાસમાંની એ રાણકદેવડી ને સહસ્ત્રલિંગ તળાવ ખોદતી એ જસમા ઓડણનો પરિવાર નિર્વંશ નથી થયો ગુજરાતને ગામેગામ સતીઓની દેહરીઓ છે. ગુજરાતની ઓ નવસુન્દરીઓ! ગુજરાતની એ ગરવી ગુણિયલનું, એના પુણ્યનું, એના સૌન્દર્યનું. એના સતીત્વનું નવવિકાસને નામે. નવયુગને નામે, નવભાવનાઓને નામે ખૂન મા કરતી હો!

એ થઇ ગુજરાતના કલા ઇતિહાસની રૂપરેખા. ગુજરાતના અર્વાચીન કલાદર્શનની કાંઇક ઝાંખી કરી લઇએ.

આજે દેશની જે ગરીબી છે, પ્રજાની જે ગરીબી છે, તે જ કલા અને કલાવન્તોની ગરીબી છે, વીસમી સદી ભરતખંડમાં તો છપ્પનિયાથી બેઠી. તે પછીની યે પચ્ચીશીમાં કેટલીક ન્હાની ન્હાની દુકાળ છાંવડીઓ આવી ગઈ. મોંઘવારી ને અછત છપ્પનિયા પછી વધી. ગયાં. કલાઓની પણ એવી અછત, એવી મોંઘવારી છે. ત્હોયે ગુજરાત ભાગ્યું ભાગ્યું પણ ભરચ્ચ છે. ગુજરાતનો બગીચો કરમાયો છે, છતાં યે કરમાયેલો તે બગીચો છે. સો વર્ષ ઉપરે સ્વામીનારાયણના મન્દિરો બાંધનાર કારીગરો ગુજરાતમાં હતા; પોણોસો વર્ષ ઉપર આ હઠીભાઈની વાડી ને અંજનશલાકા બાંધનાર પ્રેમચન્દ સલાટ હતા; વીશેક વર્ષો ઉપર તઅજ્જુબ કરે એવું ફતાશાહની પોળમાંનું, ખેતરપાળની પોળમાંનું, શેઠની પોળમાંનું દહેરાસર બાંધનાર રવિકરણ ને ગુલાબજી હતા. પચ્ચાશેક વર્ષો ઉપર મૌલાબક્ષ ને આદિત્યરામજી જેવા સંગીતાચાર્યો ગુજરાત-ખોળે રમતા. રાજા રવિવર્મા આપણે ત્હાં નથી નીવડયા, પણ છેક ચિત્રકલા વિનાનું ગુજરાત નથી રહ્યું. સમસ્ત ભારત પૂજ્ય ને આર્યાવર્તપ્રખ્યાત એક ચિત્ર તો ગુજરાતને આ યુગમાં આપ્યું છે. આ પ્રજાયુગમાં, સ્વદેશભક્તિના આ સ્હેવારમાં, હિન્દ મૈયાની મૈયા સ્વરૂપી મૂર્તિ આપણા ગુજ-રાતી ચિત્રકાર સદ્ગત મગનલાલ લીલાધર શર્માએ આપી છે. માતૃભક્તિની તાદશ્યતા એ

ગુજરાતીએ ખડી કરી. કવિઓ તો અમે ઘણા કહેવાઇએ છીએ; ત્હોયે સાહિત્ય વાંઝિયું રહ્યું નથી. સરસ્વતી ચન્દ્રના ચાર પુસ્તકો લેઇને ૧૯ મી કે ૨૦ મી સદીની જગત્ સાહિત્ય પરિષદમાં પ્રવેશતાં ગુજરાતીઓને શરમાવું પડે એમ નથી. ગુજરાતના ધનિકો ધન કમાઈ જાણે છે એમ બોઅસે ને ટેપલે આપી યે જાણે છે. ત્રીસ લાખની સખાવત કરનાર જમશેદજી તાતા, પન્દર લાખની સખાવત કરનાર સર વિઠ્ઠલદાસ જેવા વિદ્યારસિક મહાગુર્જરો આ યુગના યુગપુત્રો છે. પ્રેમચન્દ રાયચન્દની ભારતીય ઉદારતા લાખ્ખોની હતી. અમદાવાદમાં જ રણછોડભાઈ કુટુંબની છેલ્લાં ૫૦ વર્ષોમાંની સખાવતોનો સરવાળો લાખ્ખોનો છે. ટીળક સ્વરાજ્ય ફાળાની વખતે લગભગ ૫૦ લાખ રૂપીઆ ગુજરાતીઓએ દેશયજ્ઞમાં હોમ્યા હતા. જગડુશાહ વિમળશાહ ને સમાળશાહનો, વસ્તુપાળ ને તેજપાળનો, પુણ્યશ્લોક એ ગુર્જર વૈશ્યોનો વંશ વિસ્તાર હજી આથમી ગયો નથી. મહારાજ સયાજીરાવ ગાયકવાડ જગતના કોઈ પણ મન્ત્રીમંડળમાં ઓજસ પાડે. મહારાજા જામશ્રી રણજિતસિંહજીએ ઇંગ્રેજી દેશોમાં ઇંગ્રેજી ખેલના અખાડાઓમાં દિગ્વિજય કીધો છે. મહાત્માજીનું મહાત્મ્ય ને કસ્તુરબાનું સ્રીત્વવર્તમાન ગુજરાતના દામ્પત્યનું એ પરમ દર્શન આજે જગત્વન્દના પામી રહ્યું છે. જગતનો તપસ્વી આજ આપણી વાડીએ છે. ગુર્જરી સૌન્દર્યવિધાનનાં આજનાં એ પુષ્પો કેટલાં સુન્દર છે! ગુજરાતની આત્મસમૃદ્ધિ ઓછી અધુરી, ઓસરેલી ત્હોયે થોડી નથી.

રસિક સજ્જનો ને સન્નારીઓ? સૌન્દર્ય અને કલાનો પરમ નિયમ સમપ્રમાણતાનો છે, ભાવના અને દર્શનની સમતુલાનો છે. વીસમી સદીમાં જગતની પ્રજાઓનાં નાવ ઝોલે ચ્હડયાં છે, ને આપણું એ જ્હાજ આજ ભરદરિયે ઝોલાં ખાય છે. સંસારની રાજ્યની જીવનની પ્રેમની પુણ્યપાપની ભાવનાઓની, તેમજ આનન્દ સૌન્દર્ય અદ્‌ભુતતત્વની જૂની નિયમાવલિઓ ઉપરથી આપણી શ્રદ્ધા ઉઠી ગઇ છે; શુદ્ધ શંકાઓ જન્મી છે, મહા અશ્રદ્ધાઓ ઉગી છે. એમાંની કેટલીક નિયમાવલિઓ તૂટી છે, કેટલીક તૂટે છે, કેટલીક તૂટશે. નવી નિયમાવલિઓ કઇ અને કેવી રચાશે? સૌન્દર્ય ભાવનાઓની એ ભાંગફોડમાં, રસશાસ્ત્રની સંક્રાન્તિમાં મ્હારી એ જવાબદારી છે; એ: છન્દોની નિયમાવલિઓનો સાર્વભૌમ અખંડ સત્તાવાદ મ્હારે યે જોડવો પડયો છે, એ છતાં યે ઉચ્ચે સ્વરે ઉચ્ચારૂં છું કે ઉચ્છેદ એ કલાકારનો પરમ કલાધર્મ નથી. સર્જન એ જ પરમ કલાધર્મ છે. સસારમાં રાજ્યમાં રસપ્રદેશમાં પ્રણાલિકાઓ અખંડ રહે ને ન બદલાય, એ અશક્ય છે. કાંઇક અવનવા યુગ ઉગશે જ, કંઈ કંઇ પ્રણાલિકાઓ બદલાશે જ. જગતની જાહ્નવી વહે નહીં, થંભી જાય એ બ્રહ્માંડનિયમના ઉત્ક્રાન્તિવાદથી વિરૂદ્ધ છે, યુગધર્મની વિરોધી સંસારની આત્મદેશની ઘટનાઓ પ્રગતિના યુગાન્તરોમાં પલટાશે જ. સંસારના ધર્મના રાજ્યના કવિતાના નવકલાવિધાયકોએ આ સંક્રાન્તિયુગમાં ન વિસરવાનું તો એકજ મહાસત્ય છે; કે પેતે ઉચ્છેદે છે વધારે કે સર્જે છે વધારે? બ્રહ્માંડ એ જ બ્રહ્માંડનાથનો પરમ ચમત્કાર છે, અદ્‌ભુત નિયમબદ્ધ એ ચમત્કાર છે, સુન્દર કલાવિધાન છે. સૌન્દર્યનાં સર્વ કલાવિધાન નિયમબદ્ધ ચમત્કાર છે. સૌન્દર્યશાસ્ત્રીની નિયમાવલિ એ કલાવિધાનની રસિક નિયમાવલિ છે. નકાર કે ઉચ્છેદ કલાકારોની ભાવના ન હોય. નવવિધાનની સ્થાપના એજ કલાવિધાયકોનું કલાધ્યેય હોય. ઇતિહાસની, પ્રાચીનતાની ભૂમિકા ઉપર નવવિધાનના સંસાર મ્હેલો સ્થાપવા એજ કલાનું પરમ લક્ષ્ય. I come not to destroy. but to fulfil—પયગમ્બરનો, સંસારશાસ્ત્રીનો, મહાકવિનો એ જ મન્ત્રોચ્ચાર હોય ડેકા ને લાઇકરગસ, મનુ પરાશર ને યાજ્ઞવલ્ક્ય પશ્ચિમના ને પૂર્વના એ પ્રાચીન સંસાર મન્વંતરીઓને એ જીવનમન્ત્ર હતો. નિજનિજના યુગના યુગધર્મની યુગસ્મૃત એમણે રચી.

આરસની શિલાનો ભાગીને ભૂકો કરવો એમાં કલાધર્મ નથી. આરસની શિલાને છેલી સમારી એ અણુઘડ અસંસ્કારી ધાટને ઘડી સંસ્કાર આપી સજીવન કરવી; રસના કે સંસારના બ્રહ્માંડના મહાકલાવિધાયકનો સજીવારોપણ એ જ પરમ કલાધર્મ છે. જર્જરિત પ્રાચીન પ્રણાલિકાઓ પડે એમાં સંસારને ભય નથી. એથી એ અનુપમ નવપ્રણાલિકાઓ મંડાય એમાં પ્રતિભા ને પ્રેરણાનું સાફલ્ય છે. અમદાવાદ શહેરનો કોટ પાડવો સહેલો છે. અમદાવાદની મ્યુનિસિપાલિટિ તોડવી-તોડાવવી સહેલ છે. ચિરસ્થાયી કાંગરા ને બુરજો બાંધવા, ભદ્રના દુર્ગ રચવા, એ જ અઘરું છે.

જયા-જયન્ત નાટકના આદિમાં સર્વદ્રષ્ટા બ્રહ્મર્ષિ ઉચ્ચારે છે કેઃ—

અમારે યોગીઓએ જોવાનું છે એ એક જ
કે જગત ઉંચે ચ્હડે છે, કે નીચે પડે છે.

ગતિ પ્રગતિ અવનતિનો, સંક્રાન્તિ યુગનો સરવાળો સારવનાર બ્રહ્મર્ષિએ સર્વદ્રષ્ટાની દૃષ્ટિથી એ જ સારવવાનું છે કે લોક કલ્યાણ માગે સંચરે છે કે અકલ્યાણને ? અમદાવાદીઓ ! ત્રીશેક વર્ષો ઉપર અમદાવાદના કોઈક શિખરેથી, હરકુંવર શેઠાણીની હવેલીની અગાસીએથી સ્વામીનારાયણના મન્દિરની અન્તરિક્ષ ઉભી દેવડીએથી, જેમણે અમદાવાદ ત્યારે નિરખ્યું હોય ત્હેને મારી એક વિનતિ છે. આજે ત્રીસ વર્ષો પછી ફરીથી એ અગાસીએ ચ્હડો ને નિરખો. ગુજરાત કોલેજની શિખરદેવડીમાં કે સેન્ટ્રલ બેન્ક ઓફ ઇન્ડિયાની ઉચ્ચી અગાસીમાં ઉભા રહો ને આસપાસ નિહાળો. વાંસમાંથી જેમ ફણગા ફુટે, ન્હાનકડી ટેકરીઓમાંથી જેમ ન્હાનકડાં શિખરો પ્રગટે, એમ અમદાવાદ શહેરના સારા પગથાર ઉપરથી હવેલીઓનાં નવ શિખરો પ્રકટી નીકળતાં દેખાશે. છેલ્લાં ત્રીશેક વર્ષમાં અમદાવાદની પોળોમાં કાદવ હતો તે ભરાયો, ને સડકો ઉપર આવ્યો. અમદાવાદનું વાતાવરણ સ્વચ્છ નિર્મળ પારદર્શક હતું તે અસ્વચ્છ ધુમાડિયું ઝાંખું-ઝંખવાતું થયું. પણ એ જ યુગમાં અમદાવાદ વામણું હતું તે ઉત્કંઠ થયું છે. કોટ ફરતી પ્રદક્ષિણા કરતાં ન્હાળો તો નવરંગી હવેલીઓ ઠામ ઠામ કોટના કાંગરા ઉપરથી ડોકિયાં કરે છે. અમદાવાદનો ધૂમાડિયો વાતાવરણ જોવો એ બીજી દૃષ્ટિ છે. અમદાવાદનાં ઉર્ધ્વગમન ને ઉર્ધ્વગમનના અભિલાષ નિહાળવા એ ત્રીજી દૃષ્ટિ છે. સંસારમીમાંસકોએ સર્વદ્રષ્ટા થવું ઘટે છે. અમદાવાદના ગુજરાતની પાટનગરીના ઉર્ધ્વગમનના એ અભિલાષ ઉચ્ચાટના ઓજસ માણવાના એ કોડ પ્રભુ પૂરા પાડો !

આ કલાપ્રવર્તક મંડળ છ એક માસનું બાલક છે. લગભગ સો એક એના સભાસદો છે. મુંબઈના છે, સુરતના છે, વડોદરાના છે, અમદાવાદના છે, સૌરાષ્ટ્રના છે, સમસ્ત ગુજરાતનું આ મંડળ છે, એક નગરીનું નથી. આ બાલકે જન્મતિથિએ જ નિશ્ચય કીધો કે વસંતપંચમી ઉપર કલાપ્રદર્શન ભરવું. ઘણા ધનિકોની ધનસહાયતાથી ને થોડા કલાવન્તોની કલાભક્તિથી આ પ્રદર્શન ભરાયું. પણ બાળકના તો બાળખેલ જ હોય ને ! કોઈ કવિનું પહેલું કાવ્ય કે કોઈ ચિત્રકારનું પહેલું ચિત્ર કહેવું હોય ? આ મંડળ મ્હોટું થશે— વયમાં ને સંખ્યામાં—ત્હારે કાંઈ નહીં તો પરમ દિવસે અમદાવાદમાં યે ગુજરાતનુ કલામન્દિર મંડાશે. સૌન્દર્યદેવીઓનાં કલામન્દિરે સ્થપાઈ નગરે નગરે સૌન્દર્યપૂજાના સમારંભ થશે, ત્હારે પ્રજાનો પરમ વિકાસ થયો માનશે. રોમ ને ગ્રીસના મહાલયોનાં ખંડેરો ને મહાકાવ્યો; મુગલાઈના દિલ્હી ને આગ્રા ને ફત્તેહપુર સીક્રીના રાજમહેલો, પ્રાચીન સંસ્કૃતિઓના એ તાજમહેલ ને કાદંબરી એ યુગના અમ્મર સંભારણાં છે.

સૌન્દર્યનો ધામ, સંસ્કૃતિનાં મન્દિરો, કલાનાં મહાલયો, ગરીબોની પર્ણકુટીરોના જેવાં ને બેરેકોજ પ્રજાજીવનનાં પોષક એક વિશાલ છે. સમાજના આત્માઓના રસજલના એ ફુવારા છે.

આવો સુન્દર ગુજરાત ભરતખંડનો ગુલઝાર ગુજરાત વ્યાપારપ્રધાન દેશ છે. ઉદ્યોગપરાયણ ગુજરાતના બન્દરોએથી ભરતખંડનો વેપાર દેશપરદેશ જતો આવતો. સુરત અમદાવાદ પાટણ સૌરાષ્ટ્રની જરીજરી ત્યાંથી જગતના બજારોમાં જતી. બાદશાહો અમદાવાદી મશરૂ ને કિનખાબ પહેરતા. ગુજરાતના હુન્નર ઉદ્યોગો ભૂતકાલમાં સૌન્દર્યવિહોણા કલાવિહોણા ન હતા, વર્તમાનમાં કલાવિહોણા ન જ હોય. કાપડમાં પોત ને ભાત બન્ને એ પારખુઓ તો પારખે છે. પ્રજાજીવનનું એ પોત એટલે હુન્નરઉદ્યોગો, એ ભાત એટલે સૌન્દર્ય ને કલા. ઉદ્યોગ ને કલાનો વિરોધ નથી. પોત ને ભાતની પેઠે એકબીજાની પૂરવણી છે. અમદાવાદી અતલસના રંગો, અમદાવાદી મશરૂની વિવિધ ભાતો, અમદાવાદી કિનખાબનું કસબીપણું, અમદાવાદની ઉદ્યોગભાવનાનું તેમ જ સૌન્દર્યભાવનાનું સ્થાન છે. ગુજરાતના કેટલાક કલારસિકો ને કેટલાક ધનિકોનો આ સમારંભ ગુજરાતના સર્વ કલારસિકો ને સર્વ ધનિકોનો સમારંભ થાય એવી કીયા ગુજરાતીની ભાવના ન હોય!

પણ આશાને એ આંબે મ્હોર ક્યારે આવે? પ્રેરણા ને પરિશ્રમ સંગાથે સંચરે ત્ય્હારે. સર્વ કલાવિધાયકોને મ્હારી એક વિનંતી છે: પરિશ્રમને પરિત્યાગશો મા. કલાકારનો સ્વભાવ જ લ્હેરખડો હોય છે. પણ આનન્દી પ્રકૃતિ એટલે આળસુ પ્રકૃતિ એમ અનર્થ થવો ન જોઈએ. પ્રેરણાના પ્રેરાયેલાઓને પણ પરિશ્રમનાં જ પાણી ઉછેરે છે. સર્વમાન્ય લોકોક્તિ છે કે Two of nispiration, & 98 p. c. of perspiration. ૨ ટકા પ્રેરણા ને ૯૮ ટકા પ્રેરણાનાં અંકુરો પરિશ્રમના પાલણ વિનાનાં બાલપણમાં જ કરમાઈ જતાં અનેક દીઠાં છે.

ધર્મકલાને કેળવણીના પાયા સમદૃષ્ટિ ઉપર માંડજો; પક્ષાપક્ષીમાં પરમેશ્વર નથી.

વસન્તોત્સવ રચ્યે મ્હારે તો પચ્ચીસ વર્ષો વીતી ગયાં. અમદાવાદ આજ વસન્તોત્સવ ઉજવે છે, આજે આનન્દ ને હુલ્લાસનું પર્વ છે. મહાત્માજીની આઝાદી પણ અણધાર્યો આનન્દ ઉભરાવે છે. પવિત્ર ને પુણ્યવન્તી સૌન્દર્યપૂજાનો નવયુગ આજથી આરંભાય છે. એ સૌન્દર્યપૂજા જો છાયાપૂજા નહીં હોય, એ હુલ્લાસ ને આનન્દ આથમતા સૂર્યના માત્ર વાદળરંગોજ નહીં હોય. તો પ્રજાજીવનમાં આત્માનન્દના ફુવારા તે ઉડાવશે. આશાઓ અનેક હોય. સર્વ આશાઓ કાંઈ ફ્લતી નથી. વ્યક્તિઓનાં પુરુષાતન, પ્રજાનાં ભાગ્ય, પ્રભુના પરમ સંકેત, એ સહુમાંથી શુભાશુભ ભવિષ્ય પરિણમશે. ભાવિનાં વચન આપવાં ખોટાં છે, કારણ કે ભાવિ મનુષ્યાધીન છે તેથી અનેકધા અગમ્યને આધીન છે

ગુજરાતમાં આર્યસંસ્કૃતિ હતી; બૌદ્ધ સંસ્કૃતિ આવી ગઇ; ને જૈનસંસ્કૃતિ ભાગ્યવિધાતા થઇ. પછી ગુજરાતને ઇસ્લામે ને વૈષ્ણવોએ ઓપ દીધા. ગુજરાતને અહિંસાત્મક જૈનસંસ્કૃતિએ રાખ્યું. ગુજરાતના રાજકુળને જૈનસંસ્કૃતિએ સંરક્ષ્યું: ગુજરાતની પ્રાકૃત અષ્ટાધ્યાયી પરમ સમર્થ જૈનાચાર્ય હેમચન્દ્ર સુરીજીએ રચી; જૈનોના રાસાઓએ ગુજરાતી સાહિત્યનું વ્હેણુ વ્હેતું રાખ્યું એ જૈનસંસ્કૃતિને ઓ પ્રમુખ શ્રી! આપના સ્વર્ગસ્થ વડિલશ્રીએ, એ વડિલના ને આપના પૂજ્ય બ્રહ્મચર્યવર્ચસ્વી આચાર્યશ્રીએ આ જમાનામાં પોષી પ્રફુલ્લાવી છે. અમદાવાદના લગભગ અડધા શેઠિયાઓએ પ્રજાપ્રતિનિધિ સભાને યોગ્ય આપને હમણાંજ ઉચ્ચાર્યા છે. આશા છે કે આપને શુભ હસ્ત અમદાવાદનું સાર્વજનિક કલ્યાણ થશે. ગુજરાત કલાપ્રવર્તક મંડળ વતી, ગુજરાતના કલારસિકો વતી, ગુજરાતનું આ કલાપ્રદર્શન ખુલ્લું મૂકવાની, ગુજરાતના સૌન્દર્યનો મુગ્ધ, ગુજરાતની ઐતિહાસિક આત્મસમૃદ્ધિનો ગૌરવશાળી, ગુજરાતના જગતસન્દેશનો એક ઉપાસક, ગુજરાતી સૌન્દર્યમન્દિરનો આ પૂજારી ગુજરાતનાં રસરસિયાં નરનારને અભિવન્દી આપને વિનતિ કરે છે.



સૌન્દર્યનાં ધામ, સંસ્કારિતાનાં મન્દિરો, કલાનાં મઠાલયો, ગરીબોની પર્ણકુટીરોના જેવાં ને ઉદ્યોગ પ્રજાજીવનના પોષક ને વિકાસક છે. સમાજના આત્મામાંના રસજલનાં એ ફૂવારા છે.

આપણો સુન્દર ગુજરાત, ભરતખંડનો ગુલઝાર ગુજરાત વ્યાપારપ્રધાન દેશ છે. ઉદ્યોગ-પરાયણ ગુજરાતના બન્દરોએથી ભરતખંડનો વેપાર દેશપરદેશ જતો આવતો. સુરત અમદાવાદ પાટણ સૌરાષ્ટ્રથી કારીગરી ત્યાંથી જગતના બાઝારોમાં જતી. બાદશાહો અમદાવાદી મશરૂ ને કિનખાબ પહેરતા. ગુજરાતના હુન્નર ઉદ્યોગો ભૂતકાળમાં સૌન્દર્યવિહોણા કલાવિહોણા ન હતા, વર્તમાનમાં કલાવિહોણા ન જ હોય. કાપડમાં પોત ને ભાત બન્ને યે પારખુઓ તો પારખે છે. પ્રજાજીવનનું એ પોત એટલે હુન્નરઉદ્યોગો, એ ભાત એટલે સૌન્દર્ય ને કલા. ઉદ્યોગ ને કલાનો વિરોધ નથી. પોત એ ભાતની પેઠમ એકબીજાની પૂરવણી છે. અમદાવાદી અતલસના રંગો, અમદાવાદી મશરૂની વિવિધ ભાતો, અમદાવાદી કિનખાબનું કસબીપણું, અમદાવાદની ઉદ્યોગભાવનાનું તેમ જ સૌન્દર્યભાવનાનું દર્શન છે. ગુજરાતના કેટલાક કલારસિકો ને કેટલાક ધનિકોનો આ સમારંભ ગુજરાતના સર્વ કલારસિકો ને સર્વ ધનિકોનો સમારંભ થાય એવી કીયા ગુજરાતીની ભાવના ન હોય!

# સ્ત્રીઓનો દરજ્જો.

લેખક—સદ્‌ગત વી ટી. કોઠારી. બી એ. એલ. એલ. બી. વકીલ-કરાંચી.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૬૨ થી ચાલુ. )

નારી નર્કનું દ્વાર તેમજ મનુષ્યના સંકટ આપત્તની જનની ગણાતી હતી. તેણીએ પોતે અબળા છે તે એક વિચારથીજ શરમાવું જોઇએ.

તેણીએ તપ નિયમના આચરણો કરવા જોઇએ કારણકે પૃથ્વી ઉપર તે શ્રાપ આણનારી છે. તેણીએ તેના વસ્ત્રથી પણ લજ્જાવું જોઇએ કારણકે તેણીના વિનિપાતનું તે ચિન્હ છે. તેણીએ તેના સૌંદર્યથી શરમાવું જોઇએ કારણકે તે શેતાનની રમતનું સંધાન છે.

શારિરીક સ્વરૂપ ધાર્મિક લેખકોના આક્ષેપોનું ખાસ કારણ છે, અને વિષય છે અને જો અપવાદરૂપ માત્ર એકજ દાખલો છે, તે એ કે મધ્યકાળમાં ધાર્મિક ગુરૂઓની કાન્તિ તેની કબરો ઉપર કોતરવામાં આવતી હતી. મુક્કી (ptogincion) સભાએ સ્ત્રીને તેણીની અશુદ્ધિને લઇને નગ્ન હાથે enchtist નહિ ગ્રહણ કરવાનું ઠરાવ્યું હતું તેઓનો હલકો દરજ્જો હંમેશાં ધ્યાનમાં રાખવામાં આવતો હતો.

ઉભય જાતિ વાસ્તે કાયદા રચવામાં આ શિક્ષણે અસર કરી છે. તે માનવું સંભવિત છે. જંગલી લોકોના કાયદાઓ અબળાની અશક્તિ અને મુશ્કેલીઓજ બતાવે છે અને કાયદાની દ્રષ્ટિથી તેઓના તરફેણમાં કોઈ પ્રવૃત્તિ થઈ તો તે constantineથી તે guot inian ના રાજ્યમાં પરંતુ સાથે એટલું જોવાનું છે મધ્યકાલીન કાયદાએ સ્ત્રીને જંગલી કાયદા કરતાં પણ હલકી ગણી છે.

કેથોલિક શિક્ષણને લઇને વિવાહો કરવાના સિદ્ધાંત ઉપરની અંગત અડચણો અને બંધનો તેમજ સ્ત્રીને હલકી લેખવાના શિક્ષણ ઉપરાંત અનેક કાયદાઓથી સ્ત્રીને કોઇ મોટા માલની મીલકતની માલેક અને વારસ થતી અટકાવવામાં આવી હતી અને તેણીના વાસ્તે બે રસ્તા ખુલ્લા મુકવામાં આવ્યા હતા. કાંતો વિવાહ અથવા તો મઠમાં રહેવાનું. કૌમારા કાયદાથીજ સ્ત્રીનો હલકો દરજ્જો સ્વીકારવામાં આવતો હતો. અને રોમનો ઉદાર કાયદાને કે જેથી કુમારિકાને નહિ વારસ થાતો અન્યાય મટાડવામાં આવ્યો હતો તે તદ્દન નષ્ટ થયો.

જ્યારે પણ ધાર્મિક કાયદાની સરસાઈ આપણે જોઇ છે ત્યારે તેને પરિણીત સ્ત્રી અને કેથરિનના વારસાઇ હકને ભોગ આપતો અનુભવ્યો છે.

સ્ત્રીઓની આ પ્રકારની મુશ્કેલીઓ અને વિટંબણાનો અંત ૧૮માં સૈકાના છેવટ સુધી આવ્યો નહોતો.

french સંક્રાંતિ નેતાઓએ જો કે sieyes condorcet ની સ્ત્રીઓને રાજદ્વારા સ્વતંત્રતા આપવાની માંગણી જો કે ઉડાડી મેલી તોપણ સ્ત્રીપુરૂષને સમાન વારસ તરીકેનો હક સ્વીકાર્યો હતો અને આવી રીતે કાયદા અને પ્રજામતમાં મહાન વિપર્યાસ ઉત્પન્ન કરવાને નસીબદાર નીવડયો છે, જે વ્હેલો મોડો સકળ પૃથ્વી ઉપર ફરી વળવાનો જ.

શુદ્ધિનો આશય ઉચ્ચતર બનાવવામાં પ્રયાસી ક્રીશ્ચીઅન ગુરૂઓને જંગલી લોકોના હુમલાઓ તેમજ વિજયથી ઘણી સહાયતા મળી હતી. ગુલામોની સંસ્થાનો નાશ, રમત ગમતના અખાડાનું ઘણીક વખતનું બંધ થવું, અને ગરિબાઇ જે હુમલાને લીધે લોકોમાં આવી હતી તે સર્વે સ્ત્રીના સદ્‌ગુણને સહાયક હતા. અને આ બાબતમાં તુફાની, હુલડી, બીનકાયદાસર જંગલી જાતો સંસ્કૃત પ્રજા કરતાં સરસાઈ ભોગવતી હતી. Tacitus એ તેની પ્રસિદ્ધ પુસ્તકમાં ઘણીજ શ્લાઘા મિશ્રિત ભાષામાં જરમન લોકોની રીતિ શુદ્ધિની તારીફ કરે છે.

વ્યભિચાર તે લોકોમાં તદ્દન વિરલ હતો વ્યભિચારીણીને મુંડન કરી ઘર બહાર કાંઢી મેલવામાં આવતી અને ગામમાં પ્રહાર મળતો. મનોહરતા, લક્ષ્મી કે યૌવન એક વખત પાપ કરેલી સુવતિ વાસ્તે પતિ મેળવી શકતા નહોતા. અનેક પત્ની વિવાહ માત્ર રાજેશ્વરોને વાસ્તેજ અમલમાં હતો જે લોકો પણ અનેક પત્ની વિવાહને માન મરતબાનું ચિન્હ ગણતા અને નહિ કે વિષયતૃપ્તિના સાધન તરીકે માતાઓ પોતેજ પોતાના બાળકોને ધાવણ આપતી.

બાળક વધ પ્રતિબદ્ધ હતો. વિધવાઓ પુનર્વિવાહ કરી શકતી નહોતી.

પુરૂષો કારાગૃહથી તેઓની સ્ત્રીના હિત વાસ્તે બીતા અને નહિ કે પોતાના વાસ્તે. તેઓ એવું માનતા કે સ્ત્રીમાં અગમબુધી અને દૈવી શકિત હોય છે. અને તેઓને ભવિષ્યવેત્તા તરીકે વારંવાર પૂછતા હતા અને સલાહ અનુસાર કર્તવ્ય કરતા.

એવું મનાય છે કે Tacitusની આ પ્રસિદ્ધ પુસ્તકનો હેતુ, પોતાના હમવતનીઓની દુરાચારી રીતભાત બાબત ઠપકો દેવાનો હતો અને તેથી અસંસ્કૃત પ્રજાના સદ્‌ગુણોને ઘટ રંગે ચિત્ર્યા છે. પરંતુ આ દર્શનમાં સત્યનો અંશ ઘણો છે તેના આપણી પાસે પુરાવા છે.

Salavian જે ત્રણ સૈકા પછી જ્યારે આ જંગલી લોકોએ સુધરેલા રોમને આધીન કર્યું ત્યારના રીતરીવાજ વર્ણવે છે તેમાં તે ઉપર કથિત હકીકતને મળતીજ બીના કહે છે. તે કહે છે કે, જર્મન સુંદરીઓમાં પાવિત્ર્ય અને શીલની લાગણી ઘણી તીવ્ર હતી અને વશ કરેલી પ્રજાના દુર્ગુણ, આ લોકોના સદ્‌ગુણો તફાવત રજુ કરે છે.

અપૂર્ણ.



# સ્ત્રી રત્ન.

## સ્ત્રીઓના ઘણાજ રોગનો નાશ કરનાર.

સ્ત્રીઓના તમામ દરદોનો સ્ત્રી રત્ન નામની દવા નાશ કરે છે. રજસ્વળા અનિયમિત વધારે કિંવા કમી આવતું હોય તેને નિયમિત લાવે છે. અતિવિહાર અને બાળલગ્નથી થએલ વ્યાધિને દુર કરે છે વારંવાર તથા વધારે પેશાબનું થવું તથા શરીરનું ધોવાવું (ધાતુનું જવું) આવા દરદોને માટે રામબાણ છે. જાથુની બદહજમી, કમતાકાત, કબજીયાત, સંગ્રહણી, પેટનું આફરવું, છાતીનો બળતો દાહ, ખારા, ખાટા, તીખા, ઓડકાર, ચૂંક, આંકડી, પેટનું દરદ, હેડકી, પીચોટી, (બંબોઇનું ખસવું) થોડા ખોરાક ખાવાંથી પણ ઊલટી, ગોળો ચડવો, વેણાંચુથા કળતર, કમ્મરનો દુખાવો, બરડાની ફાટ મસ્તક સુળ વગેરે દરદો માટે સ્ત્રીરત્ન નામની દવા ઉંચામાં ઉંચી અને અકસીરમાં અકસીર નિવડી ચૂકી છે ગોળી ૧૦૦)ની ડબી ૧ કીં. રૂ. ૨–૮–૦ ખાસ પરેજ-નથી

## ગર્ભ ધારણની અકસીર દવા.

સ્ત્રીઓને માટે આ એક આશીર્વાદ સમાન દવા છે સ્ત્રીઓને ગર્ભ ન રહેવાના સાત દોષ (રોગ) છે તેમાંથી આ દવા છ દોષ (રોગ) ને મટાડી ગર્ભ ધારણ કરાવે છે, ઇશ્વરઇચ્છાથી આ દવાથી ઘણી સ્ત્રીઓને વાંઝીયાપણામાંથી મુક્ત કરી સહપુત્રા (બચ્ચાવાળીઓ) કરી છે! ડબી ૧ની કિં રૂ ૨–૮–૦

એક ડબ્બી ચાર માસ ચાલે છે અને તેટલી મુદતમાં ગર્ભ રહે છે વાપરવાની હકીકત ડબી સાથે રાખવામાં આવે છે

## લોહીવા રક્ત પ્રવાહ.

આ દરદ સ્ત્રીઓને ભયંકર લાગે છે અને તે ગમે તેટલા જોરમાં હોય તો પણ પહેલેજ દીવસે ફાયદો થાય છે ડબી ૧ની કીં રૂ ૨–૮–૦

## શ્વેતપ્રદર.

આ દરદ સ્ત્રીઓને બહુજ ખરાબ છે અને તે વધારે વખત-રહેવાથી ઘણી નબળાઈ આવી મરણને શરણ થાય છે માટે આ રોગની દવા તાકીદે કરવી ડબી ૧ની કીં રૂ ૨-૮–૦

## બાળાગોળી.

બાળકાને આ ગોળીથી ઘણોજ આનંદ રહે છે અને રૂષ્ટ પુષ્ટ થાય છે ગોળી ૧૦૦ની ડબી ૧ની કીં રૂ ૧–૦–૦

મફત !!! ધાતુ વિકાર આર્તવ વિકાર. મફત !!!

વધારે વિગત જાણવા અને સ્ત્રી તેમજ બાળકના દરદની તમામ દવાઓનો ભંડાર નામે "આર્તવ વિકાર" નામનું પુસ્તક એક કયાર્ડ લખી મફત મંગાવી લ્યો

**વૈદ શા. ગીરધરલાલ કહાનજી મુ ધોળકા, જી અમદાવાદ.**

# જૈન વનિતા વિશ્રામ ગોપીરા-સુરત.

## ટ્રસ્ટીઓ.



સુરત જૈન વનિતા વિશ્રામના વ્યવસ્થાપિકા ગયા ભાદ્રપદ માસમાં મુંબઈની મુસાફરીએ ગયા હતાં. અને ત્યાં ફંડનું પ્રચાર કાર્ય કરતાં જણાયું કે મુંબઇ જેવા બહોળા ક્ષેત્રમાં ઘણાખરા બાઇઓને તો આ **જૈન વનિતા વિશ્રામ** સંસ્થા છે એવીજ ખબર નથી જો તેમના ધ્યાન ઉપર આશ્રમની પ્રવૃત્તિઓ આવે તો તેમના તરફથી આશ્રમને સારૂં ઉત્તેજન મળી શકે તેથી ઉપર દર્શાવેલ બ્હેનોને મુંબઈમાં આશ્રમના કામનો પ્રચાર કરવા અર્થે સંવત ૧૯૮૦ના વર્ષથી નિમવામાં આવ્યાં છે. હવેથી મુંબઇમાં આશ્રમ સંબધી ફંડ તેમ પ્રચારનું કાર્ય તેમના ઉત્સાહભર્યા પ્રયાસથી સારૂં થઇ શકશે. શ્રીમંત બાઇઓ ને બ્હેનોને જણાવવામાં આવે છે કે આ કમીટીમાંથી ગમે તે બ્હેનને મળી મદદ માટે નિર્ણય કરી પોતાનો ઉદાર હાથ આ સંસ્થા માટે લંબાવવો જોઇએ.

વ્યવસ્થાપક મહિલા ભૂષણ,
જૈન વનિતા વિશ્રામ, ગોપીપરા-સુરત.

Registered No. B. 1654.

॥ श्री गौतमायनमः ॥

સુરત જૈન વનિતા વિશ્રામને અંગે પ્રકટ થતું માસિક

# મહિલા ભૂષણ

सद्गुणनीतिविधायकलेखै रुचिरं प्रकाश्यते धर्म्यम्
महिलाभूपणमेतत्सर्वस्त्रीहितकृते सततम् ॥

પુસ્તક ૪ થું.] માઘ સંવત ૧૯૮૦. [અંક ૯ મો.

## વિષયાનુક્રમણિકા.



સંપાદિકા,

રૂકિમણીબાઈ રા. સા. હિરાચંદ મોતીચંદની વિધવા.

જૈન વનિતાવિશ્રામ. ગોપીપુરા-સુરત.

વાર્ષિક લવાજમ રૂા. બે પોસ્ટેજ સાથે અગાઉથીજ.

# જરૂરી સૂચના.

સુરત જૈન વનિતા વિશ્રામને અંગે મોકલાતી મદદ તથા મહિલા ભૂષણના લવાજમના રૂા. હવે અમદાવાદના ગ્રાહકોએ પણ નીચેને શિરનામેજ મોકલી આપવા કૃપા કરવી. અમારા વતી ત્યાં કોઇને સ્થાનીક પૈસા આપવા નહિ.

વ્યવસ્થાપિકા—સુરત જૈન વનિતાવિશ્રામ, ગોપીપુરા—સુરત.

---

સુરત જૈન વનિતા વિશ્રામની બાળાઓ માટે

## ૨૫ રેંટીઆની જરૂર છે.

કોઈ ઉદારચિત્ત સજ્જન સદ્ગૃહસ્થ અથવા બ્હેન તરફથી આ જરૂરીયાત પુરી પાડી રાષ્ટ્રિયસેવાનું મહત્ પુણ્ય પ્રાપ્ત કરાશે એવી આશા છે.

વ્યવસ્થાપિકા—સુરત જૈન વનિતાવિશ્રામ, ગોપીપુરા—સુરત

---

## શ્રી જૈન વનિતાવિશ્રામનો હેતુ.

આ સંસ્થાનો મુખ્ય હેતુ એ છે કે વિધવા બ્હેનો આ સંસ્થામાં રહી સાધુ જીવન ગાળે, ધર્મનીતિ સંબંધી જ્ઞાન પામે, તેઓનું નિરૂદ્યમી જીવન ઉદ્યોગી બને, તેઓ કર્તવ્યપરાયણ થાય, તથા તેઓની માનસિક તથા આધ્યાત્મિક સ્થિતિ સુધરે કે જેથી તેઓનું જીવન આપોઆપ શાંતિવાળું ગૌરવવાળું તથા આત્મશ્રદ્ધાવાળું બને, અને તેઓ પોતાના કુટુંબને સહાયક તથા સમાજને પણ ઉપયોગી થઈ પડે, તે ઉપરાંત સધવા શ્રાવિકા બ્હેનો તથા જૈન કન્યાઓને ધર્મનીતિની તથા વ્યાવહારિક કેળવણી આપવી કે જેથી તેઓ ઉત્તમ ગૃહિણી તથા માતા બને અને કર્તવ્યનિષ્ટ થાય.

ઠે૦ ગોપીપુરા—સુરત.

---

આ પત્ર સુરત-ચોટાના પૂલ ઉપર ટાંકી પાસે આવેલા "શંકર" પ્રિન્ટીંગ પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યું અને બ્હેન રૂક્મિણી હીરાચંદ મોતીચંદની વીધવાએ ગોપીપુરા સુરતમાંથી પ્રગટ કર્યુ.

# મહિલા ભૂષણ.

પુસ્તક ૪-થું  માઘ, સંવત ૧૯૮૦.  અંક ૯ મો


## બ્રહ્મચર્યના અભિલાષિને સમગ્ર જનતાપર ભાવના.

**પુરૂષોને—** શાર્દૂલ.

(પોતાની ધર્મપત્ની સિવાય.)

મોટી તે સૌ માતૃતુલ્ય ગણું હું,
છોટી ગણું પુત્રીઓ;
જે હોય સમવર્ષમાં મુજ તણી,
તેને ગણું ભગ્નિઓ.

**સ્ત્રીઓને—**

(પોતાના ધર્મપતિ સિવાય.)

મોટા તે સૌ પિતૃ તુલ્ય ગણું હું,
છોટા ગણું પુત્રકો;
જે હોય સમવર્ષમાં મુજ તણા,
તેને ગણું બંધુઓ.

**સર્વને—**

એવી માનવ માત્રમાં
મુજ થજો પ્રીતિતણી વૃષ્ટિયો,
આ અર્થે મુજને પ્રભો, કરી કૃપા
આશિષ એવી દીયો.



# નામની કરામત !

(લેખકઃ—બાલકવિ—જામનગર.)

શંકરલાલને તે બાળક હતો ત્યારથીજ કવિતા લખવાનો શોખ હતો. અને તેણે ૨-૮-૧ લખવાની શરૂઆત પણ કરી હતી.

ઘણા પરિશ્રમથી નોટબુકના પાનાપર લાલ શાહીથી ફ્રેમની જેમ ડબલ લીટીઓ મારીને તે બેવડી લાઇન વચ્ચે તે પાનડાઓની વેલબુટ્ટી ચીતરીને તે બોર્ડરવાળા પાનામાં એ લીલી શાહીવડે પોતાની કવિતાઓ લખી રાખતો. અને નોટના મુખપૃષ્ટ—ટાઇટલ ઉપર 'શંકરલાલ શાસ્ત્રી' એવાં અક્ષરો લખી રાખવામાં પણ તે જરાએ વિસરતો નહીં !

પોતાની એક એક કવિતા તે જુદા જુદા માસિકો તરફ મોકલવા લાગ્યો પરંતુ તેને કયાંઈજ સ્થાન મળ્યું નહિ. એટલે શંકરલાલે નિશ્ચય કર્યો કે થોડાક પૈસા ભેળા થાય એટલે પોતેજ માસિક શરૂ કરવું.

શંકરલાલના પિતા ગુજરી જવા પછી તેના હિતેચ્છુ મિત્રોએ અને વડીલ માણસોએ તેને વારંવાર કહ્યું કે "ભાઈ! કાંઇક ઉદ્યોગ ધંધે ચડો. નોકરીનો પ્રયાસ કરો. ખાલી કવિતાઓ અને લેખો લખવામાં વખત ગુમાવો નહિ."

શંકરલાલ જરા હસ્યો, અને પાછું પોતાનું લખવાનું કામ શરૂ કર્યું. એક, બે, ત્રણ પુસ્તકો એક પછી એક છપાવી કાઢયાં.

પોતાના આ પુસ્તકોથી ગુર્જર-સાહિત્યમાં ઉમેરો થઇને ઘણી ધમાલ મચી રહેશે એવી તેણે મોટી આશા બાંધી હતી. પણ વ્યર્થ ! કાંઈ ભાવજ પૂછાયો નહિ !

એક વાચકના મનમાં માત્ર ઘણી ધમાલ મચી રહી. એ વાચક તે શંકરલાલનો નકાનો ભાણેજ હતો ! તેણે હમણાંજ મૂળાક્ષરો અને બારાક્ષરી પૂરાં કર્યાં હતાં. એટલે, નવા વાંચનની અભિરૂચીથી તે જે ચોપડી હાથમાં આવતી તે એ મહેનતથી વાંચવા મંડી જતો.

એક દિવસે એક ચોપડી હાથમાં લઇ, દોડતો દોડતો તે મામા પાસે આવ્યો. અને બોલ્યો—"જુઓ, જુઓ મામા ! અહીં તમારૂં નામ છે !" મામાએ હસીને સ્નેહથી ભાણેજને બાઝી લીધો. કેમકે તેની આટલી છેક બાલ્યાવસ્થામાં તે અક્ષરો વાંચતા લાગ્યો. અને તેમાં પણ મામાનું—પોતાનું નામ !

પોતાની પેટી ઉઘાડીને તેમાંથી એક પુસ્તક કાઢીને મામાએ પોતાના ભાણાને કહ્યું—"બાબુ! લે આ વાંચ જોઉં".

બાબુએ એક પછી એક અક્ષર બેસાડીને વાંચ્યું. ત્યાં તો ફરી મામાનુંજ નામ !

પેટીમાંથી ફરી બીજું એક પુસ્તક નીકળ્યું. તેના ઉપરનું નામ બાબુએ વાંચી જોયું—તો એ નામપણ મામાનુંજ.

એક પછી એક ત્રણ પુસ્તકોપર જ્યારે બાબુએ મામાનુંજ છાપેલ નામ જોયું. ત્યારે તેટલાથી તેને સંતોષ થયો નહિ. તેણે પોતાના ઝીણકા નાજુકડા હાથ આગળ કરતાં ઘણાંજ હર્ષથી પૂછ્યું–"મામા ! મામા ! તમારું નામ હજી કેટલાં–કેટલાં ચોપડાંપર છે ? સો–ચાળીસ કે દશ–પચાશ–ચોપડાંપર ?"

પોતાના નેત્રપરથી હાથ ફેરવી શંકરલાલે કહ્યું–"એ ધીરે ધીરે જણાશે તને."

એ ત્રણે પુસ્તકો બગલમાં મારીને બાબુ ઘરમાંની કામ કરનારી દાસીને બતાવવાને તે કુદકો મારતો મારતો ગયો !

* * * * *

વચલા થોડા અવકાશમાં મામાએ એક નાટક લખ્યું હતું. મહાત્મા ગાંધીજી એ નાટકના નાયક હતા.

તેના મિત્ર રતિલાલે ઉત્તેજન આપવા અર્થે કહ્યું–" ઓહો ! આ નાટક તો સ્ટેજ ઉપર ખુબ સારી છાપ પાડશે ! ગમે તે કંપની આ પ્લે ભજવવાને માટે માગણીપર માગણી કર્યા કરશે."

રસ્તે, રસ્તે અને ચૌટે, ચૌટે પોતાના લખેલ નાટકના મોટા મોટા અક્ષરોની અને તેના કરતાં જરા નહાના કદના અક્ષરોથી પોતાના નામની જાહેર ખબરો ચોટાડાયલી મામાને માનસિક નજર આગળ ચોખ્ખે ચોખ્ખી દેખાવા લાગી ! નગરરૂપી સુંદરીના અંગપર એ જાણે એક જાહેર ખબરના રંગબેરંગી ચોટેલા કાગળો તે દાગીનાજ થઇ પડયા હોય !

આજે રવિવાર હતો. મામાના નાટ્યપ્રિય દોસ્ત જેહુજીભાઇ, રતીલાલભાઇ નાટક કંપની તરફ મામાશ્રીના નાટકનો નિકાલ શું આવે છે તે જાણવાને ગયા હતા. શંકરમામા ઉત્કંઠાપૂર્ણ તેમની આવવાની રાહ જોતા હતા !

રવિવાર એટલે બાબુની નિશાળને પણ રજાજ હતી. તેણે સવારથી આજે જુદીજ રમત કાઢી હતી. મામાનું મન આજે ઠેકાણાપર ન હોવાથી તેમનુ માત્ર તેનાપર ધ્યાન ગયું નહિ !

બાબુની નિશાળ પાસેજ એક છાપખાનું હતું, એ છાપખાનામાંથી તેણે પોતાના નામના સીસાના ટાઇપ મેળવી આણ્યા હતા. તેમાં કેટલાંક અક્ષર બહુ મોટાં હતાં, તો કેટલાંક તદ્દન નહાના હતાં !

ગમે તે પુસ્તક હાથમાં આવતું, કે એ પોતાના નામના સીસાના ભેળા કરેલા અક્ષરોપર શાહી ચોપડીને બાબુ એનાપર ઝપાટાથી પોતાનું નામ છાપી કાઢતો હતો. કેમકે મામાને આશ્ચર્યથી અંકિત કરી દેવા જોઇએ ખરાને ?

મામાને તેણે આશ્ચર્યથી દિંગ બનાવ્યા ખરાજ ! તે એકવાર દિવાનખાનામાં આવીને જોવા લાગ્યા, ત્યાં બાબુ મશગુલ બની પોતાના છાપવાના કામમાં મંડયો હતો.

" કાં બાબુ ! શું કરે છે ?"

પોતે શું કરે છે એ તેને મામાને ઉત્સુકતાપૂર્વક બતાવી આપ્યું. કેવળ ત્રણજ પુસ્તકો પર નાહ પણ લગભગ પચીસેક પુસ્તકોપર બાબુનું નામ છપાએલ !

"આ શું! લખવા વાંચવાનું મળે નહિ ને ગધેડો! ખાલી રમત રમ્યા કરે છે! વળી આ રમત પણ કઇ જાતની?"

બાબુએ મહા મહેનતથી મેળવી આણેલા તેના નામના અક્ષરો મામાએ તેના હાથમાંથી જબરાઇથી ઝુંટાવી લીધાં.

બાબુ દુઃખથી–શોક પૂર્ણ રડવા લાગ્યો. પછી તે વધારે–ને વધારે ઉંચા સ્વરે–રસપૂર્ણ રડવા લાગ્યો! એ પછી તે જરા રહી રહીને થાક ખાઇને રડવા લાગ્યો. કોઇ રીતે તેનું મનામણું થયું ન હતું. તેમ એ રડવાનો પણ રહેતો ન હતો.

* * *

કામ કરનારી ડોસી દોડતી તેની પાસે આવી અને બોલી–"બાબુભાઈ! શું થયું?

બાબુએ રડતાં રડતાં કહ્યું–"મારું નામ!"

તેની માતાએ આવી પૂછ્યું–"કેમરે બાબુ! શું થયું?"

જરા હાંસીને બાબુ બોલ્યો–"મારું નામ!"

ડોસીએ બાબુના હાથમાં એક મગજનો લાડવો આણી આપ્યો. બાબુએ તુરત તે નાદ કરતો ફેંકી દીધો. અને તે રડતાં રડતાં બોલ્યો–"મારું નામ!"

તેની માતાએ આગળ આવીને કહ્યું–"બાબુ! જો આ તારી આગગાડી! લે, જો. કેવી મજાની છે?"

એ ગાડી ફેંકી દઇને બાબુ મોટેથી બૂમ પાડતો બોલ્યો–"મારું નામ!"

નાટક કંપની તરફથી શંકરલાલના દોસ્ત પાછા આવ્યા. દરવાજા સુધી સામા દોડતા જઇને મામાએ પૂછ્યું–"કાં રતિભાઈ! કાં જેઠુભાઇ! શું થયું?"

"ભાઇ! શું કહેવું? આ પ્લે તેમને પસંદ ન પડી!"

ઘણીવાર સુધી મામા ચુપચાપ રહ્યા. કેટલીકવારે તે બોલ્યા–"બસ. મારું બધું જાય તો શું ચાલશે. પણ હું મારી પોતાનીજ હવે નાટક કંપની ઉભી કરવાનો. ચોક્કસ એમજ."

રતિલાલે પૂછ્યું–"કાં આજે મેચ જોવા નથી ચાલવું?"

મામાએ કહ્યું "ના ભાઈ! મારું જરા શરીર તપી આવ્યા જેવું લાગે છે."

* * *

ત્રીજે પહોરે શંકરલાલની માતાએ તેના પાસે આવીને કહ્યું–"ભાઇ! હું તારી ક્યારની રાહ જોઉં છું નાસ્તાનું ઠરીએ ગયું!

મામાએ કહ્યું "મને જરાપણ ભૂખ નથી."

સાંજે મામીએ આવીને પ્રેમથી કહ્યું "કેમ પેલી નવી વાર્તા મને વાંચી નહિ બતાવો શું?" "ના આજે મારું માથું બહુ દુઃખે છે."

બાબુએ રડતાં રડતાં આવીને કહ્યું–"મારું નામ મને પાછું આપોને મામા!"

મામાએ વગર બોલવે એક થપાટ બાબુના ગાલપર લગાવી દીધી!

ખરું છે. મામાશ્રીની તબીયત આજે તાળાપર ક્યાં હતી? તે તેની બળી લે! અહા! નામની કેવી કરામત જગતમાં છે? તે એક બાળકથી તે મોટા સુધી પોતાનો અમલ ચલાવી રહી છે! નામ–નામ–નામ!!!

---

શ્રીયુત્ બાબુ રવિન્દ્રનાથ ટાગોરની એક નાની કથાના આધારે.

# સાચો સંન્યાસ.

અનુવાદક રા. ભદ્રપ્રસાદ દિવાન.)

તે એક રમ્ય સાંજ હતી યમુનાના તટપરની રૂપેરી રેતીમાં શ્રી શ્રીરાધાકૃષ્ણ રમી રહ્યાં હતાં એટલામાં પવનની ઠંડી લહરી સાથે વેદિક સંગીતનો એક અસ્ફૂટ ઝરો વહી રહ્યો. રાધાજીએ આશ્ચર્ય પામી પોતાના સોબતીને પૂછ્યું, "આ નાદ ક્યાંથી આવે છે!" ભગવાને કહ્યું, "પ્રિયા પાસેના જંગલમાં આવી રહેલા એકાદ આશ્રમમાં રહી કોઈ સંન્યાસી તપશ્ચર્યા કરી રહ્યો છે. આ ધ્વનિ તેના તરફથી આવતો લાગે છે" રાધાજીએ કહ્યું, "પોતાનાં ઘર અને સ્ત્રી છોકરાંઓનો પરિત્યાગ કરી જંગલમાં રહેતા એવા આ સન્યાસીઓજ પવિત્ર છે. તેઓજ માત્ર સ્વર્ગીય કૃપાને લાયક હોઇ તે જલદીથી મેળવે છે. પણ પોતાના કુટુંબ સાથે રહી તેનીજ ચિંતામાં એકાગ્ર થયેલો ગૃહસ્થ, ગમે તેટલો, પવિત્ર હોવા છતાં મોક્ષ મેળવી શકતો નથી. ભગવાને કહ્યું, "કદાચ તેમ પણ હોય" એટલું કહી તેમણે પોતાની વ્હાલી વીણા વગાડવા માંડી.

પણ, વનવાસીઓની જીંદગી અને તેના પધમય સંસર્ગે રાધાજીના હૃદયમાં એટલું ઉંડું સ્થાન મેળવ્યું કે તેમને આ વાત પડતી મૂકવી ઠીક લાગી નહિ તે ફરી બોલ્યાં, "તેઓનાં ભગવાં કપડાં અને નમ્ર ઝુંપડામાં પણ પવિત્રતા છે. ઉંચા ઝાડ અને મોટી નદીઓવાળા પ્રદેશમાં રહેનાર વ્યક્તિ કેવી ભવ્ય હોવી જોઇએ! કુટુંબની જંજાળમાં મગ્ન રહીને કરેલી ભક્તિ એકાંતવાસમાં કરેલી ભક્તિને પહોંચતી નથી. જંગલના આ ઋષિઓ કરતાં વધારે પવિત્ર પુરૂષનો ખ્યાલ માત્ર પણ મ્હારાથી થઈ શકે એમ નથી. આ શાંતિને સમયે વેદોચ્ચાર કરી રહેલા તે પવિત્ર મુનીની મુલાકાતે આપણે જઇએ! શાસ્ત્રોમાં કહ્યું છે કે,

"પવિત્ર માણસોનાં દર્શન માત્રથી પવિત્ર થવાય છે"

ભગવાને કહ્યું. "પ્રિયા, તમારી ઇચ્છા તેજ મ્હારી ઇચ્છા. પણ આનંદ અને ભક્તિનો સાથે ઉપભોગ કરવા આપણે એક ફારસ કરીએ. હું એક વૃદ્ધ શિકારીનો વેશ લઉં પણ તમે તો તે ચાર રાજકુંવરીજ રહેજો. જંગલી પશુઓના ત્રાસથી બચવા આજની રાત્રિ આપણે તેની ઝુંપડીમાં ગાળવા માંગણી કરીશું. હું તેને એક વિચિત્ર કથા કહીશ પણ તે દરમ્યાન તમે હસી પડતા નહિ". એક ક્ષણમાં તો ભગવાને કરચલી પડી ગએલા ગાલવાળા, સફેદ વાળવાળા અને ખુધા એવા એક વૃદ્ધ શિકારી બની રાજકુંવરીના હાથનો ટેકો લઇ લથડતા પગે ચાલવા માંડ્યું.

જંગલના એક ખુણામાં આવી રહેલા એક સુંદર ઝરાને નાકે તે આશ્રમ આવી રહ્યો હતો. તે નીચો કોઇ ખુબીથી બાંધેલો હતો. તેની આસપાસની સ્વચ્છતા પરથી તેનો માલીક અપ્રમત્ત અને શોખીન હોય તેમ લાગતું હતું. કેટલાંક માટીનાં તેમજ કેટલાંક પરગણુ વાસણ, કઠીઆરીનાં ઓજારો. લાકડાનાં સફાઇદાર આસનો અને કુમળાં કેળવેલાં બાંધ અને મૃગચર્મો તે જગ્યોનો શાયરચીઓ હતાં વળી તેમને ખુબીથી ગોઠવેલાં પણ હતાં. તે ઝુંપડીપર આવી રહેલાં કેટલાંક ઝાડો તેને મંદિર જેવી બનાવતાં. ડાળીઓપર સુકવેલાં કપડાં (ભગવાં) ઝાડોમે પવિત્ર વાતાવરણમાં આચ્છાદન કરી રહ્યાં હતાં. તે યાદવ યુગલ આશ્રમ આગળ આવી પહોંચ્યું ત્યારે

સૂર્યાસ્ત થયાને લાંબો કાળ થઇ ગયેલ હોઇ ચંદ્રમાએ થોડીક સુભમયથીજ પોતાનાં રૂપેરી કીરણો ફેંકવા માંડયાં હતાં.

આશ્રમવાસી મધ્ય વયનો હતો. તેની દાઢી જોઇએ તે કરતાં વધારે મોટી હતી. તે દેખાવમાં સુંદર કોઇ કોમળ ચંદ્રના કીરણમાં ઝળકી ઉઠતાં ભગવાં વસ્ત્રમાં સજ્જ થયેલો હતો. તે આશ્રમ બહાર આવી રહેલા એક પત્થર પર પૂર્વ તરફનું મ્હોં કરી બેઠેલો હતો. રાજકુંવરી અને પારધિ તેને જોઇ પગે પડયાં. યોગીએ તેમને આશીર્વાદ આપી પૂછયું, "તમે કોણ છો! અને કયાંથી આવો છો?" પારધિએ કહ્યું," મહારાજ, આ છોકરી સુવ્રજાના રાજાની કુંવરી છે. તે રાજા એક મ્હોટા રસાલા સાથે આ તરફના જંગલોમાં શિકારે આવેલા, સવારે હાથીનાં એક ટોળાંએ તેમને વીખેરી મૂકયાં. રાજકુંવરી પોતાના પિતાથી છુટી પડી જઇ આમ તેમ દોડતાં એક મ્હોટા વાઘ સમક્ષ આવી ચઢી તે બારીક ક્ષણે ઇશ્વરેચ્છાથી હું ત્યાં જઇ ચઢયો મ્હારા ન્હાનપણના અભ્યાસથી ધનુષ્યવિદ્યાના ચતુર્યે મેં તે વાઘને માર્યો અને તેણે પોતાની સઘળી વાત કહી સંભળાવ્યાથી મેં તેને તેના પિતાને ત્યાં પહોંચતી કરવા માથે લીધું છે તે રસાલાની શોધમાં અમે આખો દિવસ રઝળ્યાં અમે થાકી ગયાં છીએ અને જંગલના ભયથી બચવા આપના પવિત્ર આશ્રમમાં આજની રાત્રિ ગાળવા માંગીએ છીયે આપની પવિત્ર હાજરીમાં અમને કોઇ રીતનો ભય રહેશે નહિ ઇશ્વરેજ અમને આપે અહીંને સમયે આવું સલામત રહેઠાણ મેળવી આપ્યું લાગે છે."

સાધુબાવાએ રાજકુંવરી તરફ ઘણીજ મમતા દર્શાવી અને તે બન્નેને ત્યાં ખુશીથી રહેવા કહ્યું તેણે તેમની સારી બરદાસ્ત કરી પોતાની પાસે જે કાંઇ ખાવાનું હતું તે તેમને આપ્યું વળી તેણે તે પારધિની કિંમત, દયા અને શૌર્યનાં વખાણ કર્યાં. સુવા જવાને માટે છુટાં પડતી વખતે તેણે તે પારધિને એક પીણું આપ્યું. તેણે કહ્યું, "આ પીણાથી તમે જરૂર ખુશી થશો" તે લુચ્ચા પારધિએ તે પાણું સાભાર સ્વીકાર્યું અને અર્ધા કલાકમાં તો તેણે સુઇ જવાનો ઢોંગ કરી ઘોરવા માંડયું રાજકુંવરી પણ ઝુંપડીના એક ખુણામાં સુઇ ગઇ.

કલાકેક ભાગ્યેજ પસાર થયો હશે, એટલામાં સાધુબાવાએ આવી રાજકુંવરીને જગાડી તે ઉઠી અને સંન્યાસીને પોતાની પથારી પાસે ગુંટણીયે પડેલો જોઇ ગુસ્સાથી બોલી, "તારૂં અહીંઆં શું કામ છે?" તે બોલ્યો, "સુંદરી, મને માફ કરજે-પણ આવી સુંદરતા કદી મ્હારી દૃષ્ટિ સામે પડી નથી. ત્હારી હદપારની શોભા આગળ કોઇ મનુષ્ય ટકી શકે એમ નથી તો, પ્રિયા, મ્હારી આગળ આવો કિંમતી ભંડાર હોવા છતાં હું કેમ શાંત રહી શકું?" કુંવરીએ આશ્ચર્ય પામી ક્રોધથી કહ્યું. "ઓ દયાને પાત્ર એવા માણસ, શું આજ ત્હારૂં તપ ત્હારી પવિત્રતા ત્હારો પરિત્યાગ? ઓ લુચ્ચા, ત્હારો અભ્યાસ ત્હારો પવિત્ર પોશાક ત્હારો સાધુ જેવો દેખાવ એ સઘળાં ઢોંગજ છે? તું જાણે છે કે "સાધુ બોલી ઉઠયો, "ભલી બાઇ, મને માફ કરજે પણ તપ કષ્ટ દાયક છે તે ઘણું તો રહેવાય એવું છે, પણ એમાં મજા તો નથીજ. પવિત્રતા અને પરિત્યાગનું તો હવે નામ માત્ર બાકી રહ્યું છે મ્હે ન છુટકે આ વગડાની જીંદગીનો સ્વીકાર કર્યો છે કારણ કે મ્હારી સુંદર (જો કે ત્હારાથી તો સાતમે અંશે પણ નહિ) હતી પણ તે મ્હને છોડી ચાલી ગઇ. ઇશ્વરે મ્હારા પર દયાને ખાતર તને આવા સારા સંજોગોમાં મ્હારે આશરે મોકલી લાગે છે. ત્હારી સુંદરતાથી ચકાઈ જવાની બીનિ રાખનો ચંદ્ર પૂર્ણ કલાવાન ભાસે છે અને પેલો મુર્ખ ઘોરે છે. તે બીજા ત્રણ ચાર દિવસ સુધી ઉઠવા ન પામે એવું પીણું મ્હેં તેને આપ્યું છે.

ઓ રાજવંશી એટલુંજ નહિ પણ દિવ્ય છોકરી, હવેજ—" "ઓ દુષ્ટ, "કુંવરી એટલુંજ બોલી શકી. ગુસ્સાના આવેશમાં તેને ગળે ખરખરી બાઝી એટલામાં ઉંઘવાનો ડોળ ધાલી સુઇ રહેનાર પારધિ એક ભયાનક નાગનું રૂપ લઇ તે યોગીપર ધસી ગયો. યોગી હેના ત્રાસથી બચવા જંગલમાં લપાઇ ગયો.

પછી ભગવાન રાધાજીને આવી મળ્યા. રાધાજીએ કહ્યું, "હું કેવી અજ્ઞાન કે બ્હારના દેખાવથી છેતરાઇ ગઇ પરિત્યાગ—" પણ તે પોતાનું વાક્ય પૂરૂં કરે એટલામાં તો ભગવાન બોલી ઉઠ્યા, "પ્રિય રાધા, મને ઝાલ કોઈ અજાણી ચીજ મ્હને ખેંચી જાય છે." રાધાજીએ આશ્ચર્યમાં ગરક થઈ તેમનો હાથ ઝાલ્યો પણ તે પણ ખેંચાવા લાગ્યા! તેમણે દૃઢ રહેવા પ્રયત્ન કર્યો પણ વ્યર્થ એક નામ વગરની ભેદી ચીજ તેમને એક નિશ્ચિત સ્થળ કે જેની રાધાજીને તો ખબર નજ હતી—ત્યાં ખેંચી રહી હતી. તેમણે આ વિચિત્ર વિષય સમજાવવા ભગવાનને વિનવ્યા આખરે ભગવાનને કહ્યું, "મને પોતાનેજ સમજ પડતી નથી. કદાચ મ્હારો કોઇ ભક્ત તેના પ્રેમના પ્રભાવથી આપણને પોતાની તરફ ખેંચી રહ્યો હોય વળી તેમણે મીઠી મશ્કરી કરતાં કહ્યું, "જોયું! ભગવાન થવું કેટલું કઠણ છે?"

તેઓ એક સુંદર વૃક્ષ વાટિકામાં ધસડાઈ આવ્યાં ત્યાં રાધાજીએ ન જોયો કોઇ દાઢીવાળો સાધુ પુરૂષ કે ન જોયો કોઇ ધ્યાન નિમગ્ન ભક્ત! ત્યાં તો છ યુવાન અપ્સરાઓથી ઘેરાયલો કોચપર બેસી શીળી ચાંદની અનુભવતો એક યુવક નજરે પડ્યો આ અપ્સરાઓ તેને ખુશ કરવામાં એક બીજાની સ્પર્ધા કરતી હતી તથા તે ભવ્ય વ્યક્તિની આસપાસ રાસ મંડળ રમી રહી હતી. રાધાજીએ કટાક્ષમાં પૂછ્યું, "નાથ, આજ ત્હમારો ભક્ત કે?" ભગવાને કહ્યું, "હવે શું થાય છે તે આપણે જોઇએ."

તેઓને જોતાં વારનેજ તે અપ્સરાઓ શરમ અને ગભરાટને લીધે તે સ્થળ છોડી ગઇ પેલો આનંદી દેખાતો યુવક પોતાની જગ્યા પરથી કુદ્યો અને રાધાકૃષ્ણના ચરણારવિંદમાં પડી બોલ્યો "પ્રભુ, તું ભલે પધાર્યો મારા નમ્ર હૃદયને તારૂં આસન બનાવ મારાં હર્ષાશ્રુથી તારૂં પાદ પ્રક્ષાલન થાઓ તારી અનંત કૃપા આગળ મ્હારૂં તપ બિન્દુ તુલ્ય છે. ત્હારી અનહદ શક્તિનેજ ત્હારી આ કૃપાથી હરિફાઇ કરી શકે એમ છે. મ્હારી ઇચ્છા ત્હારી અનંત કીર્તિમાં દેહ ત્યાગી થવા ઝુરે છે. મ્હારી છોકરવાદી ધૂનમાં હું ત્હારી કીર્તિને દૂધના એક અમેય. તેમજ અગાધ સમુદ્ર સાથે સરખાવું છું. સૂર્ય, ચંદ્ર અને તારાઓનું મંડળ તે સમુદ્રનાં મોજાં, હોઈ, દાવાગ્નિ અને જળ પ્રલય તેનાં પ્રાસંગિક તોફાનો છે અમે અમારી લઘુતામાં, આકાશ, પર્વત અને નદીઓને મ્હોટાં કહીયે છીએ પણ તેઓ તો આ સમુદ્રનાં ટીપાં જેવાં છે. દેવોને પણ તેની ભરતીના કાયદાઓનો, તેની ઉંડી ગર્જનાના સંગીતનો અને તેના ગુહ્ય ભાગમાં રહેલા અદ્ભુત દ્રવ્યનો વિચાર સરખો આવવો મુશ્કેલ છે. જ્યારે ત્હને ત્હારી જાત સિવાય બીજા કશા સાથે સરખાવી શકાય એમ નથી ત્યારે મ્હારૂં ત્હારામાં રૂપાંતર થયા વિના હું ત્હને કેવી રીતે ઓળખી શકું? વેદમાં કહ્યું છે કે:—

તું સર્વાકાર છે તોપણ નિરાકાર છે ગત્યાત્મક છે તોપણ નિર્ગતિક છે, સર્વનામ છે તોપણ અનામ છે સર્વકાલાત્મક ને સર્વદિગાત્મક છે તોપણ દેશકાળથી અવચ્છિન્ન છે. અણુથી પણ અણીયાન્ છે ને મહત્થી પણ મહીયાન્ છે. (ત્રીવેદીજી)

તું હમણાં માણસરૂપે દૃષ્ટિએ પડે છે પણ હું ત્હને જેમ પ્રેમ નીરખતો જાઉં છું તેમ તેમ તું સઘળા તારા, સૂર્યો, ચંદ્રો, સમુદ્રો અને સરોવરો ત્હારી અંગુલીના વ્યાપાર માત્ર દેખાય તેટલો ન્હાનો થતો જાય છે, વધારે બારીકીથી જોતાં તુંજ આ પૃથ્વી અને અનંત વિશ્વ હોય એમ લાગે છે વધુ ઉંડાણમાં ઉતરતાં આ દુનીઆ અદૃશ્ય થાય છે અને સનાતન તેજ પ્રેમ અને સુખ માત્ર નજરે પડે છે એ પ્રભુ હું ત્હને અત્યાર સુધીમાં ન દીઠેલા એવા ખરા સ્વરૂપમાં દેખું એવું કર."

તે આનંદી યુવક આ પ્રાર્થના ઉચ્ચારી રહ્યો કે તરતજ તે અને ભગવાન એક બીજાને ભેટયા રાધાજીની અજાયબી વચ્ચે એક ક્ષણમાં તો તેઓ જ્યાં ઉભેલા ત્યાં પ્રકાશનો એક જથ્થો થઇ રહ્યો આ પ્રકાશ ધીમે ધીમે વધતો ગયો, અને તારાઓને ગળતો ચાલ્યો, પૃથ્વી અને સઘળી દુનીઆઓ કીરણોની ધુળની માફક તેમાં તરવા લાગી, અને પ્રકાશના એક અનહદ સ્તંભ સિવાય ત્યાં કંઇ રહ્યું નહિ. માત્ર રાધાનેજ બનાવવા ખાતર ત્યાં, બીજા કોઇને ન દેખાય એવાના દર્શનાર્થે, દિવ્ય સંગીત અને આનંદ તથા તારા, ચંદ્ર અને સૂર્યના અજવાળાને કાળાં પાડતું શાશ્વત તેજ ઝળકી ઉઠયું તે આ સુખ અનુભવવામાં ગરક થઇ ગયાં. થોડાક ક્ષણો પછી અંતે રાધાજીનાં માયાનાં પડળ દૂર થઇ ગયાં તરતજ તેમણે પોતાની જાતનો પોતાના મહેલમાં શ્રી કૃષ્ણના બાહુમાં જકડાયલી દીઠી.

તે બોલ્યો, "સંન્યાસીઓના શ્રેષ્ઠ સાચો પરિત્યાગ શું છે તે તમે મને શીખવ્યું સ્ત્રી અને છોકરાંથી દૂર નાસી ગયા છતાં મનનો વિચાર કરવામાં, ઘરને છોડી ઘટામાં જઇ વસવામાં, તેમજ સ્ત્રીઓનું સંગીત તજી વગડાનાં પક્ષીનાં ગીત શ્રવણ કરવામાં ત્યાગ આવી રહ્યો નથી. પરિત્યાગ આંતરિક છે કારણ કે જ્યાં સુધી જડ ચીજોમાંનું શ્રેષ્ઠ (એવું જે) શરીર રહે છે ત્યાં સુધી સ્થૂલ વસ્તુનો ત્યાગ થઇ શકતો નથી ત્યાં જન્મ સંસાર આંતરિક છે, બાહ્યિક નથી, કારણ કે સંસાર ક્રોધ, લોભ, મોહ વગેરે ચિત્ત વ્યસનોનો બનેલો છે. તમારા સામું જોઇ બાહ્યિક વસ્તુ સાથેનો સંબંધ છોડી દેવામાં, તેમાં રહીને તેનો ત્યાગ કરવામાં તમને ઓળખવા પણું રહેલું છે તે ઓળખવા પણામાં દરેક આકૃતિ અને નામને ભૂલવાં એ સંન્યાસ છે. પેલા લુચ્ચા સાધુએ દુનીઆની ચીજોનો શારીરિક ત્યાગ કર્યો પણ મનમાં તો તેમને માટે સ્થાન રાખ્યુંજ પેલો આનંદી યુવક તેમને શરીરમાં સંઘરતો પણ મનમાં તેમને પગ પેસારો કરવા દેતો નહિ. એક, જંગલના એકાંતમાં પણ દુનિયાથી દૂર રહેતે બીજો, સંગીત, સ્ત્રીઓ અને નાચ વગેરે અનુભવવા છતાં તેની સાથેજ હતો ભગવાન આથીજ પહેલાએ તેમને ન ઓળખતાં ભય અને શરમને લીધે પલાયન કર્યું જ્યારે પાછલાએ તમને તેની તરફ આકર્ષી પ્રાર્થના અને આનંદમાં મગ્ન થઇ તમારામાં પોતાની જાતને ગરકાવ કરી.

કોણ સન્યાસી છે ? તેજ ખરો સંન્યાસી છે કે જે બધા ધર્મનો ત્યાગ કરી તથા હું અને તું નો ભેદ બહાર કાઢી નાંખી બ્રહ્મમાં આશરો લે છે તેજ પૂજાને પાત્ર છે—ખરો યોગી છે—પરમહંસ છે—અવધૂત છે—બ્રહ્મન્ છે."

(અંગ્રેજી પરથી)



# હિતકર સુબોધ

**હે સંસારના યાત્રાળુઓ.**

જો તમે તમારી જાતને, તમારા કુટુંબને, અને છેવટે તમારા દેશને સુખી કરવા માંગતા હોવ; તો તમો પોતાના જાતી બંધુ તરફ માયાળુ પણે વર્તવા અને નિરંતર શુદ્ધ અંતઃકરણથી જાતીબંધુ પ્રત્યે પૂજ્યભાવ અને સરખાપણું રાખશો તો તમો પોતાનું તથા તેઓનું અવશ્ય ભલું કરી શકશો.

**ધર્મ.**

ધર્મ વિના આ અસાર સંસાર તરી શકાતો નથી મનુષ્ય માટે ધર્મ ખાસ અગત્યનો છે, ધર્મ, અર્થ અને કામ, માણસ જાતને દરેક શુભ વસ્તુ પ્રાપ્ત કરી આપે છે. સારા કુળમાં જન્મ, દિર્ધાયુષ્ય, દિવ્યકાન્તી, બળપ્રાપ્તી, વિદ્યાલક્ષ્મીનો વાસો, સુપુત્રોથી થતી કુળ વૃદ્ધી, સુજસ વગેરે દરેક શુભ કાર્ય ધર્મ વડેજ થાય છે. મોક્ષ પણ તેનાથીજ મળે છે, દુઃખના વાદળોને દુર કરનાર, જીવન નૌકાને અથડાતાં મુસ્કેલીઓ રૂપી ખડકોને ભાંગી ચૂર્ણ કરનાર અને સર્વ પ્રકારની વ્યાધિઓથી મુક્ત કરનાર ધર્મજ છે, ધર્મ બોલવામાં કે ખોટા દંભમાં રહેલો નથી. ખરો ધર્મ મનની નિર્મળતા, શુદ્ધાચરણ અને કર્તવ્ય બુદ્ધિમાં સમાયલો છે.

**પ્રાર્થના.**

ભ્રમર પેઠે ભમતા મનથી કરેલી પ્રાર્થના તે પ્રાર્થના નથી. પરંતુ એક ચિતથી કરેલી પ્રાર્થના તે પ્રાર્થનાના નામને યોગ્ય છે. એકાન્તમાં જાઓ આ સસારના કોલાહલથી તમારા કર્ણ દુર રાખો. તમારા નેત્ર દ્વાર ને બંધ કરો. અને કલ્પના દેવીની સહાયતાથી પરમ કૃપાળુ પ્રભુની મૂર્તિ નીહાળો. તેના ગુણોનું ગાન કરો. અને તેવા ગુણો તમારા હૃદય મંદીરમાં વાસ પુરે તેવી તેને નમ્રતાથી સ્તુતિ કરો, જો તમો આમ કરશો તો સાક્ષાત પ્રભુ તમારી સાથે વાતો કરે છે એમ તમોને ભાસ થશે, તમારા દુઃખી આત્માને દીલાસો મળશે. તમારૂં કલ્યાણ થશે.

**ટાળવા જેવી કુટેવો.**

સવારમાં સાત આઠ વાગ્યા સુધી ઉંઘવું, દિવસ પણ ઉંઘવામાં ગાળવો, શરીરની આબત બેદરકાર રહેવુ પોતાની ફરજો સંબંધી આળસુ અને નિરૂદ્યમી રહેવું, ઘરનો કારભાર નહીં સંભાળવો. પૈસાપેદા કરતાં નહીં શીખવું; ઉડાવપણું. ખોટો ડાગ ડમાગ કરવો, લાયકાત વિનાનો ભપકો કરવો. ચાવી ચાવીને બોલવું, લોકોથી અંકાતી પોતાની કિમતનો વિચાર ન કરવો, ખોટી ખટપટો કરવામાં તત્પર થવું હાંશી કરવી વગર વિચાર્યું લંબાણથી બોલવું તથા લખવું, નાલાનની દોસ્તી કરવી. બીકણ અને બાયલા બનવુ શેખશલ્લી જેવા તરંગો દોડાવવા, નકામી ચિંતાઓથી શરીરને ક્ષીણ કરવું જુઠૂં બોલવું. સોગન ખાવા. દરેક કામમાં દોઢચતુર બનવું, ખોટી બડાઇઓ મારવી ક્રોધ કરવો, રીસ ચડાવવી. દાંત કાઢી ખડખડ હસવું. પહેરેલાં કપડા વારે વારે સમારવાં. પારકાને ત્યાં બેસી ગપ્પાં મારવા, ગઇ ગુજરી નજીવી વાતો સાંભળી બળાપો કરવો. પારકી લડાઇ ઘેર ઘાલવી. પારકાના અવગુણો ગાવા, ગુપ્ત વાત પેટમાં ન ટકાવવી, આફતો અને મુસ્કેલીઓથી ડરી જવું, પરસ્ત્રીનું સેવન કરવું. જુગટું રમવું, સટો કરવો, કેફી વસ્તુઓ પીવી, બીડીઓ. આગળ બડાસ મારવી વડીલોની ભક્તિ ન કરવી, દરેક કાર્ય કરતા પારકા પર આધાર રાખવો, પોતાની જાતનો વિશ્વાસ ન કરવો. પરાયાની ખુસામત કરવી. એવી એવી કુટેવોનો તમારે સત્વર ત્યાગ કરવો॥

**પાળવા જેવા સદ્ગુણો—**

સત્ય વદવું, સોગન નહી ખાવા. સવારમાં વહેલા ઉઠવું. પોતાની ફરજોને સમજવી સ્વચ્છ રહેવું. ગંભીર તથા ધૈર્યવાળા થવું મોટા મનવાળા, વિવેકી, શાણા, સમતાદાર, હિંમતવાન, બાહોસ અને હોશીઆર બનવું, સદ્વિદ્યા સંપાદન કરવી. પ્રમાણિક થવું. કુટુંબ પ્રત્યે પૂજ્યભાવ રાખવો. હુન્નર કળા ખંતથી શીખવાં. ઘરખર્ચનો હીસાબ રાખવો. વૃત્તિઓ પર અંકુશ રાખવો, થોડું બોલવું, બોલવા કરતા સાંભળવાની વધારે ટેવ પાડવી આફતો તથા મુશ્કેલીઓ દેખી રાજી થઇ ખંતથી દૂર કરવી. દુશ્મનો પર પ્રિતિ રાખવી, પારકાની વાતો, છીદ્રો, તથા ભુલો જાણવા છતાં બાહેર ન પાડવી, રાજાની અમલદારોની કે પોતાના કુટુંબની વિરૂદ્ધ કંઇ ખાસ કારણ શીવાય પડવું નહીં, લોકોના અવગુણો ગ્રહણ નહિ કરતાં ગુણ ગ્રહણ કરવાં, પોતાની જાતપર વિશ્વાસ રાખી કામ કરવું, સંપસંપી રહેવું, વિગેરે તમામ સદ્ગુણોને તમો અવસ્ય અંગીકાર કરો.

**બ્રહ્મચર્ય—**

વિદ્યા, આરોગ્ય, આયુષ્ય તથા બળની અભિવૃદ્ધિને અર્થે બ્રહ્મચર્યની જરૂર છે. બ્રહ્મચર્યના નિયમોના અભાવનેજ લીધે આર્ય યુવાનો પીંપળાના ખરતા પાનાની પેઠે ખરી પડે છે; અને કુમળી વયની બાળાઓને રંડાપા વેઠવા પડે છે બ્રહ્મચર્યના નિયમોના અભાવને લીધે હાલના યુવાનોને વારંવાર વૈદ અને ડાકટરોના ઘર ખોળવા પડે છે, અને આર્ય તરૂણો અનેક પ્રકારના વ્યાધિઓથી પીડાય છે, વ્હાલા વીરા ? તમારૂં હિત તમારા ચિત્તથી વિચારો એક ક્ષણના સુખની ખાતર વિર્યનો ગેરઉપયોગ ન કરો. હસ્તક્રિયા આદિ દોષોથી વિર્યને ક્ષલિત કરી તમારા શરીરને વિત્ત વિનાનું ન બનાવો, વેશ્યા મંદીરે કે કોઈ કુલટાની સાથે જાર કર્મ કરી વ્યાધિઓને ખરીદી ન લેશો. પરદારા તમને શું સુખ આપનારી છે ?

જો તમો પોતાની પત્નીથી સતોષ નથી પામતા તો પરાઈથી તમારૂં શું, સુફિત થશે ? તેનો વિચાર કરો, મન મર્કટને વશ રાખો પાણીને ચ્હાય તો સુવર્ણના કે રત્નના કે કથીરના પ્યાલામાં ભરીને પીઓ પણ તે સ્વાદ બદલાશે નહિ. સઘળું તેમજ સમજવું માત્ર મનનાજ કારણ છે, પરનારી તે દુઃખની કયારી છે. પરનારીનો સંગ, તે નર્કમાં લઇ જનાર છે. જુઓ ? સિતા કાજે દશ શિશ રાવણ રણમાં રોળાયો, દ્રોપદી કાજે કીચક મરાણો રૂપસુંદરી ખાતર કરણને રવડી રખડી મરવું પડયું. બ્રહ્મચર્યના નિયમોને પાળી બાહુબળ અભેકુમાર, રામ, લક્ષ્મણ ભીમ, અર્જુન, પ્રતાપ, રાણાસગ કે શીવાજી જેવા બનો. તે વ્રત પાળવાથી તમો વિદ્યા સંપાદન કરી શકશો અને આ લોક તથા પરલોકમાં સુખી થશો.

**દિવસનો કારભાર—**

સવારમાં વહેલાં ઉઠવું, જાગયા પછી આળસ કરી પથારીમાં પડયા ન રહેવું. પથારીમાંથી ઉઠયા પછી તરતજ ઈશ્વરનું સ્મરણ કરવું અને આખા દિવસ પર્યંત કરવાના કામનો વિચાર કરી નોંધ કરી લેવી. મળમુત્રનો ત્યાગ કરી, તથા દાંતણ પાણીથી પરવારી થોડુંક ગાળેલું ઠંડું પાણી પીવું, ત્યારબાદ કસરત કરી રૂચી પ્રમાણે સારૂં ઉકાળેલું દુધ પીવું. પાએક કલાક પછી શરીરે તેલનું મર્દન કરી, ઠંડા પાણીવડે સાબુથી નહાવું. અને શરીરને તરતજ રૂમાલથી લુછી કોરૂં કરી નાખવું. નહાવાની જગો એવી રાખવી જોઇએ કે જ્યાં પવનના સપાટા આવતા ન હોય. ચોથા વખત ઉપર પ્રમાણે પ્રાર્થના કરવામાં નિરગમન કરવો, સાત વાગ્યાની અંદર આ બધાં કામથી પરવારી તૈયાર થવું.

# "ગળે પડુ ડોસી

લેખક "કાસાર."

એક સરિયામ-રોડ ઉપર એક વૃદ્ધ ડોસી છાણાં વીણતી હતી, તેની ઉમ્મર લગભગ ૬૦ ૭૦ વર્ષની હશે; માથે નાની ટોપલી ને રસ્તામાં જ્યાં ત્યાં ધીમે વાંકી નમી છાણના પોચકાં ભેગી કરતી ફરતી હતી. તેવામાં દૂરથી એક ઘોડા ગાડી આવવાનો અવાજ થયો, પણ ડોસીમા જમાનાના ખાધેલાં હતાં તેમનાથી છાણના પોચકાનો લોભ તજાયો નહિ ને આટલું એક લઇને દુર ખસું છુ ને આ બીજુ તો હમણાં લઈ દુર ખસી જાઉં એમ વિચાર કરતાં ડોસી બનતી ઝડપથી ધારેલાં છાણાં વીણવા લાગ્યાં. ગાડીવાળો કાયમેન પોઇસ, પોઇસ, કરી બુમો પાડવા લાગ્યો પણ ડોસીમા લોભને લીધે રસ્તો છોડી શક્યાં નહિ. આખરે ઘોડા ભરત તથા તોફાની હતો તેથી ઘણું સંભાળવા છતાં પણ ડોસીમાની ટોપલીને ગાડીની ઝાપટ વાગીને ટોપલી પડી ગઈ. આથી ડોસીનો મીજાજ ગયો ને મારા રોયા? વધારાના, છરવેંગાએલા, વિગેરે વિગેરે સંબોધનથી ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યાં ગાડીવાળો તો પસાર થઇ ગયો. ડોસીમાને ધાંટા પાડી ગાળો ભાંડતી સાંભળી ઘણાં માણસો ત્યાં ભેગા થઇ ગયાં ને સહુ ડોસીમાને કહેવા લાગ્યાં કે તમો તે ગાડીવાળા પર ફરીયાદ માંડો. સાલ્લાઓ ગાડીવાળા બહુ ફાટી ગયા છે, માટે તેમને ઘટતી શિક્ષા કરાવવી જોઇએ ને તમને પણ કાંઈ બે પૈસાની પ્રાપ્તિ થશે. ને એજ ગાડીવાળો પગે લાગશે જે ગાડીવાળાએ તમને ઇજા કરી છે તેનો નંબર યાદ છે. ડોસીનો વીચાર દૃઢ થયો ને મૂળ લોભી તેથી મફતના પૈસા ગેરવી લેવાની દાનતથી તેણે કોરટમાં ફર્યાદ કરીને અરજ કરી કે ૪૩૨મા નંબરના ગાડીવાળાએ જાણી જોઇને મારાપર ગાડી નાંખી ને મને વગાડયું. સરૂં થયું કે હું બચી ગઇ નહિતર મારૂં મોત થઇ જાત મને બહુ વાગ્યું છે તો તેને સજા થવી જોઇએ.

ડોસીએ ફર્યાદી કરી છે જાણી ગાડીવાળો ગભરાયો ને એક વકીલ પાસે જઈ ખરેખરી હકીકત કહી દીધી. કે સાહેબ હું ઘણે દુરથી પોઇસ, પોઇસ. એમ બુમો પાડતો હતો છતાં આ ડોસી છાણાં વીણવાના લોભથી દૂર ખસી નહિ મેં બહુ સંભાળથી ઘોડાને કબજે રાખી ગાડી ચલાવી પણ તે ડોસીની માથા પરથી ટોપલી ગડી ગઇ બાકી ડોસીને કાંઇ વાગ્યું નથી પણ નકામી ડોસી ગળે પડે છે તો કોઇ ઉપાયે બચાવો વકીલે તેના અસીલની તમામ હકીકત સાંભળી લીધી ને વિચાર કરી કહ્યું હું તારો કેશ હાથમાં લઉ પણ તારે હું કહું તે પ્રમાણે કરવું પડશે

ગાડીવાળો:—સાહેબ તમો કહેશો તેમ કરીશ. પણ મને આ ઉપાધીમાંથી છોડાવો.

વકીલ—તારે કોરટમાં કાંઇપણ બોલવુંજ નહિ ને બોબડું થઇ જવું. જે જજ સાહેબ તને પુછે તો મોઢે હાથ દઇ બે, બે, બે, કરી બોબડો હોવું તેવો ઢોંગ કરવો. તને ગમે તેટલું પૂછે પણ તારે તો એમજ કરવું જો ભૂલ્યો તો ફસીગયો સમજજે.

ગાડીવાળો—સાહેબ ન ભૂલું, બરાબર બોબડો બનું ઠીક ત્યારે જા મુદતે હું હાજર થઇશ.

કેશની મુદત આવી પહોંચી વાદી તથા પ્રતિવાદી હાજર થયા. વાદીની જુબાની લેવી શરૂ થઇ.

જજ સાહેબઃ—ડોસી આ ગાડીવાળાને તમે ઓળખો છો ?

ડોસીઃ—હાજી આ ઉભો છે એજ મારો રોયો હતો.

જજઃ—એ બાબત તમારે જે કહેવું હોય તે કહો.

ડોસીઃ— સાહેબ હું વૃદ્ધ માણસ છાંણાં વીણતી હતી ને આ મારા રોયાએ એકદમ બોલ્યા ચાલ્યા વગર કકડભૂસ કરતી ઘોડા ગાડી મારા ઉપર નાંખીને મને વગાડયું સાહેબ ?

જજ સાહેબઃ—હવે પ્રતિવાદીને પૂછવા લાગ્યા. કેમ ભાઇ તમે આ ડોસી ઉપર જાણી જોઇને ઘોડાગાડી નાંખી કે ?

ગાડીવાળોઃ—એંએં—એંએં—એં-એં.

જજઃ—અરે કેમ આ બોબડાની મશ્કરી કરે છે સાચુ બોલો કેમ તમે ઘોડાગાડી ડોસી ઉપર નાંખીને ડોસીને વગાડયું.

ગાડીવાળોઃ—એં-એં-એં-એં-એં.

જજઃ—અરે આતો બોબડો છે.

આ ગાડીવાળાને બોબડો બની ગએલો જોઈ ડોસીનું લોહી ઉકળી આવ્યું. ને જાણ્યું કે જો મારો રોયો બોબડો થઈ છૂટી જશે તો મારી વાત મારી જશે એમ જાણી મહાન ક્રોધથી રાતી પીળી થઇ જતાં ડોસી બોલી સાહેબ ? આતો મારો રોયો ઢોંગી છે. એ તો રૂપાળું બોલે છે એ તો અત્યારે તમારી આગળ બોબડો થયો છે. કે જાણે મને છોડી મુકે પણ એમ કાંઈ છૂટી જશે મને બહુજ વગાડયું છે. સાહેબ ? જ્યારે મારે રોયે મને વગાડયુને ત્યારે તો છેટેથી મોટો ઘાંટો પાડીને પોઇસ, પોઇસ, એમ બુમો પાડતો હતો આતો અત્યારે ઢોંગ કરીને બોબડો બન્યો છે.

ગાડીવાળાનો વકીલઃ—અરે જમાનાની ખાધેલી ડોસી જ્યારે એ છેટેથી પોઇસ, પોઇસ,

એમ બૂમો પાડતો હતો એવું તમો જાતેજ કહો છો ત્યારે તો તમારે દુર ખસી જવું હતુંને તેણે તમને પોઇસ, પોઇસ, કરી ચેતવણી આપી છતાં તમો કેમ દૂર ખસી ગયાં નહિ ?

જજઃ—ડોસી ? તમોએ ખોટી રીતે આ ગાડીવાળાને હેરાન કરવા ફર્યાદ માંડી છે. હું તમારો કેશ કાઢી નાંખું છું ને પ્રતિવાદીને ખોટી રીતે નશીયત કર્યા બાબત તેનો ખર્ચ આપવા હું ચુકાદો આપું છું.

ડોસી તો આ સાંભળી થરથર ધ્રુજી પડીને પોકેપોક મૂકી રડવા લાગી કે હાય બાપ હું પ્રતિવાદીનું ખર્ચ ક્યાંથી લાવી આપીશ. પણ શું વળે

ઘરમાંથી વાસણ વેચતે ગાડીવાળાને ખર્ચ આપવું પડયું. જોયું ને કોઈ બીજાને ગળે પડી ખોટી રીતે હેરાન કરવા માગે તે જાતેજ હેરાન થાય છે.



# ચંદ્રિકા.

——(૦)——

આજે આશ્વિન માસમાં આવતી હિન્દુઓના હયાને આલ્હાદ આપતી શરદ પૂર્ણિમાં હતી. સંધ્યા સમયે મંદમંદ સમિર વાઇ રહ્યો હતો. પશ્ચિમાકાશે ભગવાન સૂર્યનારાયણ અસ્તાચળ પર્વત પર વિરામ લેવાને જતા હતા. જોત જોતામાં સાડા છનો અમલ ઘડિઆળમાં થયો. ભગવાન સૂર્યનારાયણ હવે બરાબર અસ્તાચળ પર્વતે પ્હોંચ્યા હતા. પ્રાતઃકાળના જેવો અત્યારે પણ એ સુવર્ણ વર્ણો દેખાતો હતો. પ્રિય વાંચક? પ્રભુની આ મહાન અગમ્ય લીલાઓમાંથી તું કંઇ મહાન ઉપદેશ લઇ શકે છે? વિચાર કરી જો. શું સૂર્યદેવ એમ નથી દર્શાવતા ભાન ભુલેલાં જનને કે ખરો વિર તો તેજ કે જે ચડતીમાં ને પડતીમાં એક સરખો રહે તે? ધ્યાનમાં લેજે સૂર્યદેવનો આ મહાન ઉપદેશ, સુખ સમયે છકી ન જવું દુઃખ સમયે ન હિંમત હારવી.

સંધ્યા સમયે કુદરતનું અવલોકન કરવાને, કંઇ સૃષ્ટિસૌન્દર્ય નિહાળવાને, અને વળી તેમાંયે શરદપૂર્ણિમા એટલે સાતના ટકોરા વાગતાંજ ઘરથી હું નીકળી ચુકયો હતો. મારા ગામથી થોડેજ છેટે પવિત્ર તાપીનદી નિર્મળ જળ લઈ વહી રહી હતી. હું આ પવિત્ર નદીને કિનારે આવી પહોંચ્યો. સરિતા તટે આવી હું પરમાત્માની અગાધ લીલાને અનિમેષ દ્રષ્ટિએ અવલોકી રહ્યો પતિતપાવની તાપીનું ખળખળ ધ્વનિ કરતું જળ વહી રહ્યું હતું. રજનીપતિ પોતાની શ્વેત લીલા આજે એક તો શુકલપક્ષ હોવાથી તેમજ શરદપૂર્ણિમા હોવાથી અવનીતલપર વિસ્તારવાની તૈયારીમાં હતા. ગ્રામવાસીઓ આજે રજનીદેવીને વધાવવા અને તેના પ્રિયતમ ચંદ્રના દર્શન કરવાને આતુર હતાં. કુમુદિનીનો ઉત્સાહ ઓરજ હતો. હું એક રેતીના ઢગપર બેઠો. પ્રભુ તારી કલા અગમ્ય અકળિત છે. તારી કલાનો પાર કોણ પામી શકે છે? પાપ-તાપ નિવારક ઓ પ્રભુ આ રંક બાળના, માયાવી જગતના પાસથી, કંઇક ભૂલથી કે કંઇક બાળકની અલ્પબુદ્ધિથી કંઇ અપરાધથી થયો હોય તો માફ કરજે. કારણ તુતો દયાનો સાગર છે. તને નિષ્ઠુર થવું ન ઘટે" એમ કહી હું નીચે ઉતર્યો, અઘમોદ્ધારિણી તાપીનું પવિત્ર જળ હસ્તમાં લઇ આંખે ચઢાવ્યું. અલ્પાંશે મસ્તકે પણ ચઢાવ્યું. પુનઃ હું પાછો તે રેતીના ઢગપર જઈ પહોંચ્યો. દીકર જોડી નયનો મિંચી ઘડીભરને માટે હૃદયમાં મંગળમય નિરંજન નિરાકાર નિર્ગુણી પરમાત્માનું ધ્યાન ધર્યું. મધુરી પવનની લહેરોથી ચન્દ્રિકાની શિતળ ઠંડકથી મારી આંખો મિંચાઇ. એટલે સ્વપ્ન સૃષ્ટિના દ્રશ્યો એક પછી એક દ્રષ્ટિગોચર થવા લાગ્યા

વાંચક! તને પણ કદી કદી સ્વપ્નાઓ તો આવતાં હશે? તો જણાવીશ કે સ્વપ્ન એટલે શું? દિવસના કાર્યો અને વિચારો જે જે આપણે કર્યા હોય તે બધાનો એકત્રરૂપ ચિતાર રાત્રીએ જે દ્રષ્ટિગોચર થાય છે તે સ્વપ્ન. એ કે બીજુ કંઇ? જેણે રશિયાનું મોસ્કો શહેર જોયું નથી તેના વિષે સાંભળ્યું કે ભૂગોળમાં વાંચ્યુ નથી. તેને તેના સંબંધી વિચાર કદી આવી શકે ખરો? મેં તો કન્યાવિક્રયના ઘણા હૃદયદ્રાવક દ્રશ્યો નજરે નિહાળેલા, સ્નેહમુદ્રા ને એવાં અનેક પુસ્તકો માંથી વાંચેલું પણ. તેથી મને તત્સંબંધી સ્વપ્ન આવે, તો નવાઈની વાત નથી. એ તો સ્વાભાવિક છે. અને તેથી હું દોષને પાત્ર તો નથીજ.

કંઇક સ્વપ્નાઓ પસાર થઇ ગયાં. પરંતુ જે અલૌકિક સ્વપ્નદર્શન મારી નજર દ્રષ્ટિગોચર થયું. તે હજુ ભુલાય એવું નથી. ચંદ્રિકાની દેદિપ્યમાન રમણિય તે શ્વેત જ્યોતિમાં દૂર દેખાઇ એક ગૌરાંગી બાળાની મૂર્તિ ! ઘડિકમાં વૃક્ષોમાં છુપાતી તો ઘડિકમાં દ્રષ્ટિગોચર થતી તે યુવતી ધીમે ધીમે પગલે ચાલતી હતી. શું એ વનદેવી તો ન હોય ? નહિ તો દેવી સિવાય આવું સુન્દર સ્વરૂપ કોનું હોઇ શકે ? એ તો ર્‌હેડે તટપર આવી પહોંચી. અને તે પણ ક્યાં ? મારી પાસે આવેલા ઢંગથી થોડે છેટેજ તટ પર ધવલ ચંદ્રિકામાં સરિતામાં પડતી તેની લાવણ્યરાશી કાયાનું પ્રતિબિંબ ખરેખર નિતરાં કાચ સમાન આબેહુબ ભાસતું હતું. એ વનદેવી નહોતી. કારણકે શાસ્ત્રોમા લખ્યું છે કે દેવીને પડછાયો ન હોય અને તે તો અદ્ધર ચાલે, ગમે તેમ હો ! પણ એ કોઇ દુખીત બાળા હતી. કારણકે તેના ગાલો રૂદનને દુઃખથી શીક્કા પડયા હોય તેવા દેખાતા હતા. જળમાં ઝંઝાપાત કરીને આપઘાતનું મહાન પાપ પોતાને શિરે ખેંચવા તૈયાર થઇને આવેલી એવી તે ધ્વલવસ્ત્રા કિશોરીના બે કરો (હાથો) જગતનિયંતા પ્રતિ લંબાયા. દુઃખના દાવાનળથી ગમગીન થએલી એવા તે સુકુમાર યુવાના મુખથી નિશ્વાસ અને કરૂણાભર્યાં આ શબ્દો પડયા. “પાપ–તાપ-નિવારક પવિત્ર જનની આ અભાગીને તારા અંકમાં આશરો આપજે.” એમ કહીને જેવી તે કછોટો વાળીને નદીમાં પડવા જાય છે તેવોજ હું તરત દોડયો તેની તદ્દન નજીક જતાં મને શું માલમ પડયું લાંબા થએલા તેના સુકોમળ હસ્તો (બાહુઓ) નહોતા શોભાવતાં સોભાગ્ય. કંકણોને અર્થાત્ સધવાની ચૂડી હિન હતાં. કેવળ કનકની બે બંગડીઓ હતી. ફિકર જોડી એકાગ્ર મને અખિલેશનું હૃદયમાં ચિંતન કરતી તે બાળાએ ફરી પોતાની ચક્ષુઓને બંધ કરી એ અલૌકિક યોગિની, બાળ સંન્યાસીની કે જેની ઉમ્મર ભાગ્યેજ સોળ વરસની હશે. તેણે સંસારની ને પરમાત્માની મોહિનિ માયાને અંતિમ નીરખી લેવાને ફરી નયનો ઉઘાડયાં. આપઘાત કરવા જતી એ બાળાને સહસા સ્પર્શવાની હિમ્મત મારામાં ન આવી. ત્યારે શી રીતે અટકાવવી એને આ કાર્યમાંથી ? કદાચ બોલીને ? પરન્તુ શું બોલું ? શું કહીને સંબોધું ? વિચારની પરંપરાને બાજુએ મૂકીને આખરે મારાથી બોલી જવાયું “બેન આત્મઘાત ન થાય. આપઘાત કરવો એ મહાન પાપ છે હોં. દયાળુ પ્રભુને આપઘાત નથી ગમતો.” જલ સમાધિ કરવાની અણીપર એવી તે બાળા એકાએક મારા અવાજે ચમકી આછાં ને શરમાળ નયનોયે તેણે પોતાની પુઠ પ્રતિ ઉભેલા એવા મારા તરફ ઘડિક જોયું. તેજ પળે...ને તેની બીજીજ પળે તેના નયનો નીચાં ઢળ્યાં. પરન્તુ મેં તેનું મુખચંદ્ર બરોબર જોયું. તેના ભાલ–પ્રદેશમાં કુમકુમનો સૌભાગ્ય ચંદ્ર નહોતો અલંકાર ને સુન્દર આભુષણો હીન તે શ્વેતવસ્ત્રા મુગ્ધાનું પ્રશસ્ય લલાટ પવિત્રતાની સ્નિગ્ધ જ્યોતિ ચંદ્રની ચંદ્રિકાને તેજમાં બાજુએ મુકતા બસ હતી. યૌવના વસ્થામાં પ્રવેશી ચુકેલી તે મુગ્ધાના સર્વાંગમાં સૌન્દર્ય ફાટફાટ થતું હતું. પ્રસંગથી સ્વર્ગીય સુધા સૌન્દર્ય ઝરતું હતું, તેના શરીર હોજમાં સૌન્દર્યનું એ અખિલેશ અર્પિત જળ ઉભરાતું હતું. હું સ્વગતજ પોકારી ઉઠયો, ‘શું કરવું છે ઓ પરમાત્માન્ ! તારા બક્ષેલા આવા અદ્વિતી લાવણ્ય આગળ કૃત્રિમ અલંકારોને આભુષણોના ઓપ ?

(૨)

તેના ગૌર સુકોમળ વદન પર નિરાશાની મ્હોટની કૃષ્ણરેખા દ્રષ્ટિગોચર થતી હતી. એક રાત્રીને સમયે પોતાની પાસે એક અણજાણી પુરૂષ વ્યક્તિને નિહાળી તેના મનમાં શું શું થયું હશે ? અન્યના મનોભાવો જાણી લેવાની ઇશ્વરે મ્હને શક્તિ આપી હોત તો કેવું સારૂં ? ખરેખર

તે સમયના એ દ્રશ્યને, એ અનુપમ સૌન્દર્ય નિધિને એ શરમાળતાને અને એ ગમગીન શશી મુખને કથવા કયા કવિની કઇ કલમ સમર્થ થતે? કયા ચિત્રકારની કઈ પીંછી કામ કરતેં? તે શરમાળ બાળાની આંખોમાંથી શ્રાવણ ભાદરવા સમાન મૌકિતક કણો નીકળી દેવી વસુન્ધરાના પટને ભીંજાવતા હતા. હાય! એની આશા મનમાં ને મનમાંજ સમાઈ ગઈ. મારા આગમન–રૂપી ભરતીની છોળમાં એની આશારૂપ અવશેષ કણિકા પણ કિનારેથી ધમડાઇ ગઇ. તેના મૃદુ હૈયામાં હોંશ હતી હૃદયમાં કોઇ અજાણ્યો ઉમળકો હતો? સર્વ શુન્ય હાય ને ભયંકર જીવલેણ આશા શું હતી? "આત્મઘાત".

## (૩)

સમિરના મદોન્મત તોફાની સુસવાટાને તે દુખીઆરીની દયા ન આવી. તેના આછા ખાદીના ધવલ વસ્ત્રનો છેડો માથાપરથી તેણે એક સપાટે ઉડાડ્યો. હસતા હસતા આવી વાયુદેવે એ બિચારીને છેડી. કાળો ભ્રમર જેવો તેનો અલક પરન્તુ તેલના અભાવે ગુંથાયલો, મનોહર કેશ રાશી છતાં વિખરાયલી, ગુંચવાયલી ને અરૂદ્ધ હોઇ પૃષ્ઠ ભાગે અવ્યવસ્થ. ઝુલતી ને ફરફરતી હતી મારા અનુમાનને પુષ્ટિ મળી કે બાળાએ વેષ રાખ્યો છે. બાકી તેનું સૌભાગ્ય પાત્ર તો ફુટી ગયું છે. હાય! નિષ્ઠુર વિધાતા! પાલવ સંકેલતી, મંદ મંદ પુષ્પલતા સમ ધ્રુજતી માથા પ્રતીનો સરી જતો ને ઉડી જતો છેડો ઓઢતી, એવી કોમળ દેહ–લતાપર આખરે મારો ધ્રુજતો પરન્તુ કર્કશ, અને અત્યંત અનુકંપા ભર્યો હસ્ત પડ્યો, અને તે સાથેજ ઉદ્ગાર પડ્યા " બેન આપનું નામ? "

## (૪)

વાયુદેવના સ્પર્શે કરી જેવી રીતે પુષ્પલતાની અને માનવદસ્ત સ્પર્શે કરી જેવી લજામણીના છોડની દશા થાય છે તેવુંજ તેના સંબંધમાં બન્યુ. મારા સ્પર્શથી તે ધ્રુજી, પરન્તુ બીજીજ પળે 'બ્હેન' શબ્દના ઉચ્ચારે તેને કંઈ આશ્વાશન મળ્યું. હૃદયના ઉભરાઓ દાબી બોલવા તો ગઈ... ...પરન્તુ શું બોલે? તેનાથી રડી દેવાયું? મેં તેના ઉન્હાં અશ્રુઓ લુછ્યાં......તૂટતે સ્વરે તે......કરૂણ મૂર્તિ બોલી 'ભાઈ! આ દુર્ભાગીનીનુ નામ......ચંદ્રિકા" આટલું બોલતાં તો તેણે પોતાના બેઉ હાથો પોતાના મુખપર ઢાંકી દીધા. અને જાણે હૃદય ખાલી કરતી ન હોય તેમ ફરી બોલવા લાગી......"જાવ......ભાઇ......ન...જોશો......એક......કમભાગ્યનું મુખ જોઈ આપ શું સુખી થવાના છો? મને મરવા દો......મારી જીવન નૌકા ખરાબે ચઢી છે, ઘોઘને રસ્તે વિચરી રહી છે. વમળમાં ફસાઇ ડુબવાની, તૂટવાની તૈયારીમાં છે. વાઇ પ્રાણદિપક બળે છે પરન્તુ ક્ષીણ મંદ, તેજ ઝાંખુ છે પ્રાણધાર–જીવનાધાર તેલ ખૂટી ગયું છે, હોલવવાની, બુઝાવાની, ઘડી ગણાઈ રહી છે. કેવળ કાળ પવનના સ્હેજ સુસવાટાનીજ વાર છે......નો...... બચાવવા કરતાં મરવા દેશો તો વધુ પુણ્ય હાંસલ કરશો......ભાઈ મને પ્રાણભીક્ષા નહિ પરન્તુ મૃત્યુભીક્ષા અર્પો......ઉદાર દીલ કરો......ન જોવાય તો આંખોને સદાને માટે બંધ કરો...... દુનીયામાં દયા નથી......મારે દયાની ભીક્ષાયે જોઇતી નથી જાવ......એક ભાઇ તરીકે ફરજ બજાવવાના હોવ તો કહું છું કે બ્હેનની મરજી સચવો. મને હક છે. કેવાનો હક છે......એક ભગિની તરીકે કે ભાઇ! બોલો? જે રસ્તે બ્હેનનું હિત થતું હોય તે રસ્તે વિચરવાની છૂટની વચ્ચે એક ભાઇને આવવું કોઇપણ પ્રકારે યોગ્ય છે?" વ્હાલા વાંચકો! શું આવાજ પ્રશ્નો પૂછાતા હશે કે એક બ્હેનથી સાચા ભાઈની પરિક્ષામાં?

(૫)

હું શું બોલું ? નિષ્ઠુર પાષાણી હૃદયના માણસને—તેના વજ્ર જેવા કઠણ હૃદયને પીગળાવે એવા તેના રૂદનમિશ્રિત કરૂણ શબ્દો. હું આ દ્રશ્ય ઝાઝીવાર જોઈ શક્યો નહિ. મારી આંખોમાંતો ઝળઝળીઆં ભરાઈ આવ્યા—એની સાથેજ હું યે રડી પડયો. તેની આ દશા જોવા મને આંખો નહોતી! તેના કરૂણ શબ્દો શ્રવણ કરવાને મને શું કર્ણો ન હતા! હું હૃદયહિન ન હતો! ચોતરફના વૃક્ષોપણ ઉષ્ણ–નિશ્વાસ છોડવા લાગ્યા. સરિતાનું જલ સ્થંભ્યું રજનીચરો કીલકીલાટ ને તમરાઓએ ધ્વનિ તજ્યા ધરાઇ ધરાઇને રડયા. અન્તે આશ્વાસન સુચક સ્વરે મ્હેંજ વાત ઉપાડી "બેન મને તારી કરૂણકથની કહીશ ? તારૂં સર્વ હૃદય ખુલ્લું કરીશ ચંદ્રિકા નહિ કહીશ તો તને મારા સોગન છે હો."

(૬)

કરૂણને વિણાવિનિન્દિતસ્વર કર્ણપટે પ્રત્યુત્તરમાં અથડાયો ઓ......ભાઇ આ ભાગ્યહીન ચંદ્રિકાનું લલાટ ફુટી ગયું છે. મારી જીવન–વિણાના પ્રેમ તંતુઓ તૂટી ગયા છે. આ હત ભાગીનીના જીવન પુસ્તકના પ્રત્યેક વૃતાંત સૂચક પાના કાળી શાહીથી નહિ પણ કાજલથી આલેખાયલા છે. કુમકુમથી નહિ પણ હૃદયના રક્તથી આલેખાયલા છે. એની પ્રત્યેક લીટી દુઃખ દુઃખ ને દુઃખનાજ શબ્દોથી ભરેલી છે. પ્રત્યેક શબ્દો પણ રે! હા–ઓ! અરે! હાય! અફસોસ! એવાજ ઉદ્‌ગારોથી બનેલી છે. પ્રત્યેક અક્ષરોમાં પણ શોકની જ્વાળા તરવરી રહી છે. ભાઈ! મારા મનના મનોરથો, હૈયાની હોંસો, ને સુખના સ્વપ્ન ઉપર પાણી ફર્યું છે. સૌભાગ્ય–સૂર્ય અસ્ત થયો છે. આ જગતની આંખે સાંસારીની પરન્તુ અંતરની દિવ્ય આંખે વિરાગીની એવી આ ષોડશવર્ષિની બાળાની કર્મકથા આપને સંતાપ વિના બીજો કયો સંતોષ આપી શકશે? ભાઈ! આ રૂપને ગુણ જોવાના છે? છતે રૂપે ને છતે ગુણે અમારાં નશીબ રોવાનાં છે.? નામ પણ કેવાં ? ચંદ્રિકા ? પરન્તુ હાય ભરેલું છે ભાગ્ય પુરૂં અંધકારથી! ખરેખર.....ભાઈ......મારૂં આ સૌન્દર્ય ભલે જગતની આંખે સુધા હો પન્તુ મારે મન ઝેર છે..."

મેં કહ્યું "બ્હેની ધૈર્ય રાખ. પ્રભુ જે કરે છે તે સારૂંજ કરે છે. ભાવે કે અભાવે વેઠવું એજ આપણું કર્તવ્ય ! દુઃખમાંયે પ્રભુનો મહાન આદેશ હોય છે. દુઃખ કંઇ હંમેશ પાપની શિક્ષા તરીકે નથી. હોતું. દુઃખમાંયે દીલાસા હોય છે. કવિ ન્હાનાલાલે જોને પેલા ઇન્દુકુમાર નામક નાટક એક ઠેકાણે નથી કહ્યું, "દુઃખમાંયે દેવનાં દર્શન છે; દુખનાયે સ્નેહવિકાસમાં સ્થાન છે" પુરૂષાર્થપર છે તે પ્રારબ્ધ અંક, ને શ્રમસાધ્ય નથી તે વિધિનિષેધઃ–

છે વૈધવ્યે વધુ વિમળતા, બ્હેન સૌભાગ્યથી કે,
રે ભક્તિથી વધુ વિમળતા, બ્હેન શૃંગારથી કે.

માટે એક વાર તારૂં અખિલ દુઃખ કહે–જરૂર આ ઋષિરાજ તારા દુઃખમાંભાગ પડાવશે ? લે......આ તારા ધર્મબન્ધુનું વચન."

(અપૂર્ણ)

અડાજણ-સુરત. ગંગાશંકર (ઋષિરાજ)



# વીરબાળા.

સાંજનો સમય હતો. આકાશ સ્વચ્છ હતું. સારો દિવસ વરસાદ વરસ્યા પછી જરા ઉઘાડ થતાં અમે બહાર ફરવા નીકળ્યાં. કુદરતનું સૌન્દર્ય નીહાળતાં અમે ઘણે દૂર નીકળી ગયાં. એટલામાં એકાએક વાદળાં ઘેરાઈ આવી વરસાદ પડવા લાગ્યો. આજુબાજુ જોતાં એક જીર્ણ મકાન નજરે પડયું. અમે ત્યાં જઇ બારણું ઠોક્યું. થોડીવાર રહીને એક વૃદ્ધ માણસ આવ્યો અને બારણું ઉઘાડયું. તેના દેખાવ પરથી તે એક સાધુ જેવો લાગતો હતો. અમે અનુમાન કર્યું કે આ એક મઠ હોવો જોઇએ. અમે અંદર ગયાં પછી સાધુ બોલ્યા, 'બચ્ચાં, આને તમારૂં ઘરજ સમજજો.' એટલું કહી તે અમારી સાથે ફરીને બધું બતાવવા લાગ્યા.

એક ખીંટીપર એક કમંડલુ લટકતું ટાંગેલું હતું, તો દોરીપર એક સફેદ પીછોડી વા ખાતી કરી હતી. આ ખુણામાં પાવડીની જોડી પડી હતી, તો પેલામાં એક ચમરી ભેરવી હતી. એક અભરાઇપર થોડાંએક ધર્મનાં પુસ્તક પણ સફાઇબંધ ગોઠવેલાં જોવામાં આવતાં હતાં. પ્રાર્થના કરવાનો ઓરડો આવતાંજ અમને વાતાવરણ બદલાયલું લાગ્યું. તેનાં બારી બારણાં કાચની નકશીઓથી મઢેલાં હતાં. નાનેની એક બારી આગળ ગાદી તકીયા બીછાવ્યા હતા તે પર બેસી સાધુબાવા ધર્મોપદેશ કરતા. આ બેઠકની સામેજ દીવાલપર ટાંગેલી એક છબીએ અમારૂં ધ્યાન ખેંચ્યું. તે છબી એક પરિવ્રાજીકાની હતી. તેનું મુખ આકર્ષક હતું, ફીકકું તથા કોમળ, હોઇ તે પર દુઃખની છાંયા હતી. માત્ર તેનો નાજુક બાંધો, શાંત વિકારો અને મમતાળુ સ્વભાવ તેને આકર્ષક બનાવતા, અમે તે છબી તરફ જોઇજ રહ્યા એટલામાં સાધુ બોલી ઉઠયા.

તે ઘણી પ્રિય હતી.

તેણે પોતાની જાત પ્રભુને સમર્પી.

તે ભરજુવાનીમાં ગઇ.

તેને હજુ યાદ કરાય છે, તથા અશ્રુની અંજલીઓ અપાય છે.

અમે પૂછયું, બાવાજી, એ કોણ ?

બાવા બોલ્યા, 'એ એક પ્રખ્યાત ઝવેરીની પુત્રી હતી. એનું નામ વીરબાળા હતું. ઉંમર લાયક થતાં તેનાં લગ્ન એક એવાજ શેઠના ભણેલા ગણેલા પુત્ર સાથે કરવાનું નકકી થયેલું પણ. (અત્રે બાવાએ એક ઉંડો નિસાસો મૂકયો) કમનસીબે તે શેઠે દેવાળું કહાડયું. તેથી તેના લગ્ન આડી વળાયાં. આથી એના હૃદયને સખત આઘાત થયો. પોતાના પિતાની મરજી વિરૂદ્ધ પોતાનાં લગ્ન તે છોકરા સાથે કરવાનું તેનામાં બળ ન હતું. તેમજ બીજા કોઇ સાથે તે લગ્ન કરવા માંગતી ન હતી આથી તેણે પરિવ્રાજિકાનો ધર્મ સ્વીકારી આ મઠમાંજ પોતાની ટુંકી જીંદગી પસાર કરી આજે પણ..........

બાવા વધારે બોલી શકયા નહિ.

થોડીવાર પછી તે સ્વસ્થ થયા. વરસાદ પણ પડવો બંધ થયો હતો. અમે તેમની રજા લઇ અમારે મુકામ આવવા નીકળ્યા.

ભદ્રપ્રસાદ દિવાન.

# "પૂર્વ આફ્રીકા અને સ્ત્રી રત્ન."

મુંબઈથી પૂર્વઆફ્રીકાનું પ્રથમ બંદર, મોમ્બાસા આવે છે; નવમે દિવસે ત્યાં પહોંચાય છે, તે વિભાગને "કેનિયા કોલોની" કહે છે, આ સસ્થાનમાં હિન્દી અને ગોરા વચ્ચે ઘણા વખત થયા, મત ભેદ અને હક્ક માટે ઝુમ્બેશ ચાલે છે. ત્યાં ઇન્ડીયન એસેસિએશન છે. મોમ્બાસાથી ઉપરના શહેરોમાં જવા માટે આગગાડી છે, ત્યાંથી ૨૪ કલાકે મ્હોટું શહેર નાઈરૂબી આવે છે, જ્યાં રાષ્ટ્રીય આન્દોલનોની આબેહુબ પ્રતીતિ થાય છે. "ધી ઇસ્ટર્ન આફ્રીકન ઇન્ડીયન નેસ્નલ કોન્ગ્રેસ" ની સ્થાપના કરવામાં આવી છે, જેની પાંચમી બેઠક જાન્યુઆરીના છેલ્લા દિવસોમાં થઈ. ત્યાં ખાતે બાહોસ અને વિદ્વાન ઘણા માણસો છે, છતાં તે કોન્ગ્રેસના અધ્યક્ષ તરીકે હિન્દમાંથી શ્રીમતી સરોજની નાયડુને, આમન્ત્રણ કરીને બોલાવવામાં આવ્યા હતા, એને તેવણે કારા ગોલા નામની આગબોટમાં, શ્રી બનારસીદાસ ચતુર્વેદી વિગેરે સાથે મુંબાઇના કીનારાથી ઉપડી ગયા હતા. અને મોમ્બાસા વખતસર પહોંચી ગયા હતા, જ્યાં અપૂર્વ માન મળ્યુ હતું. હજારો ડેલીગેટો અને સ્વયમ્ સેવકો તેવણના દર્શનાર્થે આવી પહોંચ્યા હતા, અને સ્ત્રી વર્ગનો હર્ષ તો ક્યાંઇ સમાતો નહોતો. ટાંગાનીકા ટેરિટરી તથા જંગબાર વિગેરે સ્થળેથી પ્રેક્ષકો વિગેરે ઘણા માણસો આવ્યા હતા. અને કાળા ગોરાના દર્દો દૂર કરવા માટે શા શા ઉપાયો લેવા તેના ઠરાવો પસાર થયા હતા. કેનિયા કોલોનીમાં કર નહીં ભરવાનો ઠરાવ પસાર થયો હતો. શ્રીમતી નાયડુએ અસરકારક લંબાણ યુક્ત સંભાષણો આપ્યા હતા. કોન્ગ્રેસ નિર્વિઘ્ને પસાર થવા પામી હતી. કેનિયા અને જંગબારમાં રાષ્ટ્રીય ભાવનાઓની ચીણગારીઓ આબેહુબ તરવરી રહે છે. શ્રીમતીને જુદા જુદા વિભાગોમાં પધારવા માટે નિમન્ત્રણ કરવામાં આવ્યા હતા. અને તેવણ ગયાં પણ હતા. મ્હારી માન્યતા મુજબ આફ્રીકાની સ્થિતિથી, તેઓ પૂરતા માહિતગાર તો નહીંજ, તેથી તેઓએ, ચાર છ દિવસ વહેલા જવાની આવશ્યકતા હતી, છતા શાબાશ છે, તે સન્નારીને !! તે રાષ્ટ્રીય અગ્નિેતાને !! કે ૨૫૦૦% માઇલ દૂરના પ્રદેશમાં રાષ્ટ્રીય ભાવનાઓની જ્યોતિ જગાવી. હિન્દના સ્ત્રીવર્ગે ખરેખર ગર્વયુક્ત બહાર આવવું જોઇએ. તે સ્ત્રીરત્ને, પાંચમી કોંગ્રેસ દીપાવી.

સ્ત્રી રત્નને જ્યાં આવકાર છે, ત્યાં મંગળ છે.

શ્રી કળા ભુવન
ચુડા (કાઠીવાવાડ)

ગુલાબચંદ મૂળચંદ બાવિશી.



# ડોશી.

(૧) હું કોને કહું ? મ્હારૂં હવે કોણ સાંભળે ? કારણકે હું ડોશી છું; મ્હારૂં સૌંદર્ય નષ્ટ થયું છે, વૃદ્ધાવસ્થાથી મ્હારો રંગ જુદો થઇ ગયો છે, એટલે મ્હારૂં કહેવું કોને ગમે ? મ્હારૂં કોણ સાંભળે ?

(૨) હું ડોશી છું, મ્હારામાં લાવણ્ય નથી, મ્હારી પાસે ધન નથી, ધન હોયતો હજારો માણસો, મ્હારા જેવી ડોશીનો ભાવ પૂછતા આવે, પણ તેજ નથી, તેથી મ્હારૂં કોણ ધ્યાન રાખે ?

(૩) હું ડોશી છું, આંખોનું તેજ નાશ પામ્યું છે, ઝાંખું ઝાંખું દેખાય છે, મ્હને કોઇ દોરનાર નથી, તેમ મ્હારી પાસે કશુંયે જ્ઞાન નથી. તેથી મ્હારી ચાકરી કોણ કરે ?

(૪) હું ડોશી છું, દેખું છું, પણ હમ્મેશા બીજી વ્યાધિઓથી પીડીત રહું છું, કારણકે મ્હેં, યુવાવસ્થામાં ઘણાં પાપો કર્યાં છે એટલે મ્હારી દવા પણ કોઇ વૈદ કે ડૉકટર ધ્યાનપૂર્વક કરતાં નથી, મ્હને ચેતન કોણ આપે ?

(૫) હું ડોશી છું, મ્હારા પુત્રો તથા વહુઓ, સૌ મૃત્યુવશ થયાં, હવે મ્હને બધુંય સાલે છે, તેઓ જીવન્ત હતા, ત્યારે હું તેઓને દોષો શોધીને તેઓને સતાવતી, તેઓને રડાવતી, મુંઝવતી અને હેરાન કરતી, તે વખતે અજ્ઞાનતાને અંગે મ્હને કાંઇ સુઝયું ન હતું, પણ તેઓ સૌ જતાં, હું એકલી ગઇ પડી, મ્હારૂં કોઇ ભરણ પોષણ કરનારે ન રહ્યું ! હવે મ્હારે જીવવું શી રીતે ?

(૬) હા, હું ડોશી છું, પણ સંસારના પરિતાપથી હેરાન થયેલી છું, પણ મ્હેં ભગવાનને મ્હારા અંતરમાં માન દીધું છે, તો મ્હારો ભગવાન મ્હને હવે, દુન્યાની પેલે પાર ઉતારશે, મ્હારા ઉત્તરાવસ્થામાં, ભગવાન રક્ષણ કરી, મ્હને વધું દુઃખ નહીં આપી, મ્હારૂં અવસાન સુધારશે, એમ માનું છું, હવે હું રહમજી છું. ભવિષ્યની ડોસીઓએ પોતાનું જીવન સુધારી લેવા ધ્યાન રાખવું. (મ્હારા સદ્ગત પત્ની કમળાગૌરીના અશુદ્ધ લખાણના આધારે)

શ્રી કમળા ભુવન }
ચુડા (કાઠીયાવાડ) }  ગુલાબચંદ મૂળચંદ બાવિશી.

—(૦)—

# વહુ.

બ્હેન ! આમ ચુંદડી ન ઓઢાય ! કાલે સ્હવારે વહુજી થશો, તે વખતે પણ આવી આ ટેવ રહેશે, માટે જરા સભી ઓઢો.

બાળા ! આમ માથું ગુંથાય ! એતો આછકલી કહેવાય, કાલે સ્હવારે વહુજી થશો, તે વખતે સૌ મશ્કરી કરશે, ત્હમો પણ શરમાશો.

બાપુ ! આમ અયોગ્ય સંભાષણ મોટેરા સામું ન થાય ! જે કહે તે સાંભળી લેવું. કાલે સ્હવારે વહુજી થશો, તો ત્હમારા માટે હલકો વિચાર આવશે, માટે સમજીને બોલો.

દિકરી ! આડોશી પાડોશીના યુવાનો કે છોકરીઓ સાથે ઠઠ્ઠા મશ્કરી ન હોય ? શા માટે વાતચીતો થાય ? કાલે સ્હવારે વહુજી થશો તે વખતે ધણીથી તજાવાનો ભયંકર સમય આવશે, માટે અત્યારથીજ મર્યાદા જાળવો.

પ્રજ્ઞાએ લાંબો હાથ કરી બતાવેલ ખુણા તરફ જોઇ ગંગાનો જીવ થર થર કંપતો હતો. ચંદ્રમુખરાયે તેને આવી ભયભિત જોઇ કહ્યું, બહેન ? તમારે ઘેર જઇને સુઇ જાઓ. કામે પડે એ લાવીશ.

ગભરાયલી ગંગાને એટલુંજ જોઇતું હતું. તેણે બોલ્યા ચાલ્યા વગર તરત ત્યાંથી રસ્તો માપ્યો.

ગંગા ગઇ પણ પ્રજ્ઞાનો લવારો તો ચાલુજ હતો. ડોકટર હજી આવ્યા ન હતા. એટલે ચંદ્રમુખરાયે પોતાના ઉપચાર પ્રજ્ઞા ઉપર અજમાવવા માંડયા તેણે ધીમે રહી પ્રજ્ઞાના માથા ઉપર હાથ ફેરવી હરિનામનું સ્મરણ કર્યું. પછી પ્રકટપણે લવારો કરતી પ્રજ્ઞાને ઉદ્દેશી બોલ્યા કે વહાલી હરિ ? હરિ ? બોલો. પ્રિયા ? શું તમને પેલું ભજન યાદ નથી આવતું ? જુઓ !

"કેવું મધુર ? મન જે તું હરિનું નામ છે.
જપ થઇ શરૂ, બીજે એ વીણ કયાં વિરામ છે ?" કેવું—

હરિ શબ્દમાં એટલી બધી મીઠાસ છે. અને એટલો બધો પ્રભાવ છે કે તેનું નામ જ્યાં ઉચ્ચારવામાં આવે છે ત્યાં પ્રસન્નતા પ્રકટી રહે છે. વિપત્તિ અને દુઃખમાં ગરક થઇ ગયેલા મનુષ્યને તેમાંથી બહાર કાઢનાર હરિનામનું સ્મરણ એ વિમાન છે. તેના સાધનવડે તેઓ કાદવમાંથી બહાર નીકળી ગગનવિહારી થઈ શકે છે. આ સંસારસમુદ્રમાં પણ વાવાઝોડાનાં તોફાનમાં ગોથા ખાતાં હોડકાને કીનારે ખેંચી લાવનાર સદૈ તે પણ હરિનામજ છે. આ હરિનામના સ્મરણવડેજ ગૌરાંગ પ્રભુએ બંગાલના લોકને ગાંડા ઘેલા બનાવી દીધાં હતાં. હરિનામ સ્મરણની ખુમારી એવી અચલ છે કે જે કોઈ પણ ઉપાયે ઉતરતી નથી. દારૂ, ભાંગ, ગાંજો વગેરેના સેવનથી ખુમારી આવે છે તે અચલ નથી પણ થોડો સમય રહ્યા બાદ ઉતરી જનારી છે. વળી તે જીવનને વધારનારી નહિ પણ ઘટાડનારી છે ત્યારે આ હરિનામ સ્મરણથી પ્રાપ્ત થતી ખુમારી અચલ છે. તેનો નાશ કોઈપણ દિવસ થઇ શકતો નથી. વળી તે જીવનને વધારનાર છે. આ હરિનામની અસર તાવમાં તરફડતી અને સન્નિપાતમાં લવારો કરતી પ્રજ્ઞાને અદ્ભુત રીતે થઈ. તેણે મુખથી બોલાવા માંડયું હરિ ? હરિ ? હરિ ? કયાં છે ? હરિ કયાં છે ? હરિ ? હરિ ?

તમારી પાસેજ છે. જુઓ તે આ ઉભા રહ્યા ? તમે તેનું સ્મરણ કરો અને તરત તમારી પાસે આવશે ચંદ્રમુખરાય બોલ્યા.

હરિ ! ઓ હરિ ! તમે કેમ મારી બુમ સાંભળતા નથી. હરિનું નામ લેવાથી જીવને કાંઇક શાંતિ મળવાથી પ્રજ્ઞાએ આગળ ચલાવ્યું. શું તમે દુઃખીજનોની બુમોને સાંભળી નહિ શકો એવા નિષ્ઠુર છો. શાસ્ત્ર તમને કરુણા નિધાન કહે છે અને આવા નિષ્ઠુર મારાથી તમને કેમ કહી શકાય ? મારા આવા દુઃખની વખતે પણ જો તમે નહિ આવશો તો પછી તમે શું કામના ? તૃષાના દુઃખથી પીડાઇને પ્રાણ જવા પછી પાણી લાવી આપવું તે શું કામ આવી શકે ? હે હરિ ? તમે શું મારી વ્હારે નહિજ આવી શકો. જ્યારે અનાથની વ્હારે તમે નહિ આવશો તો બીજું કોણ આવશે. ભરી સભામાં લજ્જા જતી વખત સતિ દ્રૌપદીની વ્હારે તમેજ આવીને નવસેં નવ્વાણું ચીર પુર્યાં હતાં. તેલની તાતી કઢામાં સુધન્વાને નાંખતા તમેજ તેને શિતલતાનું ભાન કરાવ્યું હતું ઉના તપાવેલા સ્થંભમાં પ્રહલાદને પણ તમેજ દર્શન આપ્યું હતું. આ સિવાય ભક્તોનાં અનેક કામ તમે કર્યા હતા. ઓ હરિ હવે તો વ્હારે આવજો.

પ્રજ્ઞાની આ પ્રમાણે કરેલી સ્તુતિની અસરથી પથ્થર પણ પીગળી જાય તેમ હતું ત્યારે ભક્ત વત્સલ ભગવાનના અંતઃકરણમાં તેની અસર ન થાય એ કેમ બને ? તેમણે આ પ્રાર્થના સ્વીકારી પ્રજ્ઞાનું દુઃખ ધીમે ધીમે ઓછું થવા લાગ્યું.

જુઓ આ હરિ આવ્યા ? તમે તેમના દર્શન કરો. જુઓ તો ખરા, તેમનું ઘનસ્યામ સ્વરૂપ ? તેમના કંઠમાં વરમાળ કેવી શોભી રહી છે. તેમને પ્રણામ કરી કૃતાર્થ થાઓ. જુઓ તેઓ આપણા સામું જોઈ હસે છે. વળી તેઓ કહે છે ને સાંભળ્યું કે ? પુત્રી પ્રજ્ઞા તારે હજી દુનિયામાં રહેવાની અવધ છે. બિલકુલ ગભરાઇશ નહિ. અરે પણ જુઓ પેલો મને મારવા આવનારો પુરુષ નાસી જાય છે. પ્રભુને જોઈ તે પ્રણામ કરી નાસવા માંડે છે. અરે પણ ઉભો રહે અસ્ત્રા ? મારા હરિને કહેવા દે કે એ મને મારવા આવનો હતો ? કેમ ચાલ્યો જાય છે ? હવે કેમ નથી ટકાતું ? તારૂં સામર્થ્ય હોય તો હવે ઉભો રહી અજમાવને ? ડરે છે શા માટે ?

પ્રજ્ઞા આ પ્રમાણે બોલતી હતી. અને નીચે બારણું ખખડ્યું. થોડીવારમાં ભટજી અને ડૉકટર સાહેબ ઉપર આવી પહોંચ્યા

"પધારો ડૉકટર સાહેબ" એમ બોલી ચંદ્રમુખરાયે ડૉકટરને બેસવા ખુરશી આપી. ડૉકટરે ખુરશી પ્રજ્ઞાની પથારી પાસે લઈ જઇ તેની નાડ તપાસવા માંડી તથા કેટલીક બાહ્ય ચિકિત્સા પણ કરી પછી બોલ્યા કે મી ચંદ્રમુખરાય ગભરાવા જેવું કાંઇજ નથી. તુરતજ સારૂં થશે. હું દવાખાને જઇને દવા મોકલાવું છું તે લેવાથી તુરત આરામ થશે.

ડૉકટરના ઉચ્ચારેલા આ શબ્દો ચંદ્રમુખરાયને એક ખરેખરા અમૃત સમાન લાગ્યા. ચોતરફ સળગતી આગમાં સપડાઇ ગએલા મનુષ્યને જેમ મુશળધાર મેઘની વૃષ્ટિ પરમ સુખને આપનાર હોય છે તેમ ચંદ્રમુખરાયને પણ થયું. પછી તે પોતાના મનના ભાવને વ્યક્ત કરી બોલ્યા કે ડૉકટર સાહેબ. કૃપા કરી આજની રાત્રિ આપ અત્ર રહી એની સારવાર કરો તો ઠીક. આપણે ઘણે દિવસે આજે એકત્ર મળ્યા છીએ તો વાર્તાચિતનો પણ આનંદ થશે.

ડૉકટર અને ચંદ્રમુખરાયને પૂર્વનો સ્નેહ હતો. તેથી તે આવી તેની સ્ત્રીની ભય ભરેલી હાલતમાં રહેવા માટે કરેલા આમંત્રણનો અસ્વીકાર કરી શકયા નહિ. તેમણે પ્રીસ્ક્રીપ્સન લખી ભટજીને દવાખાને મોકલ્યા અને કમ્પાઉન્ડર પાસેથી દવા લઈ આવવા જણાવ્યું. પવનવેગી ભટજી તુરતજ દવાખાને જઇ દવા લઇ આવ્યા. તેમાંથી એક ભાગ પ્રજ્ઞાને પાયો.

દવાની અસર અડધા કલાકમાં પ્રજ્ઞાને થઇ તેનો લવારો સમી ગયો. અને તાવ ઉતરવાના પૂર્વ ચિન્હ તરીકે તેના મુખ અને શરીર ઉપર પ્રસ્વેદના બિન્દુઓ ઝળકવા લાગ્યાં અને તે સહજ નિદ્રાધિન થઈ.

પ્રજ્ઞાને નિદ્રાધિન થએલી જોઇ ડૉકટર ઇશારતથી ચંદ્રમુખરાયને બીજા ઓરડામાં લઇ ગયા.



## પ્રકરણ ૫ મું.

### મિત્ર સંવાદ.

ઓરડામાં બેઠક લેતાં ચંદ્રમુખરાયે ડોકટરને પૂછ્યું, "ડોકટર સાહેબ, આમ શાથી થયું હશે.

ડૉકટર—તમારા આ પ્રશ્નનો જવાબ હું અવશ્ય દઈશ. તમે કદાચ મને એમ પૂછ્યું હોત કે આ વ્યાધિ શું હશે તો તેનો જવાબ હું આપતાં વિચાર કરત. પણ રોગની ઉત્પતિ શાથી થઇ તે સવાલનું ઉત્તર આપતાં મને માન ઉપજે છે. જો તમારી પેઠે દરેક મનુષ્ય સમજે તો અમારે પછી બીજા ધંધાનો આશ્રય લેવો પડે. લો ત્યારે હવે નકામું રાહવું જવા દઇ તમને જણાવું છું કે આમ થવાનું કારણ ભયજ છે.

ચંદ્રમુખરાયને તરતજ આ કહેવું સત્ય લાગ્યું તેથી તેઓ પ્રકટપણે બોલ્યા કે હા, ખરી વાત છે, આજે મારે કોર્ટમાં જવું થયું હતું તે વખત અમારી ન્યાતની ડોસીઓ એની આગળ ગમે તેમ લવી ગઇ હશે, તેનું પરિણામ આ આવ્યું.

ડૉકટર—મેં આપને પ્રથમથીજ કહ્યું છે કે ભયને લીધે પ્રભા બહેનની તબીયત આટલી બગડવા પામી છે. મી. ચંદ્રમુખરાય એવા માણસોને તો ખબર જોવા આવવાજ ન દેવાં જોઇએ. આવી રીતે કેટલાએ ડોસી ડગરીઓ વ્યાધિગ્રસ્ત મનુષ્યના અંતઃકરણમાં વિષ રેડતાં હશે તેનું પ્રમાણ કાઢવું મુશ્કેલ છે.

ચંદ્રમુખરાય—ના સાહેબ, પ્રમાણ કાઢવું જરાપણ મુશ્કેલ નથી. હું આપને ખાત્રી પૂર્વક જણાવું છું કે સેંકડે ૯૦ ટકા મનુષ્યો એવાજ હોય છે.

ડૉકટર—"જ્યારે આમ છે ત્યારે એવાં મિત્ર અને સગાં થઇ દુશ્મનની ગરજ સારે એવા મનુષ્યોને શા માટે રોગીઓને ખબર લેવા આવવાં દેવાં જોઇએ?

ચંદ્રમુખરાય—"હું તો આવવા દેતોજ નથી. પણ અમારા હિંદુ સંસારમાં જો આમ કરવામાં આવે તો ખોટું લાગે એ પ્રકારની માન્યતા અજ્ઞાનને લીધે આવી ગએલી છે. તેથી તેનો એકદમ નાશ થવો એ મહા મુશ્કેલ વાત છે. પરંતુ હું તો એ અજ્ઞાનની માન્યતા માનતો નથી. અને લીધે મારી પાછળ મારી ચર્ચા થાય છે. અને તેની પરવા નથી, આજ મારી ગેરહાજરીમાંજ એ ડોસીઓએ પોતાનું ડીટેકટીવપણું બજાવ્યું છે.

ડૉકટર—"ખોટું લાગવાપણાનો રિવાજ હિંદુ સંસારમાં ઘણે ભાગે રહેલો છે અને તેને લીધે અનેક દુષ્પરિણામો સહન કરવાં પડે છે. સુશિક્ષિત મનુષ્યોએ તેનાથી હમેશા બચતા રહેવું જોઇએ. તમે પણ તેનાથી મુક્ત છો તે અભિનંદનને પાત્ર છે.

ચંદ્રમુખરાય—વાતનું બીજું સ્વરૂપ પલટાવીને બોલ્યા, "ડૉકટર સાહેબ, કહો એને રોગ શું હશે?"

ડૉકટર—"એ જણાવવાની હું જરુર ધારતો નથી. રોગીને અથવા તેના સંબંધીને તેને અમુક રોગ થયો છે એવું જે કહેવામાં આવે છે તે ભય ઉત્પન્ન કરનાર હોય છે. નબળા અને પોચા મનના રોગીઓ અને તેના સંબંધીઓને રોગની વાત કહેવાથી તેઓ હેબતાઇ જાય છે. માટે આ બાબતમાં મૌનનેજ સેવવું ઉત્તમ છે.

અપૂર્ણ

# ગરબો

જય! જય! ગરવી ગુજરાત.
જય જય ગરવી ગુજરાત.
દીપે અરુણુ પરભાત. જય જય.

ધ્વજ પ્રકાશશે ઝળળ કસુંબી પ્રેમ-શૌર્ય અંકિત,
તું ભણુવ ભણુવ નિજ સંતતિ સહુને પ્રેમભક્તિની રીત
ઉંચી તુજ સુંદર જાત. જય જય.

ઉત્તરમાં અંબા માત
પૂરવમાં કાળી માત
છે દક્ષિણ દિશમાં સ્હાય કરંતા વિશ્વેશ્વર મહાદેવ,
ને સોમનાથ ને દ્વારકેશ એ દક્ષિણુ કેરા દેવ
છે સ્હાયમાં સાક્ષાત. જય જય.

નદી તાપી નર્મદા જોય
મહીને બીજી પણ જોય
વળી જોય સુભટના જુદ્ધ રેમણુને રત્નાગર સાગર
પર્વત ઉપરથી વીર પૂર્વજો દે આશીષ જયકાર
સંપે સોહે સહુ જાત. જય જય.

તે અણુહિલવાડના રંગ
તે સિદ્ધરાજ જયસિંગ
તે રંગ થકી પણ અધિક સરસ રંગ થશે સત્વરે માત
શુભ શકુન દિસે મધ્યાહ્ન શોભશે વીતી ગઇ છે રાત
જન ઘૂમે નર્મદા સાથ. જય જય

---

# સ્ત્રી રત્ન,

## સ્ત્રીઓના ઘણાજ રેગને નાશ કરનાર.

સ્ત્રીઓના તમામ દરદોનો સ્ત્રી રત્ન નામની દવા નાશ કરે છે. રજસ્વળા અનિયમિત વધારે કિંવા કમી આવતું હેય તેને નિયમિત લાવે છે. અતિવિહાર અને આળસથી થએલ વ્યાધિને દુર કરે છે વારંવાર તથા વધારે પેશાબનું થવું તથા શરીરનું ધોવાવું (ધાતુનું જવું) આ દરદોને માટે રામબાણ છે. જાથુની બદહજમી, કમતાકાત, કબજીયાત, સંગ્રહણી, પેટનું આફરવું, છાતીનો બળતો દાહ, ખારા, ખાટા, તીખા, ઓડકાર, ચૂંક્આંકડી, પેટનું દરદ, હેડકી, પીચોટી, (અંબોઇનું ખસવું) થોડા ખોરાક ખાવાથપણ ઊલટી, ગોળો ચડવો, વેણુંચુથા કળતર, કમ્મરનો દુખાવો, બરડાની ફાટ સ્તક સુળ વગેરે દરદો માટે સ્ત્રીરત્ન નામની દવા ઉંચામાં ઉંચી અને અકસીરમકસીર (નવડી ચૂકી છે ગોળી ૧૦૦)ની ડબી ૧ કીં. રૂા. ૨–૮–૦ ખાસ પરેજ

### ગર્ભ ધારણની:સીર દવા.

સ્ત્રીઓને માટે આ એક આશીર્વાદમાન દવા છે સ્ત્રીઓને ગર્ભ ન રહેવાના સાત દોષ (રોગ) છે તેમાંથી આ ૭ દોષ (રોગ) ને મટાડી ગર્ભ ધારણ કરાવે છે, ઇશ્વરઇચ્છાથી આ દવાથી ઘણીઓને વાંઝીયાપણામાંથી મુક્ત કરી સહપુત્રા (બચ્ચાવાળીઓ) કરી છે ! ડબી કિં. રૂા ૨–૮–૦

એક ડબ્બી ચાર માસ ચાલે છે એટલી મુદતમાં ગર્ભ રહે છે વાપરવાની હકીકત ડબી સાથે રાખવામાં આવે છે

### લોહીવા શાહ.

આ દરદ સ્ત્રીઓને ભયંકર લાગે ને તે ગમે તેટલા જોરમાં હોય તો પણ પહેલેજ દીવસે ફાયદો થાય છે ડ. કીં રૂા ૨–૮–૦

### શ્વેત

આ દરદ સ્ત્રીઓને બહુજ ખરાબ તે વધારે વખત રહેવાથી ઘણી નબળાઈ આવી મરણને શરણ થાય છે એ રોગની દવા તાકીદે કરવી ડબી ૧ની કીં રૂા ૨-૮–૦

### બાળા

બાળકોને આ ગોળીથી ઘણોજ રહે છે અને રૂષ્ટ પુષ્ટ થાય છે ગોળી ૧૦૦ની ડબી ૧ની કીં રૂા ૧–૦–૦

મફત !!! ધાતુ વિકાર સાર. મફત !!!

વધારે વિગત જાણવા અને સ્ત્રી એકના દરદની તમામ દવાઓનો ભંડાર નામે "આર્તવ વિકાર" નામનું પુસ્તક લખી મફત મંગાવી લ્યો

**વૈદ શા. ગીરધરલાલ કહાધોળકા, ઠે અમદાવાદ.**

# જૈન વનિતા વિશ્રામ ગોપીપુરા–સુરત.

## ટ્રસ્ટીઓ.



સુરત જૈન વનિતા વિશ્રામના વ્યવસ્થાપિકા ગયા ભાદ્રપદ માસમાં મુંબઈની મુસાફરીએ ગયા હતાં. અને ત્યાં ફંડનું પ્રચાર કાર્ય કરતાં જણાયુ કે મુંબઇ જેવા બહોળા ક્ષેત્રમાં ઘણાખરા ભાઇઓને તો આ **જૈન વનિતા વિશ્રામ** સંસ્થા છે એવીજ ખબર નથી જો તેમના ધ્યાન ઉપર આશ્રમની પ્રવૃત્તિઓ આવે તો તેમના તરફથી આશ્રમને સારૂં ઉત્તેજન મળી શકે તેથી ઉપર દર્શાવેલ બહેનોને મુંબઈમાં આશ્રમના કામનો પ્રચાર કરવા અર્થે સંવત ૧૯૮૦ના વર્ષથી નિમવામાં આવ્યા છે. હવેથી મુંબઇમાં આશ્રમ સંબંધી ફંડ તેમ પ્રચારનું કાર્ય તેમના ઉત્સાહભર્યા પ્રયાસથી સારૂં થઇ શકશે શ્રીમંત ભાઇઓ અને બહેનોને જણાવવામાં આવે છે કે આ કમીટીમાંથી ગમે તે બ્હેનને મળી મદદ માટે નિર્ણય કરી પોતાનો ઉદાર હાથ આ સંસ્થા માટે લંબાવવો જોઇએ.

વ્યવસ્થાપક મહિલા ભૂષણ.

જૈન વનિતા વિશ્રામ, ગોપીપરા–સુરત.

## જરૂરી સૂચના.

સુરત જૈન વનિતા વિશ્રામને અંગે મોકલાતી મદદ તથા મહિલા ભૂષણના લવાજમના રૂા. હવે અમદાવાદના ગ્રાહકોએ પણ નીચેને શિરનામેજ મોકલી આપવા કૃપા કરવી. અમારા વતી ત્યાં કોઈને સ્થાનીક પૈસા આપવા નહિ.

વ્યવસ્થાપિકા-સુરત જૈન વનિતાવિશ્રામ, ગોપીપુરા-સુરત.

---

સુરત જૈન વનિતા વિશ્રામની બાળાઓ માટે

## ૨૫ રેંટીઆની જરૂર છે.

કોઈ ઉદારચિત્ત સજ્જન સદ્દગૃહસ્થ અથવા બ્હેન તરફથી આ જરૂરીયાત પુરી પાડી રાષ્ટ્રિયસેવાનું મહત્ પુણ્ય પ્રાપ્ત કરાશે એવી આશા છે.

વ્યવસ્થાપિકા-સુરત જૈન વનિતાવિશ્રામ, ગોપીપુરા-સુરત.

---

### શ્રી જૈન વનિતાવિશ્રામનો હેતુ.

આ સંસ્થાનો મુખ્ય હેતુ એ છે કે વિધવા બ્હેનો આ સંસ્થામાં રહી સાધુ જીવન ગાળે, ધર્મનીતિ સંબંધી જ્ઞાન પામે, તેઓનું નિરૂદ્યમી જીવન ઉદ્યોગી બને, તેઓ કર્તવ્યપરાયણ થાય, તથા તેઓની માનસિક તથા આધ્યાત્મિક સ્થિતિ સુધરે કે જેથી તેઓનું જીવન આપોઆપ શાંતિવાળું ગૌરવવાળું તથા આત્મશ્રદ્ધાવાળું બને, અને તેઓ પોતાના કુટુંબને સહાયક તથા સમાજને પણ ઉપયોગી થઈ પડે, તે ઉપરાંત સધવા શ્રાવિકા બ્હેનો તથા જૈન કન્યાઓને ધર્મનીતિની તથા વ્યાવહારિક કેળવણી આપવી કે જેથી તેઓ ઉત્તમ ગૃહિણી તથા માતા બને અને કર્તવ્યનિષ્ટ થાય.

ઠેo ગોપીપુરા-સુરત.

---

આ પત્ર સુરત-ચૌટાના પૂલ ઉપર ટાંકી પાસે આવેલા "શંકર" પ્રિન્ટીંગ પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યું અને બ્હેન રૂકિમણી હીરાચંદ મોતીચંદની વીધવાએ ગોપીપુરા સુરતમાંથી પ્રગટ કર્યું.

# મહિલા ભૂષણ.

પુસ્તક ૪ થું　　ફાગણ, સંવત ૧૯૮૦.　　અંક ૧૦ મો


## ઓ ચરખા !

(લાગી લગની મને ત્હારી—એ રાહ)

નિરખી અજબ કળા ત્હારી ! ઓ ચરખા ! નિરખી અજબ કળા ત્હારી !
દેશીના દુઃખ દીધાં ટાળી ! ઓ ચરખા ! નિરખી અજબ કળા ત્હારી !

પરદેશે નાણું ત્હેં જતું અટકાવ્યું,
માન સ્વદેશી તણું નાણું ટકાવ્યું;
ત્હારી ખુબી ન્યારી—ઓ ચરખા ! (૧)

સ્વરાજ કેરૂં ધ્યેય *તારે ત્હેં વિંટાવી,
શુદ્ધ પવિત્રતામાં ભારત ઝુકાવી;
જાઉં હું તો વારી—ઓ ચરખા ! (૨)

કઠલાળ.　　'મસ્તાન'

* તાંતણે-દોરે.

# ભણુવાની જરૂરીઆત.

બ્હેનો આજનો વિષય ઘણો મહત્વનો છે.

ભણુવાની જરૂરીયાત તે ખાસ આપણે સમજવી જોઇએ.

ભણુવું એટલે કેળવણી લેવી. પણ એ કેળવણી કયા પ્રકારની એ જાણુવાની જરૂર છે.

બ્હેનો ભણુવાની જરૂરીયાત સ્ત્રી અને પુરૂષ બંન્નેને છે બંન્ને કેળવાયેલાં હોય તો તેમનો ગ્રહસ્થાશ્રમ સારી રીતે ચલાવી શકે અને પોતાનો સંસાર સુખમય ગાળી શકે કેળવાયેલાં માતા પિતા પોતાની સંતતિને શુસંસ્કારી બનાવી શકે સગાં કુટુંબમાં સારી રીતે સુધારો કરી શકે કોમને તથા દેશને ઉપયોગી થાય માટે કેળવણીની ખાસ જરૂર છે.

વિદ્યા વિના મનુષ્ય પશુ સમાન છે.

વિદ્વાન મનુષ્ય રાજ્યમાં દેશમાં પરદેશમાં કોમમાં સર્વ જગ્યાએ પૂંજાય છે ધનવાન કરતાં વિદ્વાન વધારે માન પામે છે. વિદ્યાથી બુદ્ધિ ખીલે છે વીવેક, વિનય, સંપ, સહનશીલતા, દયા, ક્ષમા, ભક્તિ, સ્નેહ, પરોપકારાદી અનેક સદ્દગુણો વિદ્યા મેળવવાથીજ પ્રાપ્ત થાય છે.

હવે તે વિદ્યા કયા પ્રકારની લેવી તે વીષે વિચારીએ. ગોખણુપટ્ટીનું ફક્ત પોપટીયું જ્ઞાન લેવું નહિ. ભણ્યા પણ ગણ્યા નહિ એવી વિદ્યા નકામી છે.

બ્હેનો આપણી શું ફરજ છે એ સમજવું જોઇએ ને આપણી કન્યાઓ ગૃહિણી થવાની છે તેને પણ સારી સમજુતી સાથે શિક્ષણ આપવું જોઇએ કે ઉપરોકત વર્ણવેલાં સદ્દગુણો તેનાંમાં પ્રાપ્ત થાય અને તે પોતાનો સંસાર સુધારી શકે તેને મુખ્ય કયા કયા વીષયોની ખાસ જરૂર છે ગૃહ વ્યવસ્થા, આરોગ્યતા, માંદાની માવજત, પાકશાસ્ત્ર, વડીલોનો વિનય સંતતીને કેળવવી ઘરમાં સગાં કુટુબ સાથે કેવી રીતે વર્તવું વ્યવહારીકને નિતી શિક્ષણ મેળવી પૂર્ણ બને તેવી સુસંસ્કારી બનાવવી જોઇએ. તેવાં શિક્ષણનાં આપણામાં સાધનો છે પણ તેનો ઉપયોગ બરાબર થતો નથી. આપણી બ્હેનો આળસુને નીર ઉદ્યમી છે નવરાશના ટાઇમમાં નકામો સમય ગાળે પારકી નીંદાઓ કરે પણ કંઇ શીખવાનું જાણવાનું તેને ગમે નહિ ત્યારે તે ક્યાંથી સદ્દગુણો સમજી શકે ને કેવી રીતે પોતાની સંતતિને શિક્ષણ આપી શકે કહેવત છે કે દેખે તેવુંજ શીખે. માતાનાં સંસ્કાર બાળકોમાં આવે છે આવી અજ્ઞાન માતાઓ કુરીવાજો અને વ્હેમને ફેલાવી ડરકણ બનાવી પોતાની સંતતિને આડે માર્ગે દોરે છે એટલે તેની સંતતિ તેવીજ નીવડે છે અને તે નિરૂદ્યમી ને આળસુજ થાય છે. તેથી દેશની અધોગતિ દેખાય છે. આપણો દેશ કેળવણીમાં બહુજ પછાત છે. બાળલગ્નના કુરીવાજો કન્યા વિક્રય જેવા દુષ્ટ રીવાજો એ જ દેશની પાયમાલી થઈ છે.

બ્હેનો આપણી કન્યાઓ જ્યારે કેળવણી લેવા લાયક થાય ત્યારે તેના લગ્ન કરી દેવામાં આવે છે. તો તે કેવી રીતે કેળવણીનું રહસ્ય જાણી શકે. આપણી પૂર્વની વીરાંગનાઓને સતીઓના ચરિત્રો વાંચો તો સમજાશે કે તેઓએ કેળવણી કેવી લીધી હતી. ને તેનાં લગ્ન લાયક ઉમરે પુરી લાયકાત મેળવ્યા વગર થતાં નહોતાં. કન્યાઓ યોગ્ય ઉમરની થાય ત્યારે સ્વયંવરો રચીને તેની પસંદગીએ વરમાળા આરોપતી હતી. ત્યારે તે જોડું લાયકાતમાં, વિદ્યામાં, વિચારમાં, ગુણોમાં સર્વ રીતે સરખું નીવડતું ને તેનો સંસાર સારી રીતે ચલાવી શકતા. બન્નેના મનો એક થતાં તે સર્વ વિદ્યાનોજ પ્રતાપ.

બ્હેનો આપણે જ્યારે તેવું અનુકરણુ કરીશું ત્યારેજ એવી વીરાંગનાઓને વીરપુત્રો ઉત્પન્ન થશે. અને ત્યારેજ ભારતનો ઉદ્ધાર થશે. માટે એવાં શિક્ષણનીજ ખામી છે.

બ્હેનો આપણાં હિન્દુસ્તાનની પ્રથમની જાહોજલાલી યાદ કરો આ હિન્દમાંજ વિરાંગનાઓ અને વીરપુત્રો જન્મ્યા હતા જેનાં નામો હજુ આપણે યાદ કરીએ છીએ. પણ અફસોસ છે કે તેનાં જેવાં બનવાને ક્યારે પ્રયત્નવાન થશો. આ હિન્દને આ દશામાં લાવનાર આપણેજ છીએ. નીર ઉદ્યમી નિર્ધન આળસુ વહેમી બનાવવામાં અને બાયલો બીકણ બનાવવાથીજ આ હિંદની પાયમાલી થઈ છે હજુ ચેતો ને ઉદ્યમી બનો તો આપણાંજ હાથની બાજી છે. જે દેશમાં કંઇ નહોતું તે દેશમાં આજે કેવો ઉદ્યમ વેપાર હુન્નર ચાલી રહ્યો છે. જુઓ જાપાન ચીન જરમન ઇંગ્લાંડ વીગેરે દેશોમાં સ્ત્રીઓ પણ એક મીનીટ નકામી બેસી નીરર્થક સમય ગાળતી નથી. ત્યાં સ્ત્રીઓ હુન્નર ઉદ્યોગનાં કામ કેવાં સારાં બનાવે છે. તે તમે જાને જુઓ. સ્ત્રી પુરૂષ બન્નેએ મહેનત ને ઉદ્યમ કરવાની જરૂર છે.

પુરૂષ ઘરનો રાજા છે ને સ્ત્રી પ્રધાન છે જે રાજ્યમાં પ્રધાન સારો કેળવાયેલો બહાદુર હુશીયાર હોય તે રાજ્ય ઘણી સારી રીતે ચાલી શકે. પ્રધાન હુશીયાર ન હોય તો તેનું રાજ્ય બરાબર ચાલી શકતું નથી તેમ પુરૂષ રાજા છે તે બહારથી કમાઈ લાવે પણ તેની વ્યવસ્થા કરવી બરાબર વહેવાર ચલાવવો તે સ્ત્રી પ્રધાન તરીકે છે તેનાંજ હાથમાં છે ને તે જો સારી કેળવાયલી બુદ્ધિમાન હોય તો તેનાં રાજ્યમાં ખામી ન આવે.

કેળવણી લેવી તે તદન સમજ્યા વગરની ન હોવી જોઇએ જેમકે એક વિદ્વાને કહ્યું છે કે.

શું કરશે સારૂં બ્હેન કોરી કેળવણી.<br>
સદ્‌ગુણની જો નહિ હોય સાથે મેલવણી.

ભલેને ગ્રેજ્યુએટ થયા હોય પણ જેને ખરૂં રહસ્ય સમજ્યા વગરનું જ્ઞાન લીધું છે તે કંઇ ઉપયોગનું નથી ભલે થોડી વિદ્યા પ્રાપ્ત કરી હોય પણ અનુભવ સાથેને સારી રીતે સમજુતીથી શીખ્યા હોય તે ઘણી ઉપયોગી થાય છે.

*સૌ પુજ્યમાતુશ્રી કસ્તુરબા તથા માતુશ્રી બી અમ્મા કાંઇ ગ્રેજ્યુએટ થયાં નથી. પણ કેળવણીનો* ખરો ઉપયોગ જાણ્યો છે કે સંકટ આવે ત્યારે ધૈર્યતાથી હીમ્મતથી સહન કરી પોતાના કાર્યમાંથી પાછા નહિ હઠવું આવી સહન શીલતાની જરૂર છે. એ પુજ્ય માતાઓનું અનુકરણુ લઇ એનાં જેવાં સુસંસ્કારી દેશની લાગણી હીમ્મત અને એનાં જેવાં કાર્યો કરવાને ઉત્સાહી બનો ખરેખર ભણવાની જરૂરીયાત માતાને ખાસ છે કારણ તેના ઉપર જવાબદારી મોટી છે. પીતાને તો કેળવણીની જરૂર છેજ પણ જે બ્હેનો નથી સમજતીને બોલે છે કે બૈરાંઓને ભણવાનું શું કામ છે. તે અજ્ઞાનતાથી બોલે છે. સ્ત્રીઓને ખાસ ભણવાની જરૂરીયાત છે. માટે બ્હેનોએ નકામો ટાઇમ નહિ કાઢતાં ભણવુંજ જોઇએ. અને પોતાની પુત્રીઓ પુત્રોને ભણાવવાજ જોઇએ.

સંપાદિકા



# સત્સંગ.

## સૌ. પાર્વતી બ્હેને મહિલા જ્ઞાનવર્ધક સભામાં આપેલું ભાષણ.

માનવંતા પ્રમુખ, બ્હેનો અને બાળાઓ,

આજે પાંચ અઠવાડિઆં પછી ઇશ્વરકૃપાએ ફરીથી આપણે એકઠાં થઇ શકયાં છીએ એ ઘણી આનંદની વાત છે. કેટલીક બ્હેનોને નિરાશા ઉપજેલી કે હવે આ સંસ્થા પડી ભાગી. પણ મારી તો અડગ શ્રદ્ધા હતી કે જ્યાં સુધી આપણી સંસ્થામાં એક પણ સભાસદ બ્હેન ઉત્સાહી હશે ત્યાં સુધી સંસ્થાનો અંત નહીંજ આવે. અને આજ આપણે જોઇ શકીએ છીએ કે આપણા મંડળના ઉત્સાહી પ્રમુખ ગં. સ્વ. રૂકિમણીબ્હેનનાં ખંત અને ઉદ્યોગથી આપણી સંસ્થા પુનર્જીવન પામી છે. મનુષ્યની કસોટીજ વિઘ્નો અને નિરાશાઓની સામે થઇ તેને હટાવવામાં રહેલી છે. મારી સર્વે બ્હેનોને નમ્ર વિનતિ છે કે કોઇપણ અંતરાય અગર વિઘ્ન આપણા માર્ગમાં આવે તેનાથી બ્હી જઇ તેને જરાએ વશ ન થતાં આપણે આપણું કામ આગળ ધપાવ્યાંજ કરવાનું છે.

આટલી આજના પ્રસંગને અનુસરતી પ્રસ્તાવના કર્યા પછી હવે હું મારા ભાષણના વિષય ઉપર આવું છું.

આજનો વિષય સત્સંગ છે. સત્સંગ એ શબ્દનો અર્થ સંસ્કૃતમાં સારા માણસોની સોબત એવો થાય હવે આપણે એ જાણવું જોઇએ કે સારા માણસ કોને કહેવાં. એક ગુજરાતી કવિએ ગાયું છે કે

" શાંતિ પમાડે તેને તો સંત કહીએ. "

એટલે જે માણસ આપણને આત્માની, મનની અને શરીરની શાંતિ આપે એટલે કે જે આપણા કષાયો, વિકારો તથા વ્યાધ અને ઉપાધિઓને શમાવવાનું બળ આપે તે સંત અથવા સારો માણસ. બીજાને શાંતિ આપનાર પોતે તો શાંતિ પામેલો એટલે કષાય રહિત હોયજ.

સજ્જનનું લક્ષણ આપતાં ભર્તૃહરિ નામના સંસ્કૃત કવિ કહે છે કે 'જે પોતાનો સ્વાર્થ છોડીને રાતદિવસ પરોપકાર કરે છે તે સત્પુરૂષ જાણવા. " વળી નરસિંહ મહેતાએ સજ્જન માણસનું વર્ણન કરતાં કહ્યું છે કે

વૈષ્ણવજન તો તેને કહીએ જે પીડ પરાઇ જાણેરે;
પરદુઃખે ઉપકાર કરે તોએ મન અભિમાન ન આણેરે.
સકળ લોકમાં સહુને વંદે નિંદા તે ન કરે કોનીરે;
વાચ કાચ મન નિશ્ચલ રાખે તો ધન્યધન્ય જનની તેનીરે.
સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી પરસ્ત્રી જેને માતરે;
જિહ્વા થકી અસત્ય ન બોલે પરધન નવ ઝાલે હાથરે.
વણ લોભીને કપટ રહિત છે કામ ક્રોધ નિવાર્યારે.

વગેરે વગેરે.

વૈષ્ણવજનનો અર્થ પ્રભુનો ભક્ત એટલે ફક્ત સજ્જનજ લેવાનો છે. અને પછી કવિતાનો અર્થ ખુલ્લોજ છે. સજ્જન કોને કહેવો એ વિષયમાં આ યુગમાં મારે વિશેષ કહેવાનું શું હોય! સજ્જનતાની મૂર્તિ-મહાત્મા ગાંધીજીનું નામ સ્મરણજ તે માટે પુરતુંજ છે. એ મહાપુરૂષનુ નામ દીધાં પછી સજ્જનને ઓળખવાની જરૂર નજ રહે. હવે વિચારો કે આવા અથવા આથી ઉતરતા છતાં એવાંઓને પગે ચાલનારાં મ્હોટાં સ્ત્રી પુરૂષોનો સમાગમ આપણને કયો લાભ ન કરે? સંસ્કૃતમાં કહ્યું છે કે સત્સંગતિ બુદ્ધિની જડતાને હરે છે, વાણીમાં સત્ય રેડે છે. માન મેળવવાના ઉન્નત રસ્તા બતાવે છે, પાપ દૂર કરે છે આપત્તિમાં આપણને કદાપિ છોડતી નથી. જરૂરને પ્રસગે પૈસાની મદદ કરે છે. ટૂંકામાં કહીએ તો બધું એ હિત કરે છે. મહાત્માજીનોજ દાખલો લઇએ. એઓશ્રીના સમાગમમાં આવેલાં કેટલાં બધાં સ્ત્રીપુરૂષોનાં જીવન સુધરી ગયાં છે. એવાં સ્ત્રીપુરૂષોની સંખ્યા એવડી તો મોટી છે કે આવાં આવાં દશ ભાવશો કરવાથી પણ તેમનાં નામ અને ઓળખાણ આપી શકાય નહીં. આથી ઉલટું નઠારા માણસની સોબતથી માણસને તન, મન, અને ધન સંબંધી નુકસાન થાય છે. અમીરોની અમીરાઈ, કુળવાનનું કુલીનપણું જતું રહે છે. માટે દરેક જણે એવી સોબત કરવી નહીં અને હોય તે છોડી દેવી. આપણે ઘણા દાખલા જોઇએ છીએ કે ફલાણા શેઠનો છોકરો ખરાબ રસ્તે ચઢી ભીખ માંગતો થઇ ગયો, ફલાણાએ બાપનું નામ બોળ્યું, ફલાણો તો વહી ગયો એનું કારણ કુસગજ છે. કુસંગત આ ભવમાં દુઃખ આપનારી છે અને પરભવમાં નરકે લઈ જનાર છે અને સારી સોબત એ સુખ અને સંતોષ આપી બન્ને ભવમાં લાભ આપનારી છે, આ પ્રમાણે ઉત્તમ મિત્ર-સોબતનું વર્ણન કરી બીજી કેટલીક જાતની સોબત ટૂંકમાં વર્ણવી મારૂં ભાષણ સમાપ્ત કરીશ. મહાકવિ શ્રી ભર્તૃહરિએ એક શ્લોક લખ્યો છે તેમાં ત્રણ પ્રકારના મિત્રો આ પ્રમાણે વર્ણવ્યા છે. પહેલી જાતના મિત્રોને તપાવેલા લોઢાની ઉપમા આપી છે જે પોતાના ઉપર પડેલા પાણીના ટીપાને બાળી નાંખે છે અને તેનું નામ પણ રહેવા દેતું નથી. તેમ દુષ્ટ મિત્રો પોતાના સોબતીને તન, મન અને ધનથી ખુવાર કરી નાખે છે. બીજી જાતના મિત્રો જે પહેલા કરતાં સારા છે તે કમળના પાંદડા જેવા છે જે પોતાની ઉપર પડેલા પાણીના ટીપાને મોતીના જેવી શોભા પમાડે છે. દુનિયામાં પણ સારાં મિત્રો પોતાની સાથે હરનારા ફરનારને મોટા મનાવરાવે છે, માન પાન અપાવરાવે છે અને સજ્જન ન હોવા છતાં પોતાના મિત્રોને, પોતે સજ્જન હોવાથી, સજ્જન ગણાવરાવે છે. અને સૌથી ઉત્તમ મિત્રો દરિયાની સપાટી ઉપર સ્વાતી નક્ષત્ર વખતે તરતી છીપો જેવા વર્ણવાયા છે કે જે છીપો પોતાની અંદર પડેલા પાણીના ટીપાને સાચું મોતી બનાવી દે છે. ઉત્તમ મિત્રો પણ તેવાજ હોય છે કારણ તે પણ તેમના સમાગમમાં આવનાર માણસને પોતાના જેવાજ બનાવી દે છે. આ ઉપરથી આપણે એ સાર લેવાનો છે કે બની શકે ત્યાં લગી આપણે ઉત્તમ સ્ત્રી પુરૂષોનો સંગ રાખવો અને તેવાં ન મળે તો બીજી જાતના તેમનાથી ઉતરતા સારા મિત્રોનો સહવાસ કરવો પરતુ તપેલા લોઢાના જેવા તામસી સ્વભાવના અને સ્વાર્થી મિત્રના તો છાંયે પણ ઉભા ન રહેવું. મિત્ર ન મળે તો ઉત્તમ પુસ્તકોને મિત્રો બનાવી તેમના સમાગમમાં રહી આપણા જીવનને ઉન્નત કરવું. કારણ જેવી સોબત તેવી અસર આપણને થાય છે. મારે કહેવાનું તો ઘણુંએ છે પણ ભાષણ જોઇએ તેટલું લાંબુ થઈ ગયું છે અને આપનો ઘણો સમય લીધો છે અને બીજી બ્હેનો પણ બોલવાની હોવાથી આટલેથી મારૂં ભાષણ સમાપ્ત કરૂં છું. વંદે માતરમ્

સૌ. પાર્વતીબ્હેન અં. ચ. શાહ.

# આપણી બ્હેનો પરમાર્થનાં કામ કેમ નથી કરી શકતી?

( લેખક...ચંપકલાલ મગનલાલ લાકડાવાળા, ચાંલ્લાગીરી; સુરત. )

ચૈત્ર સુદ તેરસની સવારે સ્ત્રીઓની મોટી સભા મળનાર હતી. સાડાઆઠનો સુમાર થયો એટલે બધી મહિલાઓ શણગાર સજી સભા મંડપમાં દાખલ થઈ ગઈ. મંડપને છેક નાકે એક ઉંચી બેઠક હતી. તેનાપર ત્રણ દેદિપ્યમાન ખુરશીઓ ગોઠવેલી હતી. તેની અગાડી એક મોટું ટેબલ હતું. તેના પર સુંદર ટેબલક્લોથ પાથરેલું હતું, અને તે ટેબલક્લોથપર કોરાં કાગળો, રૂપાનાં હોલ્ડરસ્ટીલ મુકેલાં હતાં. ખુરશીની સામી બાજુએ સભ્યોની બેઠકો હતી. આ બધી બેઠકો ભરાઇ ગઈ હતી અને બધા કોઇની રાહ જોતાં હોય એવું માલમ પડતું હતું.

નવને ત્રણ મિનિટ થઇ કે ધૂં ધૂં કરતી મોટર આવી બધાનાં મ્હોં દરવાજા તરફ વળ્યાં. ત્યાંથી એક શ્વેત વસ્ત્ર પહેરેલાં વૃદ્ધબાઇ દાખલ થયાં. દાખલ થતાંની સાથેજ સભ્યોએ ઉભાં થઇ માન આપ્યું તેની આસપાસ તથા પછાડી બીજી યુવતીઓ કાગળીઆ હાથમાં રાખીને ચાલતી હતી. વૃદ્ધ માજી ધીરે ધીરે આગળ વધ્યાં અને સૌથી આગલી હારની બેઠકપર બેઠાં એટલે સર્વે બેસી ગયાં.

( ચંચળબ્હેને સભામાં હાજર રહેલાંઓનો તસ્દી લેવા બદલ આભાર માન્યો પણ હું તે કામને માટે તેઓનો આભાર માનતો નથી; કારણ બધા હાજર રહેલા તે પોતાના કારણ માટે; નહિ કે કોઇ ઉપર ઉપકાર કરવા માટે વારૂ બાઇ, માનો તે લોકોનો ઉપકાર નહિ તો વળી બીજી વખત પધારશે નહિ. )

પછી મેનાબ્હેન જમણા હાથમાં કાગળો લઇ, છાતી બહાર કાઢી, ટેબલ પાસે આવ્યા અને બોલ્યાં " બ્હેનો, આજની સભાના પ્રમુખ ગં. સ્વ. સરસ્વતી બ્હેનને નીમવા હું દરખાસ્ત રજુ કરૂં છું.

થોડી સેકન્ડ રહીને સરસ્વતી બ્હેન બેઠકપરની વચલી ખુરશીપર બેઠાં. ત્યાં જમણા હાથપર સ્વાગત સમિતિના પ્રમુખ ચંચળબ્હેન બેઠા અને ડાબા હાથપર સભાના મંત્રી જસીબ્હેન બેઠા.

પછી સરસ્વતી બ્હેને, " આપણી બ્હેનો પરમાર્થનાં કામ કેમ નથી કરી શકતી?" તેનાં કારણ આપવા રજા આપી એટલે કુમારીકા (Miss) મંગળાબ્હેન ઠબ ઠબ કરતાં બેઠકપર ચઢ્યાં, અને ખોંખારો કરી, ડાબો હાથ કેડપર અને કાગળીઆવાળો જમણો હાથ ટેબલપર મૂકીને ઉભા. પછી સેજ ચશ્માને બરાબર નાકપર સીધા કીધા અને ભાષણ શરૂ કર્યું:—

"માનવંતા પ્રમુખ સાહેબ, અને હિન્દની આર્ય મહિલાઓ,

પ્રશ્ન આપણા મ્હોં આગળ છે. તેનો આપણામાંથી કેટલાંઓએ જવાબ આપવા જીંદગીમાં મ્હેનત લીધેલી? અલ્બત બહુજ થોડીઓએ. જ્યારે સવાલ કેટલીઓ પૂછતી હતી? લગભગ બધી. મેં એ પ્રશ્નનો ઘણો વિચાર કર્યો છે અને તેનાં ઘણાં કારણો શોધી કાઢ્યા છે પરંતુ આપણો અમુલ્ય વખત ન ગુમાવતાં હું ટુંકમાં થોડા પોઇન્ટસ આપી બેસી જઇશ.

૧. પ્રથમ કારણ તો એ છે કે પરમાર્થનાં કામો કરવા જેટલો વખત જોઇએ તેટલો આપણને વખત મળતો નથી,

૨. બીજું કારણ એ કે પરમાર્થના કામો કરવા માટે શરીરમાં જેવું બળ જોઇએ તેવું બળ આપણામાં નથી.

૩. ત્રીજું કારણ એ કે પરમાર્થ કરવા માટે ધન જોઇએ તે ધન આપણી પાસે નથી.

૪. ચોથું કારણ એ કે પરમાર્થના કામો કરવા માટે અને તેમાં ફતેહ મેળવવા માટે વિશાળ બુદ્ધિ જોઇએ અને મજબુત મન જોઇએ, તે આપણી બ્હેનોમાં નથી.

૫. અને પાંચમું એ કે આજુબાજુના સાધનો જોઇએ, તેવા અનુકુળ સાધનો આપણી મદદમાં નથી તેથી આપણે પરમાર્થનાં કામો કરી શકતાં નથી."

એટલું કહી રહ્યા પછી મીસ મંગળાબ્હેન બેસી ગયા કે તરતજ અ. સૌ. સૌભદ્રાબ્હેન ઉભાં થયા અને શરૂ કર્યું.

"બ્હેનો, આપણે મીસ મંગળાબ્હેને આપેલા કારણો સાંભળ્યાં. જો એમણે એનાં ઉપર વધારે વિવેચન કર્યું હોત તો ઘણું સારૂં થાત પણ ટૂંક સમયને લીધે આપણે એટલું બધું એની પાસે માગી શકીએ નહિ; પરંતુ હું આપને એમ સવાલ પૂછું કે "એ બધું આપણામાં નથી એનું કારણ શું ? તો મને હશી ન કાઢશો. પેલા ખુણામાં કેટલી બ્હેનો ખીખી કરી હસે છે છતાંએ હું જોરથી પુછું છું કે શા માટે તે આપણામાં નથી" આ પ્રશ્નનો વિચાર કરવો ઘણો અગત્યનો છે. એટલું કહી એ બેસી ગયાં.

હવે વારો આવ્યો મણીબ્હેનનો; તેણે ધમકાવ્યું:—

"ઓહો ! એનાં કારણો તમારે જાણવાં છે ? એનાં કારણો તો બહુ ઉઘાડાં છે. જુઓને હમણાં જમનાબાઇના નણંદ રાંડયાં એટલે દરરોજ બપોરે. મહીનાઓ સુધી તેમને ત્યાં જવું પડે કે નહિ ? અને ન જાય તો કેવી ચેષ્ટા થાય ? હવે બ્હેનો વિચાર કરો કે દૂનીયામાં મરણ પણ થાય મ્હોત તો સૌને માથે લખેલુંજ છે તેથી તેનો અફસોસ ન કરવો જોઇએ એમ શાસ્ત્રમાં લખેલું છે વળી કહ્યું છે કે મરનારની પાછળ તેનાં સગાવહાલાંઓ જો રૂવે કૂટે, અને લીંટ, લાળ આંસુઓ પાડે, તે બધું મરનારના જીવને ખમવું પડે, માટે ન રોવું જોઇએ. એવો શાસ્ત્રનો ચોખ્ખો હુકમ છે. પરંતુ શાસ્ત્રના હુકમની ઉપર પગ મુકીને આપણો બાઇડીઓનો રૂઢીશાસ્ત્ર શું કહે છે તે તમે જાણો છો ? એ તો કહે છે કે મ્હોંડા વાળવાજ જોઇએ; છેડા લેવાજ જોઇએ; કાણો કરવીજ જોઇએ અને રોતાં ન આવડે તો ઉલટી મશ્કરી થાય ! ! હવે વિચાર કરો કે જ્યાં રોવા કૂટવામાંજ વખત જતો હોય અને તે પણ એક બે દહાડા નહિ, પણ મહીનાઓ સુધી રોજના શોક હોય એટલુંજ નહિ પણ ખાસ પોતાનાજ ઘરમાં એવો માઠો બનાવ બન્યો હોય, અને તેથી પાંચ પંદર દીવસ શોકના જાય તો એ કદાચ ચાલી શકે પણ આ તો ક્યાંનું ક્યાંય દૂરનાં સગાંમાં હોય તેની પીડા પણ આપણે ઘેર આવી પડે અને તે પણ એક બે દીવસ નહિ પણ મહિનાઓ સુધી રોજરોજ નીયમીત વખત રોવા જવું પડે, ઓ બ્હેનો, એ પીડા કંઈ થોડી છે. આવી રીતે રોવામાંજ આપણો વખત ચાલ્યો જાય, એટલે પછી પરમાર્થ તે ક્યાંથી કરી શકીએ.

(અપૂર્ણ.)

# કજોડાં.

કજોડું એટલે નઠારી રીતે જોડાએલું જોડું. કજોડાં ઘણી જાતનાં છે જેમકે ઉમ્મરનું, સ્વર્ભાવનું, રૂપગુણનું વગેરે એ દરેક કજોડાથી સ્ત્રીપુરૂષનો સંસાર સારી રીતે ચાલી શકતો નથી. અસલ આપણાં દેશમાં યોગ્ય ગુણ તથા વયનાં સ્ત્રી પુરૂષ પરણતાં, ને તેને માટે અગાઉથી વર તથા કન્યાનાં માબાપ યોગ્ય તપાસ કરી, પોતાના બાળકને પરણાવતા. વિવાહની કબુલત આપ્યા પછી કહેતા કે વર કન્યાની તપાસને માટે તત્પર રહેવું. વળી યોગ્ય વરકન્યા ખોળી ન કાઢતાં તેમનો કેટલો ધીક્કાર થતો તે નીચેના શ્લોક ઉપરથી સમજાશે.

असदृशे वरे बाले येददन्ति वरांसुताम।
तेभ्यो मुर्खाध्यके ह्येया, स्वपुत्री दुःखदायकाः.

અર્થ—જે રૂપ, વય તથા ગુણથી લાયક નહી એવો બાળક તેને પોતાની શ્રેષ્ઠ પુત્રી આપે છે તેના જેવો મુર્ખ કોણ? તેઓ પોતાની પુત્રીને દુઃખ આપવાવાળા છે.

એ બધા પરથી જણાય છે કે અગાઉ સરખી જોડનાં લગ્ન કરતા, પણ પાછળથી બાળ લગ્ન ખોટું કુળ જોવાની રીત, તથા સ્વયંવરની બંધી થતાં કજોડાં વધવા લાગ્યાં હાલતો ઉમર તથા સ્વભાવનાં એ બેજ કજોડાં મુખ્ય મનાય છે. તેમાં ઘણા ખરા તો ઉમ્મરનાં કજોડાનેજ કજોડું કહે છે, ઉમ્મરનાં કજોડાં બે જાતનાં છે. પુરૂષ છેક નાનો અને સ્ત્રી મોટી ઉમ્મરની હોય તે તથા સ્ત્રી, બાળક અને પુરૂષ ઘરડો હોય તે.

પાછળી બાળ લગ્નમાં કહેવા પ્રમાણે નાની વયમાં પરણાવતાં વખતે સ્ત્રી કે પુરૂષમાંથી કોઇને રોગ થઇ એકાદ અંગની ખામી આવી જાય છે, તો પછી તેમને બરાબર બનતું નથી. કુળના મોહને લીધે કે પૈસાની લાલચે ગમે તેવા નાની ઉમ્મરના કે કાણા કૂબડાને પોતાની કન્યા પરણાવે છે. એથી આગળ જતાં એક બીજા સુખે રહી શકતાં નથી. વખતે સ્ત્રી દસ, અગીઆર વર્ષની, અને પુરૂષ પચાસ કે સાઠ વરસનો હોય તોપણ તેમને મળતી રાશ આવતી નથી, તેમજ સ્વભાવની બાબતમાં પણ છે. પુરૂષ ભણેલો ગણેલો હોશિઆર હોય અને સ્ત્રી અભણ, વહેમી તથા સંસારી રીત ભાતથી અજ્ઞાન હોય તો બનતું નથી; એથી ઉલટું સ્ત્રી ભણેલી અને હોશિઆર હોય તથા પુરૂષ અજ્ઞાન હોય તો પણ બરોબર બનતું નથી.

એ બધાં કજોડાંથી ઘણું નુકશાન થાય છે. એતો સ્વભાવીક નિયમ છે કે સરખાં રૂપગુણ વયવાળાંનેજ બનતી રાશ આવે ને તેવો પોતાનો ભાવ અખંડ પ્રેમના બંધનથી બંધાઇને સુખ રૂપે ગુજારે પુરૂષ સાત આઠ વર્ષનોને સ્ત્રી પંદર સોળ વર્ષની હોય તો એ બંને પોતાનું સુખ કેવી રીતે માણે? તેમ પોતાની સંસારી ફરજો શી રીતે બજાવે? સાસુ નણંદનાં મેણાં સ્ત્રીને ખમવાં પડે, ધણીનું માન નહિ હોવાથી બીજા પણ હલકી ગણે વખતે આડે રસ્તે ચઢીને કલંક લગાડે, તેમની સંતતિ પણ નિર્બળને હોશ વગરની નીપજે. છોકરાને ભણવા જતાં શરમ આવે, સોબતી ખીજવે સ્ત્રીને પણ તેની સાહેલીયો ખીજવે, સ્ત્રી સારા ઘરની હોય તો પણ પતિનું સુખ ન દેખતાં બળાપામાંને બળાપમાં સોસાઇ જાય, પુરૂષ પણ મોટી સ્ત્રીને જોઇ હેબકી જાય.

તેમાં માબાપ ગમે તેવી દવા ખવરાવે પણ ગુણ લાગે નહી વળી વહુ જો સાસુ સસરાની ગુલામગીરીમાં ન રહેતો, વખતે તેની ઉપર શોક્ય લાવે છે, ને તેથી પહેલી ઓના પુરા ભોગ મળે છે. કર્મે કજોડું આખા જગમાં વગોણુ એવાં એવાં શોક જનક રૂદન કરે છે ને બન્નેનો ભવ ઘણી દુ:ખ ભરેલી રીતે જાય છે.

ઘરડા પતિવાળીને પણ તેવુંજ થાય છે. એકનું જુવાન મગજને બીજાનું ઘસાઈ ગયેલું. એકને પહેરી ઓઢીને વૈભવ ભોગવવાની આકાંક્ષા, ત્યાં બીજાને એ સુખ પરવારવાનો વખત હોય. એમ એક બીજાના સ્વભાવ, સ્વભાવીક રીતેજ ઉલટો હોવાથી, બન્ને જણુંવચ્ચે ભાગ્યેજ ગાઢો પ્રેમ બંધાઈ સુખ ભોગવી શકે છે ઘરડા વર વાળી સ્ત્રીથી, સારા વસ્ત્રાલંકાર પહેરી યોગ્ય છુટ ભોગવાતી નથી, ઘર બહાર નિકળતાં તો કંઈ કંઇ તુત જાગે છે. એમ બીચારી વૈભવ ભોગવવાને આતુર થઇ રહી હોય તે વખતે તેને ઘણી તરેહની આફતો નડે છે

સ્વભાવના કજોડાથી તો ઘણી હેરાન ગતી ભોગવવી પડે છે. એક કવીતામાં કહેલું છે તેમ બાઇ તો ભૂગોળને ખગોળમાં રમે છે. બાઇનું તો ચિત્ત ચુલામાય-દેશી કહેવતે. પુરૂષ મોટાં મોટાં ભાષણો કરી બોધ દેતો હોય, વિદ્વાનોની મંડળીઓમાં ફરતો હોય ને વિદ્યાનંદ ભોગવતો હોય. તેમાં અભણ, વહેમી અને અજ્ઞાન સ્ત્રી ઘણી હરકતો નાંખે છે, ઘરમાં શાન્ત પાડવાને બદલે ઉલટો બમણો પરીતાપ વેઠવો પડે છે. ઘરમાં રહેવાતું મન થતું નથી.

કેટલીક સ્ત્રીઓ પહેરવું ઓઢવું, વિવેક રાખવો, કે બીજી સંસારી બાબતોમાં આડી થઇને પુરૂષને હેરાન કરે છે. જો પુરૂષ સોક્રેટીસ જેવો શાન્ત હોય તો ઠીક નહિ તો રોજ રંગીયાં ઉડે છે ને કજીયો કંકાસ મટતો નથી. તેમજ સ્ત્રી ભણેલા હોય અને પુરૂષ અજ્ઞાન હોય તો પણ તેવુંજ પરીણામ આવે છે. એમ દરેકને કજોડાથી ઘણું નુકશાન થાય છે. અને શાસ્ત્રથી આડે રસ્તે ચાલી રૂઢી દેવીને આધીન થઇએ તો માઠાં ફળ નિપજે તેમાં નવાઇ પણ નથી.

ટુંકમાં એટલું કહેવાનું કે શાસ્ત્ર ભણેલો, ધનવાન, રૂપવાન, અને કન્યાથી મોટી ઉમ્મર વાળા સુપાત્ર પુરૂષનેજ પરીક્ષા કરીને કન્યા દેવી, આ બાબત મા બાપોએ ઘણી કાળજી રાખી, પોતાના સ્વાર્થ પર નજર ન રાખી, પાપના ખાડામાં ન ઉતરતાં પોતાનાં પ્યારાં બાળકોને સુખ થવા પર લક્ષ દેવું પૈસાના લોભથી કુળના મિથ્યા મોહથી કે બાળપણુમાં લાકડે માંકડુ વળગાવી લ્હાવો લેવાની ખોટી આતુરતા કે મોટાઇથી પોતાનાં બાળકનો ભવ બાળવો નહી. ઓછામાં ઓછું પાંચ વરસનું અંતર રાખી કે મોટી ઉમર હોયતો બમણું અંતર રાખી સરખા રૂપ ગુણ અને સ્વભાવનાં જોડાં પસંદ કરવાં. એથીજ તેમનો ભવ સુધરશે ને તમે પણ સુખી થશો. એટલું બોલી હું, બેસી જવાની રજા લઉં છું.

સૌ. પાર્વતીબ્હેન.



# વસંત.

(રાગ. સાર આ સંસારમાં ન જોયો)

કેવી વસંત આજ ખીલી, રળીયામણી.
હો............રૂપાળી
કેવી વસંત આજ ખીલી.

આમ્ર-વૃક્ષ પર આવી કેરીઓ,
સુંદીર રંગમાં રંગેલી.
હો....રૂપાળી રળીયામણી.
કેવી વસંત આજ ખીલી,

આમલીયા કેરી સુદ્દઢ ડાળે.
મધુરી કોયલ એ ટહુકી.
હો...રૂપાળી રળીયામણી.
કેવી વસંત આજ ખીલી,

મીઠું સુવાસીત ગુલાબ ખીલે.
મોગરાની કળીઓ એ આવી,
હો....રૂપાળી રળીયામણી.
કેવી વસંત આજ ખીલી,

પૃથ્વી ઉપરની સરવે વર્ણો.
આનંદે વસંતમાં ન્હાતી,
હો....રૂપાળી રળીયામણી.
કેવી વસંત આજ ખીલી,




(લેખકઃ—રા. રામચંદ્ર હરિપ્રસાદ પંડ્યા.)

## પ્રકરણ ૧ લું.

### વટ પૂજન.

વટ પૂજન કરી આવ્યા પછી અરૂણા અતિ ઉલ્લાસમય અને પ્રફુલીત મનથી ઘરના ન્હાના મ્હોટા કામમાં ગુંથાઇ રહી છે. પરન્તુ કવચિત્ કવચિત્ એ આનંદભર્યા મુખારવિંદ પર ચિન્તાની વાદળી આવી ને પસાર થઈ જતી ભાસતી હતી. થોડી થોડીવારે ત્હેના અધરોષ્ટ કોઇએ ન સાંભળી શકે એવા ઉચ્ચારણોથી ફડફડતા લાગતા હતા. એવામાં કોઇક આગંતુકની પગલીઓ ત્હેની શ્રવણેન્દ્રિય પર આવી ને અચકાઇ પાછું વળી જોવા જાય છે તો ત્હેના પૃથ્વીપરના 'પ્રભૂ' અરવિન્દને દીઠા.

"મ્હારા પ્રભૂ! આવ્યા? પધાર્યા? આટલાં બધા મોડા થયાં?"

અરવિન્દ ન સમજી શકે તેવો ભાવવાહક સવાલ અરૂણાએ ઉચાર્યો.

"કેમ? અરૂણા? વ્હાલી!! મ્હારી વાટ-રાહ જોતીજ બેઠી હતી કે શું"? એવું તે શું ખાસ કામ પડ્યું હતું જે?" વિહ્વલવશ અરવિન્દે પૂછ્યું.

" ગભરાશો નહિ. મુઝાશો નહિ સ્વામિજી! એ તો સેંજ મનનુંજ કારણ હતું. ચિત્ત કવચિત્ કવચિત્ અસ્વસ્થ બની ઉશ્કેરાઇ જતું હતું જેથી ત્હમારી અમી ભરી હાજરીની જરૂર હતી. ખરેજ નાથ! વ્હાલા! ત્હમારા વિનાનો આજનો સારોય દિન યુગ યુગ સમાન સાલ્યો."

" આજનો વટ પૂજન નો સુદિન તો આર્ય મહિલાઓને માટે પરમ મહિમા ભર્યો હોવો જોઇએ આર્ય સન્નારીઓએ અનેક ઉલ્લાસ ને અનેરા આનંદ સહ ઉજવવો જોઇએ આજે ન હોવી જોઇએ ચિત્તની અસ્વસ્થતા કે ન જોઇએ તેનાં સુરેખ ભભક ભર્યા મુખડા પર સેંજ પણ ગ્લાની પ્રાતઃસ્મર્ણીય સાવિત્રિજીની જીવન સૃષ્ટિમાં સુદૃઢ વ્રત લેઇ આજે તો આનંદન્લહરી સહ હિંડોળવાનું છે. પ્રિયે! આવાં ધન્ય દિવસે ચિત્ત-મનની આવી દુરદમ્ય સ્થિતી કેમ?"

"અરવિન્દ ! મ્હારા અરવિન્દ ! સાંભળશો, સ્વિકારશો ? એક વિનંતી છે–યાંચના છે ?"

અરવિન્દ આભો બન્યો. અરૂણા કોઈ દિવસ નહિ ને આજે કેમ આમ ઉશ્કેરાઈ જાય છે. વાતવાતમાં ગાભરી બને છે તે જોઇ જોઇ વિચારી- વિચારી આભો બન્યો. પણ તેને બીચારાને વટપુજન સ્થળે બનેલી ઘટનાની શી ખબર કે જેથી તે અરૂણાને સમજી શકે. વાંચક તેં પણ તેજ સ્થિતી અનુભવી તો હોઇશ. થોડી પળ ધીરજ ધરજે આ પ્રકરણને અન્તે તે ઘટનાથી તું પણ પરિચિત થઇશ.

"બોલ મીઠી બોલ. ચિંતની સ્વેચ્છતા નાંખો સુખેથી બોલ. યાચનાના રૂપમાં નહિ. વિનંતિ યે નહીં. ત્હારા હકકની રૂએ બોલ. પ્રગટ કર ત્હારા આંતર પ્રદેશની ગુંગળાતી ઉર્મિઓ–આશાઓ."

સર્વાંગ સુવર્ણે મઢાદો. નાથ ! ઘુઘર–રીંગ ઝમઝમાળાં સુવર્ણ કંકણ, મુદ્રિકા પગના સાંકળાથી મ્હારૂં અંગ સોહાવો. સૌન્દર્યવતી મનાવો એ દાગીના–આભૂષણો ઘડાવી ઘડાવી. લોકો આંગળી ચિંધે છે, અભૂષણહીના આભુષહીના કહી કહી."

"ઓહો ! બસ. આટલા આવા નજીવા કારણે ચિંતાએ સારા દિવસભર ચેન પડવા ન દીધું?"

"નજીવો વિષય નથી નાંખી દેવાનો વિષય નથી." બોલો મ્હને કયારે તેલાવી આપશો ?"

"અરૂણા ? ત્હને જે છે તેથી સંતોષ નથી. ? ત્હને ત્હારા આભૂષણ ભંડારે ઓછપ લાગે છે ?"

"હાં. અરવિન્દ વ્હાલા ! ઉણાં ઉણાં ભંડાર ભાળું છું ત્યારે તો વધારે વધારે સુંદર નકસીદાર આભૂષણ અપાવો ઘરેણાં ઘડાવો".

"અરૂણા ! અઘટિત રીતે અધિક ઘરેણાં કરાવી પહેરવાથી બોજો વધાર્યા સિવાય બીજો શું લાભ છે ?"

"જાવ ? એથી તો નવસુંદરીઓની શોભામાં સૌન્દર્યતામાં ચાર-ચાર ચન્દ્રો વધારે થાય છે. લોકોમાં પ્રશંસા પ્રશંસાજ વરે છે. જગતથી એ આગળ ઉચીજ કલ્પાય છે."

"ને તેથી શું ?"

"વળી એજ્કે લોકો રીઝે છે. પ્રશંસા કરે છે. માનની નજરથી નીરખે છે. વાટે ને ઘાટે મળતા લોકો લળી લળી માન મૂકે છે. રસ્તો દેય છે."

"ત્હારી ઈચ્છા લોકને એ રસ્તે રીઝવવાની છે ? આકર્ષવાની છે ? મીથ્યાડમ્બરમાં ફસાવવાની છે ? સાધ્વી સતી સ્ત્રીઓને તો સ્વપ્નેયે એવા વિચાર લાધના નથી."

"ગમે તેમ હોય. ઘરેણાને ઝવેરાત પરિધાન કરનારી સ્ત્રીનું અન્ય સૌ સન્માન સાચવે છે. આદરસત્કાર કરે છે. ઘરમાં બેઠાં બેઠાં યે ઝવેરાત અને દાગીનાની પ્રશંસા કરે છે."

"ત્હારે શું ઝવેરાતના ચળકાટથીજ સ્ત્રીઓની પ્રશંસા થાય છે ? જો એહેવુંજ હોય તો પ્રથમે દ્રષ્ટિએ વેશ્યાઓજ માનને પ્રશંસાને પાત્ર ઠરે છે. તેઓની પાસે સુંદર, મનોહર ને અધિક પ્રમાણમાં દાગીનાના ભંડાર હોય છે."

"ત્હમે નથી સમજ્યા મ્હારી વાતને કે નથી સમજ્યા મ્હારા અભિપ્રાયને હું કહેવા માંગુ છું તે એ છે કે ઝવેરાત કે દાગીના પ્હેરનાર સ્ત્રીની પ્રશંસા સાથે સાથે એહના કમાઉ પતિની સુંદર કમાણીની– આવકની પણ મોટી કિંમત અંકાય છે. જેહની પાસે દાગીના નથી હોતા તેના પતિની નિન્દા થાય છે. બે કોડીનું મુલ્ય થઇ જાય છે."

"કેવો નિન્દનિય વિચાર ! અફસોસ હજાર વાર અફસોસ ! કેટલી ગાઢ અજ્ઞાન તિમીરની છાયા ! સ્ત્રી સમાજનો કેટલો અધઃપાત ? કોઇપણ સમજદાર શુશિક્ષિત્ સ્ત્રી એહવી હલકી વાત નજ કરે."

"તો નાથ ! શું ભણી ગણી સ્ત્રી એટલું યે ન સમજી શકતી હશે કે દાગીના ઝવેરાત સ્વસૌન્દર્ય વર્ધન કરનારી ચમત્કૃતી છે ? સરજનહારની મહામુલી એતો ભેટ છે મહિલાઓને."

"કદી નહી અરૂણા ! કદી નહી. તેઓ રજ પણ માને કે કબુલે નહી કે આભૂષણ સ્ત્રીની સૌન્દર્ય વર્ધક છે. શિક્ષિતા સ્ત્રીને સ્વપ્નેયે ખ્યાલ ન હોઇ શકે. ચેતન જડના ભેદ તે બરાબર રીતે પીછાની શકશે. જડ ચેતનને કે ચેતન જડને સોહાવે?"

"તે તેઓ એના તે કંઇ ઝવેરાત કે દાગીનાથી યે ચઢીઆતી વસ્તુના વિચાર કરે છે ને જેથી તેઓ સૌન્દર્ય અને આદર પામે છે."

"સુચરિત્ર."

"તો શું ઝવેરાત પહેરનારી સ્ત્રીઓના ચારિત્ર કલંકિત હોય છે."

"'જર દેખીને મુનીવર ચળે' જગત એમ કહે છે. સ્ત્રીઓ દાગીના માટે કે ઝવેરાત માટે પોતાના પતિને સંતાપે છે. રંજાડે છે. આ સ્ત્રીઓ નથી સમજતી ગાર્હસ્થ્યધર્મ કે નથી પીછાનતી પતિના પ્રેમને વસુવિનાના પતિને કુછ બીસાતમાં ગણે છે. ને ચારિત્ર્યને કદ્રુપ બનાવે છે. પછી સુચારિત્ર્યવાન કેમ લેખાય ? "

"સુચારિત્ર્યવાન સ્ત્રીઓ ઘરેણા પરિધાન કરતી નથી ન કરવા જોઇએ. તો નિર્ધન રંકવર્ગની સ્ત્રીઓ કે જેને ઘરેણા પહેરવા સ્વપ્નેયે મળતાં નથા તો શું તેઓને ઉત્તમ ચારિત્ર્યવાળી કહેવી?"

"નિસન્દેહ તેવીઓને ઉત્તમ ચરિત્રવતીજ લેખવી જોઇએ અને માન–આદર આપવા જોઇએ. એજ સ્ત્રી વિદુષી છે કે જે પોતાના પતિની આર્થિક દશાપર સદા સર્વદા ધ્યાન આપે છે અને તદનુસાર ગૃહવ્યવહાર ચલાવે છે ને એટલેજ તેનો પતિ પ્રસન્નચિત્ રહે છે અને વ્યર્થ ખેદ મુક્ત થઈ, પોતાની સરલ હૃદયા પ્રિયતમાના ઉત્તમ ગુણો જોઈ સન્તુષ્ટ રહે છે."

"કિન્તુ જેઓ ધનિ છે જેઓનાપર લક્ષ્મિજીની શીળી છાંયડી છે તેવાઓની સ્ત્રીઓ તો દાગીનાનો અનુરોધ નથી કરતી."

"તેમ ન કરતી હોય તો તે શિક્ષણની વંચનાને આભારી છે. ધનશાળી હો કે નિર્ધન હો. હો તે. હો. ઝવેરાતથી શું લાભ છે? સ્ત્રીઓનું શુદ્ધ આભૂષણ તો તેઓનું સતિત્વ છે. આભૂષણ કે દાગીનાહીના સતી સ્ત્રીઓનું સૌન્દર્ય સતિત્વના ચળકાટથી ચિરકાળ ટકે છે. અમર યશ સંપાદન કરે છે. તે કદીયે એવું વાંચ્યું કે સાંભળ્યું છે કે જડ દાગીના કે ઝવેરાત સ્ત્રીના સૌન્દર્યને ચિરકાળ ટકાવી શકે છે?"

"એવી બીનાનાયે કાંઈ ઇતિહાસ લખાયા જાય છે. અને લખાયા પણ હોય તો શું મેં તેના પ્રમાણ શોધી રાખ્યા છે?"

"ભલે તેમ પણ ત્હને એટલું તો સમજાણું લાગે છે કે એ એક આડમ્બર છે. ઝવેરાતમાં નાણાંનો દુર્વ્યય થાય છે. કરજે કાઢી ઘડાવેલા દાગીના જ્યારે વેચવા જઈએ છીએ ત્હારે સોળના આંકે માંડ માંડ મળતાં નથી. રામાયણની કિર્તિકયાં તો તે વાંચીજ હશે. એમાં પૂજ્ય સીતાજીની પ્રશંસા લૌકિક આભુષણથી થઇ કે સદચરિત્ર દ્વારા? સતિત્વના પ્રભાવ દ્વારા? આજે વળી અવકાશે સીતા-અનસૂયાનો સંવાદ વાંચી જોજે ને મનન કરજે કે જેથી તું ક્યાં ગુલાંટ મારે છે તે ત્હનેજ દેખાશે."

એક પછી એક પ્રશ્નોની પરંપરા ચલાવતાં ચલાવી તો ખરી પણ અરૂણા એમાં પોતાની હીણપત સમજી ગઇ, હલકાઇ નિચતા અનુભવવા ગઇ. ખીસીઆણી પડી ઘરના નાના નાના કામો સમેટવામાં પડી ગઈ. અરવિન્દે આજના સંવાદની છાયાં અનુવતો અનુભવતો ભોજન લઇ અસરંગી વિચાર વમળે ઝુલતો ઝુલતો ઓફિસ તરફ હાંકી મુકયું.

અરૂણે માંડ માંડ એન્ટ્રન્સ પસાર કરી કલેક્ટર સાહેબની ઓફિસમાં કારકુનની જગ્યા સ્વીકારી છે. પરન્તુ ત્હેને હમેશા પોતાના ભવિષ્ય ને માન મર્યાદા માટે ચિન્તા રહેતી કેમકે તે સ્વમાનની મૂર્તિ રૂપ હતો. તેજોવધ દેહવધથી વધારે સાલે એમ હતું, તેને પોતાના પગપરજ અવલંબન લેવાનું હતું. જાગીરદાર પિતા જરદાર હતા પરન્તુ અભણ માતાના અનિતિ ભર્યા ખર્ચે સંચિતધન ખોઇ બેઠા હતા. સારી સુસ્તકિમ જમીનદારી પણ ચાલી ગઇ હતી. આવા સંજોગોમાં પ્રયત્નશિલ અરૂણે 'એન્ટ્રન્સ' સુધીજ ભણ્યો એનું કારણ એજ "સ્વમાન" "સ્વાવલંબન".

અરૂણા સોળ વર્ષની એક ગૌરાંગ રમણી વનને ઉમ્બરે ચડેલી ધનાઢ્ય પિતાના સંસાર સમુદ્ર મંથનનું ફળ-મહામુલું રત્ન હતું. લક્ષ્મીના લાડીલાઓ થોડાકજ સરસ્વતિ દેવીના ચર્ણ સેવે છે. ને એ થોડામાંના એક શાસ્ત્રી ગોવિન્દ હતાં વારાણશીની સંસ્કૃત પાઠશાળા શું એમને 'શાસ્ત્રી' પદ આપ્યુ હતુ. શાસ્ત્રી પિતાએ એક શાસ્ત્રી દ્વારાજ એકની એક લાડઘેલી દીકરીને શું શિક્ષણ આપ્યું હતું. ને યોગ્ય વય થયે એક ચારિત્ર્યવાન યુવકને પનારે બાંધી. અરૂણ અરૂણાની બેલડી રચી.

અરૂણા નગરની અન્ય રમણીઓ સાથે આજે જ્યેષ્ટ શુકલ પક્ષની પૂર્ણિમાએ વટ પૂજન કરવા પળી હતી. નગરની ભિન્ન ભિન્ન સ્વભાવની સ્ત્રીઓનો ત્હાં ઝમાવ થયો હતો. ખાસ કરીને ત્હેમાની ઘણી ખરીને દાગીનાને દાગીનાજ વિષે વાત કરતી જોઇ હતી. એક એકને પૂછતી.

"બ્હેન ! આ વેસર ક્યારે ઘડાવ્યું ? એ તો અપ્રતિમ કારીગરીવાળું ભાસે છે. વાહ બ્હેન ! એ પહેરવાથી તું ચંદ્રકળા જેવીજ દીપે છે કેમના પે'રે બ્હેન ! જેનાં પાન કમાય છે તેહની વાતજ શી કરવી ? જેહનો પતિ અણુ કમાઉ પુરૂષ પડયો હોય તે બિચારી શું પે'રે ? તેનું કપાળ ?" આવી આવી રીતે કોઇએ આને પૂછ્યું તો એણે કોઇને પૂછ્યું ને તેમાં કલાકના કલાક નિકળી ગયા ને વટ-પૂજનમાંયે વિલમ્બ થયો ચાલતી ઘટનામાં અરૂણાનું ધ્યાન હજુ વટ પૂજનમાંજ હતું. તે બિચારી એકલી-અટુલી (આભૂષણ વિહિના) આવીને ઉદાસીન ચિત્તે વટની છાયા તળે બેસી ગઇ ને તે કોઇએ જોયું પણ નહિ તે પોતાની આ બધામાં ન્યૂન લેખવા લાગી પરન્તુ શું કરે ? તેના શરિર પર એક દાગીનો હતો નહિ. ભ્રષ્ટ વસ્ત્ર થઇ વટ-પૂજન કરી ઘર તરફ પ્રયાણ કર્યું રસ્તે અન્ય સ્ત્રીઓ મળી તે પણ દાગીનાને દાગીનાનીજ વાતમાં રસ્તો કાપતી હતી. તેમાંની એક તારૂણીએ જરા મોં મરડી કહ્યું "અરૂણા બ્હેન, એવા તે કે'વા અકર્મી વેરે ત્હમારા પાના પડયા કે બસો અઢીસોનો ખરચ કરી ઘરેણાં કરાવી શકતાં નથી. શું આવું સસુન્દર શરીર આમજ મોજશોખ વિના મિટ્ટીમાં મિલાવી દેશો ? ધિક્કાર છે એવા હિણુ કમાઉને ! શું સંસારમાં ત્હમને એવો કોઇ બીજો કમાઉ પુરૂષજ ન મળ્યો ? યુવતિના ખરા પહેરવા ઓઢવાના દિવસો તો આજ છે. પછી શું ઘડપણમાં પહેરી ઓઢી મ્હાલશો ?"

અરૂણાને આ વચનો વજ્ર જેવાં લાગ્યાં, સાલવા લાગ્યા પરન્તુ બિચારી ઉત્તર પણ શું દેય ?

તેની આર્થિક દશા સારી ન હતી. હમણાંજ ટુંક મુદત થયાં પોતાનો પતિ માંડ માંડ ૪૦નો પગાર લાવતો હતો આવું છતાં એ અરૂણાએ પોતાનો સ્ત્રી સ્વભાવ તેજ કર્યો રસ્તામાંને રસ્તામાંજ ચાલતા ચાલતાં મન સાથે નિશ્ચય કર્યો કે "આજે ઘેર જઇ ગમે તેમ કરી પણ અરૂણને ઘરેણા માટે ફરજ પાડીશ. મ્હારે તો ઘરેણા જોઇએજ એવી હઠ લઇશ."

આ પછી તે ઘેર આવી અને ત્યાર પછીનો સઘળો પ્રસ્તાવ આપણે જોઇ ગયા છે.

અરૂણા ! શુદ્ધ આર્ય ગૃહિણી અરૂણા ! ત્હારી કેવી ભયંકર ભૂલ ! ત્હારા શિક્ષણે યે ત્હારી દયા ન ખાધી ! ત્હારા ગાર્હસ્થ્ય ધર્મ ભૂલવામાં સાથ દીધી ! પણ તૂં શું કરે ! ત્હારી જાતિની નબળાઈ ત્હને કેમ છોડે. દાવ આવે સોકટી મારવી કેમ ચૂકે. ગમે તેવી સમજણી શિક્ષિતા પરન્તુ તું સ્ત્રીજ ને અબળા તે અબળાજને આવી ભૂલો અરૂણને-અરૂણાની જાતિને પ્રકૃતિ સુલભ છે.

(અપૂર્ણ)



## એ પુષ્પ.

(લેખિકા:—અ. સૌ. સનત કુમારી)

### વસંત તિલકા.

એ પુષ્પ સૌરભ ભર્યું દિઠું મ્હેં પ્રભાતે,
ખીલ્યું હતું અનુપ સુન્દર મુજ બાગે.

નયને ચઢ્યું નવ હતું પ્રથમે કદાપિ,
આજે અચાનક પડી ગઇ દૃષ્ટિ મ્હારી.

એ બાપડા કુસુમને ભ્રમરો સતાવે,
વેગે અનિલ વહીને ક્ષણમાં હિંચોળે.

દાંડી વળી પણ હતી નમણી સુંવાળી,
ને તે ઘણી મધુરીને દિસતી રસાળી.

એ પુષ્પ જોઇ મનડું મુજ લોભ પામ્યું
વૃત્તિ થઇ હૃદયમાં શિર એ સુહાવું

નાના વળી ક્ષણ માંહિ થયું એમ પાછું
એ પુષ્પને ચુંટી લઇ વિભુને સમર્પું

અને ચુંટયું લઇ લીધું મધુર રસાળું
પાદારવિન્દે પ્રભુ તણા જઇ તેહ સમર્પ્યું

ખીલ્યું મધુર ફુલડું પ્રભુની સમીપે
મીઠી પરાગ અદકી અતિ મ્હેંકી વેરે



# ગુજરાત કલાપ્રદર્શન અમદાવાદ.

(પ્રજાબંધુમાંથી થોડા ફેરફાર સાથે).

કલાપ્રવર્તક મંડળ તરફથી ગુજરાત કલા પ્રદર્શન ખુલ્લુ મુકવાનો સમારંભ શુક્રવાર તા. ૮-૨-૨૯ના રોજ સાંજે પાંચ વાગે હઠીભાઈની વાડીમાં કરવામાં આવ્યો હતો. વાડીને ધજા પતાકાથી અસંત શોભાયમાન બનાવવામાં આવી હતી અને એક સુશોભિત મંડપ રચવામાં આવ્યો હતો. તેની આસપાસ ખુરશીઓમાં પ્રતિષ્ઠિત સ્ત્રી પુરૂષો બેઠાં હતાં અને વચમાં અન્ય ગૃહસ્થો બેઠાં હતાં. ઓટલો ઉપર સ્ત્રીઓ મોટી સંખ્યામાં બેઠી હતી. શરૂઆતમાં બ્રહ્મચારીઓએ વેદમંત્રો ભણ્યા હતા. તે પછી રા. આચાર્યએ વેદસ્તુતિ ગાઈ હતી અને મૌલવી ઇમામ સાહેબ તરફથી કુરાને શરીફની આયત પઢાઈ હતી. તે પછી પ્રભુસ્તુતિ થઇ હતી અને પ્રમુખ રા. નાનાલાલ કવિએ સ્વાગતનું ભાષણ વાંચી સંભળાવ્યું હતું જે રસપૂર્વક સાંભળવામાં આવ્યું હતું.

સ્વાગતનું વ્યાખ્યાન પૂરૂં થયા પછી પ્રમુખથી શેઠ માણેકલાલ મનસુખભાઇએ પોતાનું વ્યાખ્યાન વાંચ્યું હતું. પ્રમુખે પ્રદર્શનની વિજળીની બત્તીની સ્વીચ દાબીને પ્રદર્શન ખુલ્લું મુકાયલું જાહેર કર્યું હતું.

પ્રમુખની સખાવત પ્રદર્શન ખુલ્લુ મુકાયા પછી પ્રમુખ તરફથી કવિ નાનાલાલે જાહેર કર્યું હતું કે શેઠ માણેકલાલ કલાપ્રવર્તક મંડળને રૂા. ૧૦૦૧) આપશે જેના વ્યાજમાંથી દર વર્ષે ગુજરાતમાં ચિત્રકળાનો ચાંદ શેઠ મનસુખભાઈ ભગુભાઈના નામથી આપવામાં આવશે.

ગરબો. બાદ બાળાઓ તથા સ્ત્રીઓએ ગરબા ગાવાનું શરૂ કર્યું હતું. પ્રેક્ષકો પ્રદર્શનના જુદા જુદા વિભાગોમાં તથા સ્ટોલ્સમાં ફરવા નીકળ્યા હતા. શેઠ માણેકલાલના પત્નીએ ગરબો ગાનારી બાળાઓ તથા સ્ત્રીઓને એકએક ચાંદીની કંકાવટી આપવાનું જાહેર કર્યું હતું.

## પ્રદર્શનની રચના—જુદા જુદા સ્ટોલ્સ.

પ્રદર્શનમાં પ્રવેશ કરતાં શરૂઆતમાં હાલતાં ચાલતાં પુતળાઓનું એક નાનું સંગ્રહસ્થાન આવેલું હતું. નાના બગીચાની આસપાસ ગુજરાત અને ગુજરાતની બહારથી આવેલા જુદા જુદા વેપારીઓ તથા કારીગરોના સ્ટોલ્સ આવેલાં હતાં. યુનિવર્સલ કોટન મીલ્સે પોતાના બનાવેલા કાન્તાઓ કાપડનો એક મોટો સ્ટોલ રાખેલો હતો. કેલીકો અને જ્યુબીલી મીલના સ્ટોલમાં એ મીલોનું કાપડ, પોતાનીજ મીલમાં કાંતેલા બારીક સુતરના ધોતીયા વિગેરે, શીવવાના સફેદ તથા જુદા જુદા રંગના દોરા સ્વદેશી મીલની કારીગરીમાં એક નવીન દિશાની પ્રગતિનું દર્શન કરાવતું હતું. ગુજરાત જીનીંગ કંપની, આરોગ્ય સ્પીનીંગ અને વીવીંગ કંપની અને ગોરધનમીલના સ્ટોલોમાં એ મીલમાં બનેલું તરેહવાર કાપડ ગોઠવવામાં આવેલું હતું. દીલરંજન સાડી ડીપોમાં સ્વદેશી સાડીઓ ઉપર રેશમ, સુતર તથા કસબનું ભરતનું કામ ખાસ કરીને પ્રેક્ષકોનું ધ્યાન ખેંચતું હતું. ગુજરાત પ્રાંતિક સમિતિએ પોતાના સ્ટોલમાં તરેહવાર શુદ્ધ ખાદીની બનાવટો મુકી હતી યુગધર્મ અને નવજીવન પ્રકાશન મંદીરના પુસ્તકો માટે એક નાનો સરખો સ્ટોલ હતો. મેસર્સ અંબાલાલ

એમ. પટેલની કંપનીની બનાવટની હેંડપંપ અને લોખંડી રવૈયા એક સ્ટોલમાં હતા. સૌરાષ્ટ્ર દલાલ ટાઇલ વર્કસના જુદી જુદી ટાઇલ્સનો એક નાનો સ્ટોલ હતો. ત્યાં મુકવામાં આવેલા ટાઇલ્સ, ફ્લોરીંગ ટાઇલ્સ, ખરણીઓ વિગેરે નમુના ધાતની માટીમાંથી બનાવેલા હતા; તે સાથે ઇટલી, જાપાન વિગેરે દેશોની બનાવટના નમુના મુકેલા હતા તે ઉપરથી આ ગુજરાતના કારખાનાની બનાવટ કેટલી ઉંચી હતી તેનો સહજ ખ્યાલ આવી શકતો હતો. મીસ્ત્રી વલ્લભરામ હીરાચંદની તીજોરીઓ અને એ. એમ. શાહની ટોપીઓ બે જુદા જુદા સ્ટોલ્સમાં હતી. અમૃત સોપ ફેક્ટરી (લાહોર)ના ઉંચી બનાવટના સાબુઓ, દીલ્હી બીસ્કીટ કંપનીની બીસ્કીટો, કલકત્તા સોપ વર્કસના સાબુઓ અને બંગાળ કેમીકલ વર્કસની દવાઓ, તે બધી બનાવટોના એજન્ટ મેસર્સ પંડીત શાહ અને કંપનીના સ્ટોલમાં જોવામાં આવતી હતી. આગળ વધતાં મી. એમ. એમ. ગોપાળદાસની તીજોરીઓ, તાળાં, અને કળો, અલીગઢની બનાવટના સુંદર સસ્તાં બટન, બંગાળની ટી. પી. દાસની કંપનીના બટન, રેશમ અને સુતરની હાથવણાટની સાડીઓ, ચાંદીનું કામ બંગાળી કારીગરીનો કંઇક ખ્યાલ આપતું હતું લાલા બીશનદયાળના તેલ અત્તર પણ એક સ્ટોલમાં હતા. એક સ્ટોલમાં અધ્ય પ્રાંતોનો સ્વસ્તીક છાપનો સીમેંટ થેલીબંધ ગોઠવવામાં આવ્યો હતો. મી. ચંદ્રકાન્ત પ્રેમચંદ કામીનીઆ કંપનીના તેલો, અત્તરો વિગેરેનો સ્ટોલ રાખ્યો હતો. એક સ્ટોલમાં વર્તમાનપત્રો, માસિકો, વિગેરે હતાં. તેમાંના હસ્તલિખિત માસિકો રસ ઉત્પન્ન કરે તેવાં હતાં. સારંગપુર વ્યાયામ શાળાના વિદ્યાર્થીઓનું માસિક 'પ્રભાત' ઉમરેઠના વિદ્યાર્થી મંડળનું 'વિદ્યાર્થી સાહિત્ય' આણંદની ચરોતર એજ્યુકેશનલ સોસાયટીનાં 'બ્રહ્મચારી', 'વજ્ર', 'સૂર્યોદય', 'અરુણોદય', 'વડ', એ માસિકો, મુંબઇની રાષ્ટ્રીયશાળા સમિતિનું 'માનસહંસ', કણઝરીનું 'ઉદય', કરમસદનાં વિનયમંદિરનું 'લીલા', ઓઝત્વાના વિદ્યાર્થી મંડળનું 'જ્ઞાન માર્ગ', ખડાયતા બોર્ડીંગ હાઉસનું 'અભ્યાસ', નડિયાદના લોકમાન્ય વિનય મંદીરનું 'બાલોધ્યાન', સાહિત્ય ઉત્તેજક સમાજનું 'હૃદયવીણા', એમનું સાઇક્લો સ્ટાઇલથી નીકળતું માસિક 'બંસરી'—એ બધાં ગુજરાતના વિદ્યાર્થીઓમાં ખીલતી જતી કલાભાવનાનું ભાન કરાવ્યા વિના રહેતાં નથી.

ચિત્રકલા—પ્રદર્શનની જંગી સંગ્રહમાં ચિત્રકળા અને જુદા જુદા પ્રકારની શીલ્પકળા સૌથી વધારે સ્થાન રોકતાં હતાં. ચિત્રકળામાં મી. રવિશંકર રાવળ, ફોટોગ્રાફર જનાર્દન, મી. ગજ્જુલીકર, મી. ચંદુલાલ શાહ, ચિત્રકાર ધુરંધર ઇત્યાદિ ચિત્રકારોએ પોતાના ચિત્રો રજુ કર્યાં હતાં. નીચેનો મોટા હૉલમાં જુનાં કાળના જરીકામના નમુના, આધુનિક જરીકામના નમુના, ડૉ. જેકબ ચોકસીમને મુકેલા પર્શન ગાલીચા, વિદ્યાર્થીઓનાં રંગકામની કેટલીક સુંદર કૃતિઓ, જુદી જુદી સ્કુલોના વિદ્યાર્થીઓનાં ડ્રૉઇંગના નમુના તથા એ ઇલ–વૉટર કલરનાં કેટલાંક ચિત્રો, છબીઓ, સૃષ્ટિસૌંદર્યના દૃષ્યો, ઇત્યાદિ મુખ્ય હતાં. ભીનળી પ્રાન્ટરી અને મેસર્સ એમ. વાડીલાલની કંપનીના છાંપકામના નમુનાઓ અમદાવાદની છાપવાની કળાનો સારો ખ્યાલ આપતા હતા. વોટરકલરમાં શ્રી. ફડકેનું 'મેરજીદનું' ચિત્ર, મી. ચંદુલાલ શાહનું 'તાજનું' સુંદર દૃષ્ય, મી. સબબનું 'માતૃદેવોભવ' નું તથા 'ભારત સૌભાગ્યનું' ચિત્ર મી. રમેશનું 'શિવાજી', 'નળદમયંતી', 'પ્રભાતમાં સાગરકંઠની દ્રશ્યનાં ચિત્રો, મી. મસૂરેકરનું સૃષ્ટિસૌંદર્યનું દ્રશ્ય, મી. કલ્યાણજીનું રાણપુરની દીવાલનાં ખડેરનું દ્રશ્ય, મી. ડી. શમશેરનું અજન્ટાની ગુફાનું મનોહર દ્રશ્ય, મરહુમ ચિત્રકાર મી. ટી. જે. પટેલનાં નોવેલોને લગતાં બ્લેક અને વ્હાઇટ ચિત્રોનો મોટો જથ્થો, એ બધા ધ્યાન ખેંચનારા થઇ પડતા હતા. અહિં બીજી નાની શીલ્પકૃતિઓ સારા પ્રમાણમાં ગોઠવવામાં આવેલી હતી. ઉપરના હૉલમાં

ચિત્રકળાના નમુનામાં મોટે ભાગે તૈલ ચિત્રો ગોઠવવામાં આવેલાં હતાં મર્હુમ ચિત્રકાર મી. મગનલાલ લીલાધરનાં હિન્દદેવી, સિદ્ધરાજ અને રાણકદેવી, શેઠ સગાળશા, શિવ પાર્વતી ઇત્યાદિ જાણીતા ચિત્રો હતાં મી. માહુલીકરના બે ચિત્રો જોવામાં આવતાં હતાં જેમાંનું એક ચિત્ર ધ્રુવનો તપોભંગને લગતું હતું. રાજા રવીવર્માએ દોરેલા 'વિશ્વામિત્ર-મેનકા' ઉપરથી મી. રાવળે કરેલી આબેહુબ નકલ અહિ આકર્ષણ કરતી હતી. એ મૂળ ચિત્ર ભાવનગરના રાજમહેલમાં છે અને મી રાવળે તે ઉપરથી નકલ કરી છે. મી. દામોદર અંબારામ વ્યાસે 'મદાલસા' અને બીજાં અંગ્રેજી નકશોમાં પોતાની પીંછી બતાવી હતી. મી. મુલરનું 'શાંતાનો ફુલશણગાર' તથા સીતા, મી રાવળનું દુષ્યંત શકુન્તલા, મી. ધુરંધરનું 'રામ અને ભરતનો મેળાપ', મી શીરમંગળનું એક દ્રશ્યને લગતું 'પેચ વર્ક' મી. બુચનું 'લાઇફસ્ટડી', મી. ચંદુલાલ શાહનું 'મહાવીર ને શૂલપાણિનો ઉપસર્ગ', મી. ધુરંધરનું 'લગ્નક્રિયા', મી. મુલરનું એક બ્લેક અને વ્હાઇટ સ્કેચ એ બધાં ચિત્રો પ્રથમ પંક્તિના અને પ્રેક્ષકને ક્ષણભર લીન કરે તેવાં હતાં. કેટલાંક સૃષ્ટિસૌંદર્યના દ્રશ્યો પણ ઘડીભર જોવા ગમે તેવાં હતાં, એવાં દ્રશ્યોમાં મી. ચાફેકરનું ચંદ્રોદયનું દ્રશ્ય, મી હાટેનો પાંડવગુફાનો દેખાવ, મી. કલ્યાણજી શુક્લનો કાંકરીયાનો તથા રબારી-ઘેટાંનો દેખાવ, મી. અભંગનું સિંહ ઉપર સ્વારી કરેલી દેવીનું ચિત્ર, મી. મોદીનો 'શરણાઇવાળો' મી. ગોરક્ષકરનો લાઇન ડ્રોઇંગ અને મી. શાવકશાનું કાઇસ્ટનું પેઇન્ટીંગ મુખ્ય હતાં. મી. નાનાલાલનું 'રબારી'નું ચિત્ર અને કેટલાક જાણીતા ચિત્રકારોના સામાન્ય પંક્તિના ચિત્રોનો પણ તેમાં સમાવેશ કરવામાં આવ્યો હતો. છબીના સ્કેચમાં મહાત્મા ગાંધીજીના તૈલ ચિત્રો એકથી વધારે હતાં. મી. મંગળદાસ બી. શાહ, મી. માહુલીકર, મી. રાવળ વગેરેએ ચિત્રેલી કેટલીક છબીઓ ધ્યાન ખેંચતી હતી. પેસ્ટલ વર્કસના સારા નમુનામાં મુંબઈના મી. ફડકે મી. મુલર, મી. માહુલીકર, અને મી. ફરનાંડીઝે, પોતાના કામના સુંદર નમુનાઓ રજુ કર્યા હતાં. મી. મુલજીભાઇ લલ્લુભાઇના ફોટો આઉટ લાઇન્સ અને ગોંડળના મી. પુરશોતમ અંબારામનું કાચ ઉપરનું ચિત્રકામ ચિત્રકળાની જૂદીજ શાળાઓનું દર્શન કરાવતાં હતાં.

શિલ્પકળા—દાદાભાઇ નવરોજી મીલ્સને અંગે ઉભી થયેલી કોલ્હટર સાયન્ટિફિક આર્ટ ફાઉન્ડરીના કાંસાના કેટલાંક નાનાં મોટાં પૂતળાંઓ ધ્યાન ખેંચે તેવાં હતાં. કંસારા દયાળજીના પિત્તળનાં પૂતળાં તથા રમકડાં પણ કલાકૃતિના સુંદર નમુનાઓ હતાં. મી. દામોદર વ્યાસના નમુનાઓ જેવાં કે સીદીનો છોકરો, બાળકૃષ્ણ એ પ્લાસ્ટર ઓફ પારિસના બનાવેલાં હતાં અને લાકડાં ઉપરનું તેમનું મીનાકારી કામ સારૂં હતું. મી. ડોંગરેનું સ્ટેન્સીલ કાતરનું કામ, મી ગણેશ ગોવિંદ ગોખલેનું પત્થરનું કોતર કામ જેમાં 'હજીતું હસે છે?' એ એક ઉંચો નમુનો હતો. નખથી કાગળપર ઉપસાવેલી આકૃતિઓના નમુના, મી. ખેડે કરેલું ગાંધીજીનું પ્લાસ્ટરનું બસ્ટ, મી. પીરખાંની લવીંગની બનાવેલી જેલ અને કબાટ. મી. ફડકેનું શિવાજીનું બસ્ટ એ બધાં ધ્યાન ખેંચે તેવું શિલ્પ કામ રજુ કરતાં હતાં મહાત્મા ગાંધીજીના એક લેખના લખાણ વડે મુક્ત હાસ્યનો ગાંધીજીનો ચહેરો ઉઠાવવાની મી. ફુલચંદ ઝવેરચંદની કૃતિ 'મહાત્મા ગાંધીજીનો અક્ષર દેહ' આશ્ચર્ય પમાડે એ ઉપરાંત એ વિભાગમાં બીજા પણ સામાન્ય પ્રકારના સંખ્યા બંધ જોવા લાયક નમુના રજુ થયા હતા.

ફોટોગ્રાફી—ફોટોગ્રાફીના વિભાગમાં ગુજરાતના જાણીતા ફોટોગ્રાફરોએ પોતાના નમુના મોકલી આપ્યા હતા. મી. વીરકરના સૃષ્ટિ સૌંદર્યના નમુના સારી કલા દાખવતા હતાં. મી. જોશી અને વોરાના ચોડા 'સ્નેપ શોટ' જેવા કે વાત્સલ્ય, ગૃહગમન, પ્રતિબિંબ ઘડીભર જોઇ રહેવા

ગમે તેવા હતા. મી. કીર્તિકરના અજંટાની ગુફાના દેખાવો, મી. જનાર્દન અને રાવળના દેશ ભક્તોનાં ચિત્રો તથા અમદાવાદના જાણીતા સ્થળોના દશ્યો, મી. વીરકરે તૈયાર કરેલી મ. ગાંધીજીની જુદી જુદી સ્થિતિઓની છબીઓ, મી. સેમ્યુઅલનું એક બાળકનું ચિત્ર એ ઉચી કલા દાખવતું હતું. મી. મગનલાલ પુરૂષોત્તમના બે ફોટોગ્રાફ 'ટુકડો' અને 'પરપોટા' પણ સુંદર હતા. આ વિભાગમાં મી. લુકમાની અને મી. ભાવનગરીના કેટલાક ફોટોગ્રાફો પણ જોવામાં આવતા હતા. મી. યેવલેકર, મી. નવાથે અને મી. સાંજીવાળેની રંગોળીની કલા ઘડીભર જોઇ રહેવાનું ગમતું હતું. જાણે કોઇ ચિત્રકારની પીંછીનુંજ એ કામ હોય એવો ભાસ થતો હતો.

ગૃહકલા અને સ્ત્રીવિભાગ–ગૃહકલા અને સ્ત્રીવિભાગમાં અમદાવાદ, સુરત અને વડોદરાની જાણીતી સ્ત્રી સંસ્થાઓએ સારો ભાગ લીધો હતો. અમદાવાદના વનિતા વિશ્રામ તરફથી રજુ થએલા સ્ત્રી કામની તથા ગૃહ ઉપયોગી વસ્તુઓના નમુનાઓમાં સુતરનો હાર, કાપડ ઉપરનું જરી કામ, શ્રી તનમન બ્હેન ચિમનલાલનું બોની પટીથી ગુંથેલા ફુલવાળું બ્લોટીંગ પેડ, હાથે ગુંથેલા ટેબલ કલોથો, ઉંચા પ્રકારનું હાથે કાંતેલું સુતર, અને શ્રી. સવિતા બ્હેન તરફથી રજુ થએલા કેટલાક સુંદર જરી કામના પડદા ખાસ ધ્યાન ખેંચતા હતા. કલેકટર મી. મેરેટ તરફથી રજુ થએલી હિંદી બનાવટની મીનાકારી કામ વાળી સાંગામાચી અને પારણું સુંદર કલા કૃતિના નમુના હતા. સુરતના જૈન વનિતા વિશ્રામના ખાસ કરીને જરી કામના નમુના સારા હતા. કીડીયાનો ભરતના નમુના, જરીકામનાં વાટવા વિગેરે ઉંચા પ્રકારના હતા. શ્રી મહાલક્ષ્મી ચિમનભાઇ તરફનો રેશમનો હાથે ભરતનો ચણીયો, વેલબુટ્ટીનો ચણીયો એ સ્ત્રી કામના સારા નમુના હતા. કીડીઆથી ભરેલી ખુરશી આ વિભાગમાં ધ્યાન ખેંચતી હતી. તે સ્વામિનારાયણ સંપ્રદાયના એક મહારાજને તેના ભક્ત તરફથી ભેટ મળેલી હતી. કીડીયા અને મોતી–સળીના પડદા; એલચી લવીંગના તોરણ શ્રી. હીરાગૌરીનું કીડીયાનું શિવ મંદીર, શ્રી. મધુ બ્હેનનો કીડીયાનો બંગલો, શ્રી ચંદ્રકળાનો મોતીનો પડદો, શ્રી ભાનુમતિનો કૃષ્ણની આકૃતિનો પડદો, બ્હેન સીતાનું ગુંથેલું ટેબલ કલોથ, તે ઉપરાંત કેન્વાસ ઉપર કરેલા રંગ કામના નમુના, કાગળના ફુલ, કપડાના ફુલનાં તોરણ, કીડીયાનો ફુલરોપ, મખમલના ઓશીકા ઉપરનું ભરત કામ, મહાલક્ષ્મી ટ્રેનીંગ કોલેજની વિદ્યાર્થીઓનું હાથ ગુંથણ તથા જરી કામ, માટીના રમકડાં, લાકડાના શીલ્પ કામવાળું કબાટ, એ બધાથી આ વિભાગ ભવ્ય દેખાતો હતો. સ્ત્રીઓએ દોરેલાં ચિત્રો પણ તે વિભાગમાં હતાં. શ્રી વિનોદિની એ 'રાઇનો પર્વત' નાટકમાં વિચાર નિમગ્ન રાણીનું દોરેલું બ્લેક એન્ડ વ્હાઇટ ચિત્ર, સૌ. સરયુદા દિવેટીયાનાં કેટલાંક રંગીન ચિત્રો, મિસ ગુલ દારૂવાળાનું ફ્રિઝનનું કામ, સ્ત્રીઓનું હસ્ત લિખિત પત્ર 'ઉષા'ના અંકો, જાણીતી ગુજરાતી સ્ત્રી લેખિકાઓના ફોટોગ્રાફો, બ્હેન રમાગૌરી રણછોડલાલ નામની ૧૧ વર્ષની બાળાનું રંગકામ, વડોદરાની ફીમેલ ટ્રેનીંગ કોલેજની બાળાઓનું ચિત્ર કામ, જરીકામ, સોયકામ, સમેધકના નમુના વિગેરે પ્રેક્ષકનું ધ્યાન સારૂં ખેંચતા હતા.

પરચુરણ નમુના–પ્રદર્શનમાં આ ઉપરાંત કેટલાક પરચુરણ નમુનાઓ પણ ઘણા હતા. નરંગરાહીના ગ્લાસ વર્કસના સાદા તથા રંગીન કાચના નમુના, લોટા, દીવી, દાબડા, એવાં પિત્તળનાં કોતરકામના નમુના, સુંદર કારીગીરી વાળો ૩૦૦ વર્ષની જુની એક થાલ, સરસ્વતી ખુરશન કાર્પેટ ફેકટરીના ગાલીચા વિગેરે જોતાં જુની અને હાલની ગુજરાતની કારીગરીનું ભાન થાય તેવું હતું. શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજીના સંગ્રહમાંની કેટલીક મૂલ્યવાન ચીજો માટે એક ઓરડો

રોકવામાં આવ્યો હતો. આ વિભાગમાં ધાતુની બનાવેલી મૂર્તિ, લોખંડ ઉપરનું ચાંદી કામ, જૂના વખતના ફીનખાબના ઝભ્ભા તથા સેંથા, અજીક્તા કુદરતી સુંદર નમુના, તાડપત્ર ઉપર લખવાની કલમ, જેમાં ચપ્પુ તથા રજબરની ગોઠવણુ પણ હતી તે, કમંડળ ઉપરનું નકસી કામ હાથીની દાંડ, જયપુરી ચાંદી કામ, વિગેરે જોતાં ભારતની પ્રાચીન કલાના સુખસ્વપ્નનો અનુભવ થતો હતો. આ ઓરડામાં અકબરનાં વખતના કેટલાંક ચિત્રો હતાં, જેમાંના દરેકનું મૂલ્ય રૂ. ૧૦૦૦) જેટલું શેઠ પુરશોતમે ખરચ્યું છે. કાશ્મીરી મીનાકારી હતી. લાકડાનું અને કાગળ કુટીને બનાવેલા ટોપલા ઉપરનું સુંદર કામ, ૩૦૦ વર્ષ પહેલાની મૂલ્યવાન સાડીઓ, જરી અને ચાંદીના કામવાળી જૂના વખતની ઢાલો, એરેબીક પ્યાલું જેની ઉપર અરબ્બી અક્ષરોની સુંદર કોતરણી છે. મી. અંબાલાલ હરગોવિંદનું ચાંદીનું વહાણ જે પાણીમાં ચાલી શકે છે, એ બધી વસ્તુઓ એ વિભાગમાં ગોઠવેલી હતી. શેઠ પુરશોતમના એક સચિત્ર રામાયણના ૪ પૃષ્ટ ત્યાં મૂકવામાં આવ્યા હતા, જે દરેક પૃષ્ટનું મૂલ્ય રૂા. ૪૦૦) અને આખું રામાયણ ૬૦૦ પૃષ્ટનું છે અનેક પ્રકારના રત્નોની બનાવેલી પંચ દેવની તથા મહાકાળીની મૂર્તિઓ શેઠ પુરશોતમના સંગ્રહમાંથી લાવી મૂકવામાં આવી હતી અને તેનું મૂલ્ય હજારોનું થતું હતું. પહેલી સદીનું બુદ્ધનું મસ્તક, મૌર્યકાળનું શ્રીકૃષ્ણની મૂર્તિનું મસ્તક, સૂર્યમંદિરનો જૂનો રૂા. ૭૦૦ ની કીંમતે ખરીદેલો શિલાલેખ, શિવાજીના રમવાના પાનાં પેશવાઇ વખતની કલાના કેટલાક નમુના વિગેરે આ વિભાગમાં પ્રેક્ષકની ભૂતકાળની ભારતની જાહોજલાલીનાં સ્વપ્નોમાં રમાડતાં હતાં.

---

## સ્ત્રીઓનો દરજ્જો.

(અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૯૨ થી)

લેખક સદ્ગત રા. રા. વી. ટી. કોઠારી બી. એ. એલ. એલ. બી. વકીલ કરાંચી.

પૂર્વના લોકોની શુદ્ધિ બાબતની દંતકથા આ અસસ્કૃત પ્રજાની મનોવૃત્તિ જોતાં પણ બહુ સારી રીતે જણાઇ આવે છે. તેમાં એવો પણ એક નિયમ રાખવામાં આવ્યો હતો કે અનીતિના માર્ગમાં અનુરાગવાળી વૃત્તિ ધરનાર પુરૂષ અથવા સ્ત્રીને સમાજ તરફથી ભારે શિક્ષા થતી હતી. આનું કારણ એ છે કે, મકાનની મજબુતીનો આધાર જેમ તેના પાયા ઉપર હોય છે તેમ ગાર્હસ્થ્ય ધર્મમાં પરસ્પર પ્રેમ પ્રકટેલો રાખવાનો આધાર તે સ્ત્રી પુરૂષની શિલવૃત્તિ ઉપરજ રહે છે. આજના સમયમાં ભલે તે સંબંધી ઉપેક્ષા કરવામાં આવે. અને એવો નીતિભ્રષ્ટ મનુષ્ય ભલે કાયદાની ચુંગાલમાંથી પળ છુટી જતો હોય પરંતુ કુદરત આગળ તો તેને સજા ભોગવવી પડે છે જ. નંદનવનસમા સૌરભ પ્રસારતાં ગૃહસ્થાશ્રમમાં શિલવૃત્તિના ભંગથી એક પ્રકારનો અગ્નિ પ્રકટે છે. પ્રથમ તો તે દંપતિમાં પ્રેમને ઘટાડે છે અને પછી આગળ જતાં તેની જ્વાળા એટલી બધી પસરે છે કે સઘળું એદાન મેદાન થઈ જાય છે.

અસંસ્કૃત પ્રજાની લલિતકળા ઉદ્યાન ધરાવતી હતી. વિભાવરીના સ્વપ્નાનો અર્થ પણ સમજતી. કલ્યાણી અનેકવાર પતિ સંગમાં રહી પત્ની પોતાની દિવ્ય અને આત્માની ફરજો અદા કરતી હતી. યુદ્ધમાં શૌર્ય અને વીરતાની તે પ્રેરક હતી. આવો દાખલો આપણામાં તો સત્ય બનેલો છે. પ્રાતઃસ્મરણીય રામચંદ્રજીના પિતા દશરથ રાજા યુદ્ધમાં લડતા હતા. રાણી કૈકેયી તે વખત તેમની સાથે હતી. લડતાં લડતાં દશરથ રાજાના રથની ધરી ભાંગી ગઇ. રાણી કૈકેયીએ પોતાના હાથને ધરીને ઠેકાણે ઘાલ્યો. અને અર્જુનની વેળા સાચવી લીધી. સતિ દ્રૌપદીની વીરતા

પણુ કાંઈ આપણને અજાણી નથી. તારાબાઇ અને અહલ્યાબાઇના નામો તો હજીએ આપણા સ્મરણ પટ ઉપરથી ભુંસાયા નથી.

ઉદેપુરના રાણાના શૂરા સીપાઇ ચંદાવતજીની વીરતા પણ આપણને હજી યાદ છે. યુદ્ધનો પ્રસંગ આવતા ચંદાવતજી યુધ્ધે ચઢયા. પોતે તરતના પરણીને આવેલા એટલે યુદ્ધમાં જતી વખત પોતાની પત્નીનો વિચાર આવ્યો 'મારા મરણુબાદ પોતાના શિલ ધર્મને તે બરોબર સંભાળશે કે નહિ એ નિર્વેદ ભરેલા વિચારની છાયા તેનાં મુખ ઉપર પ્રસરી અને ગ્લાનિ આવી પતિને આમ ઉદાસ થએલા જોઇ શૂરી રાજપુતાણીએ કહ્યું કે પ્રિયતમ યુદ્ધના સમય જેવો તો રજપુતોને બીજો ઉત્સવ નથી અને આપ આમ ઉદાસિન કેમ છો? ચદાવતે કહ્યું દેવી? એ ખરૂં પણુ તમે તમારો ધર્મ સંભાળજો. મારા મરણુ બાદ મારા નામને કાંઇ ખોળ ન લાગે. તે વીરનારીએ કહ્યું કે નાથ? મારા સંબંધી ચિંતા તમે સર્વ છાડી દેશો. ધર્મ એ તો મારો પ્રાણુ છે. અને જ્યાં સુધી આ પ્રાણુ અને દેહને સંબંધ છે ત્યાં સુધી તો હું અધર્મમાં પ્રીતિવાળી નહિ થાઉં મારે એજ જોઇએ છે એમ કહી ચંદાવતજી ત્યાંથી વિદાય થયા. થોડે દૂર ગયાં અને પુનઃ વિચાર આવ્યો કે સ્ત્રીઓના મન હમેશાં ચંચળ હોય છે હજી તો તે ઉગતિ આવે છે. યૌવન કલિકા ખિલવાનો સમય તો આ છે. તેમાં એ પોતાના ચિત્તને કેમ કરી સંયમિત રાખી શકશે. કહેવાય છે કે પુરૂષ કરતાં સ્ત્રીઓમાં કામ આઠગણો હોય છે પણુ તે લજ્જાના પડદાથી દબાયલો છે. સંજોગ વસાત પવન લહરિ આવતાં પડદાને ઉડતાં શી વાર? અને જો તેમ થયું તો મારી સઘળી આબરૂ પાણીમાં જવાની. હું તથા મારા પિતરો નક્કી નર્કમાં પડવાના. શિવ? શિવ? આ પ્રમાણે વિચાર આવતાં ફરી એક રજપુત સીપાઇ સાથે કહેવડાવ્યું કે ચંદાવતજી રણમાં તો જાય છે. પણુ તમે તમારો ધર્મ સંભાળજો. શૂરી રાજપુતાણીને આ વાકય માથા વાઢ જેવું લાગ્યું. તેણે મન સાથે નિશ્ચય કર્યો કે નક્કી મારા પતિનું ચિત્ત મારામાં રહ્યું છે. તે પોતાની ફરજ બજાવી શકવાના નહિ. તરતજ એમ વિચારી હાથમાં ખડ્ગ લીધું એક ચીઠ્ઠી લખી કે હૃદયદેવ? મારી ચિંતા કરવાની હવે રહી નથી. હું આપની પહેલાંજ સ્વર્ગે સિધાવું છું અને આપની ત્યાં રાહ જોઉં છું. એ ચીઠ્ઠી પેલા સંદેશો લાવનારના હાથમાં આપી તરતજ હાથમાંના ખડ્ગથી પોતાનુંજ માથું કાપી નાંખ્યું.

આવી પણુ એક કાળે સ્ત્રીઓ હતી. પૂર્વકાલિન યુરોપમાં પણુ તે સમયની વાર્તા વાંચતા આવાં દ્રષ્ટાંતો ઘણાં મળી આવે છે. પરાધિન થએલી પ્રજાની સ્ત્રીઓ પણુ પોતાના શિયલ ધર્મને સાચવતી. તે વખતમાં એક સમર્થ સરદારે Comoro નામની એક સ્ત્રીના હાથની માંગણી કરી હતી. પણુ એ પતિ પરાયણુ બાનુએ એ સરદારની બધી વિનંતીનો અનાદર કર્યો હતો. તે સરદારે તેના પતિનું ખૂ પણુ કરાવ્યું અનેક કાસદો પણુ તેને રીઝવવા મોકલ્યા છેવટ તેણે પોતે જઇને પણુ તેનું મન મનાવા ઘણા પ્રયત્નો કર્યા, પણુ તે પોતાના નિશ્ચયથી વિચલિત ન થઈ તેણે સેવા ધર્મ સ્વીકાર્યો હતો. પોતાના આશક થઇને આવેલા સરદારને કહ્યું કે મારો પ્રેમ સંપાદન કરવાને માટે પ્રથમ મોટો ભોગ આપવો પડશે. અને તે પણુ મરણુનો ભોગ માગું છું આ વિષ મિશ્રીત મદિરાનું હું તમારી સમક્ષ પાન કરૂં છું. અને તમારે મને મેળવવી હોય તો તમે પણુ કરો. પુર્ન જન્મમાં આપણે પતિ પત્ની તરીકે જોડાઇશું કેમકે આ જન્મનો દેહ તો મારા મૃત પતિને સમર્પાઈ ગયો છે. અને તેના ઉપર મારી માલીકી રહી નથી. આ પ્રમાણે કહી તેણે વિષપાન કરી પોતાના પ્રાણુને ગુમાવ્યા. પતિ પ્રેમનો આના જેવો દાખલો બીજો કયો હોઈ શકે? અપૂર્ણ.

---

# ચંદ્રિકા.

(અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૦૮ થી).

(૭)

"પ્રિય બન્ધુ ! આપનો અતિ આગ્રહ છે તો સાંભળો........"

શું મારી આત્મકહાણી, મારી જાતેજ કહેવી પડશે ! તેની આંખોમાંથી ફરી બે ઉન્હા જળકણો નીકળી પડયાં..." મારી પાસેના શ્વેત શુભ્ર ખાદીના રૂમાલથી મેં તેનાં નયનો લુછી નાખ્યા ખરેખર તે પ્રત્યેક ચક્ષુઓમાં શોક તરવરતો હતો. મારો રૂમાલ પણ એ ચક્ષુબિન્દુઓની ભિનાશે અફસોસની પરિમલે પીગળતો હતો. શું ભાઇ ! આપ ખરેખર મારા ભાઇજ છો ? ના, પણ હુ કેમ ભુલું ! ભાઇ વિના આટલું બધું સાહસ કરી મને આ અસાર સંસારમાંથી બચાવનાર કોણ? આપે આટલું સાહસ કરી મને બચાવી અને આપ મારી વિતક વાત જાણવાને આટલા બધા ઇન્તેજાર છો તો પછી મારી વિતક વાત આપને કહેવામાં શું બાધ છે? ભાઇ શ્રવણ કરો મારી વિતક વાત. "સાંભળો ને રડજો. ધરાઇ ધરાઇ અશ્રુઓ વેરજો. અખિલ જગતને મારી આ વિતક વાતથી વાકેફ કરી રડાવજો". તેના આર્દ્રતાભરેલા કોકિલ કંઠમાંથી કરૂણ ને પાષાણ હૃદયને પણ પીગળાવે એવું અપૂર્વ ગાયન સરી પડયું......તેનું એ સંગીત વાયુદેવે ઝીલ્યું......ને વૃક્ષોની ઘટામાં ગુંજાવ્યું હજુયે સાંભરે છે. મને એ અલૌકિક પ્રસંગ ! અને એ ભાવનામયું સંગીત.

(૮)

(રાગ-હરીગીત.)

ચંદ્રિકા:— ધનવાનની છું બેટડી, કુળવાનની હું કન્યકા;
તોયે અરરર ! ભાઇ ! દુર્ભાગ્યે કરી બેહાલ આ. ૧
માતા પિતાને લાડની, હું વ્હેન વ્હેન થાતી હતી;
શોક ચિંતાનિ નહિ મ્હને, સ્વછંદ વિહરતી હતી. ૨

મારા માતપિતાને એકલી હું હોવાથી, મને અનેક પ્રકારના લાડ લડાવતા. કદી હું આહાર કરવાને કંઇક બાળહઠથી કે કંઇક અન્ય કારણથી નહિ બેસતી, તો બેન ચંદા; ભોજન કરી લે આમ ઘેલા કરવાં તને શોભે ? ચાલ ચાલ ઘેલી ! જમી લે, શું બેન તું કોઇથી રીસાઇ છે ? બેન ! રીસ આપણને ન શોભે". એવી તરેહથી અનેક પ્રકારે પટાવી ફોસલાવી ભોજન કરવા બેસાડતી. કદી હું મારી ન્હાનકડી સખી મંડળીમાં રમવા જતી અને કોઇક અટકચાળી છોકરી અને ગાળીપ્રદાન કરે અગર વઢે તો હું તો તેમને એમ કહેતી "ઉભી રહે, હું મારી બાને બોલાવી આવું. મારી બા આવશેને તો તમને વઢશે હોં." એટલે ટુંકમાં, કહેવાનું એટલુંજ કે હું મારા સિવાય જગતમાં અન્ય કોઇને વિશેષ ઓળખતી ન હતી. હું જ્યારે પાંચ, છ વર્ષની થઇ લઇશ ત્યારે સરસ્વતી મંદીરે દેશદાઝથી ભરેલું રાષ્ટ્રિય શિક્ષણ લેવા બેસાડવામાં આવી. અમારા સરસ્વતી મંદીરમાં ફરક રાખવામાં નહોતો આવતો. પૂર્વની પ્રાચીન પ્રણાલી પ્રમાણે વિદ્યાર્થીઓને સાથેજ શિક્ષણ દાન મળતું. મારી શેરીની પરોશમાંથી એક ગુણિયલ યુવક સરોજ કરીને પણ મારી

શાળામે વિદ્યાદાન લેવાને આવતો. છાત્રાલયમાં વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થીનીઓ મળી આશરે બસે અઢીસોની સંખ્યા થતી. પણ ભાઇ ! રજની સમયે જેમ ધવલ ચંદ્ર વિના મંદ મંદ પ્રકાશતા તારકોની જેવી સ્થિતિ થતી હતી તેવી સરોજ વિના સર્વ વિદ્યાર્થીમંડળને થતી. અધ્યાપકોને અને વડિલ આચાર્યને પણ તે પ્રિય-થઇ પડ્યો હતો. એના ગુણના પ્રભાવે એણે સર્વના મન વશ કર્યાં હતા. કોઇ બાળકોને નહું આવડે તો તે તેની પાસે દોડી જતો અને પોતાને જે કંઇ ન આવડે તે સમજાવવાને તેને કહેતું ગુજરાતી પાંચમા ધોરણમાં તેણે પ્રથમ નંબરે પાસ થઇ પારિતોષિક મેળવ્યું હતું હું તે સાલ ગુજરાતી બીજા ધોરણમાં હતી. હું તેના તરફ નિષ્કામ પ્રેમની દૃષ્ટિએ નિહાળવા લાગી. અને તેનું તેનું અંતઃકરણ પણ મારી તરફ આકર્ષવા લાગ્યું હતું. પછી તે આમારી શાળાની નજીકમાંજ આવેલી (લોકમાન્ય વિનય મંદિર) અંગ્રેજી શાળાએ પ્રથમ વર્ષમાં દાખલ થયો. પરન્તુ બપોરની આરામની રજા સમયે અમે બન્ને સાથે ખેલતા, ગેલતા, ને અનેક પ્રકારની સુખદુઃખની વિરરસ કથાઓ તે મને પ્રેમથી કહેતો. વાર્તા કહેવામાં પણ શી તેની છટા ! ઝમક ! મૃદુતા ! તે જ્યારે કરુણ રસની વાતો કહેતો ત્યારે તો મારી આંખમાંથી અશ્રુ આવ્યા વગર રહેતા નહિ. પરન્તુ ભાઇ ! આ જગતમાં કોઇના સરખા દિન હરહમેશ જતા નથી. માનવી માત્ર જન્મતાંજ સુખ દુખને પોતાના પ્રારબ્ધમાં લખાવી આવે છે. તેણે અંગ્રેજી પ્રથમ પુસ્તકની પરિક્ષા પ્રથમ નંબરે પાસ કરી કે બેચાર દિન પછી તેના પિતાશ્રીને દુષ્ટ કાળજીવડો આ ફાની દુનિયામાંથી હરી ગયો. તેની માતુશ્રી હરહમેશ કલ્પાન્તમાં દિનો વિતાડતી હતી. મારા સ્નેહીલા સરોજને તે પોતાની ગોદમાં લઇને નાના પ્રકારનું આક્રંદ કરતી. બિચારો ગરિબડો સરોજ તેની માતુશ્રીના કંઠે વળગી પડતો. ને તે પણ રડતો હતો તેના પિતાશ્રીના વિરહે તે માં પુત્રની દશા માઠી થઇ. અખિલ રાત પિતાશ્રીને સંભારી સંભારી તે કલ્પાંત કરતી. ઘણીયે સખીઓ ખાસ કરીને મારી માતુશ્રી તેને ઘણું ઘણું સમજાવતી. પૂર્વેની પુરાણોમાંથી અનેક વાર્તાઓ તેને કહેતી પરન્તુ શોકરૂપી કીડો તેની માતુશ્રીનું આન્તરિક હૃદય કોરી રહ્યો હતો ત્યાં પછી તેને કઇ રીતે આનંદ પડે એમ હતું ? તેને નળ-દમયંતિની વાર્તા હવે પ્રિય નહોતી લાગતી. રામસીતાની વાત કે જે વાત અનેક સખીઓને તે કહેતી અને તેના વિષે હંમેશ જાણવાને જેનો જીવ આગન્તુક રહેતો તેમાંયે હવે તેને કંઇ રસ રહ્યો નહોતો લાગતો. મળવા આવનાર સખીઓને તે કહેતી કે "જે પ્રિયતમ સાથે વરી આ સંસારની અનેક પ્રકારની વાસનાઓ ભોગવી જેની સાથે રહી પ્રેમામૃતપાન કીધું તેનો વિયોગ હવે કેમ સહન થાય ! પ્રાણવલ્લભ જતાં જગતમાં કેમ જીવાય !" બિચારો સરોજ નિશાળે જાય. પણ ઘેર આવે એટલે માતુશ્રીની સ્થિતિ જોઈ તેને પણ રૂદન ભરાઇ આવે. મારી માતુશ્રી મને સાથે લઈ તેને ઘેર જતી. ત્યાં આંગણામાં હું ને સરોજ બાળક્રિડાઓ રમતા. આમ બાળક્રિડાઓમાં સરોજ ગમે કે કંઇક અંશે પિતાને ભુલી ગયો હશે. પરન્તુ તેની માતુશ્રી પ્રિયતમના સ્વર્ગ સિધાવ્યાથી તેની એક ચિન્તા, પ્રિય સરોજની ભાવિ ફિકર ચિન્તા, તેમાંયે હવે તેને પોતાને જીવનનો ભરોસો રહ્યો નહિ તેની ચિન્તા—આમ હૃદયમાં એક ચિન્તા તેનાપર બીજી ચિન્તા—એવી રીને પડનાપર પાટુ જેવી દશા તેની થઇ. મારી માતાને તેણે કહ્યું હતું કે "બહેનડી ચિતા ને ચિન્તા ફેર કશોયે નથી. દેહને તો બન્ને બાળે છે, ચિતા બાળે છે જ્યારે નિર્જીવને. ત્યારે ચિન્તા બાળે છે દેહધારીને, ખરૂંના ? (અપૂર્ણ)

ગંગાશંકર (ઋષિરાજ)



# સ્ત્રી રત્ન.

## સ્ત્રીઓના ઘણાજ રોગનો નાશ કરનાર.

સ્ત્રીઓના તમામ દરદોનો સ્ત્રી રત્ન નામની દવા નાશ કરે છે. રજસ્વળા અનિયમિત વધારે કિંવા કમી આવતું હોય તેને નિયમિત લાવે છે. અતિવિહાર અને બાળલગ્નથી થએલ વ્યાધિને દુર કરે છે વારંવાર તથા વધારે પેશાબનું થવું તથા શરીરનું ધોવાવું (ધાતુનું જવું) આવા દરદોને માટે રામબાણ છે. જાતુની અદહજમી, કમતાકાત, કબજીયાત, સંગ્રહણી, પેટનું આફરવું, છાતીનો બળતો દાહ, ખારા, ખાટા, તીખા, ઓડકાર, ચૂંક, આંકડી, પેટનું દરદ, હેડકી, પીચોટી, (અ ઓઇનું ખસવુ) થોડા ખોરાક ખાવાથી પણ ઊલટી, ગોળો ચડવો, વેણાંચુથા કળતર, કમ્મરનો દુખાવો, બરડાની ફાટ, મસ્તક સુળ વગેરે દરદો માટે સ્ત્રીરત્ન નામની દવા ઉંચામાં ઉંચી અને અકસીરમાં અકસીર નિવડી ચૂકી છે ગોળી ૧૦૦)ની ડબી ૧ કીં. રૂા. ૨-૮-૦ ખાસ પરેજ નથી

## ગર્ભ ધારણની અકસીર દવા.

સ્ત્રીઓને માટે આ એક આશીર્વાદ સમાન દવા છે સ્ત્રીઓને ગર્ભ ન રહેવાના સાત દોષ (રોગ) છે તેમાંથી આ દવા છ દોષ (રોગ) ને મટાડી ગર્ભ ધારણ કરાવે છે, ઇશ્વરઇચ્છાથી આ દવાથી ઘણી સ્ત્રીઓને વાંઝીયાપણામાંથી મુક્ત કરી સહપુત્રી (બચ્ચાવાળીઓ) કરી છે! ડબી ૧ની કિં. રૂા ૨-૮-૦

એક ડબ્બી ચાર માસ ચાલે છે અને તેટલી મુદતમાં ગર્ભ રહે છે વાપરવાની હકીકત ડબી સાથે રાખવામાં આવે છે

## લોહીવા રક્ત પ્રવાહ.

આ દરદ સ્ત્રીઓને ભયંકર લાગે છે અને તે ગમે તેટલા જોરમાં હોય તો પણ પહેલેજ દીવસે ફાયદો થાય છે ડબી ૧ની કીં રૂા ૨-૮-૦

## શ્વેતપ્રદર.

આ દરદ સ્ત્રીઓને બહુજ ખરાબ છે અને તે વધારે વખત રહેવાથી ઘણી નબળાઇ આવી મરણને શરણ થાય છે માટે આ રોગની દવા તાકીદે કરવી ડબી ૧ની કીં રૂા ૨-૮-૦

## બાળાગોળી.

બાળકાને આ ગોળીથી ઘણોજ આનંદ રહે છે અને રૂષ્ટ પુષ્ટ થાય છે ગોળી ૧૦૦ની ડબી ૧ની કીં રૂા ૧-૦-૦

મફત !!! ધાતુ વિકાર આર્તવ વિકાર. મફત !!!

વધારે વિગત જાણવા અને સ્ત્રી તેમજ બાળકના દરદની તમામ દવાઓનો ભંડાર નામે "આર્તવ વિકાર" નામનું પુસ્તક એક કયાર્ડ લખી મફત મંગાવી લ્યો

**વૈદ શા. ગીરધરલાલ કહાનજી મુ ધોળકા, જી અમદાવાદ.**

# જૈન વનિતા વિશ્રામ ગોપીપુરા–સુરત.

## ટ્રસ્ટીઓ.



સુરત જૈન વનિતા વિશ્રામના વ્યવસ્થાપિકા ગયા ભાદ્રપદ માસમાં મુંબઈની મુસાફરીએ ગયા હતાં. અને ત્યાં ફંડનું પ્રચાર કાર્ય કરતાં જણાયું કે મુંબઈ જેવા બહોળા ક્ષેત્રમાં ઘણાખરા ભાઇઓને તો આ જૈન વનિતા વિશ્રામ સંસ્થા છે એવીજ ખબર નથી જો તેમના ધ્યાન ઉપર આશ્રમની પ્રવૃત્તિઓ આવે તો તેમના તરફથી આશ્રમને સારૂં ઉત્તેજન મળી શકે તેથી ઉપર દર્શાવેલ બહેનોને મુંબઈમાં આશ્રમના કામનો પ્રચાર કરવા અર્થે સંવત ૧૯૮૦ના વર્ષથી નિમવામાં આવ્યા છે. હવેથી મુંબઇમાં આશ્રમ સંબંધી ફંડ તેમ પ્રચારનું કાર્ય તેમના ઉત્સાહભર્યા પ્રયાસથી સારૂં થઈ શકશે. શ્રીમંત ભાઇઓ અને બહેનોને જણાવવામાં આવે છે કે આ કમીટીમાંથી ગમે તે બ્હેનને મલી મદદ માટે નિર્ણય કરી પોતાનો ઉદાર હાથ આ સંસ્થા મટે લંબાવવો જોઇએ.

વ્યવસ્થાપક મહિલા ભૂષણ.
જૈન વનિતા વિશ્રામ, ગોપીપરા–સુરત.

Registered No. B. 1654.

॥ श्री गौतमायनमः ॥

-ઃસુરત જૈન વનિતા વિશ્રામને અંગે પ્રકટ થતું માસિકઃ-

# મહિલા ભૂષણ.

सद्गुणनीतिविधायकलेखै रुचिरं प्रकाश्यते धर्म्यम्
महिलाभूषणमेतत्सर्वस्त्रीहितकृते सततम् ॥

પુસ્તક ૪ થું.] વૈશાખ, સંવત ૧૯૮૦. [અંક ૧૨ મો.

## વિષયાનુક્રમણિકા.



સંપાદિકા,

રૂક્મિણીબાઈ રા. સા. હિરાચંદ મોતીચંદની વિધવા.

જૈન વનિતાવિશ્રામ. ગોપીપુરા–સુરત.

વાર્ષિક લવાજમ રૂ. બે. પોસ્ટેજ સાથે અગાઉથીજ.

(૨)

એક દિવસ મધ્યાન્હે નૉવેલ લઇ હું આરામ ખુરશીપર પડયો પડયો વાંચતો હતો. એટલામાં હેમેશ આવ્યો તે બોલ્યો, વીનુ ! ચાલ આપણે કનુને ત્યાં જઇએ.

કપડાં પહેરી લઇ હું તેની સાથે ગયો.

કનુ અમારો મિત્ર થતો હતો. તેનું ઘર વનિતાના ઘરની સામેજ આવેલું હતું. આ વખતે તે બારીપેજ ઉભો હતો. અમે માળે ગયા. પછી હેમેશે કહ્યું, આપણે પાનાં રમીએ.

બધા એકમત થતાં કનુ તે લઇ આવ્યો. હેમેશે ર્વેશમાં બેસી રમવાનું સુચવ્યું. સૌએ 'લૉરેન્સ' (હાથ બોલવાની રમત) રમવા વિચાર કર્યો. કનુની બ્હેનને પણ રમવા બોલાવતાં ચાર જણા થઇ રહ્યા. બીલ્લું પાડયા એક તરફ હું અને મહિલા, અને બીજી તરફ હેમુ અને કનુ બીલ્લું કર્યાં. રમત શરૂ થઇ.

મહિલા તે મહિલાજ હતી. તે બહુ સુંદર તો નહિ. પણ ઘાટીલી હતી. તેનામાં જાદુ ભર્યું માધુર્ય હતું. વળી તે ભણેલી ગણેલી કોઇ વીનયી હતી. હું એને ઘણું ચહાતો તે નીચું જોઇ રમતી હતી. રમત દરમ્યાન હેમેશની દ્દષ્ટિ અસ્થિર રહેતી જોતાં મને ઘણું લાગતું હતું. એટલામાં હેમેશની નજર સામા ઘર તરફ ચોરેલી જોઇ મેં તે તરફ સ્હેજ જોયું. એક રમત પૂરી થતાં હું ઉભો થઇ કઠેરા પાસે આવ્યો, મેં શું જોયું ?

વનિતા પલંગપર સુતી હતી. તે કાંઇક વાંચતી હતી. તેના કેશ વિખરાયલા હતા. તેના લુગડાંનો છેડો ખસી જઇ તેના સ્ફટિક જેવા સફેદ ગળાનો ભાગ દર્શન દેતો હતો. તેણે ચોપડી-માંથી ઉંચું જોયું. મ્હને જોઇ તે શરમાઇ ગઇ. સ્વસ્થ થઇ તેણે બારી પાસે આવી મને બોલાવ્યો. હું મ્હારા મિત્રોને હમણાં આવું છું કહી તેને ત્યાં ગયો.

તેનું શયનમંદિર જોઇ હું અંકિત થયો. ત્યાં લવંડરની સુગંધ ફેલાઇ રહી હતી. બારણાને એક સારોએક ચોખાવી રહેલો હતો. ઓરડાની વચમાં એક ગોળ ટેબલ હતું. તેપર એક બીલોરી કાચના વાઝમાં સ્હેજ ચીમળાયલા ફૂલો હતા. વળી તેપર થોડાંક પુસ્તકો પણ સફાઇથી ગોઠવેલાં હતાં. સૂર્યના પ્રખર તાપને આ ઓરડામાં આવવાનો અધિકાર પણ દીનનો નહતો.

મને એક ખુરશીપર બેસવા કહી તે બે પ્યાલા સરબત લઇ આવી. તે પીતાં 'આગે-બેહેરત' તો ખ્યાલ થતો હતો. હું બોલ્યો. વનિતા બ્હેન ! તમે ઘણા આગળ વધેલા છો. મહિલા તમારા હાથ નીચે ટ્રેનીંગ લઇ એક આદર્શ ગૃહિણી થાય એમ હું ઇચ્છું છું. સામેજ રહો છો એટલે તમારી બ્હેનપણી તો થતીજ હશે.

તે બોલી, ભાઇ ! હું તમારા કહેવાના મુદ્દો સમજી ગઇ. પણ ઉમ્મરે તે મ્હારા કરતાં નાની હોવાથી મ્હારી સખી થતાં ખચાવ છે. વળી તે આવે તો મને પણ તેની પાસેથી ઘણું શીખવાનું મળે એમ છે. દીલરૂબા વગેરેપર તેનો અચ્છો કાબુ છે. મ્હારે હજુ ઘણું શીખવું બાકી રહ્યું છે.

મેં કહ્યું, એને અહીંઆ મોકલવા હું કનુને કહીશ. બીજી પણ કેટલીક વાત કરી હું જવા ઉઠયો. તે મને આવજો કહી બારણા સુધી વળાવવા આવી. એનો આભાર માની હું કનુને ત્યાં ગયો.

ત્યાં જઇને જોઉં છું તો રમનારાઓના મન ઉંચાં થયેલાં દેખાયાં. અને જોઇ હેમેશ હું પણ જોઇ લઇશ કહી ધડધડ કરતો દાદર ઉતરી ચાલ્યો ગયો. અને કાંઇ સમજ ન પડી. કનુને પૂંછતાં માલમ પડયું કે મ્હારા ગયા પછી રમત રમાતાં તેણે લુચ્ચાઇ કરવા માંડેલી. આમાં તે પકડાઇ જવાથી તેને કનુ સાથે રહેજ બોલાચાલી થયેલી. તેનું પરીણામ આટલે આવી અટકેલું.

કનુને શાંત પાડી હું મ્હારે ઘેર ગયો.

(૩)

એક દિવસ હું અને કનુ ફરવા ગયા. આજે શનિવાર હોવાથી શહેરના જાહેર બાગમાં બેન્ડ વાગતું હતું. અમે ત્યાં ગયા. કનુની માનીતી ચીજ વાગતાં તે તેમાં તલ્લીન થયો. હું આમતેમ જોતો બેઠો.

કોઇ સજોડે આવતા તો કોઇ એકલા. એકનાં વસ્ત્રો બીજાં કરતાં ચઢી જતા. સ્ત્રીઓની સહજ ઇર્ષ્યા તેઓની એક બીજાપરની ટીકા પરથી સિદ્ધ થતી હતી. અહીંઆ વખત રહેજે પસાર થાય એમ હતું

એટલામાં મ્હારી નજર રહેજ દૂર ફરતી બે યુવકો પર પડી. તેમની સાથે હેમશને જોતાં મને આશ્ચર્ય લાગ્યું. ઓળખાણ પડતાં મેં તેઓને અમારી તરફ આવવા નિશાન કર્યું. અમને જોઇ હેમેશ ભીડમાં ભળી ગયો. વનિતા અને મહિલા અમારી પાસે આવ્યાં. તેઓ બેઠાંકે વાત શરૂ થઇ મેં પૂછયું, પેલો હેમેશ શું કહેતો હતો?
વનિતા બોલી ઉઠી, એ કહેતો હતો કે હું હવે મુંબાઇ જઇશ.

હું બોલી ઉઠયો, એ જઇ રહ્યો! બે મહિના થયાં જાઉં જાઉં કરે છે. એની જગાએ હું હોત તો કેટલુ શીખી ગયો હોત.

કનુ બોલ્યો. એની દાનતજ કયાં છે?

વનિતા બોલી, વીનુભાઇ! તમારો દોસ્તદાર આવો 'વેગેબોન્ડ' ક્યાંથી?

મેં કહ્યું, મને એની સાથે કનુએ 'ઇન્ટ્રોડયુસ' કરેલો–અને પૂછી જુઓ.

કનુ શરમાઇ જઇ નીચું જોઇ રહ્યો.

વાત બદલવા મેં કહ્યું, વનિતા બ્હેન! હવે તમારી શિષ્યા વિષે કાંઇક કહો.

મહિલા નીચું જોઇ રહી.

વનિતા બોલી *માલવિકાથી ગણદાસ માફક હું એનાથી સંતુષ્ઠ છું, એથી ઉલટી એમને પ્રત્યુપદેશ કરે છે. ખાત્રી કરવી હોય તો કાલે 'ઇન્સપેક્શન' કરવા આવજો.

પછી થોડીક બીજી વાતો કરી અંધારું થતાં અમે ઘેર ગયાં.

બીજે દિવસ થયો. ગોઠવેલા પ્રોગ્રામ મુજબ બપોરે બે વાગે હું તથા કનુ વનિતાને ઘેર ગયા. દ્વારમાં પ્રવેશ કરતાંજ કોઈ દીલ-બ્હેલાવનારૂં ગીત અમે સાંભળ્યું. અમે થોડીકવાર સુધી નીચેજ ઉભા રહ્યા મહિલાનો મધુર સાદ સ્પષ્ટ સંભળાતાં હું મ્હારૂં ભાન ભૂલ્યો. થોડીક વારે કનુએ મને મ્હારી સમાધિમાંથી જાગ્રત કર્યો. અમે ઉપર ગયા.

સંગીત બંધ થયું. ગાનારી સ્તબ્ધ બની વનિતાના અતિ આગ્રહ છતાં તેણે નજ ગાયું.

મેં કહ્યું, અમે નીચેથી એક ગાયન તો સાંભળેલું.

મહિલાના ગાલપર શેરડા પડયા.

પછી વનિતાએ અમને થોડાએક સીવણ-ગુંથણના નમુના બતાવ્યા. અમે એક અધુરૂં તોરણ પણ જોયું. ઇન્સપેકશન થઇ રહ્યું. મેં શિક્ષિકા અને શિષ્યાને અંતરના ઉમળકાથી સરટીફીકેટ આપ્યું કનુનું મૌનવ્રત તોડવા મેં પૂછયું, કનુ ! ઇનામ કોને આપીએ ?

તે બોલ્યો, કયાં શિક્ષિકા અને કયાં શિષ્યા ?

વનિતાએ એક સૂચક દ્રષ્ટિ ફેંકી કનુનું હૃદય ભેદાયું.

## (૪)

હેમેશનાં પિતાની સ્થિતિ પૈસે ટકે સારી હતી પણ વડિલોપાર્જીત દ્રવ્ય વગર મહેનતે વધારી દેવાની આશાએ તેણે તે સટ્ટામાં રોકયું. શરૂઆતમાં તે ઠીક કમાયા પણ લક્ષ્મીની ક્ષુધા કદી તૃપ્ત થઇ સંભળાય છે ? તેમને એ થયે વધારે મેળવવાનો લોભ થયો. આ વખતે તેમણે મેળવેલું ગુમાવ્યું, એટલુંજ નહિ પણ ટુંકમાં કહીએ તો ખૂવાર થઇ ગયા. અધુરામાં પુરૂં હેમેશની મા આ સમયે ગુજરી ગઇ.

હેમેશની સંભાળ કોઇ લેતું નહિ. તેનું ચિત્ત ભણવામાં લાગતું ન હતું. તે સ્વચ્છંદી જીવન ગુજારતો તેને કયેથી ઠેકાણે પાડવા તેના પિતાને ફીકર પડી તેમના સારા વખતમાં તેમને મુંબઇના એક બે શેઠીયાઓ સાથે મૈત્રી બંધાઇ હતી. તેમાંના એકાદની મીલમાં હેમેશને મોકલી કાંઇક શીખવવા તેમણે વિચાર કર્યો. હેમેશ 'આજ જાઉં છું; કાલે જરૂર જઇશ' એમ કર્યો કરતો હતો તેને વનિતા મેળવવા ઘણું મન હતું.

વનિતા એકની એક હોવાથી ઘણા લાડમાં ઉછરી હતી. એક સ્ત્રીને યોગ્ય કસરત તથા તેની સાથે જરૂરનું સ્વાતંત્ર્ય મળ્યાથી તેના શરીરનો બાંધો સુદ્રઢ થયો હતો, એટલુંજ નહિ પણ તેનું લાવણ્ય પણ આ સમયે ખીલી નીકળ્યું હતું. તેની કેળવણી પર પણ ખાસ ધ્યાન અપાયું હતું. તેનું જ્ઞાન તેને વિચારવંત અને વિનયી બનાવતું. તે શહેરની 'બ્યુટી'ઓમાંની એક ગણાતી.

---

यद्यत्प्रयोग विषये भाविकमुपदिशते मयातस्यै ।
तत्तद्विशेषकरणात्प्रत्युपदिशतीव मेबाला ॥

(मालविकाग्निमित्रे)

વનિતા સંબંધી કંઇ નક્કી થાય તો હેમેશ જવા તૈયારજ હતો.

આમાં તેને મળેલી નિષ્ફળતા વિષે આગળ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તે ભ્રમિત થયો તેની વર્તણુકમાં આસમાન જમીનનો ફેર પડવા લાગ્યો. તે મોડી રાત સુધી તે વિચારમાળા ફેરવ્યા કરતો તેનું શરીર લેવાતું ગયું. તેની આંખ ઉંડી ઉતરતી ગઇ. તેના પિતાને લાગ્યું કે આ પહેલાંનો હેમશ નહિ. કોઇક વખત તે પોતાની ઓરડીમાં આમથી તેમ આંટા મારતો ક્યાંક હાથ પણ અફાળતો વખત બે વખત તેનાથી મોટેથી બોલાઇ જતું. કોઇક વખત તે તેના પિતાની પણ અવગણના કરતો તેની માતાનું મરણ આવ્યું, નિમિત્ત બન્યું લાગ્યું. સર્વે પ્રયત્નો નિષ્ફળ જતાં સૌએ જે થાય તે જોયા કરવા નિશ્ચય કર્યો. એક વખત વિવાહની વાત નીકળતાં તેણે સ્પષ્ટ કહી દીધું કે હવે મ્હારે પરણવું નથી.

એક દિવસ તે "હું હમણાં આવું છું" કહી બહાર ગયો. રસ્તે જતાં તેને બે પઠાણ મળ્યા તેમાંના એકને સંબોધી તેણે કહ્યું, રહેમાન, તું મને આજે મદદ નહિ કરે ?

રહેમાન બોલ્યો, સાબ ! મેં તુમેરા નોકર હું. હુકમ હોય સો ફરમાવિયે.

પછી હેમેશે તેના કાનમાં કાંઇક કહ્યું. તે બોલ્યો, બોત અચ્છા. પણ આ વાત તેના જોડીદારને રૂચીકર ન લાગી–તે ભલો હતો. આ બાદ ત્રણે જણા બાગ આગળ આંટા મારવા લાગ્યા.

વનિતા અને મહિલા પણ બાગમાં ફરવા આવેલાં એટલામાં વનિતાની નજરે હેમેશ અને તેના બહાર ઉભેલા જોડીદારો પડતાં તેને કાંઇક વિપરીત લાગ્યું. આથી મહિલાના નરમ હૃદયને આઘાત થશે જાણી તેણે તેને કાંઇ કહ્યું નહિ. તેઓ પહેલાંની માફકજ આમથી તેમ ફર્યાં. લોકની આવ જાવ વધી. થોડીવાર સુધી કાંઇ બન્યું નહિ. ક્ષણભર વનિતાને લાગ્યું કે ચઢી આવેલું વાદળ ઉતરી ગયું.

રાત પડી લોક વીખરાવા લાગ્યા. વનિતા અને મહિલા પણ વારો આવતાં બહાર નીકળ્યાં. રહેજ દૂર જતાં પેલા દુષ્ટો હરિણ પર વાઘની જેમ તેઓ પર તૂટી પડ્યા. મહિલા બેહોશ થઇ ધરણીપર ઢળી પડી. પેલા દુષ્ટોનું કામ સુતરૂં થયું લાગ્યું. તેને જેમની તેમ પડી રહેવા દઇ તેઓએ વનિતાના સૂક્ષ્મ શરીરનો કબજો લીધો. વનિતાએ પોતાના ભાગ્યને દોષ દીધો કહ્યું છે કે, यद्‌भाग्यं विधिना ललाटे लिखितं दैवस्य किंदूषणम्‌: તેણે વધારે સાવધ રહેવા પ્રયત્ન કર્યો. ઘડીક તેને પોતાની પાસેજ રહેતા પાણીનો ઉપયોગ કરી સ્વરક્ષણ કરવાનું મન થયું. તેના હાથ બાંધેલા હોવાથી તે વિચાર બીજીજ પળે બાજુએ મૂકાયો. તેનું શરીર કંસાયલું તો હતુંજ. શું થાય છે તે તે આતુરતાથી જોવા લાગી.

પેલાઓનું નસીબ બે ડગલાં આગળ ચાલતું હતું. અણીને વખતે બે ચાર હીંદુઓ આવી પહોંચ્યા. તેઓ વનિતાની વ્હારે ધાયા. ઝપાઝપી થઇ તેમાંના બે ખૂબ ઝૂઝ્યા. કોઇ જઇને સિપાઇઓને તેડી લાવ્યું. હેમેશ અને પેલો ભલો પઠાણ કેદ પકડાયા. રહેમાન નાસી છૂટ્યો. વનિતાની શુદ્ધ હવે ઠેકાણે ન રહી. તેને પેલા બે ગાડી ભાડે કરી ઘેર મૂકી આવ્યા.

(૫)

બીજે દિવસે સવારે ગુણવંતરાય (વનિતાના પિતા) ન્યુસપેપર વાંચતા બેઠા હતા. તેમનો આઇ હાલના બનાવની ખબર હતી. પેપર બાજુએ મૂકી દઇ તે કાંઇક વિચારમાં પડયા. એટલામાં નોકરે આવી ખબર આપી કે બે યુવકો તેમને મળવા માંગે છે. તે બોલ્યા તેમને ઉપર મોકલ.

આવ્યા ગુણવંતરાયે તેમને પૂછયું યુવકો

કેમ વીનુ–કનુ ! તમે કયાંથી ?

મેં કહ્યું, કાલે પુલપર ફરીને પાછા આવતાં બાગથી થોડે દૂર લડાલડી થતી જોઇ. એક બોને બધનમાં પડેલી જોઇ અમે વસ્તુ સ્થિતિ સમજી ગયા હેમેશને જોતા અમારી માન્યતા દ્દઢ થઇ, અને હું અને મારા મિત્રોએ દુષ્ટો પર તૂટી પડયા. વનિતા બ્હેન મઝામાં તો છે કેની ?

વનિતાને બોલાવવામાં આવી. તેણે આવી અમને પ્રફુલ્લ વદને આવકાર આપ્યો.

હેમેશ વિષે થોડીક વાતચીત કરી અમે તેમની રજા લીધી.

* * * *

સાંજ પડી ટેબલપર નજર પડતાં મેં એક આમંત્રણ પત્ર (ઇન્વીટેશન–કાર્ડ) પડેલો જોયો. ગુણવંતરાયે રાતે ૮ વાગે ટી–પાર્ટી રાખેલી જણાઇ. મેં ત્યાં જવા તૈયારી કરવા માંડી. એટલામાં કનુ આવ્યો. તે પણ ત્યાંજ જવા નીકળ્યો હતો અમે સાથે થયા. ત્યાં જતાંજ અમને દીવાનખાનામાં બેસાડવામાં આવ્યા. થોડોકવાર પછી ગુણવંતરાય અંદર દાખલ થયા. તે બેઠા કે તરતજ ૫ પ્યાલા ચાહ લાવવામાં આવી. અમને વિચાર આવ્યો કે બીજા બે માનવંતા પરોણા કોણ હશે ?

ચક ખસેડી બે યુવતિઓ આવીને ઉભી જાણે સૈન્દર્યની પ્રતિમાઓ ! તેઓએ બેઠક લીધી. ચાહ પીવાઇ રહ્યા પછી ગુણવંતરાય બોલ્યા, વીનુ–કનુ ! તમે અમારા પર અનહદ ઉપકાર કર્યો તેનો બદલો હું કોઇ રીતે વાળી શકું એમ નથી. તે છતા પણ કનુ વનિતાની નજરમાં સર્વ રીતે યોગ્ય લાગવાથી તેની સંમતિથી વનિતાનો હાથ હું તેને સોંપું છું.

બંને નીચું જોઇ રહ્યા. પછી વનિતા બોલી. વીનુભાઇ ! મહિલાને હું મ્હારી ભાભી બનાવવા ખરા દિલથી યત્ન કરીશ તેના મુખપર સ્મિત ફરક્યું.






લેખકઃ—રા. રામચંદ્ર હરિપ્રસાદ પંડ્યા.

## પ્રકરણ ૩ જું.

### મધુકર પર દિવાનીમાં દાવો.

આજે ૨૦ મી ઑગષ્ટનો દિન છે. કપડાં પહેરી સજ્જ થઈ જ્યાં મધુકર બહાર ફરવા જવા ઘરમાંથી ડગલું ઉપાડે તેજ ક્ષણે બૅલીફે બહારથી અવાજ કર્યો—"મધુકરચંદ્ર છે કે ?".

"કોણ છે ?" ભીતરમાંથી મધુકરે પૂછ્યું.

"બૅલિફ—આપ્પા જીલ્લાકા સરકારી બૅલીફ" મુસલમાન હુસન બૅલીફે બગરબીથી જવાબ આપ્યો

"અત્રે કેમ આવ્યા છો ?" મધુકરે રૂવાબથી પૂછ્યું.

"સમન્સ બજાવવા. નત્થા શેઠ તરફથી"

બૅલીફે આપેલા જવાબથી મધુકર ગભરાયો. હેના હોંસકોસ ઉડી ગયા. ધીમે પગલે માંથી બ્હાર આવ્યો. બૅલીફે હેના હાથમાં બે કાગળોના લખોટા મૂકયા. શુંઢ મુઢ તે પંદરેક નિટ લખોટામાંજ જોઇ રહ્યો. બૅલીફે એક કાગળપર હેની સહી લઇ લીધી અને ચાલતો થયો

પોતાની પાસે રહેલો કાગળ મધુકરે ફરી ફરી વાંચી જોયો. બે ત્રણવાર મનમાં ને મનમાં ચી ગયો. તે નિચે પ્રમાણે હતો.

**સમન્સ.**

| | |
|---|---|
| વાદીઃ નથ્થાશાહ | બાપનું નામઃ અમીચંદ |
| જ્ઞાતિઃ મારવાડી | રહેવાસીઃ સુરનગર જીલ્લે રામનગર |
| પ્રતિવાદીઃ મધુકરચંદ્ર | બાપનું નામઃ શિવપ્રસાદ |
| જ્ઞાતિઃ બ્રાહ્મણ | રહેવાસીઃ સુરનગર જીલ્લે રામનગર |

પ્રતિવાદી મધુકરચંદ્ર શિવપ્રસાદ ને આથી જણાવવાનું કે મ્હારી અદાલતમાં હમારાપર દાવો રૂા. ૯૦૦) અંકે છસોનો ઉપર દર્શાવેલ વાદી તરફથી નોંધાવવામાં આવ્યો છે. માટે તા. ૨૬મી સપ્ટેમ્બર ૧૯...ને રોજે મ્હારા રૂબરૂ હમારી જાતે યા હમારા વકીલે સવારમાં ખુલતી કોર્ટે ૧૦ વાગે જવાબ આપવા હાજર થવું.

Sd S. M. Challa
સિવિલ જડ્જ રામનગર

સમન્સ વાંચ્યા પછી થોડો સમય મધુકર 'કિંકર્તવ્ય વિમૂઢ' બની રહ્યો. ત્યાર પછી અંદર જઈ કપડા ઉતારી ચૂપચાપ દિવાનખાનામાં જઈ સ્થાન લીધું અને સંકલ્પ વિકલ્પના ઘોડા દોડાવવી શરૂ કર્યા, અને વિચાર વમળમાં ગોથાં ખાવા લાગ્યો. એના ચ્હેરાપર ચિન્તાની રેખા દોરાઈ ગઈ હતી. મુખપર કાજળની કાળાશ વ્યાપી ગયેલી લાગતી હતી. મુખકમળ મલિન થઇ ગયું હતું.

આજે ઓફિસે પણ જઇ શકયો નહી. ચિન્તિતમન વ્યગ્ર થઇ રહ્યું હતું. ખાવા પિવાનું પણ બંધ. રૂપિયા લાવવા કયાંથી ? આ સંકટમાંથી મુક્ત થવું કેમ ? એજ ચિન્તા ચિતા મધુકરને પ્રજાળી રહી હતી અદાલતમાં જવાબ શું આપીશ ? પ્રતિષ્ઠા–આબરૂ કેમ જાળવાશે ! શું આત્મહત્યાનોજ રસ્તો લેવો પડશે ? વિગેરે પ્રશ્ન મનમાં ઉગવા લાગ્યા. ઘુંઘવાવા લાગ્યા. સારોય દિન આનીઆજ ચિન્તામાં પસાર થઇ ગયો. ઑફિસમાં જઈ ન શકવાથી સાહેબની 'નોટ' આવી 'સીકનેસ' ને લઇ આવી શકાયું નથી એવો જવાબ લખી 'નોટ' પાછી વાળી.

ધીમે ધીમે રાત્રિ વ્યતિત થવા લાગી. ચંદ્ર ઉપર આવવા લાગ્યો. રાત્રિના અગીઆરનો સમય થયો તોયે ત્યાંથી તે હઠયો નહી. રમણ ખાવા બોલાવવા ત્હોં ઉપર દિવાનખાનામાં આવી આમ વિલમ્બ થવાનું કારણ પૂછવા લાગી. મધુકર ત્હોં ગંભીર થઇ બેઠો હતો. રમણને આવેલી જોઇ ત્હેની આંખમાંથી અશ્રુ સરી પડયા. રૂદન વાટે ઉરનો ઉભરાટ બ્હાર કાઢવા લાગ્યો.

રમણ—આજ આપ આમ રડો છો કેમ ! ખાવા પીવાનું પણ ભૂલી ગયા લાગો છો શું કાંઇ શરીર સંબંધી બેચેની લાગે છે ? અસ્વસ્થતા લાગે છે ?

મધુકર—ના શરીર તો સારૂં છે. પરન્તુ એક ગંભીર મામલો આવીને ખડો થયો છે કે જે ચિત્તની સ્થિરતા હરી રહ્યો છે.

રમણ—એવો તે કયો ગુંચવણીયો મામલો આવી પડયો છે જે ?

મધુકર—ત્હને કહેવા યોગ્ય નથી,

રમણ—કેમ ? મ્હને કહેવામાં શું કાંઇ હાનિ છે ?

મધુકર—હાનિ તો કંઇજ નથી પરન્તુ ન કહેવાથી લાભે શું છે ?

શું તું મ્હને કાંઇ ઉપાય બતાવે એમ છે ?

રમણ—ઉપાય શોધવો, ને બતાવવો તે પુરૂષોનું કામ છે કે સ્ત્રીઓનું ! અમે અબળા સ્ત્રીઓ શું ઉપાય બતાવી શકાયે ? અમારૂં શું ગજું કે જેથી હમે ત્હમને સલાહ આપી શકીયે ?

મધુકર—ને તેથીજ મ્હારા સંકટની વાત ત્હને કહેવી અસ્થાને છે. નિષ્ફળ છે. હા. પરન્તુ એટલું તો કહ્યા વિના નથી રહી શકાતું કે આ દુઃખની ઉત્પાદક તું પોતેજ છે.

રમણ—હેં ! શું કહો છો ! હું કઇ રીતે એ મામલાની ઉત્પાદક હરી ? હું કયહાંએ ઘર બહાર તો પગ કાઢતી નથી. જે કાંઇ ત્હમો બ્હારથી લાવો છો. તેટલાનીજ વ્યવસ્થા હુ ઘરમાં બેઠી બેઠી કરી જાણું છું.

મધુકર—હા. પરન્તુ તેં મ્હને અનેક વેળા ઘરેણા માટે સંતાપ્યો–સતાવ્યો નથી ! એને માટે તે મ્હને કેટલીયે વાર કફોડી સ્થિતીમાં નથી મુકયો ? જ્યારે જ્યારે તેં મ્હને ઘરેણાં માટે આર્જવ કર્યો ત્હારે ત્હારે લાચારી સાથે ખરીદી આપ્યા સિવાય છુટકો થયો હતો ? રોજ કરી કરીને મ્હે ત્હને ઘરેણાં ઘડાવી આપ્યા તોયે તું કહે છે "હું કંઇ રીતે એ મામલાની ઉત્પાદક

કરી ? લેણદાર રૂપીઆ માટે તકરારો કરી રહ્યા છે. અદાલતમાંથી આજે સમન્સ મળ્યો છે. નત્થા શેઠે રૂ. ૫૦૦નો દાવો માંડયો-નોંધાવ્યો છે. ૨૫મી સપ્ટેમ્બરનો ઠરાવ છે. રૂપીઆ-કર્જ કયે રસ્તે ચૂકવવા તે સુઝ પડતું નથી. કેવલ એક ઉપાય છે. અને તે હારી પાસે છે, હારે કોઇ પણ પ્રકારે હારાં ઘરેણાં મ્હને આપી મ્હને ઉગારવો રહ્યો. ઘરેણાંનો વિક્રય કરી હું રૂણ મુક્ત થઇ શકું એમ છું. (અપૂર્ણ.)

## જાણવા જોગ સંગ્રહ.

ઇંગ્લંડમા એક મોચીએ યાંત્રિક ઘોડો બનાવ્યો છે. જે કલાકના ૬ માઇલની ગતીએ ચાલે છે. આ જાતનું યંત્ર આ પહેલુંજ છે.

બ્રીટીશ મ્યુઝીયમના વાંચનાલયમાં ૫૦ લાખ પુસ્તકો છે. અને તેમને ગોઠવવા છાજલી ઓઠી મુકીએ તો તે સાઠ માઇલ પહોંચે છે. આ મ્યુઝીયમની સ્થાપના ૧૮૭૩ની સાલમાં થઇ હતી. દર વર્ષે એક લાખ પુસ્તકોનો તેમાં વધારો થાય છે.

નોર્વેમાં એવો કાયદો છે કે જ્યાં સુધી એક કન્યા પોતે રસોઇ ગુંથણ અને કાંતવાના કામમાં પાવરધી છે એવું પ્રમાણપત્ર રજુ ન કરે ત્યાં સુધી તેને પરણવાને લાયક ગણવામાં આવતી નથી.

અવાજ ન કરે કે ધુમાડો ન નીકળે એવી તોપ યુરોપમાં શોધવામાં આવી છે તે પેટ્રોલ એન્જીનથી ચાલે છે. અને એક મીનીટમા ૨૦૦૦ વારને છેટે ૧૨૦૦ ગોળા ફેંકી શકે છે.

## तत्वदोहन.

આ જગતમાં જે કંઇ મહત્વનું છે તે કદી મફત મળી શકતું નથી. અને અનુભવ એ પણ આ સસારનું એક ભારે મહત્વનું તત્વ છે. તે પ્રાપ્ત કરવું હોય તો પૂરી કિંમત આપવીજ જોઇએ. અને તેની કિંમતનું નાણું તે પ્રાણનું જીવન છે.

મતભેદથી કંઇ સમાજમાં કલહ પેદા થતો નથી. દ્વેષથીજ સમાજની વ્યવસ્થા તૂટી જાય છે.

અમે તેટલા મતભેદો હોવા છતાં એક બીજા તરફ આદર બુદ્ધિ કાયમ રાખવી.

સંયમ એ સંસ્કૃતિનું મૂળ છે. નબળાઇ વિલાસિતના અથવા અનુકરણના વાતાવરણમાં કોઇ કાળે સંસ્કૃતિનો ઉદ્‌ભવ થતો નથી અને વિકાસ પણ થતો નથી.

એકલી શ્રદ્ધાથી શું થાય ? શક્તિ વિનાની શ્રદ્ધા નકામી. કોઇપણ મહાન કાર્ય પાર પાડવામાં શ્રદ્ધા અને શક્તિ બંનેની આવશ્યકતા છે.

મુક્ત પુરૂષોમાં દયા શાંતિ શૌચ, મંગળ અકાર્પણ્ય અહિંસા, અસ્પૃહા અને અનાયાસ એ આઠ ગુણ સ્વભાવ સિદ્ધ હોય છે.

આનંદ ઉત્સાહ અને આત્મબળ વડે આત્માનો આવિષ્કાર કરવો એજ સર્વોત્તમ કાર્ય છે. બાકી એથી બધા સાધન નીચે છે.

હું આત્મા છું જેમ ઘટની અંદર તથા બહાર આકાશ છે. તે એજ છે તેમ શરીર અંદર અને બહાર આકાશવત વ્યાપક ચૈતન્ય છે અને તેજ આત્મા છે એ બાબના ભાન પૂર્વક રાખના રહી તે આત્માનું અભેદ રૂપે ચિંતન કરતા પ્રસન્ન રહેશો.



# દાનની અગત્ય.

**दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥**
**(भ० गीता.)**

જે પોતાનું હોય છે, અગર પોતે મેળવેલું હોય છે; તેમાંથી જે આપણે બીજાને આપીએ છીએ તેનું નામ દાન. આ એક દૈવી સંપત્તિનું લક્ષણ છે. તે જગતની ઓળખાણ કરી દેવાનું એક સાધન છે. અને તે એક પરમાર્થનો માર્ગ છે. પરંતુ તેમાં યુક્તિ ન હોય અને બુદ્ધિ પણ નહોય તો તે માત્ર વ્યર્થ છે.

પોતે મેળવેલું સઘળું જો બીજાને આપી દેવામાં આવે, તો પોતા પાસે કાંઇ રહેશે નહિ એટલા માટે આપણને આપણું પોતાનું સંરક્ષણ કરીને, બીજા ઘણાકોનું સંરક્ષણ કરતાં આવડવું જોઇએ. સઘળી ઇમારત પોતાપરજ ઉભી હોય છે. સિવાય પોતે પોતાને મુકીને જોવાથી એ સંપૂર્ણ દૃષ્ટિ ગણાતી નથી. એટલે પ્રત્યેકે દાન યથાશક્તિ આપવું જોઇએ. દાન ફલાણુંજ કરવું જોઇએ. એવો કાનાપર બોજો પડવો ઉચિત નથી. પરંતુ આજકાલ અયોધ્યા–કાશી–દ્વારિકા વગેરે તીર્થ સ્થળોના ગોરદેવતા આ ઉચ્ચ આશયને જરાપણ સમજતા નથી. તેઓ તો યજમાનની શ્રદ્ધાને છેડાવે છે, તેમને ફટાળો આપીને છળીને દાન–દક્ષિણાના રૂપે નાણા પડાવે છે અને તે પૈસાપર, ઇશ્વર પ્રણિત માનવી કર્તવ્યપાલન નહિ કરતાં યથેચ્છ લાગડધિન્ના–અનાચાર પ્રવર્તાવે છે. એ ખરેજ શોચનીય દશા નહિ તો બીજું શું ? અને આવી રીતે થવાથી દાન દેનારની શ્રદ્ધાનો ભંગ થઇ સુપાત્રોને પણ દાન મળી શકતું નથી।

દાન દેવાની ટેવ નહિ પાડવાથી જગતની પરીક્ષા થઇ શકતી નથી નિત્ય વસ્તુ કઇ છે ! અને અનિત્ય વસ્તુ કઇ છે એનું પ્રત્યેકને જ્ઞાન થવું આવશ્યક છે. જરૂરનું શું અને બિનજરૂરી વાતનું શું એ પણ સમજાવવું જોઇએ. જે સમયે બ્રાહ્મણો વિદ્યા શીખીને રહેતા ત્યારે તેમનો નિર્વાહ આ દાન ઉપરજ થતો. પરંતુ આજે વિદ્યા કરતાં ધંધાને–ઉદ્યોગને વધારે મહત્વ અપાયું છે. અને બ્રાહ્મણો સિવાયના અન્ય વર્ણોની દૃષ્ટિ જુદાજ પ્રકારની છે. સરકારી કાયદાઓ મનુભગવાનની કેવળ મનુસ્મૃતિનેજ અનુસરીને નથી. એટલે દાનનો માર્ગ બધો બદલાઇ ગયો છે. કોઇ દેવ કે બ્રાહ્મણને પૈસો આપતું નથી.

કેટલાક નવી બંધાતી સંસ્થાઓને મદદ આપે છે. કેટલાક કહે છે કે સાધુ–બાવાઓને જરાપણ મદદ ન કરવી. કોઇ કહે છે કે આંધળા, લુલા, લંગડા એમનેજ મદદ કરવી જોઇએ. આ સિવાય કેટલાક તરફથી થતું દાન તદ્દન વિરૂદ્ધ દિશાનું હોય છે. જો કે આજકાલ કોઇ રંડીના નાચ કે ભવાઇ કરાવતા નથી, તોપણ નાટક અને સીનેમા વગેરે ઓછો પૈસો ખેંચતા નથી। આ એક પોતા તરફથી દાન અપાય છે એ વાત કોઇના ધ્યાનમાં આવતી નથી.

બીજી બાજુ તપાસતાં દાન દેનારો શ્રેષ્ઠ અને દાન લેનારો કનિષ્ટ છે. દાન લેવું એ એક આપત્તિરૂપ છે. કેમકે જો પોતાપાસે વસ્તુ સિલિક હોત તો ભીખ માગવાનો વખત ન આવત. આ ખરા તત્વને ઘણાઓ સમજતા નથી. પણ દાન લેવામાં પ્રતિષ્ઠા માને છે. ગુર્જર બ્રાહ્મણો અમારો વંશપરંપરાનો ભીખ માગવાનો ધર્મ છે એવો હક ઘણાએ બતાવે છે પણ કોઇ જાતનો

ધંધો કરતા નથી. ગામડાના ઘણા નિવિધ બ્રાહ્મણો તો "ચાર પહોરના ભીખારી અને આઠ પહોરના રાજા! એ શું ખોટું?" આવી માન્યતા રાખી સારાસારનો વિચાર છોડી ભીક્ષા લે છે એ શું સુવર્ણરૂપ ભારતની પ્રજાને ઉચિત છે?

અટકી પડેલા માણસ માટે દાન એ એક ટેકારૂપ છે. આપણા અંતઃકરણમાં દાનવૃત્તિ અવશ્ય રાખવી જોઇએ. જે રીતે આપણે આપણા કુટુંબનું પાલનપોષણ કરીએ છીએ. તે રીતે જગતમાંના સઘળા પ્રત્યે પ્રેમનું વર્તન રહેવા માટે-वसुधैव कुटुंबकम्. એ ઉચ્ચ તત્વના પાલન માટે દાનનો ઉજ્વલ રસ્તો છે એ વાત નિર્વિવાદ છે. પરંતુ આજે એ વાત, ભુલાઇને તે કીર્તિની એક બાજુ ગણાઇ ઉવેલ છે. જોકે દાન આપનારે ભલે કીર્તિ માટે તે આપ્યું હોય તેથી દાન પ્રવૃત્તિની પ્રાચીન આર્યધર્મની પ્રણાલિકામાં કાંઇ ખામી આવતી નથી અગર તો ઉપયુક્તતામાં તેની કિંમત કંઇ ઓછી થતી નથી. પરંતુ વાસ્તવિક વિચાર કરીને સુપાત્રે દાન એજ શ્રેષ્ઠ છે.

દાન લેવાને બ્રાહ્મણવર્ણ સપાત્ર છે એ વાત ખોટી નથી. પરંતુ સાંપ્રતમાં જે બ્રાહ્મણો કસાઇખાના આગળ કામ કરતા હોય, અગર તો ઓઝ કે બાન્ડી વેચવાની દુકાનપર કામ કરતા હોય, યાનો મોચીની દુકાને બેસતા હોય તો એ ઉદ્યોગ બ્રાહ્મણોનો ગણાશે નહિ અને તેથી એ દાન લેવાને પાત્ર નથીજ પછી તે ભલે કુલપરંપરાના ગોરદેવ હોય! એકલા બ્રાહ્મણ એ નામથી તે બ્રાહ્મણ થતો નથી. તેમ શૂદ્ર એ નામ મટાડી દેવાથી તે શૂદ્રમાંથી કમી થતો નથી. પરંતુ વર્ણાશ્રમ ધર્મ કર્તવ્યપાલન કરનારની હાજતો શક્તિમાન પુરૂષે પૂર્ણ કરવી એજ દાનની મહત્તા છે.

બાલમંદિર—જામનગર. "બાલકવિ".

---

# સ્ત્રીઓની મહત્તા.

ननु संति जीव लोके काश्चिच्छम शील संयमोपेताः।
निज वंश तिलकभूताः श्रुत सत्य समन्विता नार्यः॥ १
(ज्ञानार्णव-जैनशास्त्र)

અહા! આ સંસારમાં અનેક સ્ત્રીઓ એવી છે કે જે સમભાવ (જેમના કષાય પરિણામ મંદ થયા છે.) અને શીલ તથા સંયમથી વિભૂષિત છે તથા પોતાના વંશમાં યશ અને કીર્તિના તિલકભૂત છે. અર્થાત્ પોતાના વંશને શોભાવે છે, અને શાસ્ત્ર અધ્યયનથી અને સત્ય ભાષણથી અલંકૃત છે.

તીર્થંકરોના જીવન ચરિત્ર સાંભળતાં અને બીજા મહાન્ અવતારી પુરૂષોની વાર્તાઓ વાંચતાં જૈન સાહિત્યમાં સ્ત્રીઓના દરજ્જાને અને સ્ત્રીઓના સતીત્વના મહાનપદ તથા સ્ત્રીઓના સતીત્વની જવાબદારી કરતાં કોઇ પણ દરજ્જો (પદ) અને જવાબદારીની બરાબરી કરી શકે તેમ નથી.

જૈન સાહિત્યમાં સ્ત્રીઓનું સ્થાન બહુજ ઉન્નત અને વિશાળ અધિકાર ભોગવે છે. જે સ્ત્રીઓની રત્ન કૂખમાંથી તીર્થંકર, ચક્રવર્તિ, બલદેવ, વાસુદેવ જેવા મહાન્ પુરૂષો ઉત્પન્ન થાય તે સ્ત્રીઓ ત્રણ જગતને વંદનીય, પૂજનીય ગણાય છે.

પૂર્વાચાર્યોએ તેમની મુક્ત કંઠે પ્રશંસા કરેલી છે. વર્તમાન કાળચક્રના પ્રથમ આરાની શરૂઆતથી તપાસ કરતાં આગળ ચાલીએ તેમ તેમ આપણને સમજાશે કે સ્ત્રીઓની મહત્તા કેટલી પ્રશંસનીય અને વંદનીય છે. પ્રથમ ભરત અને બાહુબલીના યુદ્ધ પ્રસંગે જ્યારે બાહુબલ ભરતને મુષ્ઠિ પ્રહાર કરવા જાય છે અને ઇંદ્ર આવીને રોકી દે છે ત્યારે પોતાનો ઉપાડેલો ખાલી હાથ ન જવા દેતાં પોતાના મસ્તકના કેશ લોચ કરી ધ્યાનસ્થ ઉભા રહે છે પરન્તુ મનમાં અભિમાનને લીધે ન્હાના મ્હોટાને વંદન કરવા મનમાં વિચાર કરી એ વર્ષ પર્યંત ઘોર તપશ્ચર્યામાં સમય વિતાડે છે. ત્યારે એ મહાન્ પુરૂષને સદ્બોધ કોનાથી થાય છે ? એ બાહુબલીને અભિમાનના હાથી ઉપરથી ઉતારનારી મોક્ષ માર્ગના બારણે પહોંચ કનારી બ્રાહ્મી અને સુંદરી સ્ત્રીઓજ હતી

જૈન સાહિત્યમાં સહુથી પ્રથમ આ વર્તમાન અવસર્પિણી ચક્રના ચોવીશ તીર્થંકરોમાંથી પહેલા તીર્થંકરની માતા મરૂદેવી. નાભીકુલકરની સ્ત્રીએજ મોક્ષના દ્વાર ઉઘાડેલાં હતાં. અર્થાત્ પહેલા સ્ત્રીજ મોક્ષે ગઇ છે. તે પછી બીજા મોક્ષે ગયા છે.

જૈન સાહિત્યના ઇતિહાસમાં સ્ત્રીના હાથેજ મોક્ષના દ્વાર ઉઘડેલા છે. અને પુરૂષના હાથે બંધ થયા છે. એ વાત આપણા તમામ વિદ્વાન અને જાણીતા જૈનોના ધ્યાનથી બહાર નથી. વીતરાગના પ્રરૂપેલા ધર્મ માર્ગમાં સ્ત્રી અને પુરૂષોને માટે મોક્ષ પ્રાપ્ત કરવા સારૂં સરખાંજ સાધનો વર્ણવેલાં છે. અર્થાત્ પાંચ મહાવ્રત શ્રાવક અને શ્રાવિકા માટે સરખાં છે. જ્ઞાન, દર્શન ચારિત્રની પ્રાપ્તિના ઉપાયો સ્ત્રી પુરૂષો માટે સરખાં છે. દાન, શીલ, તપ અને ભાવના એ ચારે સાધનો સ્ત્રી પુરૂષો માટે સરખાં છે. જે ક્રિયાદ્વારા પુરૂષ જે ગતી સાધી શકે છે. તે ક્રિયાદ્વારા તે ગતિ સ્ત્રી સાધી શકે છે. જ્યારે પુરૂષ તીર્થંકર પદ પ્રાપ્ત કરી શકે છે ત્યારે સ્ત્રી પણ તીર્થંકર પદ મેળવી શકે છે. અને વર્તમાન ચોવિસીમાં તો આપણા ઓગણીશમા તીર્થંકર શ્રી મલ્લિજીન પણ સ્ત્રીજ હતા. ત્યારે હવે સ્ત્રીઓની બાબતમાં જે પુરૂષો કરતાં હલકાં અથવા ઉતરતાં વિચાર બાંધવામાં આવે છે તે શા કારણે ? એ વિચારવા જેવું છે. કાલના પ્રભાવે જેમ પુરૂષોની બહોતેર કલાઓનું શિક્ષણ બંધ થયું છે. તેમ સ્ત્રીઓને ચોસઠ કલાઓનું વર્ણન છે એ ચોસઠ કલાઓનું નામ પણ આપણી સ્ત્રીઓને સાંભળવામાં આવ્યા નહિ હોય. તત્વાદર્શમાં વાંચ્યું છે જેને વાંચવું હોય તેને જૈન તત્વાદર્શમાં જોવું.

સ્ત્રીઓની જવાબદારી અથવા સ્ત્રીઓની મહત્તા એ વિષયમાં મેં શાસ્ત્રોમાંથી વાંચીને તથા આપણા ગુરવર્ય તેમજ ગુરણીજી પાસેથી દાખલા તથા દલીલો સાથે કેટલુંક બડોલ ભેગું કર્યું છે. તે સમય આવ્યે પુસ્તકો દ્વારે આપની આગળ રજુ કરવાં ઇચ્છા છે. અને આશા છે કે આ જૈન સાહિત્ય પરિષદનું કામ આપણા દરેક અંગોને પોષણ કરશે તો તેમાં સ્ત્રીઓની પ્રાચીન અને અર્વાચીન સ્થિતિ અનુસાર વર્તમાન કાળમાં દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવને અનુસરી સ્ત્રી કેળવણી કન્યા કેળવણી અને વૈધવ્ય જીવન માટે આધ્યાત્મિક કેળવણી વગેરે અનેક પ્રશ્નોનું સમાધાન કરી આપણે આપણા જૈન સમાજનું હિત સાધી શકીશું.



# યાદી.

પ્રભો ! પ્રાણિમાત્રના જીવનહાર ! પરિપાલક ! દીનાનાથ ! હું પામર મનુષ્ય; ત્હારાં એક મુખે કેટલાં વખાણ કરું ! ઋષિ મહર્ષિઓ પણ તારો પાર પામી શક્યા નથી; ત્હારાં ગુણ કથન સંપૂર્ણપણે કરી શક્યા નથી; તો હું તો શા હિસાબમાંજ !

જગત્ માત્ર માયાથી વિંટાયલું છે. જેમ જેમ માયાની પાસે જતા જઇએ, તેમ તે પોતાની જાદુઇ અસરથી અંધત્વ વૃદ્ધિ કરતી જાય છે. પારધિની જાળમાં મચ્છ ફસાય અને નીકળી ન શકે; તેમજ માયાની જાળમાં મનુષ્ય સપડાય છે અને તેને લીધે જગત્ તેને વિલાસ અને સ્વચ્છંદ ભોગવવા માટેજ સર્જાયું હોય તેમ લાગે છે. હું પણ એક અજ્ઞાન મનુષ્યજ છું; માયાએ મને કેટલે ઘેર્યો છે; અને તેમાંથી કેવી રીતે છૂટવું તે જાણવા શક્તિમંત નથી.

મનુષ્ય માત્રને કર્મનો બદલો આપો આપજ મળે છે; મનુષ્ય દિનભરમાં કેટલાય અસત્ કર્મો કરતાં હશે; અને એ બધાંય ગણીને ચોપડે નોંધીને તું તે પ્રમાણેજ બદલો આપતો હોય તો તો મનુષ્યને દુનિયામાં રહેવાને માટે તલભાર પણ જગ્યા ન હોવી જોઇએ. પરંતુ તું તો દયાનિધાન છે. મનુષ્યની ભૂલો સુધારવા તેને કેટલાય પ્રસંગો આપે છે. અને કોઇપણ રીતે મનુષ્ય માત્ર સુધરે એવી અહનિશ ચિંતા રાખ્યા કરે છે. પિતા તરીકેનું ત્હારું એ કૃત્ય ખરેખર રહસ્યમય છે; પરંતુ એ રહસ્યની ઘણા થોડાનેજ ખબર પડે છે એ શોકની વાત છે વળી કેટલાંય કર્મોની તું માફી બક્ષતો હોઇશ એ પણ અમારા સમજ્યામાં નથી આવતું, પરંતુ હા, એટલું તો મન કબુલ કરે છે કે જે અસત્ કાર્ય અજાણતાં થઇ ગયું; અને થયા પછી મનમાં અત્યંત પશ્ચાતાપ થયો એટલે તારી મારી મળી ચૂકી એ સુધારવાનું પગથીઉં તેં બતાવ્યું આવો પશ્ચાતાપ જેના મનમાં થાય તે આવાં અસત્ કાર્યો અજાણતાં પણ ન થઇ જાય તેની બહુજ સભાળ રાખે છે.

મત્ર શાંતિના પ્રસગોથીજ ત્હારી તરફ મન વળતું નથી. મનુષ્ય માત્ર જ્યારે ભય ભાળે છે; અકાળ મૃત્યુ કે એવોજ કોઇ દુઃખદ પ્રસગ, તે વેળાએ તે તને સંભારે છે; ત્હારી બાજુ વળે છે, એ પણ સમજનારને મન તો તારી દયાનુંજ કારણ લેખાય છે. મનુષ્યને એ પણ સુધારવાનું પગથીઉ તું બતાવે છે; એટલો ત્હારો મનુષ્ય પ્રત્યે પ્રેમ છે.

અમે તો ગમે તેવા છીએ; પરંતુ તું તો સર્વને સરખોજ ન્યાય અને સમાન દૃષ્ટિથીજ જોનારો છે.

| | |
|---|---|
| રાજપુર.<br>તા. ૧૩-૧૧-૨૩ | લી૦ પ્રભુનોદાસ,<br>દેવશંકર જે. પંડયા. |



# "સાવકીનો સ્નેહ"

પ્રયોજકઃ—"પુષ્પ"

[અમર રહો અમ અમરપુરી સમ—રાહ. અંતરો ફેર છે.]

એક પતિવ્રત; એક પત્નિવ્રત........
જીવનમાં પાળો....
તમારા જીવનમાં પાળો....
બધાં નર—નારીઓ પાળો....એક.

મહદ્ મનુ—તન મળેલ માધવ—સ્મરણ વિષે ગાળો....
ઓંઘા મૃતિકા—કુંભ સુકૃત્ય-સલીલે અજવાળો....
ભાવના ધર્મ પ્રતિ વાળો....તમારા.

પિતા નવી માતા લાવે,
સાવકાંને તે સતાવે;
સ્વપ્નમાં સુખડાં ન આવે,
આંખથી ભાળો....
સગી તમ આંખથી ભાળો....તમારા.

સાવકીનો સ્નેહ ખારો,
બાળકોને બાળનારો;
જોઈ જગમાં આંસુ સારો,
આપતી ગાળો....
નઠારી આપતી ગાળો....તમારા.

માર મારીને રડાવે,
પેટ પૂરૂં ના ખવાડે;
કામ ઘરનાં સૌ કરાવે....

અપરમા ખાળો....
ભલું ! જીવન વિધુર ગાળો....તમારા.

બાપડાં બચ્ચાંનો માળો,
ત્યાં અચિન્તા સર્પ કાળો;
જીરવે નહિ ઝેરી ઝાળો....

મૃત્યુની ચાળો....
અપરમા....મૃત્યુની ચાળો....તમારા.

શાપ શું સંતાનના લ્યો,
બાપ થઇને તાપે શું દ્યો;
ચિતામાં હાથેથી હોમો....

જીવતાં બાળો....
બાળની જીન્દગી બાળો....
ઉરે અંગાર સળગાવો....તમારા.

આંસુ-ધારા આંખે ચાલે,
યાદ રાખો પૂઠે સાલે;
હાય ! બોલી કર કપાળે,

મુકવો ચાળો....
નિહાળો ! વૃત્તિ સંભાળો....
પ્રતિજ્ઞા "પુષ્પ"ની પાળો ....તમારા.

વડોદરા.
તા. ૨૪-૪-૧૪ } એક.........



# પ્રાસંગીક નોંધ.

## ખુશ ખબર.

વૈશાખ માસમાં નોંધવા જેવો બનાવ જૈન સાહિત્ય પરિષદના બન્યા છે. સુરતમા જૈન સાહિત્ય પરિષદ ભરાઇ ગઇ અને સંપૂર્ણ ફત્તેહમંદીથી પાર ઉતરી છે. અમારા કદરદાન ગ્રાહકોને આ પ્રસંગની ખુશાલીમાં આ માસીકનો આવતો અંક

## મહિલાભૂષણ જૈન સાહિત્ય પરિષદ ખાસ અંક.

તરીકે આપવાનો વિચાર રાખ્યો છે. પરિષદને લગતા ફોટાઓ તેમ મુનિ મહારાજોના લેખો તથા તેમના ફોટાઓથી આ અંક અંદર બહાર સર્વાંગે સુંદર કરવામાં આવશે મુખ પૃષ્ઠ ત્રણ રંગના ચિત્રનું આવશે. પરિષદમાં અપાયલાં પ્રમુખ વીગેરેના ભાષણો, પરિષદ નિમિત્ત આવેલા ઉપયોગી લેખો વગેરેથી આ અંકની શોભા ઘણી વધશે. લગભગ ૮૦ પૃષ્ઠ જેટલો મોટો આ અંક થશે. અને તેની છુટક કિંમત રૂ. એક રહેશે.

### આ દળદાર અંક.

અમારા દરેક ગ્રાહકને ભેટ આપવામાં આવશે. ગ્રાહક પુરતીજ નકલો નીકળતી હોવાથી નવા ગ્રાહકોએ તાકીદે પોતાના નામ નોંધાવવા

જે ગ્રાહકોનું લવાજમ આ અંકે પુરૂં થાય છે તેમને આ અંક અનુક્રમે વી. પી. થી રવાના થશે. રોજ થોડાં થોડાં વી. પી.જ જતાં હોવાથી જેમને આ અંક જલદી જોઇતો હોય તેમણે તુરત મનીઓર્ડર કરવો. અંક પંદર દિવસમાં પ્રગટ થઇ જશે. તેથી મનીઓર્ડર કરવામાં ઢીલ ન કરવી. જેથી ગ્રાહકને બે આનાનો ફાયદો થવા ઉપરાંત અંક જલદી મેળવી શકાશે.

* * *

બીજી ખુશખબર માંગરોલ-કાશમ્બાના સંઘ સંબંધીની છે. માંગરોળ જૈન સંઘમાં આજે લાંબા વખતથી કુસંપ ચાલતો હતો. પુજ્ય મુનિશ્રી દેવ વિજયજી ગણિ મુંબઇથી માંગરોળ પધારતાં તેમના શુભ પ્રયાસથી આ કુસંપ જતો રહેવાં પામ્યો છે અને પુનઃ એકતા સ્થપાઇ છે.

---

## સ્ત્રીઓનો દરજ્જો.

( અનુસંધાન વર્તમાન વર્ષના ફાગણ માસના અંકથી )

લેખકઃ—સદ્‌ગત વી. ટી. કોઠારી. બી. એ. એલ. એલ. બી. વકીલ. કરાંચી

આનાથી પણ અધિકતર પતિપરાગજતનું ઉદાહરણ Gurlની સ્ત્રી epporid પુરૂં પાડે છે. તેના પતિએ બંડ કર્યું કર્યું હતું અને શત્રુના હાથમાં પકડાયો હતો. તે જર્મનીમાં નાશી જઇ શકત પણ પોતાની નવયૌવન ભાર્યાને છોડી શકયો નહિ. તે તેના ગામથી દુર વાડીમાં જઇ એક ભોંયરામાં સંતાઇ ગયો. અને તેના મુકત કરેલા ગુલામને તે મરી ગયો છે એવી કિવદંતી

ઉડાવવા ફરમાન કર્યું. તેની સ્ત્રીએ આ મૃત્યુની ખબર સાંભળી અને ત્રણ દિવસ રાત ખાધા પીધા વિના તરફડી. આખરે તે મુક્ત ગુલામ તેની પાસે આવ્યો અને કાનમાં ગુપ્ત મંત્ર ફુંક્યો કે તેનો પતિ મરી ગયો નથી પણ આત્મઘાતની વાત જ ફેલાવી છે. આ ખબરથી તે આનંદિત થઇ ને ઉપરના ડોળને ચાલુ રાખ્યો. તે દિવસે વિલાપ કરતી અને રાત્રિએ ગુપ્ત રીતે તેના પ્રાણપ્રિયને મળતી. તે સગર્ભા થઇ. પણ કોઇકિ લેપથી તેની સહચરીઓથી આ વાત ગુપ્ત રાખી. જ્યારે પ્રસવનો સમય આવ્યો ત્યારે તેણીએ કાંઇ પણ સહાય વિના બેબાળકનો પ્રસવ ભોંયરામાંજ આપ્યો. અને ત્યાંજ મોટાં કર્યાં. નવ વર્ષ સુધી માતાની ફરજો તેણીએ અદા કરી પરંતુ પછીથી આ ગુપ્ત રહસ્યનો સ્ફોટ થઇ ગયો તેની સ્ત્રીની આજીજી અને પ્રાર્થના છતાં જ્યારે તેનો મસ્તકછેદ કરવામાં આવ્યો. ત્યારે છેવટે પતિ પરાયણ આ સ્ત્રીએ પોતાના પતિ સાથેજ મરવાની યાચના કરી હતી. અને જે મંજુર રહી હતી. આટલો એક બીજા વચ્ચે પ્રેમ હતો.

આ અસંસ્કૃત પ્રજાની નીતિ શુદ્ધિનો આશય ક્રિશ્ચિયન ધર્મની વિરાગ શુદ્ધિ કરતાં ભિન્ન હતો. તેઓની શુદ્ધિ વિવાહમાંજ પરિણમતી હતી. તે શુદ્ધિ દામ્પત્ય સ્નેહ દાખવવામાં હતી. તે નીતિમાં બ્રહ્મચર્ય જેવું કાંઇ હતુંજ નહિ. અને તેથી તે શુદ્ધિ ધર્મ ગુરૂઓમાં અયોગ્ય દુરાચાર અટકાવવામાં અસમર્થ નિવડી હતી. અનેક પતિ વિવાહ આ રાજાઓમાં અપ્રતિબદ્ધ ચાલુ હતો. અને થોડા વખત સુધી ક્રિશ્ચિયાનીટીએ પણ તેને ચાલવા દીધો.

તે કાળમાં એક રાજા પોતાની એક પત્નીની હયાતીમાંજ તેણીની બગીનીને પરણ્યો હતો. જ્યારે તેની પ્રથમ સ્ત્રીને રાજાએ પોતાની મનોવૃત્તિ જાહેર કરી ત્યારે તે બોલી "મારા પ્રાણવલ્લભ આપની દ્રષ્ટિમાં જે ઉચિત લાગે તે કરો, માત્ર આ દાસીને આપના અનુગ્રહ નીચે રહેવા દેજો.

જેવું સારૂં વર્તન ધાર્મિક ઇતિહાસકારો વખાણે છે. તેણે પોતાના પ્રથમ વખતની સ્ત્રીનો કોઇ પાતક દોષ વાસ્તે પરિત્યાગ કર્યો હતો. અને વેવિશાળ કરેલી સ્ત્રીની હયાતીમાંજ પાણિગ્રહણ કર્યું હતું. તે ઓના મરણ પછી ત્રીજી સ્ત્રીનું સ્વીકરણ કર્યું હતું. જેને થોડા વખત પછી તેણે મારી નાંખી હતી. અનેક પતિ વિવાહ વિરૂદ્ધના ઉપદેશ વાસ્તે રાજા તે વખત દેશપાર પણ કરતા.

જ્યારે આ પ્રમાણે થયું. ત્યારે ધર્માધ્યક્ષ પોપ અને ધર્મ ગુરૂઓ ગૃહનીતિ ઉપર બહુજ ધ્યાન આપવા લાગ્યા અને રાજા અને ઉમરાવોની પત્નીનો ત્યાગ કરતી વખત તે સામા થતા હતા.

ઉપર લખેલી હકીકત છતાં એ વાત તો સર્વ પ્રસિદ્ધ છે કે જંગલી લોકોની નીતિ પાછળના કાળના રોમન કરતાં સારી હતી. જેની સાબીતી તેઓના કાયદાઓ પૂરી પાડે છે.

એક આધુનિક લેખકે જણાવ્યું છે કે આ સદ્ગુણ એવા અમુલ્ય મુલ્યથી અંકાતો કે જો તેઓના નીતિ કાંડમાં કોઇ માણસ ઉપર જુઠ્ઠો બીરૂતા ભર્યો અપરાધ મૂકવામાં આવતો તો એને દંડ થતો. પરંતુ જો કોઇ સ્ત્રી ઉપર અશિયળવૃત્તિનો મિથ્યા આરોપ મૂકવામાં આવતો તો તેને ૪૫ ઘણો દંડ થતો હતો.

પ્રજાની અનીતિ અને બલાત્કાર પ્રત્યેની સખત લાગણી તેઓના કાયદાઓ બતાવી આપે છે. તે પ્રજામાં આ ગુન્હા અટકાવવા વાસ્તે ચાંપતામાં ચાંપતા ઉપાયો લેવામાં આવ્યા હતા. પ્રજાના એક કાયદા પ્રમાણે એક સ્ત્રીનું લ્હાડફુપ તેના પતિની અથવા અતક્ષમના સ્નેહી કે સંબંધીની હાજરી સિવાય ડૉક્ટર કરી શકતો નહિ અને જો કોઇપણ માણસ સ્ત્રીનો અયોગ્ય રીતે હાથ દાબતો તો તેને ૪૫ સોનામહોર શિક્ષા તરીકે આપવા પડતા હતા.

પરંતુ ક્રિશ્ચિયાનીટીની અસર નીચે પૃથ્વિ ઉપર એક મહાતરંગ ફરી વળ્યું. જે દુર્ગુણ વિષે આપણે લખીએ છીએ તે ઘણો ઓછો થઇ ગયો હતો. અને જો તે દુર્ગુણ હસ્તી ભોગવતો હતો પણ બ્હાર દેખાવમાં આવતો નહોતો નીતિની ભાવના સરલ થઇ ગઇ હતી અને વર્તન શુદ્ધ તર બન્યું હતું, અતિશય નિભસ્ત પ્રકારનું સાહિત્ય નાશ પામ્યું હતું. અને વિવાહ ભંગના દાખલાઓ નિંદા પાત્ર લેખાતા. અને ઘણીક વખત અંકુશમાં પણ મુકાતા.

અનુતાપની લાગણીએ તેમ પાદરીઓએ ભાષણો દ્વારા ઉત્પન્ન કરેલા વાતાવરણથી પ્રાચીન મૂર્તિપૂજક પ્રજાને કલ્પનામાં ન્હોતી એવી સૂક્ષ્મ મૃદુ નૈતિકવૃત્તિ સમાજમાં ઉત્પન્ન કરી હતી.

માતાઓએ પોતાનાં બાળકોને જાતે ધવરાવવાનો ઉપદેશ થતો હતો. વસ્ત્ર આભૂષણની અતિ વ્યય ભરેલી નીતિ ઉપર અંકુશ મૂકાતો અને ધર્મ મંદિરોમાં વેશ્યા આદિ દુર્ગુણી સ્ત્રીપણ જઇ શકતી તેના ઉપર પ્રતિ બંધ મૂકી સમાજની સાથે તેની ભેળસેળ થતી અટકાવી હતી. અને દુરાચારી સ્ત્રી તદન કનિષ્ટ પંક્તિમાં ગણાવા લાગી હતી. અપૂર્ણ



# ચંદ્રિકા.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૪૭ થી )

સરોજ એકનો બે ન થયો. પોતાના વિચારમાં મક્કમ રહ્યો. મોહિનીએ સમજાવવા ઘણો પ્રયત્ન કર્યો પણ આખરે તે નિરાશ થઇ. વિફરેલી વાઘણની પેઠે સરોજને કોઇપણ ઉપાયે ઘરમાંથી કાઢી મુકવાનો નિશ્ચય કર્યો. પિંગલાએ વિક્રમનો જરાયે વાંક નહોતો, છતાંયે એક નીચ અશ્વપાલની યારીની ખાતર પોતાના પતિ ભતૃહરિને જેવી રીતે ભંભેર્યો હતો તેવી રીતે તેણે મારા પિતાશ્રીને ભંભેર્યા. પિતાના અંતઃકરણમાં હજુ દયાનો કંઇ છાંટો હતો. એટલે તેમણે કશોયે ઉત્તર ન આપ્યો. ત્યારે મોહિનિબાથી રહેવાયું નહિ. તેના અંગેઅંગમાં દ્વેષની જ્વાળા સળગી રહી. એટલે જુદે જુદું ભમ્ભેરવા માંડ્યું. પિતાશ્રી તો ઘડપણમાં દેખે દેખે ને એક મોહિની બાનેજ. (જેમ ભર્તહરિ પિંગળામાં આશક હતા તેમ) એટલે મોહિનીબાએ કહ્યું, "તમે તો ઘેર નહિ હશો ને પણ તમારા સરોજે એક દિને મારી પાસે આવી વિષયની માંગણી કરી મેં ઘણીયે ના કહી પણ આખરે તે જાત પર ગયો ને મારૂં કહ્યું ગણકાર્યું નહિ જગતમાં એવા દંભી ઘણાં હોય છે. કે બ્હારથી ભગત અને અંતરથી શયતાન હોય છે, આ અમારૂં નહિ ચાલે ત્યારે તે કહેવું પડે, માનવું ન માનવું તમારે શીર છે. એમ કહીને એણી (મોહિની) ડુસકે ડુસકે રડવા લાગી.

આ સર્વ મેં મારા પૂર્વપરિચિત ગોખમાં છાના રહી સાંભળ્યું. પવિત્ર સરોજ પર આ આરોપ! ઢોંગીઓને ઢોંગની કંઇ હદ હોય છે? હું પછી દ્વીતીય માળે જઇ ડુસકે ડુસકા ખાઇ રડવા લાગી ને વિધાતાને સંબોધી કહેવા લાગી હાય! વિધાતા! આ તારો શો જુલ્મ ઓ પ્રભુ! પ્રભુ! તું તો દયાનો સાગર! તને આ શું સુઝ્યું? પાપીઓ તારા રાજમાં સુખ ચેનમાં ફરે ને બિચારા સરોજ જેવા નિર્મળ બાળક પર આ તે શો જુલ્મ! ક્ષમા કર! પ્રભુ! ક્ષમા કર! બિચારો સરોજ તેના નિત્યકામમાં રોકાયો હતો. તેને બિચારાને ક્યાંથી ખબર કે ત્યારે માટે સાવકી માતા અહીં જુદુંજ નાટક ભજવી રહી છે. ભાઇ!

ભાઇ શું કહું.

સૌભાગ્યના શિરતાજ મારો સાઠની વયના હતા,
ત્હોયે મું મ્હોડે "પતિશ્રી" મ્હે પછી માન્યા હતા.
બાળા વરસ હું સોળની, હસતી જતીતી સાસરે.
અજ્ઞાન હું સંસારથી શું મર્મ ના જાણું અરે.

લગ્ન એટલે શું ? એનું મને હજુ ભાન નહોતું. કારણકે સરોજનેજ ચાહતી હતી. એટલે મને સ્વાભાવિક રીતે તે તરફ મન જતું. એટલે મેં એક પત્રિકા સરોજ પર પૂર્વના શિરનામે લખી. તેમાં મેં સર્વ હકિકત વિસ્તારથી લખી હતી. પાંચ છ સાત દિનમાં તેની પુનઃ પત્રિકા આવી. તેમાં તેણે એવું લખ્યું હતું, કે,

ચંદ્રિકા ! તારો, પ્રેમીને સુખદ પત્ર મળ્યો. સ્વાર્થી માતપિતાઓને આખરે એવુંજ ગમ્યું તેમાં તું પરાધિન શું કરે ! કદાચ તું મારા પ્રેમની ખાતર મૃત્યુ પસંદ કરત પણ આપઘાત કરતાં જો પકડાય તો ઉલ્ટી સરકાર ફજેતી થાય પુનર્લગ્ન રૂઢિ આપણી ન્યાતમાં નથી. એટલે હવે તું મને ભુલી જજે. ક્રાવે તેમ હોય પણ હવે તારી ફરજ તારા પતિની સેવા કરવી એ છે અને તેથીજ કહું છું કે દેહથી વરેલા પતિ સાથે ભાવે કે અભાવે આનંદથી વિહરજે.

ચ્યવન ઋષિની જેમ સુકન્યાએ સેવા કરી હતી તેમ તારે હવે સેવા કરવી રહી. સુકન્યાએ જો કે અટકચાળાથી દુઃખ વ્હોર્યું હતું. તારે યે સ્વાર્થી પિતાને સાવકી માતાને લાધ સહન કરવું રહ્યું. વધું હું શું લખું ?

તું મને ગૃહસ્થાશ્રમમાં લિપ્ત થએલો જોવાને માગે છે તું (ચંદા) લખે છે કે "મારે લીધે સરોજ હવે દુઃખી થશો નહિ હું તમારી છું ને રહીશ" પણ એ મારે શીદને જોઇએ ? વિવાહ કરવાની મારી વાઞ્છના નથી જો તારા પિતાશ્રીએ તારું લગ્ન મારી સાથે કર્યું હોત તો હું તેમ કરત પણ હવે તો દૃઢ પ્રતિજ્ઞા કરી છે કે "કોઇપણ ઉપાયે સંસારમાં લિપ્ત ન થવું."

સ્ત્રી પુત્ર આદિનું પાલન કરવું અને આત્મીય જનોની રક્ષા કરવી એ સનાતન ધર્મ છે ખરો પણ મારા માટે તે નથી.

તું લખે છે કે 'સ્ત્રી' રૂપી સાથી વિના જીવનમાં દિનો વિતાડવા એ પણ ઘણુંજ કષ્ટદાયક થઇ પડે છે" ચંદા તારું કહેવું યથાર્થ છે. પણ લગ્ન કરવા જેટલા પૈસા મારી પાસે નથી. ક્રાવે તેમ મને હવે ગમતું નથી. તારા પિતાશ્રી જેવા જયાંસુધી સંસારમાં વિહરતા હશે [illegible] ઉદ્ધાર થવો મુશ્કેલ છે.

ફાયદા. આદીનો [illegible]નીજ ફરેજ હું રાખું છું. કારણકે ગૃહસ્થાશ્રમના બંધનથી હું બંધાયલો
મારે બીજુ કોણ [illegible]છી પણ ગૃહસ્થાશ્રમી થવાની મારા મનમાં ભાવનાં થતી નથી. મને સર્વ
'ચંદા ! વહાલી ચંદા [illegible]ગે છે. તેથીજ દેશસેવાના વિપથુક્ષેત્રમાં વિહરવાની મ્હત્વાકાંક્ષા થાય
તારું કહ્યું પણ તારા [illegible]રો નિશ્ચય હું દૃઢ કરી શકયો છું. બસ. લી૦ તારો સરોજ
હૈયું કરી તે ચાલ્યા [illegible]કા વાંચ્યા પછી હું મારા સાઠ વરસના શિરતાજને પતિ પ્રમાણે ગણવા
સમયમાં સરોજનો પત્ર [illegible]થી સેવા કરવા લાગી. સરસ્વતિચંદ્રમાં મેં વાંચ્યુ હતું કે "કુમુદ ઘણુંયે
ઉભરાતી હતી ભાઇ ! એ [illegible]સ્વામી સાચા" પણ તેનાયે મગજમાંથી સરસ્વતિચંદ્રનું ભૂત ખસતું
બે ત્રણ વાર વાંચી નાખ્યો હું [illegible]ાથે બાળપણથી રમ્યા જમ્યા ને ખેલ્યા ને રહ્યા તેની સાથે
હજુયે સાંભર છે ! ભાઇ ! તમે [illegible]પ્રેમ થાય ? ભાઇ કહો ! કહો ! "રસ ઐકયતા વિણ મન
ઘાટીલા અવયવવાળો હતો. [illegible]
હશે ? ક્રાવે ત્યાં હોય [illegible]

હરિગિત.

મમ લગ્નને બે માસ થતાં, વ્હાય લાગી સાસરે;
ડોસા પતિ પ્હોંચી ગયા. આવી પિતાને આસરે.
ચંદ્રક ચુડી ને ચોટલો...સૌભાગ્યના ચિહ્ન ગણાય છે
ઓ ભાઇ! હરિ લીધા, નિષ્ઠુર થઇ દુર્ભાગ્યએ

હું મને પોતાને ભાગ્યશાલિની માનવા લાગી કે સરૂં થયું! સરોજની માફક હું વૈધવ્યવ્રત પાળી બ્રહ્મચારિણી રહું. પણ સંસારમાં તો આપ જુઓ છો ને? એક દિવસે કંઇક મિઠાઇ મેં ખાવાને માટે માંગી ત્યારે, તેણે

હરિગિત.

લપડાક મારી એક રાતીચોળ મેં આંખો કરી,
માતા વદ્યા "શું બોલશે આવું કોઈ ફરી?
માટી મુઓ ત્હારો હવે, ક્યાં જાય માને સાસરે?
ફુટયું કપાળ હવે બધા. આ ચેન ચાળા શું કરે?
વિધવા થઇ તું વેઠ તારા કર્મમાં મ્હોટી હવે,
ઘર કામ કર, ખા રોટલો, સુખ સ્વપ્ને તો પેલા ભવે."
સમજી પછી હું વાતના એ મર્મને, મમ કર્મને,
પાલન કર્યો છે યથેચ્છ મેં વિધવા ધર્મને.
દ્રઢતા ધરી ગાળ્યું જીવન, મહિઅર વિષે મેં વેઠમાં;
પણ હાય! સૂકો રોટલો ખુંચ્યો વિધિના પેટમાં.
આધાર જીવનનો જરા! શતપ્હાડ ત્યાં સંતાપ ના,
હે વિધાતા! શું જોઇએ પણ શુળ ખુંચે આંખમાં?
માતા નવિનો લાડકો સંતાન તે સ્વર્ગે ગયો,
પગલાં નઠારા આ રાંડના, આરોપ મારાપર પડયો.
"માત" કહ્યું મેં એ વાત સરજનહારના છે હાથમાં,
બાળો વધારે ના હવે પ્રજળી રહી પરિતાપમાં.
ત્યાં તો ભયંકર ગર્જનાની સાથમાં વૃષ્ટિ થઇ,
વિજળી પડી આકાશથી આ ચંદ્રિકા ભિંજાઇ ગઇ.
જલ્લાદની ઝાલીમ એ તરવારથી હું છુટવા,
મોહક મજા મૃત્યુ તણી મેટી સહર્ષે લુટવા;
ન્હાસી અને આવી અહીં એ બાઇ આપે જોઇ છે,
હિમ્મત સહનશિલતા હવે મારા હૃદયે ખોઇ છે.
ઓ ભાઇ! મરવા દો મ્હને, સંસાર મારે ઝેર છે,
જીવન જરા વહાલું નથી.. કર્મભાગ્ય કાળો કેર છે.

(૨૪)

તેની કરૂણકથની અહીં પુરી થઇ. મેં તેને કહ્યું "ચંદ્રિકે મને નહિ ઓળખ્યો? તું મને ઓળખતી નથી? બનવા જોગ છે ચંદા હુંજ તારો પૂર્વ પરિચિત સરોજ. જો તેજ હું છું કે નહિ? ચંદ્રિકા એ ધિમે રહી ઉત્તર આપ્યો "કોણ? સરોજ. પરન્તુ હું......ચંદ્રિકા આગળ બોલી શકી નહિ. તેનો કંઠ રૂંધાઇ ગયો. આંખોમાંથી અસ્ખલિત અશ્રુ પ્રવાહ વહેવો શરૂ થયો.